27203




## પ્રતીક્ષા ☐ અનિલ જોશી

વર્ષાદ તો ક્યારનો રહી ગયો રે આ તો વરસે છે લીલુંછમ ઝાડ, મારા બાલમા !
પીળક તો ક્યારનું ઊડી ગયું રે હવે ટહુકે છે લીલીછમ ડાળ, મારા બાલમા !
ખોળો વાળીને ઘર વાળતી રે ધીમા તાપે ચડાવીને ભાત મારા બાલમા !
સંજવારીમાં કેમ કાઢવાં રે પડ્યાં ઓસરીમાં ચાંદરણાં સાત, મારા બાલમા !
કાને માંડી મેં જરીક ડાળખી રે તિયાં સંભળાતું ઝીણકલું પાન, મારા બાલમા !
પાંપણના ઉંબરા વળોટતા રે જુઓ, સૂરજમુખીના પીળા વાન, મારા બાલમા !
ટેબલ તોડીને ભાગ્યું લાકડું રે અરે, લાકડું તોડીને ભાગ્યું ઝાડ, મારા બાલમા !
બેડાં લઈને જેવી નિસરું રે તિયાં પાણી તોડીને ધોડી પાળ, મારા બાલમા !
ઓસરીએથી ગઈ ફળિયે રે પાછી ફળિયેથી ઓસરીએ ગઈ, મારા બાલમા !
પૈડાં બેસાડી ધક્કા મારજો રે સૂની વેળા ગોકળગાય થઈ, મારા બાલમા !
વાયરો આવે ને ફૂલ ઝૂલતાં રે જેમ કાનમાં ઝૂલે છે એરિંગ, મારા બાલમા !
પાથરણાં કેમ કરું પંખ્યનાં રે હું તો થઈ ગઈ સરગવાની શિંગ, મારા બાલમા !
અહુર થાશે તો ચેશ ઓરડી રે તારા હાથમાંથી સંચોડી રેશ, મારા બાલમા !
મેળવણ નાખીને દૂધ મેળવ્યાં રે અરે, મેળવતાં ભૂલી ગઈ પ્રાસ, મારા બાલમા

## ઍરોડ્રામ ☐ સીતાકાન્ત મહાપાત્ર ☐ ભોળાભાઈ પટેલ

આકાશથી ધરતી
ધરતીથી આકાશ
વાદળની ક્લાન્ત લહેરખી
તગતગતો રૂપેરી તડકો
ખંડખંડ નિસ્તબ્ધ આકાશ
ખાલીપાના નિરુદ્વિગ્ન પ્રદેશમાંથી
નીચે દેખાય ગૌચર
પરિચિત નદીની છાતી
ધોળી રેખા, ભૂરી રેખા
ધોબીઘાટે સૂકવેલાં કપડાંની લહેરખી
હીંચકે ઝૂલતી ગ્રામકન્યા
હળથી ઉખેડેલી માટી
નણંદના કેશ ગૂંથતી ભાભી.

દૂરથી નજીક
નજીકથી દૂર
બોખા મોંએ બોલતું ઍરોપ્લેન
બપોરની તળાવડીમાં રૂપેરી માછલી
તડકામાં નહાયેલું વૉર્નિશ કરેલું આકાશ
ઍરોડ્રામ પાસેનું ગામ નયનજોર
રાતમાં સ્વર્ગેથી પાછો આવતો ચૈત્રરથ
લાલલીલી ચમકતી રોશની
ગૃહાગમન દૂર યાત્રાઓથી
પાછો આવતો વિહાયનો અનાહત સ્વર

દૂરથી નજીક
નજીકથી દૂર
અધૂરી વ્યગ્ર શોધ
અહીં નથી, ત્યાં નથી

અતલ નિદ્રામાં નથી
ભયંકર ચેતનામાં નથી
જીવન અને મૃત્યુમાં શોધતાં
સ્વપ્ન અને જાગરણમાં શોધતાં
છેલ્લે રહે છે ખાલી
અંકુરિત ક્ષણોની અતૃપ્તિની છાયા
ફેરો ફરી સૂર્યપથમાં
તડકામાં તગતગતા
ઈથરના ખાલી સરોવરમાં મેઘજહાજ, અંત ક્યાં?
પથનો અંત ક્યાં?
આકાશથી ઓળખાતી ધરતી
ધરતી પરથી ન ઓળખાતું આકાશ

## ફૂલ અને ફોરમ □ માધવ રામાનુજ

ફૂલ તો વળી બાગ મૂકીને ફરવા ચાલ્યું-જાય,
ફોરમ એને ખોળવા ભમે, આકળવિકળ થાય!

ભમરો પૂછે, કળીઓ પૂછે: પાંદડાં રહે ચૂપ;
ડાળીઓ એવી બ્હાવરી—જાણે ખોઈ નાખ્યાં હોય રૂપ!

ફૂલ તો વળી બાગ મૂકીને ફરવા ચાલ્યું જાય!
ફોરમ એને ખોળવા ભમે આકળવિકળ થાય!

ઝીણી ઝીણી પગલી પડે ફૂલ તો ચાલ્યું જાય,
પડછાયામાં પાંખડી એની પાંખો જેવી થાય!

આંગણે નેહાબેન ઊભેલાં જોઈને રાજી થાય,
હરખમાં ને હરખમાં કાંઈ, આંખો મીંચી જાય!

વાળ તો એવા લહેરાતા હોય: ફૂલને ગમી જાય!
સાવ ધીમેથી ઠૂઠકો મારી ફૂલ એમાં છૂપાય!

ફૂલ નેહાને એકલી મૂકી ક્યાંય હવે ના જાય,
ફોરમ એને ખોળવા ભમે આકળવિકળ થાય!

શિક્ષણ ☐ વિપિન પરીખ

નાનો છોકરો
પણ તેથી શું?
ચાલુ ટ્રેને કેમ ઊતરવું, કેમ ચડવું
એણે શીખવું જોઈએ.
અને
બસ આવે કે તરત
અનેક માણસોને ધક્કા મારી
દફતર સાથે અંદર ઘૂસતાં
એને આવડવું જોઈએ.
ટ્રાફિકના સિગ્નલ પર લીલી લાઈટ થાય
અને ભરૂર્ ભરૂર્ કરતી ગાડીઓ ધડાધડ તૂટી પડે
તે પહેલાં સામી ફૂટપાથ પર અચકાયા વગર દોડી જતાં
એને શીખવવું ન પડે!
હવે આ ગામનો રસ્તો નથી કે
પીપળાના વૃક્ષ સાથે અડપલાં કરતાં કે
રસ્તે મળેલા બિલાડીના કાબરચીતરા બચ્ચા સાથે
રમતાં રમતાં એ નિશાળે જઈ શકે.
છોકરો નાનો છે તેથી શું થયું?
એ મુંબઈમાં જન્મ્યો છે
એને આટલું તો આવડવું જ જોઈએ.

કિંમત–Investment–ડહાપણ ☐ વિપિન પરીખ

લોકો વતનની માટી ખોબામાં લઈ
નાહક ધ્રૂસકે ધ્રૂસકે રડતા હોય છે.
અમે તો
સારો ભાવ આવતો હતો તે તક ઝડપી લઈ
ગામનું ઘર વેચી
પૈસા રોકડા કરી લીધા.

માણસ જેટલો મોટો □ સુનીલ ગંગોપાધ્યાય □ નલિની માડગાંવકર

માણસ જેટલો મોટો થવા ઇચ્છતો હતો
એનાથીય વધારે એ પોતે જ મોટો છે
પર્વત પાસે જઈને માણસે પહેલાં નમાવ્યું
હતું માથું
પછી પર્વત શિખર પર ચડી
કાપુરુષ તરફ કર્યો હાથનો ઇશારો!
માણસે સમુદ્ર પર લખી
હજારો વંદના!
અનન્ત પદવી આપી કર્યું
મોટું સન્માન
પછી ચપટી વગાડતામાં સમુદ્રને કર્યો
આ પાર પેલે પાર
પોતે જ અસીમ બનીને સાગરને આશ્ચર્યચકિત કર્યો!
માણસ જેટલો મોટો થવા ઇચ્છતો હતો
એનાથીય વધારે એ પોતે જ મોટો છે.

સુરેશ–ગતિ □ સુન્દરમ્

સુરેશે શું આપ્યું ? નયન પર ચશ્માં ગજબનાં
ચડાવી, ફરી દૃષ્ટિ ક્યહીં ક્યહીં કશી પ્રેરી જ રહ્યો,
ગયો એ ક્યાં ના ના ? જન જન ઉરે એ જઈ ખડો,
ટકોરા દેતો કૈં, નમન કરતો એ લળી લળી.

અને ખાંધી લાવ્યો ગગન થકી કૈં બાથ ભરીને
કશા રંગો, કેવા પવન, નભનાં વાદળ કશાં,
અને રોપી નીચે સુરસદનનાં બીજ કંઈ કૈં,
રહ્યો તે સંવર્ધી બહુ જતનથી સિંચન કરી.

હવે એને ઊંચો કરશું ક્યમ્ એ ઝૂકી ઢળતો
બન્યો વાંકી કેડે બસ નિરખતો મિટ્ટી કણને,
ઘણું વીણી વીણી નિજ લઈ ભરે ઝોળી, સહુને
કહે : માગો : આપો ઘણું ઘણું, રચી દેઉં 'કવિતા'

ભમંતો ભૂગર્ભે બહુ બહુ, પછી એ સ્થિર થશે,
સમાધિ સાધી એ અકથની કથા પૂર્ણ કથશે.

## લાઇબ્રેરીની વચ્ચોવચ ☐ સુનીલ ગંગોપાધ્યાય ☐ નલિની માડગાંવકર

લાઇબ્રેરીની વચ્ચોવચ એક મૃત્યુ
અત્યંત જીવંત બનીને સૂતું છે
આટલી મૃતમનીષાઓની વચ્ચે પેલું રહ્યું એક
ચતુંપાટ શરીર.
હજી પણ ઉષ્માભર્યું, હોઠ પર કૉફીનો બદામી સ્વાદ
આંગળીમાં દીર્ઘાયુ-વીંટી,
નખમાં થોડોક મેલ
એ જ હાથે સ્પર્શ્યો હતો અનેક શતાબ્દીઓનો ઇતિહાસ
અત્યારે નશ્વર થઈને પડયો છે, હવે કંઈ નથી!
બધું પતી ગયા પછી સ્તબ્ધતા બારી પર બેસે....
તડકો ટૂંટિયું વાળી દે છે, પાંખો ફફડાવતો આવે
છે લાંબો પ્રહર
પાંચમા વૉલ્યુમમાંથી ત્યારે
દેકાર્તને બોલાવી ત્રીજો ચાર્વાક કહે છે
ચીરી નાખો બધાં તત્ત્વો,
આ છોકરાએ બતાવી દીધુ છે કે
ઇચ્છામૃત્યુ કેટલું
માથું ઊંચું રાખીને ચાલ્યું જાય છે.
જમણી બાજુની શેલ્ફ પર બેઠેલા નીત્સે સમર્થન
કરે છે, બરાબર છે, બરાબર છે, બરાબર છે.

## હવે હું ☐ સુનીલ ગંગોપાધ્યાય ☐ નલિની માડગાંવકર

હાથની મુઠ્ઠીમાં હતી એક ખાસ્સી મોટી નદી.
નદીમાં હતો મારો બાળપણનો ભય,
ભયની પાસે સરળતાનો બગીચો અને મહેલ,
ખોવાઈ ગયું,
બધું જ ખોવાઈ ગયું!
નદી પણ નથી, ભય પણ નથી, કયાં ગયુ એ
જંગલથી ઘેરાયેલું ઘર?
હવે હું માણસ છું, હું એક કઠોર માણસ!

મકરન્દ મિતાઈ ☐ નલિન રાવળ

યાદ છે તે દિ?
મકરન્દ મિતાઈ!
રણઝણતી ચાંદની રાતની વેળા
ફોરતાં આભે ફૂલના થોકેથોક ખીલેલા
છંદના ખુલ્લા શઢ મેલીને કાફલા
એ કિનખાબી આપણા કાવ્યના કેવા!
શબ્દના મહેરામણે માઝમ ડોલતા
મોજેમોજમાં સડસાટ જતા'તા
પ્રાણ હિલોળે ઝગતા ઝાઝા છોળમાં ચગ્યા
મોતી આતમનૂર રસેલાં
યાદ છે?
યાદ છે તે દિ?
મકરન્દ મિતાઈ!

☐ માલા કાપડિયા

થોડાક દિવસ
સંગોપી રાખવી છે મારે
મને પોતાને
તારા વિરહના કોશેટામાં
તને મળ્યા પછી
વસંતપંચમી જેવી આ આંખો
ટહુકયા જ કરે છે.
મારે એમાં આંજવું છે
આષાઢનું આકાશ!
કિલકિલતા હોઠને
મૌનના દોરાથી થોડા ટાંકા મારવા છે.
આંગળીઓને ટેરવે ખીલેલી
તારી ચૂમીઓને
મારા એકાંતમાં રોપવી છે.
સાચું કહું,
મને પોતાને જ લાગ્યો છે મારો થાક.
મારી એકલતાનો
તારી એકલતાથી ભાગાકાર કર્યા પછી
કયાં રહ્યું છે કશુંયે શેષ?
એટલે જ
આ થોડાક દિવસમાં
મારે કરવો છે મારો કાયાકલ્પ
તારા વિરહથી
મારા નિઃશેષને માંજીને
પ્રગટાવવો છે નવો સૂર્ય:
તારા માટે!

કવિતા

ગઝલ □ બરકત વીરાણી

મારે એની સાથ પરિચય જો કે થોડો થોડો છે,
કાળજડામાં એને કાજે કિન્તુ કોડ કરોડો છે.

ઓસડથી એ મટે નહીં ને ઘામાંથી એ ઘટે નહીં,
મારે હૈયે વણરુઝાતો એવો પણ એક ફોડો છે.

તારે મારે બંધન છે, પણ બંધન સરખાં જ નથી;
મારો કંઠ રૂંધે છે રજ્જુ, તારે કંઠ અછોડો છે.

ગૂંચ ઉકેલાઈ ગઈ છે સઘળા અંતે એના મસ્તકની,
વીખરાયેલા વાળ નથી, પણ વાળેલો અંબોડો છે.

શ્વાસ અને ધબકાર અમારા સઘળા છે એના મણકા,
એનું નામ અમારી માળા, એની યાદ અંકોડો છે

એની શેરીમાંથી મનવા, ચાલ હવે નીકળી જઈએ;
એની શેરીમાં આજે તો કોઈનો વરઘોડો છે.

એ કરવટ બદલે છે, એ છે રાત દિવસ જગનાં બેફામ,
જન્મ, જીવન ને મૃત્યુ એ તો અંગ મરોડો છે.

ગઝલ □ બરકત વીરાણી

મળ્યો ના સાથ મારાં આંસુને પાલવ કિનારીનો,
વિવેક એણેય ના રાખ્યો હવે તો સારાસારીનો.

હૃદય, ના બાંધજે બેચાર પૂરતી હદ મોહબ્બતની,
કે એ સરિયામ રસ્તો છે બધાયે રાહદારીનો.

પ્રણય ને રૂપ એ તો થઈ હવે ગઈ કાલની વાતો,
છે આજે તો જમાનો વાસનાઓનો, વિકારીનો.

વગાડો તો વીતેલા સૂરનો એ સાદ તો દેશે,
ફરું છું હું તૂટેલો તાર લઈ મારી સિતારીનો.

જગતને જોઉં નહિ એવી રીતે મેં બંધ રાખી છે,
પરંતુ શું કરું ? તૂટી ગયો છે કાચ બારીનો.

ઘવાયો છું, હવે ઝાલ્યો નથી રહેવાનો કોઈથી,
કરું છું હું જ ખુદ પીછો હવે મારા શિકારીનો.

ભલે ઊતરું કબરમાં, પણ મજા તો લઉં જનાજાની,
મળ્યો છે માંડ મૃત્યુ બાદ આ મોકો સવારીનો.

ગયા દિવસો, દવા કરતો હતો બેફામ બીજાની,
કરાવું છું ઇલાજ આજે હવે મારી બીમારીનો.

ઓ કલકત્તા □ સ્વદેશ ભારતી [ ] નિરંજન સરકાવાલા

(હિન્દી કવિતા)

ક્યારેક સમય લખતો હતો
તારા મસ્તક ઉપર
ગુલામીની શાહીથી કાળું નસીબ
અને તું
અંગ્રેજી બૂટની ઠોકર ખાઈને
ડૂસકાં ભરતાં, રોતાં
શોષાતું હતું અંદર ને અંદર
અશક્ત, અસહાય, નિરુપાય.
તારી છાતી ઉપર
પસાર થતી હતી
રાયબહાદુર, રાયસાહેબ, ગોરાસાહેબની
આડ-આડ ઘોડાની બગીઓ
અને તું
હૃદયના કોઈ ખૂણામાં
પોતાની ફાટેલી જિંદગીને
વૃદ્ધ આંખોથી સીવતો
અપંગ જીવન જીવતો
વેંઢારતો રહ્યો અસંમાનિત ઇતિહાસનો પહાડ
છાતીમાં છુપાવી પોતાની તૂટેલી તસ્વીર
કલકત્તા! ઓ કલકત્તા!!
ક્યારેક સમય લખતો હતો
તારા મસ્તક ઉપર
ગુલામીની શાહીથી કાળું નસીબ
તેં જોયા છે ઘણા બધા ઉતાર-ચઢાવ
રાજા-રાણી, યુદ્ધ, દુકાળ, હત્યા, આત્મહત્યાઓ
તેં જોયો છે ઝડપથી વધતો
અંગ્રેજી સામ્રાજ્યનો ફેલાવો

અને પોતાના કરુણા–વિહ્વલ હાથોથી વહેંચ્યાં છે તે
યંત્રણા, પીડા અને દુઃખની ચાદરમાં
અસંખ્ય બલિદાનની વાત! અને
પછી એ જ હાથોમાં
પ્રતિજ્ઞાબદ્ધ હાથોમાં
મશાલ લઈ
હિન્દુસ્તાનનું માથું ચૂમ્યું આશીવાદ આપ્યા
મુક્તિનો રસ્તો દેખાડયો.

કલકત્તા! ઓ કલકત્તા!!
તું સમજે છે સારી રીતે
કે સમયનું પૈડું જ્યારે ઘૂમે છે
તો રૂંધી નાખે છે માણુસના ક્રૂર અત્યાચાર
અને વર્તમાનને કાં તો કચડી નાખે છે
અથવા આશ્રયની શોધમાં ભાગે છે.
તું જાણે છે
સમય અને ઇતિહાસનો છંદ,
પેટ અને મસ્તકની રાજનીતિ
ઓળખે છે—
પોતાની માટીની ગંધ.

મહિનાના છેલ્લા સપ્તાહે
જ્યારે મધ્યમવર્ગનાં પૉકેટ તંગ હોય છે
મગજની આસપાસ ઘૂમે છે સમસ્યાઓ;
રેશનની, ભાડાની,
તેલ, લાકડાંની,
જ્યારે સાંજ ઉદાસ વીતે છે
એને ચા, કૉફીઘર, રેસ્ટોરાં, બાર, થિયેટર
પોતાની ચારે તરફ વેરાન પડદો
તાણી લે છે. જ્યારે

આઠ હજાર સ્ત્રીઓ શોધે છે
પોતાના શિકાર
મહાનગરના જનરવમાં. ઘેરા સન્નાટાની આરપાર
વેચે છે પોતાની ઇજ્જત. પોતાની કિસ્મત
વિક્ટોરિયા મેદાનમાં, લેક
અથવા હુગલીના કિનારે એકાંતમાં
ઝાડની નીચે અથવા અંધારા ભોંયરામાં!
જ્યારે જીવન રેસના ઘોડાની જેમ ભાગે છે
ત્યારે તું 'શહીદ મિનાર'થી ચીસો પાડે છે સન્નેપાતમાં
અંધારાનો મૌન સાથે કરાતો પરિચય
દેતો નવો પ્રકાશ
નવો સંદેશ
પણ તારો સંદેશ લેમ્પપોસ્ટનું તેજ હોય છે
જેને કોરપોરેશનનો જમાદાર રોજ સાંજે સળગાવે છે
અને સવાર થતાં જ બુઝાઈ જાય છે.

કલકત્તા! ઓ કલકત્તા!!
તું દરરોજ મરે છે
અને ફરીથી નવી રીતે જીવતું થાય છે
લડે છે અસ્તિત્વની લડાઈ
રચે છે નવા-નવા મોરચા
દુર્દિનના વિરુદ્ધ સંગ્રામ કરે અને
નવા-નવા યુદ્ધોમાં ફસાતું જાય છે
લોકો તને સંકુચિત કરે છે
અને તું દિન-પ્રતિદિન ફેલાતું જાય છે
દૂર-દૂર વધારતો પોતાનો વિસ્તાર
નવું જીવન બદલતા
સવાર-સાંજ
ક્યાંક વીતરાગી બન્યો બીટલ સ્વરમાં
ગાતો હરે રામ હરે કૃષ્ણ

અથવા બનાવતો દુર્ગા, કાળીની અનોખી પ્રતિમા
કરતો 'ભક્તિભાવ'થી પૂજન-સ્તવન
અને પછી એ પ્રતિમાને
'હુગલી'ના પ્રવાહમાં
કરી દેતો વિસર્જન.

ક્યાંક પીતો ભાંગના ગોલા
બોલતો 'જય બાબા ભૂતનાથ, જય બમ ભોલા'
ક્યાંક દેતો પ્રવચન બદલી અંચળો
મહાત્મા, સાધુ, નિરંકારી, નિરાહારી.
ક્યાંક પીતો જામ પર જામ
ઝૂંટતો પાકીટ
મારતો છરી, કરતો હત્યાઓ
નશામાં પાગલ ભાગતો બેહોશ
કરતો બળાત્કાર
ખુલ્લો સંભોગ
આ ફૂટપાથ, તે ફૂટપાથ, અંધારી ગલીઓમાં ભટકતો
ઝીલતો ભયંકર રોગ
કણસતો અને
કોઈ હોસ્પિટલની સીડીઓ પર
દમ તોડે છે. પરંતુ
એક એકમ ધ્વંસ થતાં જ બીજી બદલી લે
નિર્માણ કરે નવી રીતે
પોતાના અહમની પાડી ઇમારત.
રોજ ખેલતો નવું નાટક
અને દરેક દશ્ય પછી
વર્તમાનના એકાંતમાં
અતીતને ખોદે છે
ભવિષ્યની સુરક્ષાના નવા સેતુ ઘડે છે.

કલકત્તા! ઓ કલકત્તા!!
તું જેટલા જીવન જીવે છે
એટલા જ મોતે મરે છે
તને મારવાનો જ્યારે પણ પ્રયત્ન થયો છે
તું બચી જાય છે!
તને ડુબાડવાની કોશિશ થઈ—
તું 'હાવડા પુલ' બની ગયું
તારા શરીર પર કેટકેટલાં સૂત્રો ચોંટાડવામાં આવ્યાં—
તેં તારા શરીરને ઉતારીને
'બડા બજાર'ના કચરામાં ફેંકી દીધું.
બૉંબ ફૂટયા. જેલથી નાસી છૂટયા
સરઘસ, સૂત્રો, અશ્રુવાયુ, ગોળીઓની વચ્ચે
આંદોલન કરતું રહ્યું
અસ્તિત્વને માટે કરતા સંઘર્ષ. સહન કરતાં યંત્રણાઓ,
લોકો આવશે, જશે,
દિવસ, વર્ષ, શતાબ્દીઓ વીતશે
પણ હજાર-હજાર વરસ જીવશે તું
નવા રૂપે, નવા વાતાવરણમાં
બનશે એક દિવસ એશિયાનો મુક્તિ-સૂર્ય
બંગાળી જાતિ રહેશે
હમેશાં તારી ચિરઋણી.
ઓ કલકત્તા!!
તેં બધાને કંઈ ને કંઈ આપ્યું જ
ભલે જીવનની નવી આશા
ભલે પ્રેમ, ભલે ઘૃણા.
ભલે મહેલ, અટ્ટાલિકાઓ, ભલે દુરાશા
ભલે ફૂટપાથનું અંધારું.
ભૂખ, આત્મહત્યા, 'હારાકિરી'.
અથવા વૃદ્ધ ભિખારણને
પાંચ લાખની લોટરી.

કલકત્તા ! ઓ કલકત્તા !!
સમય ક્યારેક લખતો હતો
તારા મસ્તક પર
ગુલામીની શાહીથી કાળું નસીબ
પણ આજે તું સ્વાધીન છે
તો પણ પોતાની જાતે પરાજિત
ઇતિહાસના અરીસામાં
જોતો રહ્યો પોતાની તૂટેલ તસ્વીર.

કીકીઓ આથમ્યા પછી.... ☐ સદાનંદ રેગે ☐ જયા મહેતા
(તેની આંખો જવા માંડી છે.)

આ બધું હવે બરાબર સંચિત કરવું જોઈએ.
આ આકાશ.... આ વૃક્ષોત્સવ....
આ હોડીઓ.... આ સમુદ્રોત્સવ....
આ કાળાડિબાંગ કાગડા....
આ ભૂખરી ઊડાઊડ કરતી ચકલીઓ....
આ હળદર પીતા બગલા....
આ ચોકલેટ ખાતી મેના....
આ ગૂઢ ગહન કિનારો....
આ વિચિત્ર તારો....
આ ફૂલો ચૂંટતી છોકરી....
આ ફૂલફૂલની દોસ્તી....
આ નમણી સવાર....
આ ઉદાસ ઉદાસ રાત્રિ...
આ પ્રતિપદાનો ચંદ્ર....
આ છાયા અંગેઅંગે....
આ બોરસલી....આ રંગોળી
કીકીઓ આથમ્યા પછી....
હું જ મંદિર....હું જ પાકોળી....

## ન્યાયાધીશ ☐ સદાનંદ રેગે ☐ જયા મહેતા

માય લૉર્ડ,
ગર્ભગૃહ વગરનું આ પથ્થરનું મંદિર
યૉર ઑનર,
ફૂટેલી કીકીઓની આ નેત્રબૅન્ક....
માય લૉર્ડ
કેવળ ખળખળાટ....કેવળ ખાબડા....
યૉર ઑનર,
ઊંધો લટકાવેલો ચામડી ઊતરડેલો બકરો....
માય લૉર્ડ,
કડક સેકેલું મસાલેદાર મગજ....
યૉર ઑનર,
શબ્દોના વૃષણને ફટકા મારનારા જેલર્સ...
માય લૉર્ડ,
સોયની અણી પર ચડતું-ઊતરતું માંકડ....
યૉર ઑનર,
કલ્પનો મલમ લગાડીને કેમ સારું થશે આ ખરજવું!
કોણે કોને ન્યાય આપવો...શા માટે આ કાવાદાવા?
માય લૉર્ડ,
પ્રલયની રાત પછી ફૂટતા પરોઢે
કોણ કરશે તમારી બેડીઓને પૉલિશ?
યૉર ઑનર,
પ્લીઝ ટેક યૉર ઇલેક્ટ્રીક ચેર...

દુઃખ ☐ સદાનંદ રેગે ☐ જયા મહેતા

મારું દુઃખ એટલે
અંધકારના કફન પરની નકશી છે.
મારું દુઃખ એટલે
વેદનાની ડાળ પરનું પક્ષી છે.
મારું દુઃખ એટલે
ચૂપચાપ મરી ગયેલી સાવિત્રી છે.
મારું દુઃખ એટલે
વૈશાખમાં બળતી ધરતી છે.
મારું દુઃખ એટલે
વ્યથાથી લખેલો પત્ર છે.
મારું દુઃખ એટલે
કદીયે પૂરી ન થનારી રાત છે.
મારું દુઃખ એટલે
કદીયે ન શમનારી ભૂખ છે.
મારું દુઃખ મારું
એકનું એક સુખ છે.

ગઝલ ☐ ભરત પાલ

ખાદરેથી પાળિયાની લાશ લીલી નીકળી,
વારતામાં વીરતાની લાશ લીલી નીકળી.

સાવ ભૂખો ડાંસ પાણી પી ગયો એ એટલું,
કે કિનારે સ્તબ્ધતાની લાશ લીલી નીકળી.

એક ઇચ્છાનું તણખલું હાથમાં આવી ગયું,
એ સહારે ડૂબતાની લાશ લીલી નીકળી.

શું નથી આપી રહ્યા આ વૃક્ષ આખા વિશ્વને?!
તોય લીલા લાકડાની લાશ લીલી નીકળી.

પાનખરમાં રોગ કમળાનો થશે એ બીકથી,
ભરવસંતે પાંદડાની લાશ લીલી નીકળી.

## હિજરતીને— ☐ રમેશ પારેખ

કિશોરવયમાં તમે છોકરી તરફ જોતા
એ કેવું છોકરા જેવું અને સરસ જોતા!

તમારી આંખ જે ચકલીનું ઈંડું થઈ જાતી
એ આંખથી જ તમે શહેરની ઝલક જોતા

પતંગિયાંઓ ગટગટાવી પી જતાં તમને
તમે તમારું પિવાવું ટગર ટગર જોતા

ફૂટ્યો 'તો તમને ગુલમહોરનો પ્રથમ ગુન્ચો
એ જીવસરસો દબાવી તમે સતત જોતા

રમેશ, મેઘધનુષ્યો તમારાં દોસ્ત હતાં
તમારી જાતને એનાથી ક્યાં અલગ જોતા?

☐ હરકિશન જોષી

ભાંગી પડેલા અશ્વને એનો અતીત છે!
આંખોમાં ક્યાંક ભીંજતી રસ્તાની પ્રીત છે!

છે બંધ હણહણાટ ને થાકેલી પીઠ છે
પગમાં પરંતુ આજ પણ ડાબાઓનું ગીત છે!

છૂટી લગામ, પેંગડા–પટ્ટા રહ્યા નથી
લાદે હવે ન જીન એ માણસની રીત છે!

મેદાન લીલા ઘાસનો વૈભવ લઈ ઊભાં
હારી રહ્યા છે શ્વાસ ને શબ્દોની જીત છે!

આલા બાપુ આવ્યા છે.... ☐ રમેશ પારેખ

આલા બાપુ આવ્યા છે, આવ્યા છે
સાથે શું શું લાવ્યા છે? લાવ્યા છે?

રાતી લબરક આંખો લાવ્યા
આંખોમાં અડસક્રો લાવ્યા
અડસક્રામાં રણુવટ લાવ્યા
એક શ્વાન પૂછકટ્ટો લાવ્યા, લાવ્યા છે, લાવ્યા છે
આલા બાપુ આવ્યા છે, આવ્યા છે....

મૂછભરેલું મસ્તક લાવ્યા
મસ્તકમાં એક ધાડું લાવ્યા
ધાડે ધાડે રૈયત લાવ્યા
થીગડિયું રજવાડું લાવ્યા, લાવ્યા છે, લાવ્યા છે
આલા બાપુ આવ્યા છે, આવ્યા છે....

સૂરજવંશી લોહી લાવ્યા
માલીપા ભડભાદર લાવ્યા
પગની ઉપર પેડૂ લાવ્યા
પેડૂ નીચે ધાઘર લાવ્યા, લાવ્યા છે, લાવ્યા છે
આલા બાપુ આવ્યા છે, આવ્યા છે....

ગબડાવેલું ગાડું લાવ્યા
એમાં ઓહો! દરસણુ લાવ્યા
પાંચ હાથની ડોળી લાવ્યા
એમાં ગધનું ઘડપણુ લાવ્યા, લાવ્યા છે, લાવ્યા છે
આલા બાપુ આવ્યા છે, આવ્યા છે...

બાકી તો બે બાહુ લાવ્યા
એમાં 'બાપો–બાપો' લાવ્યા
હચમચતો ગોકીરો લાવ્યા
લહલહ 'મારો–કાપો' લાવ્યા, લાવ્યા છે, લાવ્યા છે
આલા બાપુ આવ્યા છે, આવ્યા છે....

(પ્રકાશ્ય કાવ્યસંગ્રહ 'ખમ્મા, આલા ખાચરને ખમ્મા...'માંથી

બાપુ ધાગધાગા ☐ રમેશ પારેખ

બાપુ ધાગધાગા થઈ ગ્યા....

ગધનો રામલો લુવાર
સમજે છે શું એના મનની માલીપા?

હમણાં લગી જ્યાં તલવાર લટકતી 'તી
એ ખાલી ખીંટી પર

બાપુની રાતીતડક આંખ્યું ઠરી છે....

ભુજાઉંમાં 'મારી નાખું કાપી નાખું' માતું નથી....
ખસૂડિયું કૂતરું
પૂછડી દબાવીને ખૂણામાં ગોટો વળી ગ્યું છે....
બાબુનો રંગ આજ જુદો છે, બાપ....
ટાયડી હણહણવું ભૂલી ગઈ છે....
બગાસું કરડવું ભૂલી ગઈ છે....
ગઢમાં સોપો પડી ગ્યો છે....
ખાટલીનું વાણ બીકનું માર્યું ઝોળો ખાઈ ગ્યું છે....
આવી બન્યું છે આજ
રામજી લુવાર ને ટપુડાનું....
લુવાર આવ્યો'તો, કડદો કરવા, તલવાર્યનો.
તે બાપુને થયું મર્ય આવ્યો....
પરજા છે; આવે.

આટું સધારવા બાપુએ શું શું નહોતું કર્યું?
મર્ય રળે, ગરીબ જણ છે, આપણી રૈયત છે....
આવી રૈયત? આવી?
ઢંગધડા વગરની?
બજારમાંથી આવ્યો હશે સીધેસીધો, ગધનો
તે ખંભે ડુંગળીનો કોથળો.
લુવારના કોથળામાં શું ભલીવાર હોય?
ફોટલો જ હોય ને?
હતો.

તે એમાંથી પાંચસાત ડુંગળીયું ગઢમાં દડી.
ઈ તો બાપુ સાગરપેટા,
તે એને દડવા દીધી.
નહીંતર ગધની ડુંગળીનું શું ગજું કે દડે, ગઢમાં?
ખભે કોથળો ને કડદામાં ખંડેલી તલવાર્ય.
રામજી લુવાર ચાલતો થયો.
સામો મળ્યો ટપુડો, ટપુડો કોળી.
હાળો કયે : ભા, તારી ડુંગળીયું દડી ગૈ છ ગઢમાં,
બાપુ બથાવી જાશે....
રામજી લુવાર, ગધનો, જાણે દાતારનો દીકરો.
બોલ્યો : અરે, મર્યને બથાવી જાય,
પણ બાપુ ઈ ડુંગળીયું ખાશે શેની હાર્યે?
બાપુ બધું ય સાંભળતા'તા હો....
સડ સડ સડ સડ
કરતી સાડાત્રણ કરોડ રોમરાઈ અવળી થઈ ગઈ....
અરે, બે બદામનો ટપુડો ને
ત્રણ બદામનો લુવાર
આવું બોલી જાય એમ?
ડુંગળીયું ખાવી એ કોળા-લવારાનું કામ નથી,
ઈ નાનીમાના ખેલ નથી, ગોલકીનાવ....
આંખ્યુંમાંથી પલપલિયાં પડી જાય, પલપલિયાં....
સમરાંગણમાં ઝાટકા ખાનારના વંશનો રેલો,
છપ્પન ભાયાતુંના મોભ,
નવકુળનું નાક, આશા બાપુ...
એને ડુંગળી શી વિસાતમાં.......?
ખાધી.
તલવાર્યુંના ઝાટકા ખાતા હોય એમ ખાધી,
એક પછી એક ખાધી,

કાચેકાચી ખાધી,
લુખ્ખેલુખ્ખી ખાધી....
આંખ્યુંમાં રાતડી શેડ્યું ત્રણત્રણે છ્
નાકમાંથી ધુમાડા નીકળી રૂયા છ્....
બાપુ આખેઆખા ધરુજી રૂયા છ્....
બોલ્ય, લુવાર, બોલ્ય....
જોવાં છે વધારે આલા બાપુનાં પ્રાક્રમ?
કાઢવાં છ મર્દાઈના તાગ?*

---

(*પ્રકાશ્ય કાવ્યસંગ્રહ 'ખમ્મા, આલા બાપુને ખમ્મા...'માંથી)

## વૃક્ષ, હું અને ભીંત ☐ —જયન્ત પાઠક

લાખોની ખળખળ વસ્તી વચ્ચે
મારા ઘરને અડીને ઊભું છે આ ઝાડ
મૂળથી તે માથા લગી, એવું ને એવું
સુધર્યું નથી તલભાર!

હજીય એ વરસાદમાં
જાહેરમાં ઉઘાડે ડિલે ન્હાય છે
પવન જરાક અડકી જતાં
આદિવાસી કન્યાની જેમ કંપી જાય છે
અકળામણની ઘડીએ રસ્તામાં ઊભું ઊભું જ
ખરખર ખરખર રડી પડે છે
પંખીગીતો પીધેલી એની ડાળીઓ
જરાક મરડાતાં
દૂધ જેવી લાગણીઓ દદડી પડે છે

હું ઘરમાં, ઝાડ બહાર
અમને રોજ રોજ સાંભળે છે
અમારી વચ્ચે ઊભેલી ભીંત, જે
રોજ ખસી જવાનો મનસૂબો કરે છે!

## ☐ મધરાતે

મધરાતે ભાંભરેલો ચાંદો, ને મધરાતે
કાગવાની ચીસ ઊડી શામળી.
સોડ તાણી સૂતેલી આડાં કમાડ દૈ
વાલમે ઓઢાડી એને કામળી.

આથમતા સૂરજે અડવો જે પીપળો
ચાંદો ચકોર થતાં જાગ્યો.
કૂંણી, ગુલાબી એને કૂંપળ ફૂટી
પછી સોણલે પરણડીને પામ્યો.

મધરાતે મોરલાના ઘેઘૂર બોલમાં
મલ્લારી ચીસ મેં તો સાંભળી.
શે'રી દીવાઓ તો સાગરને તીર ઊભા
મેડીઓ ઊભરાણી ફાગે,
દેવઢીની જાળીથી ડોકાતી દેવકી
'ઊંવા ઊંવા', અંધારે ભાળે.

મધરાતે સુંખીનું જાગતું મસાણ
ને ઉંદરડા શોધે છે કાળવી.

૧૫–૪–'૬૮

## ☐ પીવને પૈણાવી દ્યો

આંગણું પોપટરંગી કેળ ને મા'જન લિંજો રે લોલ
લગનના બાજોઠાની ચો'પા'એ વવરાવજો રે લોલ
રાતબધી કેસરિયા આગશર લેશું
કે ઉપ્પર ગણપત ચીતરી દેશું
પણ કયો દસખત શેં કરી દેશું?
કે પિવને પૈણાવી દ્યો મા'જન
પીવને પૈણાવી દ્યો લોલ.
એક દીવાએ બબ્બે કારજ સરશે.
કે કાજળ એવું ખરખર ખડશે.
ડુંગર રાત મહીં એ પડશે
કે ચુંદડી દાટી દેશું મા'જન
માચલી દાટી દેશું લોલ.
ઓરડ એક પઢાવલ ઢેલ તે જાનડ લં જજો રે લોલ
કે જાનડ, ઢોલૈયા વર પોંખે—ગીત ગવરાવજો રે લોલ
પ્હોર ચડયે મીંઢળિયા ગોતી રે'શું
ભરબપોરે વડસાવતરી કરશું.
સાંજે ખાટે કાથી ભરશું.
માથે મૂરત ચીતરી મા'જન
પિવને પૈણાવી દ્યો લોલ.
હેંડ, હેંડ, હેંડ, રે કાગ કપાતા
થગલા કાં મોલે તું મેલે
કે પગલે મોભ તૂટે રે લોલ
અગનિયાં ગોતી લ્યોને મા'જન
ઢોલી ધમકાવી લો મા'જન ઝટઝટ પૈણાવી દ્યો મા'જન

૭-૮-'૭૧

## ☐ રણનું સ્મરણ

રણનું સ્મરણ, ઝાંઝવાં હરણ
રણમાં આરબ—ઊંટ ને દમામ—મ્હેંકતાં મરણ ! ?

ખરતી સૂરજરજ તે રેતી, ઊડતી રે'તી,
પડતી ક્યાંકને કો'કને ઢાંકતી, વાયરે વે'તી

રણપે ફરતું તંન ને ગળે મનમાં જામતું રણ
પાતળે બાવડે ઝપ્—ઝીંગોરા તરણ

ફૂટતો હાથિયો થોર, લાંબી ઊંટની લાંબી દોર.
ઘરમાં આવી રેત ને ઊભી ગામમાં રણની કોર.

ઊડતો સાંઢણીસ્વાર ને આભે કુંજ કલંગની હાર
લીલાછમ બેટ ને જલનાં ઝરણ.

૭–૫–'૬૮

## ☐ ઈજન

સુખપરા દરબાર રે આવજો, ઢોલિયો ઝમક ઝમક થાતો.
સુખપરા દરબાર તમારી વાંસલડીથી ઝમશે કાવો.

ઢોલિયો ઝાકળ ભીનો રે રાજા, મીંદડી બા'ર વિયાતલ રાજા,
સુખપરાના મારગ કોરે, દરિયા કેરું ઝાડ રે રાજા.

પગલાં ત્રોફી, ત્રાજવાં લીલાં, કેડીએ અગડ કાઢતી દોડી.
સુખપરા દરબાર રે મારો મોલ ગજાગુણ જલમ જોગી.

સુખપરા દરબાર તમારી સાયબી મેં તો અંતર વીંટી.
મૂલ મુંઘી મિરાંત હું લાયી મેડીએ મૂકી હોકલા ભેળી.

વાયરો રે અધરાતી આવે બાવનવીરની આંખ મસાણી,
બથ ભરેલી થાંભલી છૂટે સુખપરાના મોલમાં પાણી.

ગાયને ગવાર મેલશું, લાટજી, રાત રે ભેળા જાતરા જાશું
સુખપરા દરબાર તમોને ગજરામારુની વારતા કે'શું,
૨૦–૮–'૬૮

## ☐ રાવજી પટેલ જતાં

રામ, ખ્હોળા ખ્હોળા ગાલ્લાની જેમ કૂવામાં સૂતા રે.
રામ; શાવકાર ને લોખંડી ચળકતો અક્કડ, કટાયો દરવાન
શાવકારને ડૂંડાં લણતાં ના'વડ્યું.
ખ્હોળું ખ્હોળું ગાલ્લુ, રામ, પાછળ કોલાની ચીસો
ડૂંડાં કાપતાં દરોઈનો ઘા આંગળીએથી વ્હેતો વ્હેતો ઊંડે મા'જન
કટાયલો દરવાન ને તમે મા'જન, ઓળખું તમારી પોઠનાં ઊંટ ને ઘંવ
મા'જન પણ તમે કિયા ગામના?
સૂરત વલછાડ નરબદાના પૂર આણીમેર આણંદ નડિયાદ—
—થઈને ચાર ખેતરવા ઊતર્યાં પાર.
ભર્યાં દરોઈના આંગળીના ઘા ભેળા ચાલ્યાં ઊંડે ઊંડે
અલ્લાની કબર પર લોંકડી ચીસે, ચીસો કોલાની.
ફેડું કાંદાનાં છોડાં
ફેડું પોઠના ઊંટની ખાલ, ચક્કીમાં દળી નાંખું ઘંવ.
તોય રામ, માજન, શાવકાર, મોટા તમે કિયા ગામના?
શોધું એક અક્કડ આદમીનુ એડ્રેસ કાંદાના છોડ પર
ફેડું હાય રે,
"કાલ રાતે એક કવિત વિઆયુ'તું" ઊઠશું આવતી કાલે
વહેશે નરબદા આણંદ નડિયાદથી ચાર ખેતરવા ઊતરી આવી—
—આણીમેર જેમની તેમ
રેડિયો પરથી જેતી વહે છે ગીતમાલા તે ઘસશું ટૂથપેસ્ટ
પણ ના'વડ્યું અચ્છાળડાને ડૂંડાં—
ફોલતાં કપાસિયાનાં કાલાં.
૧૯–૮–'૬૮

□ પાતાલ-પ્રવેશ

અહીં,-જહીં મેં 'હું' 'હું' કેરું ગંજીફરાક ઓઢ્યું 'તું—
બની ગયું પાતાલ સહજમાં.
એ પાતાલે વીંછી જેવી આગ.
આગતણા પરપોટાઓ તો ઊડે જૈને બ્હાર.
મારામાં છે અત્તર કેરા પ્હાડ—એવું થઇ ઊઠ્યું ત્યાં
અત્તરપ્હાડે વીંછી જેવી આગ.
'હું' ને 'મારા' વચ્ચે જે એક મિલનદ્વંદ્વ યોજાયું,
એ તો બની ગયું પાતાલ.
ને જ્યાં ઓઢ્યું મેં ગંજીફરાક,
એ તો બની ગયું પાતાલ.
એ પાતાલ અડધિયાં મુજને જડબાં ચૈને ઘેરે.
અને પછી મારા મન માંહે દ્ધધરાજ ને આગતણાં ટોળાંઓ મૂકતા છુટ્ટાં.
એ દ્ધધરાજ તે અત્તરકેરા પ્હાડ.
અત્તરપ્હાડો આજુબાજુ આગતણા પરપોટા ચીપકે.
ને........

'એક્વેરિયમ'નાં પાણી માંહે માછલીઓ ડૂહોળાયા કરે.
મત્સ્ય તણાં ટોળાંઓમાં કો' દ્ધધરાજ, કો' આગ, કોઈ તો અત્તર કેરા પ્હાડ
માછલીનું ઘર પાણી.
ત્યાં આ કાચપેટીનું 'એક્વેરિયમ' છે શાને?
'એક્વેરિયમ' ઊંડું પાતાલ,
એ તો અતલ, ન આવે તાગ.
વાઘ—શરીરે જે પટ્ટાઓ, તે સઘળાયે કાચા,
ટપકેલા વરસાદે ભૂંસે જાતા,
પાતાલી અવકાશ વીંધતું વાઘ-શરીરના પટ્ટાઓને,
તુરત જ છે હૈ જાતા.
કદીક ધરતીકંપ....અને તૂટે પાતાળ....પછી હું છુટ્ટો!
મરી ગયેલાં પાતાળી જડબાંને સાગરકાંઠે ફેંકું,

પછી બનું હું છુટ્ટો!
પણ હમણાં તો આગતણાં હર પ્રહારથી હું હસું
હર પ્રહાર પે આંખતણી પેલી બાજુ છે રૂદન
અને આ તરફ સ્મિતના પુગ્ગા!
વચ્ચે અપારદર્શક આંખતણી દીવાલો માંહે ફરતી કીકી.
કીકી ફરતી, અનેક પાતાલોને નીરખે બાહ્ય દૃષ્ટિએ.
એ કીકીને કર્ણ,
જીભ સ્પર્શ ને શ્વાસ તણાં આધારે,
સ્મિતતણા ભરડાની વચ્ચે ઉંઘરેટાયું બની ગયું પાતાલ.
ત્યાં 'હું' 'મારું'ના પડઘા.
એ પડઘો જો તૂટે તો એના ટુકડાને,
એ તૂટે પાતાલ અરે, તો, એનાં બે જડબાંઓને હું
કબર-કબરમાં ક્રોસ ચિહ્નની સાથે
અરબ્બીસાગર કેરી પાર, અરે કો' કાંઠે,
દફનાવી દઉં.
૧૯૭૦

---

નોંધ: ભૂપેશનાં કાવ્યોમાંથી કેટલાંક અહીં રજૂ કર્યાં છે. જેમાં મુખ્યત્વે ગીતો છે. ૧૯૭૧ પછી ભૂપેશે ગીતો લખ્યાનું સ્મરણ નથી અને એમાંથી પણ પ્રગટ ખૂબ ઓછાં થયાં છે. ભૂપેશનું પ્રગટ કરવાનું વલણ ઠંડું ને જો મોકલે તો પોતાને પૂરેપૂરી સંતોષકારક લાગેલી કૃતિઓ જ. ત્યાં સુધી વારંવાર મઠારે. એ રીતે આ કૃતિઓ એના સર્જનનો એક તબક્કો માત્ર છે; પૂર્ણ નથી. કેટલાંક કાવ્યો તો રફ મુસદ્દા પરથી જ લીધાં હોઈ શબ્દ કે પંક્તિ અર્થ કે લયમાં બંધ-બેસતી ન લાગે તો પણ જેમ વંચાયું–વાંચવું શક્ય બન્યું એમ જ રાખ્યું છે. ક્યાંક ક્યાંક ઘસાઈ ગયેલા આછા દેખાતા લખાણને આધારે અનુમાન તારવી પણ બનાવ્યું છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી એ કલા અને સાહિત્યની સાર્થકતા વિષે સાશંક બનતો જતો હતો અને સ્પષ્ટ બનતો ગયો એમ એમાં વધું દૃઢ થતો ગયો તેથી કૃતિઓ પ્રકાશનાર્થે મોકલવાનું લગભગ બંધ કરેલું. છેલ્લા વર્ષમાં સર્જનાત્મક સાહિત્ય રચવાનું પણ છોડી દીધેલું અને ભવિષ્યમાં આ બધી કૃતિઓ પ્રગટ કરવાની દિશામાં એ નહોતો. એ તો અપ્રગટ રાખવામાં અને કદાચ ભવિષ્યમાં આ કૃતિઓ ક્યારેય પ્રગટ ન થાય એ દિશામાં હતો.

—ધીરેશ અધ્વર્યુ

(૧) સર્જન-સ્થિતિ વિષે ☐ અંજન સેન ☐ રતિલાલ જોષી

સર્જન પહેલાં

જળ-સ્થળ-તેજ-પ્રાણ કંઈ જ દેખાતું નથી
હિરણ્યગર્ભમાં ટૂંટિયું વળીને પડયા છે પ્રજાપતિ
આકાશ–મર્ત્ય એકાકાર છે
માત્ર એમનો હંસ અસીમ શૂન્યમાં ઊડી રહ્યો છે
તેઓ બહાર આવીને આકાશ અને પૃથ્વીની રચના કરશે
મહાપ્રલય બાદ આણશે પ્રાણ
ૐ
તે સાથે હિંસા પણ આણશે
પ્રલય પછી એક બીજા પ્રલયની
તેઓ તૈયારી કરશે.

સર્જન પછી

સમુદ્રમંથનમાંથી અમૃત નીકળ્યું હતું
દેવતાઓ પુષ્ટ થયા
દાનવની વધી ભૂખ.

ધાતુના ગૌરવે
ભાંગ્યો મેરુદંડનો મહિમા
આપણા પર મંડાયેલા છે દાનવના દાંત
માત્ર ચાડિયાના પ્રતિકારે
છે આશા પાકની.

તોય શિયાળાનો હંસ ઊડતો આવે છે
વસંતમાં કોયલ કૂજે છે
ચોમાસાનું પહેલું કદંબફૂલ ફૂટે છે
અને અપાર કાવ્યસંસારનો કવિ પ્રજાપતિ
વિશ્વવિવર્તનની ચિંતા લઈને
પડયો રહે છે ધૂળમાં
સૃષ્ટિકર્તા હસે છે.

સ્થિતિ

ત્રણ વિશ્વ ચંપાયેલાં છે ત્રણ પગથી
આપણે ભારથી લથડી રહ્યા છીએ
પહેલું વિશ્વ સોનાનું છે
બીજું વિશ્વ ચાંદીનું
ધૂળ છે ફક્ત ત્રીજા વિશ્વમાં
હાથમાં ઝોળી લઈને ભમવાનું.

સ્થિતિ આપ સ્થિતિના ઈશ્વર
                આપ અન્ન-વસ્ત્ર-આવાસ
અમે માણસની જેમ જીવી શકીએ—
                એ હતી મંત્રની માગણી
જવાબમાં એ વીંધે છે
ત્રીજા પગના નખથી.

(૨) કવિ

હાથ હવે હાલતા નથી
ચાલતા નથી પગ
આંખો એવી ઘેરાયેલી ન પૂછો
ડિલ એક જાતનું લાકડું
જેમાં ખીલી મારી નહિ શકાય.

ખડકાય છે ખડની ભારી કધોણિયા લૂગડાના લીરા
ઊડે છે વિચિત્ર સૂતર
હલ્યાચલ્યા વગર લાકડાનું પૂતળું
જે વાતો કરે છે
બસ વાતો જ કર્યા કરે છે.

पूर्वं गेहं परित्यजन् ☐ **बालमुकुंद दवे**
( गुजराती काव्यम् ) ☐ **अनु. जशवंती दवे**

पुनः पुनः सर्वं निपुणं निरीक्षितं बहुलं च लब्धम् :
जीर्णा शोधनी, दन्तमार्जनी अपि लक्सलेपस्तथा वै,
विवृता काचकूपी, पिच्चटपात्र, सेचनी छिद्रयुक्ता ।
भग्नं उपनेत्रं, 'क्लिपं' कुडुपं कीलकं सूचिसूत्रे
अपि च गृहीतं नामपट्टं नित्यं नु द्वारि स्थितम्
विपर्यस्तं कृत्वा, प्रत्यर्पितं, भारयानं च संप्रेषितम् ।

स्थिता : सर्वे गेहं अन्ततः दृष्टुकामाः ।
यत् यापितं खलु हि प्रथमं मुग्धदाम्पत्यदशकम्.
प्राप्तः यत्र सुरवरः इव पुत्रः कल्याणरूपः
यत्गेहात् च कठिनहृदयात् अग्नये स प्रदत्तः ।
कोणात् एत्य स ननु सहसा वाचं आविष्करोति
मातापितरौ ! न किमपि-विस्मृतं विस्मृतः केवलोऽहम् ?
विष्टा तीक्ष्णा इव सजलदृशि स्वल्पिका काचकणिका
उत्थे पादे किल निपतिता आयसी शृङ्खलेव ॥

જૂનું ઘર ખાલી કરતાં ☐ બાલમુકુન્દ દવે

ફંફોસ્યું સૌ ફરી ફરી અને હાથ લાગ્યું ય ખાસ્સું :
જૂનું ઝાડું, ટૂથબ્રશ, વળી લક્સ સાબુની ગોટી,
ખાખી શીશી, ટિનનું ડબલું, બાલદી કૂખકાણી
તૂટયાં ચશ્માં, ક્લિપ, બટન ને ટાંકણી, સોય–દોરો,
લીધું દ્વારે નિત લટકતું નામનું પાટિયું જે
મૂકી ઊંધું, સુપરત કરી, લારી કીધી વિદાય.

ઊભાં છેલ્લી નજર ભરીને જોઈ લેવા જ ભૂમિ
જ્યાં વિતાવ્યો પ્રથમ દસકો મુગ્ધ દામ્પત્ય કેરો;
જ્યાં દેવીના પરમ વર શો પુત્ર પામ્યાં પનોતો
ને જ્યાંથી રે કઠણ હૃદયે અગ્નિને અંક સોંપ્યો!
કોલેથી જે નીકળી સહસા ઊઠતો બોલી જાણે:
બા–બાપુ! ના કશું ય ભૂલિયાં, એક ભૂલ્યાં મને કે?
ખૂંચી તીણી સજલ દૃગમાં કાચ કેરી કણિકા
ઉપાડેલાં ડગ ઉપર શા લોહ કેરા મણીકા!

પ્રાર્થનાનું શબ ☐ કીર્તિકુમાર પંડ્યા

ને—
વિશાળ કાય યંત્રો ધણધણી ઊઠયાં.
મૂક પશુઓની ચિચિયારીઓ એમાં ડૂબી ગઈ,
કયાંય....!

થોડે દૂરની શાળામાંથી સંભળાતા બાળકોની પ્રાર્થનાના
મૃદુલ, મંજુલ સ્વરો
(મૂકં કરોતિ વાચાલં)
નું શબ હવામાં લટકી રહ્યું
ત્રિશંકુની જેમ – !

ગઝલ ☐ આશરફ ડબાવાલા

એ ઋતુ છે અથવા તો ઋતુનો વળાંક છે
મારામાં ડાળ તૂટયા જેવું જ કયાંક છે.

ખાલીપો નામચીન તરીકે છે ગામમાં
સંભારણાની ગલીએગલીઓમાં ધાક છે.

અમજણની પ્રજા ખોટો બળવો કર્યા કરે
સંભાવનાનો રાજા જડબેસલાક છે.

કેટલાંય દરિયે ડૂબવાની છે સજા હવે
પાણીને એક વાર મેં જોયાનો વાંક છે.

સ્પર્શોનો એક સમાજ વસે મારા હાથમાં
ને મારી આંગળીઓ હથેળીનું નાક છે.

ઉથાપી નાખ ☐ મહેન્દ્ર જોશી

ઉથાપી નાખ,
આજ આંગળીઓનાં સઘળાં ઉપનિષદોને!
શા માટે
આંગળીઓમાં કપટવિદ્યા લઈને ઊભો છે
હજુય
કૈકેયીની ઈર્ષાળુ આંખ જેવા આ ટેલિફોન સામે?
ટેલિફોનના ડાયલ જેવા આ
ગણતરીબાજ શહેરમાં
શા માટે
ઊભી કરે છે વંધ્ય એવી આંગળીઓની પરંપરા?
ભીંતને કાન હોય કે ન હોય—
પણ આંગળીઓને કાન હોતા નથી
આટલું સમજી લે નાદાન,
આંગળીઓ જીવતરનું સાચ્ચ નથી
સાચ્ચ તો છે
આપણી કર્ણેન્દ્રિયને ભીંજવી જતો અવાજ
સાચ્ચ તો છે
આપણા પગને ભીંજવીને વહી જતું જળ
સાચ્ચ તો છે
તરતી રંગબેરંગી માછલીઓ
પણ
કાર્યકારણમાં ખોડાયેલી ખીંટી જેવી
તારી આંગળીઓને શી ખબર હોય
અવિનાભાવી સંબંધની?
ફળ તો વિશ્વાસનું હોય
કપટનું નહીં—
સંજોગોની વાત જવા દે

□ ફળિયા વચ્ચે.

કોણે લૂટ્યા ફળિયા વચ્ચે,
અંજળ ખૂટ્યા ફળિયા વચ્ચે.

પારદર્શક ભીંત ભેદાયે ત્યાં-
સંબંધ તૂટ્યા ફળિયા વચ્ચે.

આંખોમાં લઈ કોડ કસુંબલ,
સોમલ ઘૂંટ્યા ફળિયા વચ્ચે.

જીવ જઈ બેઠો કૂવા-તળિયે,
દર્પણ ફૂટ્યાં ફળિયા વચ્ચે.

જ્યાં સૂરજની છાંય ન પહોંચે,
શ્વાસ વછૂટ્યા ફળિયા વચ્ચે.

— અરુણ દેશાણી.

## નિરંજનને યુરોપપ્રયાણ નિમિત્તે

કવિ, યુરોપ જતી
તમારું આ હેતુપ્રયાણ
શબ્દપ્રયાણ કરતાં
કેટલા હરખ પાંખાળા!

તમે યુરોપની કવિતાનાં
ઘરના કવિયનાં ફરતા હો તેમ ફરશો,
ગુજરાતી કવિતાની બારીઓમાં
ઝંકઝંકતા વાયરા વાયા

યુરોપની કાવ્યચેતના
તમારા ચિત્તમાં ..
કિંતુ આલોકુધા તો યુરોપમાં
·

તમારી આ સફરે
એ આલોકુધાને ગરગરાવવાની
છે ઉલ્લાસમયતા

યુરોપની કવિતાનો ધ્વનિ
તમારા મનમાં,
તમારો પ્રવાસ
એ ધ્વનિની ગોરંભોળ

સકળ સંસારના શબ્દપરિવારના
કાવ્યમયૂર કુંકીઉં
ફ્રેન્ચ, ઇંગ્લિશ, જર્મન, ઇટાલિયન, ગ્રીક ઉદ્ગારો
સામે હું કરતા પતંગાની રહ્યા છે

વાડીલાલ ડગલી

ઓગસ્ટ ૩૧, ૧૯૮૨

લાચાર તો સહુ હોય છે
પોતાનામાં ને પારકામાં
રથ ખૂંપી ગયો ના હોત
તો પણ એ જ
આંગળીઓએ આંજ્યું હોત
તારી આંખોમાં
કાજળને બદલે કપટ
માત્ર કપટ—
કૂખમાં જન્મેલું કપટ
ને
મારા ભાગ્યમાં લખાયો હોત
વિશ્વાસને બદલે વનવાસ!
પણ
કેટલુંક સમજની બહાર હોય છે
કેટલુંક સમયની અંદર!
ઠીક છે
ઉથાપી ના શકતો હો તો જવા દે.
ટેલિફોનનું ડાયલ
ને
ગણતરીબાજ આંગળીઓ જ
કંઈ મોક્ષમુક્તિનાં સાધન નથી
પણ એક વાત યાદ રાખી લે
સમય તકાજો કરશે
તારી આંગળીઓ પાસે
ત્યારે તારી આંગળીઓ....
તરફડતી હશે
કોઈ
સુકાતી નદીને કાંઠે
માછલીઓની જેમ!

ગીત ☐ મહેન્દ્ર જોશી

ઘનઘોર થીજેલા અંધારાને આંખોમાં લઈ ફરવું
પડછાયાના દેવ તને રે ક્યાં સુધી કરગરવું !
ઘાસ-તણુખલું લઈને ઊડે પંખી નિજને માળે
પરપોટા પણ ચોક્કસ ફૂટે જળનું જળ સરવાળે
પંડયથી આઘા પડછાયા તો ક્યાં જઈને વિસ્તરવું
પડછાયાના દેવ તને રે ક્યાં સુધી કરગરવું !
ચપટી અમથી રાખ ભરીને કૌતુક જોવા આવ્યા
અંધારામાં ખોયું તે અજવાળું રોવા આવ્યા
હાય નર્યા નખનું લઈ જંગલ માણુસ વચ્ચે ફરવું
પડછાયાના દેવ તને રે ક્યાં સુધી કરગરવું !
સૂરજનું પીગળવું જળનું સોનેરી થઈ ઢળવું
શમણાની શીળી ફૂંક પડે તો મોરપીંછે ઝળહળવું
લોહી નીંગળતી રાત લથડતી ભ્રમણાઓથી ડરવું
પડછાયાના દેવ તને રે ક્યાં સુધી કરગરવું !

ગઝલ ☐ સાહિલ

શબ્દનાં લાધ્યાં છે પરવાળાં હવે
પંડમાં પ્રગટયાં છે અજવાળાં હવે !
એક લીલુંછમ નગર થઈ જાય છે,
મૃગજળે દોરેલાં કુંડાળાં હવે.
લાવ ! છાતીએ ભીડું જ્વાળામુખી
ચોતરફ પામું છું. હેમાળા હવે
હા-ચલમની જેમ દરિયા પી જશું,
કંઠના સરખા છે સરવાળા હવે.
શું કરું 'સાહિલ' લઈ આકાશ હું,
દર્પણો દેખાય છે કાળાં હવે.

ગઝલ ☐ હેમન્ત ધોરડા

પાનખર છું દિગ્વિજય પાછો ન આપ
મહેરબાની કર સમય પાછો ન આપ

મોરનાં ઈંડાં ચીતરવાનો કસબ
જાણતું? ઓ હૃદય પાછો ન આપ

સંગ્રહોનાં સાવ કોરાં પૃષ્ઠ પર
લોહીભીનો હું વિષય પાછો ન આપ

ગળથૂથીમાં બારમાસીને મળેલ
ત્યારનો અટકેલ ભય પાછો ન આપ

છે ગરજ, તો લે બનું હું વાંસળી
હરપળે તું એ જ લય પાછો ન આપ.

ગઝલ ☐ હેમંત ધોરડા

સતત એક ઘટના ઊછરવાની તકલીફ
અને મૌન સામે પ્રસરવાની તકલીફ

ઉદાસી જ બનતી રહે શ્વાસઘરમાં
ટહુકા સમું હું ઊગરવાની તકલીફ

ગમે ના છતાં પણ અલગ ક્યાં થવાતું
મળી શબ્દ સાથે જ ડરવાની તકલીફ

સમર્થન છે વ્યાપક – પણાનું જ તેથી
રહે આંખમાં દૃશ્ય ભરવાની તકલીફ

અનલહક્ અનલહક્ લગાતાર બોલી
અહીં ફાવે એ રીતે ફરવાની તકલીફ

આ ટાઈમે,
તું નીકળી ચૂકી હોઈશ.
બસ પકડી જ હશે તેં.
તારી બારીએથી
પાછળ દોડયે જતા હશે ખેતરો.
મારી બારીએથી, પણ....
માર્ગ કપાતો જતો હશે ઝડપથી.
તો પણ ઝાડી ઝાંખરાઓથી
ઉઝરડાતા રહે છે આપણા ઈરાદાઓ....
કોઈ પંખી ટહુકી જતું હશે શુકનનું.
એકાદ સ્ટેશન પણ અડચણનું આવ્યું હશે.
જેને કયારેક કાયદાને નાતે
તો કયારેક માનવતાને નાતે
દરગુજર કરવું જ પડે છે.
એવી કસોટીઓની કરવત જેવા આ પર્વત....
ફાટક આગળ તો અટકવું જ પડે છે.
દૂરનાં ખેતરોમાંથી નીકળી આવેલ ઈયળ
ફરી દૂરના ખેતરોમાં સમાઈ જાય ત્યાં સુધી
લીલો રંગ આપણી લાગણીઓનો ધ્રૂજતો રહે છે ધડધડાટથી.
ડ્રાઈવરના હાથમાં છે,
આપણી શ્રદ્ધાનું સ્ટિયરીંગ.
હવે તો, આ ટાઈમે
તું આવી જ પહોંચી હોઈશ ઘેર.
અને જુએ છે જેની રાહ
એણે તારી બારીએથી ફરી
શરૂ કરી દીધી છે સફર.
હવે, થોડી જ વારમાં
આપણે આપણી પ્રતીક્ષાને કચડી નાખીશું પરસ્પર!

અમૃતા □ મંગળ રાઠોડ

કેળના પત્તા જેવી સ્નિગ્ધ, કોમળ
ઝૂકી ઝૂકી જતી આપણી નમ્રતા
પવનના ઝંઝાવાતી અભિમાનમાં
ચિરાઈ ચિરાઈ જાય છે ત્યારે
રચાઈ જાય છે એમાંથી તારી આંગળીઓ!
જેમાંથી શૂન્યતા ચીસ પાડી ઊઠતી હોય છે.
એ ચીસ સાંભળી શકે એટલા સરવા તારા કાન
ક્યાંય સુધી સાંભળતા રહ્યા મારા સ્પર્શને!
હું શું શું બોલી ગયો મને જ યાદ નથી.
કેળના પત્તા જેવી કોમળ, સ્નિગ્ધ
નમ્રતાભરી તારી વાત
આજ રાતે, ઝંઝાવાતે યાદ આવે છે અમૃતા!

ગઝલ □ લલિત ત્રિવેદી

આંગળીમાંથી ટપકતું સાચ જીરવતો રહું.
બંધ મુઠ્ઠીમાં ફૂટેલી વાત જીરવતો રહું.

બારીમાં બેઠો રહ્યો ને થૈ ગઈ ચોરસ નજર
તે સબબ આ પાંખને આકાશ જીરવતો રહું.

આંખ ચોળું ને સવારે એક નવી તારીખ મૂકું.
સ્વપ્ન, સમજણ, રાત, ખુલ્લી આંખ જીરવતો રહું.

કોઈ ખોંખારાને પડકારી શકું હું શી રીતે—
મારી પોતાની જ જ્યાં હું લાજ જીરવતો રહું!

કોઈ મધરાતી ક્ષણોમાં ઊઘડતી દૃશ્યાવલિ....
....ને પછી આલબમ બનેલા શ્વાસ જીરવતો રહું.

કૅન્સર વૉર્ડ ☐ યોગેશ પટેલ

પાંખમાં આકાશ લઈ ઊડી ગયાં પંખી
અને હવે
ઍપ્રન જેવી 'ક્લિનિકલ' ભીંતો જ
ગડીબંધ અતિ વ્યવસ્થિત નિર્જનતાના લૅન્ડસ્કેપ પર
બરફ પહેરો ભર્યા કરે છે
દેવદૂતોનાં હરતાંફરતાં શબો
અમે સંતાઈને ચાદર ઊંચી કરી જોયા કરીએ છીએ
અવરજવરનો પદરવ અમારા ઘડિયાળના ટકોરા છે
રાત ક્યારેય પૂરી થતી નથી
ચંદ્ર અને તારા પરીકથામાં જ સંતાઈ રહે છે
લોઢાના ચણાને શબ્દોનાં મોંમાં ઠાંસતાં
અમે પડી રહીએ છીએ
પંખીઓને અમે સમુદ્રનું આકાશ આપી દઈએ છીએ
નઠારાં પંખીઓ પણ પાંખમાં....

(નવેમ્બરમાં પ્રગટ થનારા કાવ્યસંગ્રહ 'અહીં'માંથી)

ગઝલ ☐ મેઘબિંદુ

બાગમાં ટહુકો છળે તો શું કરું
લાગણી ભડકે બળે તો શું કરું
આપણાં સંબંધની આ રિક્તતા
જો બધે જોવા મળે તો શું કરું
સાવ અણજાણ્યા અધૂરા લોકમાં
વાત તારી નીકળે તો શું કરું
પ્યાસ લઈને આંખમાં પાછો ફરું
આંખમાં મૃગજળ મળે તો શું કરું

મશાલચીઓ ☐ યોગેશ પટેલ

પૂછ પૂછ ના કર્યા કરો
કે શહેર ક્યાં ગયું છે?
તમે જ તો ટેંક નીચે બધું કચડી નાંખ્યું છે.

મારું માથું ખાયા કરવાની કિંમત લેવી જ પડશે.
તમારી બધી ધજાઓ, બધા જ કિલ્લાઓ
બધાં જ મંદિર કે ચર્ચ કે મસ્જિદ
ટાવર કે ઘંટ
તમારો ઇતિહાસ કે ભવિષ્ય
—એ કશું કિંમત અદા નહિ કરી શકે.

તમને કાઢી જ મૂકવા પડશે.
ધક્કા મારવા પડશે, તમારા દાંત તોડી નાખવા પડશે
તમને પુલિસને હવાલે કરવા પડશે
તમારાં ડહોળાએલાં ડહાપણની
ઝાંખપમાં અદૃશ્ય ચંદ્ર–સૂરજ–આકાશ–પંખી
ડૂચારૂપે તમારા જ ગળામાં ઠાંસવા પડશે

અમને ખબર છે:
તમને કોઈએ ના સંઘર્યા એટલે તમે
શહેર શોધો છો
જેથી એના કચરામાં
તમે તમારું ઘર શોધી શકો.

તમે જ તો ટેંક નીચે બધું કચડી નાખ્યું છે.
—તમે તો ખરા આશાવાદી છો!!

(નવેમ્બરમાં પ્રગટ થનારા કાવ્યસંગ્રહ 'અહીં'માંથી)

ગઝલ ☐ મુકુલ ચોકસી

થઈ શોમાં ફિલ્મ જોવા જઈ શકાતું હોય છે
એકલા તો આ રીતે પણ થઈ શકાતું હોય છે

કોઈનાથી તો બધું યે દઈ શકાતું હોય પણ
હાથ લંબાવ્યા વગર ક્યાં લઈ શકાતું હોય છે?

અમને દરિયામાં પડ્યા પહેલાં ખબર નહોતી, કે આમ
જળના એક બિંદુથી દરિયો થઈ શકાતું હોય છે.

પગની સામે જગ છે....પગ ભાગી શકે છે ક્યાંય પણ
પગના પગલાથી ક્યાં ભાગી જઈ શકાતું હોય છે?

ગઝલ ☐ મુકુલ ચોકસી

શ્વાસમાંથી સંચરી ને આંખમાંથી નીતરી
એટલે તું, કૌંસમાં પારેવું અથવા જળપરી

જે લખાવાની હજુ બાકી છે તે કંકોતરી
એટલે તું કૌંસમાં એક વેદના આગોતરી

આમ પાછું કંઈ નહીં ને એક સ્વપ્નિલ શૂન્યતા
એટલે તું કૌંસમાં જેને મેં મારાથી ભરી

હું થી નીકળીને જે પહોંચે અંતે કેવળ હું સુધી
એટલે તું કૌંસમાં એક અર્થહીન યાયાવરી

થડથી આગળ જાય તો પણ થડ વગર ચાલે નહીં
એટલે તું કૌંસમાં ડાળી અને ફૂલપાંતરી

ગઝલ ☐ આદિલ મન્સૂરી

હોય શું બીજું તો ખાલી હાથમાં
ખાલીપો ખખડે સવાલી હાથમાં

હોઠ પર દરિયો ઘૂઘવતો પ્યાસનો
કાચની એક ખાલી પ્યાલી હાથમાં

ભાગ્યરેખા હાથથી સરકી ગઈ
રહી ગઈ બસ પાયમાલી હાથમાં

હાથમાં કીકાશ વધતી જાય છે
ક્યાંથી આવે પાછી લાલી હાથમાં

હાથ એનો હાથતાલી દૈ ગયો
ને હવે પડઘાય તાલી હાથમાં

એક છાયા રાતભર ઘૂમે અહીં
ચાંદનીનો હાથ ઝાલી હાથમાં

નમણું લહેરાય એક મુખ ☐ ચંદ્રકાન્ત શેઠ

મારી આંખોની અંદર ને આંખોની બહાર
નમણું લહેરાય એક મુખ,
એનું ઝીણું ઝીણું ઝણકે રે સુખ —
એક ભીની ભીની ઊતરે રે રાત,
એક મીઠી મીઠી નીતરે રે વાત,
આછી આછી ફરફરમાં રંગધનુ જેમ કો'ક
બંધાતું ઊઘડે સન્મુખ.—
એના નામ મહીં નેહભર્યો નાદ,
એની પગલીમાં રૂમઝૂમતી યાદ,
સોણલાના સોનેરી અજવાશે માણું હું
મીઠડું ઝુરાપાનું દુઃખ.—

આવજે □ ચંદ્રકાન્ત શેઠ

સાંજ રે બનીને ભલે ઊતરી તું જાય,
હવે ચડતા ચાંદલિયે તું આવજે;

પથને વળાંક ભલે આથમતી જાય,
હવે અંતરમાં ઊગવાને આવજે.—

નીંદરની જેમ ભલે બીડે તું પાંખ,
મારા સપનામાં આવીને જાગજે;

અર્ધું જે ગીત મારું છોડીને જાય
એને તારલિયે જોડીને આપજે.—

પંખિણી જેમ ભલે માળે તું જાય,
પછી ટહુકામાં આવીને મ્હાલજે;

વીજળિયે ઝબકાવી જાય એને વાદળિયે
ઝરમરતું પાછું તું વાળજે.—

કદાચ □ રામુ પટેલ ડરણુકર

સાચું કહું?
તારા ગયા પછી
આ આખ્ખુંયે શહેર
મને હડકાયેલા કૂતરા
જેવું લાગે છે,
હું દોડું છું. હું દોડું છું.
તેનાથી બચવા જ સ્તો!
પણ તે તો મારી પાછળ પાછળ
હું એની આગળ આગળ
દોડતાં દોડતાં
કદાચ....(!)

## તું ☐ ચંદ્રકાન્ત શેઠ

તું એમ જ આવી રહે,
મને તું 'આવું' યે નહીં કહે ?!
આ ધરતી ને ગગન બધુંયે તારું,
હું પરદેશી,
હું તો તારી જગા સાચવી,
આજ લગી રહી બેસી,
તું આવ્યો ત્યાં સુખ યે ઝળક્યાં,
દુઃખ મને જે દહે.—
તુ તો મારી રાત મહીં બસ,
સહજ ચાંદની વરસે;
શ્વાસે શ્વાસે ગહન પદ્મની
સ્વચ્છ પાંખડી સ્પરશે;
હું હોઉં તવ બિંબ એમ શું
મને નજરમાં લહે ?!—
તું અહીં ખેલે તો જ ખીલશે
મન-માટીનો મેળો;
તારો લૈ આધાર ચઢે સૌ
અદ્ધર અમરત વેલો!
તારી ગત શી ગૂઢ!—
ઝરણું જયમ ખડક સોંસરું વહે!—

☐ જયદેવ શુક્લ

દ્વાર પર
આખી રાત
ટકોરા પડતા રહ્યા.
પરોઢે દ્વાર ખોલ્યાં
બરફનો ચન્દ્ર
લોહીમાં તૂટી પડ્યો....

## તું વરસે છે ત્યારે ☐ રઘુવીર ચૌધરી

તું વરસે છે ત્યારે
એક કે બે પંખી
દૂર કે નજીકથી ગાય છે,
કોઈક વટેમારગુ અજાણતાં ભીંજાય છે.

વાદળ સ્થિર થાય છે ત્યાં
વૃક્ષો ચાલીને
તો ક્યારેક ઊડીને

એમની પાસે જાય છે.
આ બાજુ
બાળકો અને શેરી
એક સાથે નહાય છે.

તું વરસે છે ત્યારે
સૂની બારી પર ટકોરા થાય છે,
અગાઉની રજ અવાજમાં
વહી જાય છે.

તું વરસે છે ત્યારે
અંદરને ઓરડે પ્રકાશ થાય છે.

## પ્રલય એટલે ☐ દક્ષા વ્યાસ

પ્રેમ વે'મ કેમ જેમ તેમ હેમખેમની
પંચકૂટિયા પળોજણ
ઘૂવડની આંખના અંધારામાં ડૂબી જાય
કલરવનો દરિયો વીજ કડાકામાં વટલાઈ જાય
ખળખળ વહેતું જળ પળ બે પળમાં હિમ થઈ જાય
દૃષ્ટિની નાચતી-કૂદતી ખેલતી-ગેલતી પૂતળીઓ
બિલોરી કાચ બની ગચ્ચીમાં ગોઠવાઈ જાય
એ નહિ તો પ્રલય એટલે શું ?

વનરાવન સાંભર્યાં ☐ પ્રતાપસિંહ રાઠોડ 'સારસ્વત'

ઓચિંતી આવી આ ભજનોની લ્હેર અને વાછરડાં ભાંભર્યાં !
આંગણામાં ફૂટી ગઈ અમરતની-જેર* મને પરદેશી સાંભર્યાં !

હસકો – બે – દસકો જે હેઠવાસે દૂર ગયા.
જીવતા થ્યા કંઠોના પાળિયા,
આંધીમાં નોંધારી થઈ ગયેલી ભીંતો પર
વેણમાં ચણાઈ ગયાં માળિયાં;
મબલખનો માલ લઈ તરસ્યા આ પાણિયારે વાદળાંઓ નાંગર્યાં !
–ઓચિંતી આવી.

કાનોમાં ફૂટી ગયા વડલા ઘેઘૂર એના–
મૂળના જડાવ મારા લોહીમાં,
ઝીલું કે હઉં ઢોળી કાં તો હઉં રગદોળી
ચંદન તળાવ મારી ખોઈમાં;
પગલાં સમેત મારું પાદર લઈ ઊડું કે વનરાવન સાંભર્યાં !
–ઓચિંતી આવી.

* જેર – ઝાંઝરી – નાનું ઝરણું.

વિરહિણી ☐ અનુ. પારાશર્ય

વિશ્રામ લેતી ઘન-વૃક્ષ- છાંયમાં
યથેચ્છ તન્વી વનમાં ભમી રહી,
લે છાતીથી વસ્ત્ર શિરે હલાવતી
પૂર્ણેન્દુનાં રશ્મિ નિવારતી જતી.

(ભર્તૃહરીના શૃંગારશતકના એક શ્લોકનો અનુવાદ.)

## અયે દેવી, □ પારાશર્ય

અયે દેવી, તારાં નયનમહીં મારાં નયનને
પરોવાવા દે ને મિલનની મળી બે નિમિષમાં
હજારો કલ્પોની અહમ્ અભિલાષા પ્રણયની
શમાવા દે, તારાં વસી નયનકેન્દ્રે સ્મિત-સુધા.
સુધા !
સુધા એ તે એવી શરદ-વિધુ શી નિર્ઝર થતી
ભર્યાં જે કાસારે કમલ કમલાર્થે ખિલવતી
અને જે રાધાના રતિનયનનું કેન્દ્ર બનતાં
ઘનશ્યામે છાને વ્રજ-વન-વિતાને અનુભવી.

પ્રિયે! તારાં એવાં વિરલ શુચિ-સંસ્કાર-સઘન
રહ્યાં સ્હેજે વર્ષી નયન સ્મિત-સૌંદર્ય ગહન
રહ્યાં એને ઝંખી ચિરવિરહી મારાં ભવરણ;
બનાવી દે વર્ષી તપ નયનનાં નંદનવન.

□ રમણીક સોમેશ્વર

પોસ્ટરો તો એમ બણુગાં ફૂંકશે. આગળ વધો
ઝંખનાઓ રોજ ગાડી ચૂકશે, આગળ વધો

ફૂટપાથો પર બિછાવી જાળ ઊભા છે બધા
કોણ જાણે, કોણ કોને લૂંટશે, આગળ વધો

રોજ સપનાઓ સજાવી ને તમે ઝોલે ચડો
આંખ ખૂલે ને પસીના છૂટશે આગળ વધો

કંઠમાં રણની તરસ લઈને તમે આવો અને
ગ્લાસમાં મૃગજળ ભરી એ મૂકશે, આગળ વધો

પગ મળ્યા છે તો હવે હે જીવ, લ્યો, ચાલ્યા કરો
શું થશે, રસ્તા અચાનક ખૂટશે. આગળ વધો.

સાથે □ રઘુવીર ચૌધરી 

જીવ ફરતો ફરતો સદાય ઘાસમાં,
આંખ કેડી પાડે છે આકાશમાં.
દેશ દેશ ફરફરતી પર્ણોમાં મરમરતી
વાતો માણું હું અંધારની,
તારક જે ટમટમતા પાઠવતા પહોંચ મને
નજરું મળવાના સ્વીકારની.
લહું માટીની ગંધ ઊંડા શ્વાસમાં,
જોઉં ખીલેલાં ફૂલ હું ઉજાસમાં.
પાણીમાં સાંભળતો વાણી હું સાગરની
મોતીનું તેજ છેક મોજે,
ઝરણાંમાં જોઈ રહું આરત અણજાણ કશી
પામું હું દર્દ નવું સહેજે.
ગામ છોડયું છે એક તારી આશમાં,
સીમ સાથે ચાલી છે પ્રવાસમાં.

ધરતી પર નક્ષત્રો □ પ્રાકૃત કવિતા □ અનુ.: હ. ભાયાણી

વર્ષારાતે
ધરતી પરના
જળના ઓઘે
ચમકંતાં વિદ્યુત-વલયોનાં
ચલ પ્રતિબિંબો
ભાસે
વીજ-સબાકે તૂટી
ધરતી પર પડતાં
નક્ષત્રો.

ચૂવે નક્ષત્રો, પવન ફૂંકાય ઋગ્વેદી સજનવા
ભયથી થરથરતું ભીતર ભાસે બહુ ભેદી સજનવા

આ અવસ્થામાં અટારી હોય છે પુષ્પક સજનવા
સંગ ઊડવાની કરો ના આપ જો રકઝક સજનવા

આંખને ઘેરી વળે ઘેઘૂર અધાપો સજનવા
ને પછી મેદૂર કલરવનો ખૂલે ઝાંપો સજનવા

આ નજર ટકરાઈ ને ઊડયો જરી તણખો સજનવા
ને નિરખવા કેટલો ભેગો થયો મનખો સજનવા

દૂરથી આપે વહાવી ક્ષણ જે વૈશાખી સજનવા
મેં જિહ્વાની લેશ પણ અડચણ વગર ચાખી સજનવા

ચેનનું કારણ છે એ કે આપ છો સાકી સજનવા
સાચેસાચી તો સુરા પીવી હજી બાકી સજનવા

સાથ જ્યાં પગલાં પડયાં તે મહેકતી માટી સજનવા
દાખવે સંવેદનાની કઈ પરિપાટી સજનવા!

આપ અર્પો તો જનમનો અર્થ હો પૂરો સજનવા
હોય એ બટમોગરો કે ખાલી ધંતૂરો સજનવા

આ બધા શબ્દો બધાં સ્મરણો બધાં સપનાં સજનવા
આટલે પહોંચ્યા પછી શા આપણે ખપનાં સજનવા!

રોમ રોમે રોમ ખુલ્લેઆમ ચિત્કારો સજનવા!
સ્પર્શનો વર્ષો પછી તો આવ્યો છે વારો સજનવા

નાની સમક્ષ એક'દી ફૂટી'તી સરવાણી સજનવા
આજ છે ચોમેર પાણી પાણી ને પાણી સજનવા

વાય છે વહાણાં ને વીતી જાય છે ટાણાં સજનવા
આવનારાને નથી હોતાં કોઈ આણાં સજનવા

ગઝલ ભીંજાય છે ☐ આર. જે. નિમાવત

આંખ ઊઘડે ને ગઝલ રેલાય છે;
હોઠ ખોલું ત્યાં ગઝલ વેરાય છે.

છત ઉપરથી ઊતરી જ્યાં ચાંદની-
ફૂલની ઓથે ગઝલ શરમાય છે.

આભથી વરસી પડે મોસમ વગર;
ને સરોવર થઈ ગઝલ છલકાય છે.

છીપ, મોતી, માછલી દરિયો લઈ;
ઝીણુ ઓવાળે ગઝલ ઠલવાય છે.

આયખું ઝાકળ બની સ્પર્શે કદી;
ફૂલની માફક ગઝલ ભીંજાય છે.

☐ જાનકી મહેતા

દૂર દૂર દૂર મધદરિયે
તપે સૂરજ ધોધમાર
બાદળ વરસે
વરસ પછી વરસ પછી વરસ....
અહીં
મારે કિનારે
મોજાં પલટો ખાય, હૂહોળાય, ઘૂમરાય ટકરાય, વમળાય, ઊછળે
ચડે, પડે, ચડે, શમે શાંત શાંત શાંત
કેવળ ઘડિયાળની
ટક્....ટક્....ટક્....
નિયમિત
ન અનાગત અતીત
ફક્ત ક્ષણુ એક વર્તમાન
આપણા આશ્લેષની

□ જાનકી મહેતા

વરસોથી, સૈકાઓથી દિવસ અને રાત
આલિંગનબદ્ધ
હે નરનારીઓ,

તમારી કાયાએ અંગઅંગમાં સ્પર્શનો સુખદ કંપ
અને વેદનાનો તરફડાટ અનુભવ્યો છે કદી?
ઊઘડતા યૌવનની ઉન્માદક ગંધ માણી છે ક્યારેય?
નસનસમાં શહનાઈના સૂર વહ્યા છે કોઈ દિવસ?
તમારા ઠંડગાર હોઠોએ જાણી છે ચુંબનની ઉષ્મા?

તમને ક્યાં પ્રતીતિ છે—
રોમરોમમાં ભભૂકતી મિલનેચ્છાની,
આવેગથી હાંફતાં સ્તન ને હૃદયની વેગીલી ધબક
ને લોહીના કણકણનાં સ્પંદન ને વ્યાકુળઆકુળ આંખમાં અંજાયેલી
ઊગતા સૂરજને શરમાવે એવી રક્તિમાની,
મિલનના તલસાટની, સ્વાદની, પરિતૃપ્તિની....?

શરીરનો ઉત્સવ
આનંદ આનંદ કેવળ શારીરી આનંદ
પણ ક્યાં તમે માણ્યો છે કદી?
સર્વસ્વ સમર્પણની ક્ષણ પણ ક્યાંથી જીવ્યા હો તમે?
તમે છો
કેવળ
સૌંદર્ય ને વાસનાનું
પાષાણરૂપ

પ્રેમચિઠ્ઠી □ એડ્રીઅન મિશેલ □ કલ્લોલિની હઝરત
(બ્રિટિશ)

જ્યારે હું જાણું છું કે તું જાય છે
ત્યારે તું જાય એ પહેલાં જ
મને વિરહ સાલે છે.

ગુલાબનો છોડ □ નીલમણિ ફૂકન □ ઉત્પલ ભાયાણી
(આસમિયા)

મેં કોઈને જણાવ્યું નથી કે
મારા દેહમાં
મેં એક ગુલાબના છોડને સંતાડી રાખ્યો છે.
પ્રકાશ, પાણી અને હવાને બદલે
એ મારા લોહીથી ઊછરે છે
મારા શ્વાસે શ્વસે છે
અને પૂરતું પોષણ પામી મારી ભીતર જીવે છે

હરેક સૂર્યોદયે
એ એક કળી બહાર મૂકે છે,
માત્ર એક જ કળી હરેક પરોઢિયે ખીલે છે
અસંખ્ય નાનકડાં સાપોલિયાં મારા માંસમાં સળવળતાં હોય
અને મારા પ્રત્યેક અવયવોમાં સરકતાં હોય એમ
એની મ્હેંક
મારા સમગ્ર દેહમાં વ્યાપી જાય છે

કળીઓનું વિશ્વ શૂન્યાવકાશમાંથી સર્જાયું
અને વિચારોનાં સાપોલિયાં પુનઃ કળીઓમાં ઘૂસી ગયાં
પ્રલયના એ દિવસે
જેવી તેં વીણાને નીચે મૂકી દીધી કે
વિશ્વનું પાત્ર નિરંતર ઊભરાતા સૂરોમાં
વહેંચાઈ ગયું........
અને હરેક હૃદયમાં
સર્જનાત્મક અંતઃસ્ફૂરણાનો એક તણખો વેરાઈ ગયો.

## વિપ્રલંભ ☐ પાર્થ મહાબાહુ

હું તો હીંડોળે હીંચકડા ખાઉં રે
હીંચકડા ખાઉં રે કેસરિયો વડવાયે ખાય........
હું તો સોનાને પતરે લખાઉં રે
પતરે લખાઉં રે કેસરિયો હલડે લખાય........

એક ભોળું પારેવડું હાંફતું છેલ મુજ હાંફે રે સપનાની ઝૂલ
એક પમ્મર પતંગિયું સૂંઘતું છેલ મુજ સૂંઘે રે ઝાકળનું ફૂલ

હું તો રેશમિયા કૂંડે રોપાઉં રે
કૂંડે રોપાઉં રે કેસરિયો વગડે રોપાય........

મેં તો પાણિયારે ઓળખ્યો મોરલો છેલ મુજ ળુઆરે નાચે રે ઢેલ
મેં તો માન્યું કે ઊગવાનો આંબલો છેલ મુજ ઊગી રે વરણાગી વેલ

હું તો ચાંદલિયે ગીતલડાં ગાઉં રે
ગીતલડાં ગાઉં રે કેસરિયો આંગણિયે ગાય........

તેં તો આઘે ઊભીને જાદુ નાખતા છેલ મુજ નાખી રે લાંબી લહ રાત
તેં તો નીંદરડી ઘેલી પંપાળતા છેલ મુજ પાડી રે હૈયામાં ભાત

હું તો કેસરિયા ભીની સૂકાઉં રે
ભીની સૂકાઉં રે કેસરિયો સોણલે સૂકાય........

## ☐ કિશન વકીલ

તારો હાથ
મારા શરીર પર ફર્યો
ને મારું આખું શરીર
સિતાર થઈને ઝંકૃત થઈ ઊઠયું !

ગુલાબનો છોડ ☐ નીલમણિ ફૂકન ☐ ઉત્પલ ભાયાણી
(આસમિયા)

મેં કોઈને જણાવ્યું નથી કે
મારા દેહમાં
મેં એક ગુલાબના છોડને સંતાડી રાખ્યો છે.
પ્રકાશ, પાણી અને હવાને બદલે
એ મારા લોહીથી ઊછરે છે
મારા શ્વાસે શ્વસે છે
અને પૂરતું પોષણ પામી મારી ભીતર જીવે છે

દરેક સૂર્યોદયે
એ એક કળી બહાર મૂકે છે,
માત્ર એક જ કળી દરેક પરોઢિયે ખીલે છે
અસંખ્ય નાનકડાં સાપોલિયાં મારા માંસમાં સળવળતાં હોય
અને મારા પ્રત્યેક અવયવોમાં સરકતાં હોય એમ
એની મ્હેંક
મારા સમગ્ર દેહમાં વ્યાપી જાય છે

કળીઓનું વિશ્વ શૂન્યાવકાશમાંથી સર્જાયું
અને વિચારોનાં સાપોલિયાં પુનઃ કળીઓમાં ઘૂસી ગયાં
પ્રલયના એ દિવસે
જેવી તેં વીણાને નીચે મૂકી દીધી કે
વિશ્વનું પાત્ર નિરંતર ઊભરાતા સૂરોમાં
વહેંચાઈ ગયું........
અને દરેક હૃદયમાં
સર્જનાત્મક અંતઃસ્ફૂરણાનો એક તણખો વેરાઈ ગયો.

## વિપ્રલંભ ☐ પાર્થ મહાબાહુ

હું તો હીંડોળે હીંચકડા ખાઉં રે
હીંચકડા ખાઉં રે કેસરિયો વડવાયે ખાય.......
હું તો સોનાને પતરે લખાઉં રે
પતરે લખાઉં રે કેસરિયો હલડે લખાય.......

એક ભોળું પારેવડું હાંકતું છેલ મુજા હાંકે રે સપનાની ઝૂલ
એક પમ્મર પતંગિયુ સૂંઘતું છેલ મુજા સૂંઘે રે ઝાકળનું ફૂલ

હું તો રેશમિયા કૂંડે રોપાઉં રે
કૂંડે રોપાઉં રે કેસરિયો વગડે રોપાય.......

મેં તો પાણિયારે ઓળખ્યો મોરલો છેલ મુજા ણુઆરે નાચે રે ઢેલ
મેં તો માન્યું કે ઊગવાનો આંબલો છેલ મુજા ઊગી રે વરણાગી વેલ

હું તો ચાંદલિયે ગીતલડાં ગાઉં રે
ગીતલડાં ગાઉં રે કેસરિયો આંગણિયે ગાય.......

તેં તો આઘે ઊભીને જાદુ નાખતા છેલ મુજા નાખી રે લાંબી લહ રાત
તેં તો નીંદરડી વેલી પંપાળતા છેલ મુજા પાડી રે હૈયામાં ભાત

હું તો કેસરિયા ભીની સૂકાઉં રે
ભીની સૂકાઉં રે કેસરિયો સોણલે સૂકાય.......

## ☐ કિરાત વકીલ

તારો હાથ
મારા શરીર પર ફર્યો
ને મારું આખું શરીર
સિતાર થઈને ઝંકૃત થઈ ઊઠયું !

ઊંડાં પાતાળજળ ☐ મકરન્દ દવે

(ઢાળ: વહતો વીરો વણઝારો હો નંદલાલ)

ઊંચા છે ગોખ, નીચી વાવડી હો નંદલાલ,
સૂના પગથિયે પડાવ, મોરા નંદલાલ,
ઊંડાં પાતાળ જળ ઝીલવાં હો નંદલાલ

શી રે ઉતાવળ આવડી હો નંદલાલ,
બેસો તો રેલવીએ રાવ, મોરા નંદલાલ,
ઊંડાં પાતાળજળ ઝીલવાં હો નંદલાલ.

આઘે ભાળું તો બનું આંધળી હો નંદલાલ,
ઓરે ભાળું તો ઊઠે આગ, મોરા નંદલાલ,
ઊંડાં પાતાળજળ ઝીલવાં હો નંદલાલ.

આવો, ઝાલીને જરા આંગળી હો નંદલાલ,
માગું ન તો ય એક માગ, મોરા નંદલાલ,
ઊંડાં પાતાળ જળ ઝીલવાં હો નંદલાલ,

જીરણ આ વાવડીની જાળમાં હો નંદલાલ,
તરફડતું જાય હવે મીન, મોરા નંદલાલ,
ઊંડાં પાતાળજળ ઝીલવાં હો નંદલાલ.

ભીની ભીની તમ ભાળમાં હો નંદલાલ,
લૈને કરો લેલીન, મોરા નંદલાલ,
ઊંડાં પાતાળજળ ઝીલવાં હો નંદલાલ.

સરવાણી ઓહો, સાચે વહી હો નંદલાલ,
સેંજળ જળની સાવ, મોરા નંદલાલ,
ઊંડાં પાતાળજળ ઝીલવાં હો નંદલાલ.

મંછા તો મનની મનમાં રહી હો નંદલાલ,
ખોબલે ખોબલે પાવ, મોરા નંદલાલ,
ઊંડાં પાતાળજળ ઝીલવાં હો નંદલાલ.

☐ ગુણવંત ર. શાહ

પાગલ-શાણી એક લાગણી લઈને ચૂમું :
લાવ, હું તારા હોઠને ચૂમું.

છુટ્ટા તારા કેશ ને તારી કંચુકીના બંધ;
મનને બાંધી રાખે એવો તારો છે, સંબંધ.
છાની-ખુલ્લી મુરાદ લઈને ભીતરમાં હું ઝૂમું
લાવ, હું તારા હોઠને ચૂમું.

તારી સાથે મને મળી છે ફાગણની એક મોસમ.
વર્ષા વિના રહું પલળતો : દઈ સાંજના સોગંદ-
કહું તને એક વાત કે તારા વિના જીવન સૂનું.
લાવ, હું તારા હોઠને ચૂમું !

મથામણ ☐ જયા મહેતા

પવનની લહરીઓની જેમ તું આવે છે
સમુદ્રનાં મોજાંની જેમ તું વીંટળાઈ વળે છે.
હું તને શ્વસું
તારા આગોશમાં હું પુલકિત રોમાંચિત

હું ભૂલી જાઉં છું :
પવનની લહરીઓને પકડી શકાતી નથી
સમુદ્રનાં મોજાંને બાંધી શકતાં નથી
ને મથ્યા કરું છું
તને પકડવા બાંધવા
મારા શ્વાસમાં આશ્લેષમાં...

આકાશમાં તારાઓ ચૂપ છે.

મુગ્ધ-વિદગ્ધા ☐ ધરણેન્દ્ર શાહ

લજ્જાથી નમ્ર જેના નયન ઝળહળે પ્રેમના દિવ્યતેજે,
ઝૂકયા છે ઓષ્ઠ જેના મધુરસ ઝરતા ઝંખનાને દુવારે;
તે આ મારી નવોઢા સખી શિશુવયની ઉરના દ્વાર સ્હેજે
ખોલી મારા પ્રવેશી ઘનપટ રમતી વીજ શી ચિત્ત મારે....

પ્હેલી તે રાત જ્યારે શયનગૃહમહીં થૈ હું લજ્જા વિમૂઢ
શય્યાને એક ખૂણે શું કરું ! ન કરું !....એની દ્વિધામાં પડયો 'તો',
બારીની સામું રાખી મુખ મુજપરને વેરતી હાસ્ય ગૂઢ,
બેઠી'તી' આ નિરાંતે શયન પર અજાણી બની ધૂર્તા ત્યાં તો....

ખુલ્લા વાતાયનેથી શરજ્યમ લહરો હિમશી શીત ફેંકી,
તોફાની વાયરે એ ઝટ સવળું વળીને મને જોઇ ખોટા;
આશ્ચર્યે હાસ્ય વેરી તિરછું નિરખતી માહરે અંક ઝૂકી,
ને એના ગૌર ગંડસ્થલ પર વરસ્યા પદ્મના ફૂલગોટા....

તેના ગોરા ગુલાબી મૃદુમસૃણ કપોલે હું મોહી પડયો 'તો'
જ્યારે તેણે મને રે ! મધુર મદભર્યા ચુંબને ભીંજવ્યો 'તો'....

સારીશીકો ☐ કૃષ્ણકાંત પારેખ
(જાપાનીઝ)

તને પ્રેમ કરવો
એ તો સમુદ્રનું જળ પીવા જેવું
જેમ વધુ પીઉં છું
તેમ વધુ ને વધુ તરસી થાઉં છું.
જ્યાં લગી આખો ને આખો દરિયો ગટગટાવી નહીં જાઉં
ત્યાં લગી કશુંય મારી તરસ છીપવી શકશે નહીં

## ચેતના તે પછીથી ☐ ધરણેન્દ્ર શાહ

ઉદ્યાનેથી નવબકુલની ગંધ શી મત્તભીની,
ધીરા વેગે ડયન કરતી મુક્ત – વાતાયનેથી;
પેસી ચારે તરફ મુજની છાઈ 'તી' ને નદીની,
શીળી મીઠી મદભર હવા આવતી 'તી' કનેથી....
આકાશેથી અમૃત છલતી ચંદ્રિકા શી રસીલી,
મીઠી ઘેરી પ્રણયીજનની ઝંખના હૈ રહી 'તી'
પૃથ્વી શ્યામા હિમકિરણના રમ્ય આશ્લેષ ઝીલી,
ઊંડા તોષે મધુરું હસતી તૃપ્તિને માણતી 'તી'...
ત્યાં એકાન્તે પ્રિય મિલનના મોજીલા સ્વપ્નપંથે,
નેત્રો ઢાંકી પ્રણયનરસ્યાં હું બન્યો તો પ્રવાસી;
ત્યારે તીખી ગજબ મદિલી ઇત્ર કેરી સુગંધે,
મારા પ્રાણે ઉલટ ભરતી કોઈ રે! રૂપરાશી.....
આવી ધીરાં ચરણ ઠવતી દિવ્ય નેપથ્યધારી,
આકર્ષતી મુજ હૃદયને વક્રનેણે નીહાળી;
સ્વપ્ને ઘેલા દૃગથી છલતા નેહથી આવકારી,
મેં તેને શી રતિ છલકતી તે સરી રમ્યબાલી....
મારી પાસે નયન નયને પ્રોઈને સ્કંધ શીર્ષે,
સ્થાપી વક્ત્ર મુજ શ્રુતિપથે પ્રેમના મંત્ર ફૂંક્યા;
તેણે ધીરે અવશ હું બન્યો તેહના અંગસ્પર્શે,
રોમે રોમે મુજ અમલ ઉત્તેજનાના ઝણૂક્યા....
પાયું તેણે મધુ ગજબ આકર્ષણાનું મનેને,
ખેંચી હૈયે મદથી અરપી મત્ત આશ્લેષ હેજે;
ને મેં મૂઢે શયન રચીયું ઘેલછામાં સરીને,
ઝૂડી તેની મદથી છલતી કોમલી દેહસેજે...

તેના અંગો મહીંથી સરતી ચેગિલી વીજળીથી
મારી બુઝી થઈ ગઈ હતી ચેતના તે પછીથી....

## મિયાં-બીબીની વડછડ ☐ મકરન્દ દવે

(ઢાળ: રામ ને સીતા વાદ વદે રે)

સાચા જવાબનાં સોગઠિયાં રે,
માગો રે બીબી, મનની બાત,
મિયાંને હરદે મોજ ચડી રે.

સાચા જવાબનાં સોગઠિયાં રે,
લાવજે રે એક ધોળી ચીજ—
મિયાંને હરદે મોજ ચડી રે.

ધોળાં, બીબી, તારાં ધોકણિયાં રે,
ધોળી હું પૂણીની જાત—
મિયાંને હરદે મોજ ચડી રે.

સાચા જવાબનાં સોગઠિયાં રે,
લાવજે રે એક રાતી ચીજ—
મિયાંને હરદે મોજ ચડી રે.

રાતી, બીબી, તારી ચૂંદડી રે,
રાતા આ રંગારી હાથ,
મિયાંને હરદે મોજ ચડી રે.

સાચા જવાબનાં સોગઠિયાં રે,
લાવજે રે એક કાળી ચીજ—
મિયાંને હરદે મોજ ચડી રે.

કાળાં, બીબી, તારાં લોચનિયાં રે,
કાળી તારી અલ્લાની વાટ—
મિયાંને હરદે મોજ ચડી રે.

સાચા જવાબનાં સોગઠિયાં રે,
લાવજે રે એક લીલી ચીજ—
મિયાંને હરદે મોજ ચડી રે.

લીલાં, બીબી, તારાં પાનબીડાં રે,
લીલો ઘરું કરનીનો રંગ–
મિયાંને હરદે મોજ ચડી રે.

સાચા જવાબનાં સોગઠિયાં રે,
લાવજે રે એક પીળી ચીજ–
મિયાંને હરદે મોજ ચડી રે.

પીળી તું પોતે સોનપરી રે,
છોડ પીળી સોનીની હાટ–
મિયાંને હરદે મોજ ચડી રે.

સાચા જવાબનાં સોગઠિયાં રે,
લાવજે રે એક રૂડી ચીજ–
મિયાંને હરદે મોજ ચડી રે.

રૂડાં, બીબી, તારાં રૂસણાં રે,
એથી રૂડી તારી મૂંગી જીભ–
મિયાંને હરદે મોજ ચડી રે.

ત્રણ દુઃખ! □ અનુ. ઉ. ભાયાણી
(સંસ્કૃત)

એને જોઉં છું ત્યારે
મને ઇંદ્ર ન હોવાનું દુઃખ,
એને ચૂમું છું ત્યારે
મને શેષનાગ ન હોવાનું દુઃખ.
એને આલિંગું છું ત્યારે
મને કાર્તવીર્ય ન હોવાનું દુઃખ.

કીડીઓ અને ઘરોળીઓ પર પડતો છેલ્લો વરસાદ જ્યારે સંભળાયો
ત્યાર પછી લાંબો સમય વીતી ગયો છે
હવે સૂર્ય નિરંતર તપી રહ્યો છે
ફળ પોતાના મોઢા પર રંગ ચોપડે છે
ધરતીનાં રંધ્ર ધીમે ધીમે ખૂલતાં જાય છે
અને સ્વરે સ્વરે ટપકતાં પાણી સમક્ષ
એક ગંજાવર છોડ સૂર્યની આંખમાં તાકીને જોઈ રહ્યો છે.

કોણ છે પેલો જે પણે પીઠ પર નિરાંતે પડયો પડયો
કિનારાની પેલી વાર, રૂપેરી અર્ધબળેલાં ઓલિવનાં પાન ફૂંકે છે!
તમરાં એના કાનની હૂંફ મેળવી રહ્યાં છે
એની છાતી પર કીડીઓ પોતાનું કામ કરી રહી છે
એની બગલના ઘાસમાં ઘરોળી સરકી રહી છે
અને એના પગની દરિયાઈ વનસ્પતિ ઉપર એક મોજું ધીમેથી ફરી વળ્યું છે
જલપરીએ મોકલેલું, જલપરી ગાઈ રહી છે:

'ઓ ગ્રીષ્મના દેહ, નગ્ન, બળેલા,
તેલ અને મીઠાથી ખવાઈ ગયેલા
ખડકનું શરીર અને હૃદયની કંપારી
ઓઝિયરના ઝાડના વાળ વિખેરતો પ્રચંડ વાયુ
સુગંધિત બેઝિલ વનસ્પતિનો શ્વાસ જનનેન્દ્રિયના વાંકડિયા વાળ ઉપર
તારાઓ અને પાઇનનાં તીક્ષ્ણ પાંદડાંથી પૂર્ણ,
દેહ, દિવસનું ઊંડું પાત્ર!

મૃદુ વર્ષા આવે છે, કરાના ઝપાટા
ઉત્તરના વાયરાના નહોરમાં ચાબખાનો માર ખાતી ધરતી સપડાય છે
સમુદ્રતળિયે રૌદ્ર મોજાં અંધકાર ફેલાવે છે
વાદળોના ખીચોખીચ આંચળમાં ડુંગરો ડૂબે છે
અને છતાં આ બધાં પાછળ તું કાળજીરહિત હસે છે
અને ફરી તારી અમર ક્ષણ પ્રાપ્ત કરે છે
જેમ રેતીથી છવાયા કિનારા પર ફરી સૂર્યને તું જડે છે
જેમ નગ્ન તંદુરસ્તીમાં આકાશને ફરી જડે છે તું.'

□ જયા મહેતા

સોનેરી કિરણોએ સાંકળ ખખડાવી
ભૂરીભૂરી પવનલહરીઓએ ટકરાઈ ટકરાઈને ઘૂમરીઓ ખાધી
બારણું બંધ રહ્યું

ગુલાબની વેલ લૂમઝૂમ ઝૂકી
બોરસલીએ સુગંધની બિછાત પાથરી
બારણું બંધ રહ્યું

ચકલીએ ઝીણીઝીણી ચાંચથી ટકોરા માર્યા
રમતિયાળ કન્યાએ ગીત ગાયું
બારણું બંધ રહ્યું

ગોડસેની ગોળી સનન આવી
બારણું બંધ રહ્યું

□ જયા મહેતા

છેવટના એક વાર ભિડાયા તે ભિડાયા
પછી લોખંડના તોતિંગ દરવાજા ઊઘડે જ નહીં
તો રંગરંગીન વાસંતી સુવાસ શું કરે?
પતંગિયાની ઝીણીઝીણી સુવાસ શું કરે?
સિકંદર, હિટલર, સિદ્ધાર્થ ને ગાંધી શું કરે?
તમે શું કરો? હું શું કરું? આપણે શું કરીએ?
—જોયા કરવાનું કેવળ લાચારીથી!

ધરતી કદી કોઈને યાદ રાખતી ન હોય ને
રણ કદી પાંગરે નહીં તો કોઈ શું કરે?
કઠપૂતળીના ખેલમાં સૂત્રધારની એક આંગળી
એકાએક થંભી જાય ને રાજા પડી જાય
તો માનીતી ને અણમાનીતી રાણીઓ શું કરે?
રાજકુમારો શું કરે? પાટવીકુંવર શું કરે?
તમે શું કરો? હું શું કરું? આપણે શું કરીએ?
—જોયા કરવાનું કેવળ લાચારીથી!

આલબમ ☐ સુરેશ દલાલ

એક સરસ ઘરની અંદર બે જણા ખરાબ રીતે ઝઘડે છે. સવારના પહોરમાં કીકરી ઉત્તમ, વાતો મધ્યમ, અધમતાને આરે પહોંચતી હોય એવી. વ્યક્તિઓની વાતોમાંથી નિંદાકૂથલી સામસામે કાઢવનો ગારો.

પછી બન્ને નોકરીએ જાય. સંતાનો સ્કૂલમાં, નોકરો માટે ડ્રોઈંગરૂમ. બાથરૂમ, શયનખંડ, ફ્રીજ, પંખાની હવા, એરકન્ડીશન, ફોન....કોમ્યુનિકેશનની પરાકાષ્ઠા

સાંજે બધાં ડાઇનીંગ ટેબલ પર ટોળે વળે. કોઈને કોઈનામાં રસ નહીં. ધૂંધવાયેલો ક્રોધ. બેક ગ્રાઉન્ડમાં મ્યુઝિકનો ધોધ. અવારનવાર થતી ડીનર પાર્ટીના મૃગજળથી પ્યાસ છિપાવવાનો હરણિયો પ્રયત્ન.

રાતના સેક્સી મેગેઝીનની સોડમાં. સિંહ ને સિંહણ ઉંદરની બોડમાં. કોણ જાણે કેવા કરમાયેલા કોડમાં એકમેકને કરડે, ફૂંકે, ફફે. જીવનમાં આમ ટકે, લટકે, છકે. સવારના પહોરમાં કમાન છટકે.

ઘડિયાળ બંધ, ઘડિયાળ ચાલુ. કંકોતરી, રિસેપ્શનના ફોટા, લગ્નનું આલબમ, ફાટી ગયેલાં પૂંઠાં, લગ્નનો અગ્નિ થીજી ગયો છે અને રિસેપ્શનનું આઇસ્ક્રીમ આગ....આગ....

એક આલબમની અંદર બે જણ ગોઠવાયેલાં, ઘવાયેલાં. સંતાનો, બીજી પેઢી......

એની પાસે પણ હશે એક સરસ ઘર, લગ્નના આલબમની બીજી આવૃત્તિ........

'એક અનામી નદી'માંથી

હાયકુ ☐ નીતા રામૈયા

જીવન જીવું
છું, ડુંગર ચડતી
કીડીની જેમ

મેં તો માગ્યું હતું મારું ભર્યુંભર્યું એકાંત
તમે મને આપી
મુશળધાર વરસાદ પછીની રાત્રિની સ્તબ્ધતા

મેં તો માગી હતી કેવળ એક હૂંફાળી પળ
તમે મને આપી
કપરા ભયપ્રદ શિખરોની હિમશીતલ જિંદગી

મેં તો માગી હતી ગાઢ જંગલમાં કંટકવિહીન કેડી
તમે મને આપી
અંતહીન મરુભૂમિમાં સંગહીન મઝધાર

મેં તો માગ્યો હતો કેવળ એક વણબોટયો શબ્દ
તમે મને આપ્યો
મૃત્યુમુખી દરદીના ઘૂંટાતા શ્વાસભર્યો સનેપાત.

રાધાની આંખનો ઉજાગરો ☐ ભાનુપ્રસાદ પંડ્યા

એ તો રાધાની આંખનો ઉજાગરો!
ગોકુલ ને મથુરાનું અંતર વેરાન થઈ
પથરાયું પોપચાં વચાળ!
એકીટશ જોવાતા પ્રહરો પણ પાંપણુથી
પ્રજળીને થાય સૌ વરાળ!
એ તો વૈશાખી લૂનો ધજાગરો!

'લાલચોળ' કહેશોમા, આંખે ઊભરાયો તહીં
ચાતકની તરસ્યુંનો રંગ,
મથુરાના મારગ સૌ હોમાતા જાય, વાટ
જોયાના ભડકાની સંગ!
વહે કાજળ કે નયણાંથી સાંવરો?
એ તો રાધાની આંખનો ઉજાગરો!

યાદ છે ☐ સુરેશ દલાલ

શ્યામ! તમને ડિસ્કોમાં જોયાનું યાદ છે!
C C, I., Oberoi – એમાં જે joy મળે.
યમુનાનો ઘાટ શી વિસાત છે!

રાધાનો પ્રેમ એ તો જૂનું ખરજવું:
એક એક ગોપી છે નવ્વી નક્કોર!
શાને જઈ મીરાંને ઘૂંઘટમાં મળવું:
નફ્ફટ અજવાળામાં રાતે બપોર.
શ્યામ! તમને જીનમાં જોયાનું જરી યાદ છે!
જરીપુરાણાં થયાં મોરમુગટ–પીતાંબર:
વાંસળીનો ખુલ્લો આપઘાત છે.

ઢોલીના ઢોલમાં સૂરની આ લાશ તરે:
ઘુવડ આનંદની કરે કિકિયારી
કોયલ તો લયના કૂવામાં લપાઈ ગઈ:
માનગાનતાનની પાન-પિચકારી

શ્યામ મારો કૂ્લણના કદંબમાં રળિયાત છે!
શ્યામ મારો કૂ્લણના કન્દંસમાં રળિયાત છે!

'એક અનામી નદી'માંથી

☐ જયા મહેતા

જો કે આવું બધું કાંઈ બન્યું નહોતું; તોયે મને લાગ્યું કે સૂર્ય આંખોઝળ થઈ ગયો છે, મેઘધનુષ્ય ખંડિત થયું છે, પંખીઓએ માળામાં મોં છુપાવી દીધાં છે, નદીઓ સ્થિર થઈ ગઈ છે, સમુદ્ર નદી-જેમ વહેવા માંડયો છે, પર્વતોનાં મોજાં ઊછળે છે, પવન માણસોના કૂવા બનાવે છે, ખુશનુમા સવાર પછી અંધારાના ઓળા ઊતર્યા છે........

મારું હૃદય એક ધબકારો ચૂકી ગયું છે.
જરૂર ક્યાંક કશુંક બની ગયું છે.

## પુનર્જન્મ ☐ પન્ના નાયક

પસાર થઈ છે વચમાં માત્ર એક રાત

—અને હવે
એ જ સૂર્ય પણ નવો સૂર્યોદય.
સમગ્ર કુંજઘટા લીલાશમાં મહોરી ઊઠે છે.
અંતરની આરપાર વહી જાય છે
કોઈ વાદ્ય વિના વાગતું
સરોવરભીના સમીરનું સંગીત.
લાગે છે
કાંઠા પર મૃત્યુ પામેલી માછલી
પાણીની એક જ છાલકે
સજીવન થઈ છે!

## આજની ઘડી કાલનો દિ'.... ☐ વિનોદ જોશી

આજની ઘડી કાલનો દિ'
ત્યાર પછી ચકલીએ અમથુંયે કર્યું નથી ચીં....

ચકલી તો ચાડિયાએ મારેલું ગપ્પું
વરણાગી વાયરામાં વીંઝાતું ચપ્પુ

કોણ હવે કાળઝાળ ચકલીને કહે, એલ્લી' લી....
આજની ઘડી....

ચકલીએ આસપાસ વીંટળ્યો ડૂમો
ચકલીને ચૂમો તો કેમ કરી ચૂમો

ચકલી તો પાણીમાં પડછાયા જેમ તરફડી....
આજની ઘડી....

ચકલીમાં રહેતી'તી ચકલીઓ રૂડી
ચકલીઓ ધારદાર ચકલી તો બૂઠ્ઠી

ચકલીની વારતાને સપનાની જેમ ઉતરડી....
આજની ઘડી....

## કે ભૂલચૂક લેવી દેવી.... □ વિનોદ જોશી

કે ભૂલચૂક લેવી દેવી....
અમથું કંઈ આમ હોય તમથું કંઈ તેમ હોય
સરવાળે વાત હોય જેવી તેવી....

દરિયામાં ઓળઘોળ ટીપું ને ટીપાંમાં
ઓળઘોળ દરિયાનો દેશ

આપણો તો આપણને આપણાથી છોડીને
આપણને શોધવનો વેશ

દરિયો ઢંકાય નહીં, ટીપું દેખાય નહીં
ટીપું દરિયાની વાત એવી, કેવી?
કે ભૂલચૂક લેવી દેવી....

અણરખની કોટડીમાં અંધારાં ઘોર
એક દીવો બેઠેલો ચૂપચાપ
અલ્લડ દીવાસળીમાં અજવાળાં બંધ
અને વિસ્તરતું બાકસનું માપ

અંદરના ભેદ અને ઉપરની કેદ, પછી
સમજણની જાત હોય કેવી? એવી.
કે ભૂલચૂક લેવી દેવી....

## ગઝલ □ મનોજ ખંડેરિયા

આવી લીલાશનો ભરોસો શું
ક્ષણજીવી ઘાસનો ભરોસો શું

ક્યાં સુધી આંગણાને મ્હેકાવે
જૂઈની વાસનો ભરોસો શું

જેનો પાયો છે તરલ પારાનો
એવા આવાસનો ભરોસો શું

ઝાંઝવાં આવી ચડશે શહેરોમાં
એના રણવાસનો ભરોસો શું

આજ ફાનસ કરી લે હાથવગું
સાંધ્ય–અજવાશનો ભરોસો શું

ઓશિયાળા હવાના ટેકાના–
એ બધા શ્વાસનો ભરોસો શું

અંગુલિ થઈ ગઝલનો મ્હાડ ઝીલે
તે છતાં પ્રાસનો ભરોસો શું

વૉલસ સ્ટીવન્સના લગભગ અંતિમ કાવ્યસંગ્રહ (The Auroras of Autumn) માં 'Angel surrounded by Paysans'ના શીર્ષકવાળા કાવ્યમાં સ્ટીવન્સે ખરીદેલા એક ચિત્રનું સ્મરણ છે. ચિત્રમાં તો નહોતો ફિરસ્તો અને નહોતા ખેડૂતો. તે Still Lifeનું ચિત્ર હતું જેમાં એક સુંદર કાચનો કટોરો આજુબાજુની વસ્તુઓ વચ્ચેથી તરી આવતો હતો. સ્ટીવન્સ મજાકમાં કટોરાને ફિરસ્તા તરીકે ઓળખાવતા, જ્યારે તેને ઘેરી વળતા ખેડૂતો હતા અન્ય સામાન્ય વસ્તુઓ. કાવ્યની શરૂઆતમાં એક ખેડૂત પૂછે છે:

There is a welcome at the door to which no one comes? અને ફિરસ્તો ઉત્તર આપે છે:

I am the angel of reality,
Seen for a moment standing in the door...

I have neither ashen wing nor wear of ore
And live without a tepid aureole,

Or stars that follow me, not to attend,
But, of my being and its knowing, part.

I am one of you and being one of you
Is being and knowing what I am and know.

Yet I am the necessary angel of earth,
Since, in my sight, you see the earth again.

ફિરસ્તો જનસામાન્યનો અંશ છે પણ અને નથી પણ. તે વાસ્તવનો ફિરસ્તો છે, જેની નજર દ્વારા આપણે આપણા જગતને જાણી પરખી શકીએ છીએ. કવિની કલ્પનાનું તે પ્રતીક છે.

સ્ટીવન્સની સમગ્ર કવિતામાં તેઓ આ પ્રશ્નનો ઉકેલ શોધી રહ્યા છે—માનવ મન વાસ્તવની જાણ કેમ મેળવી શકે? અને તેમની દઢ માન્યતા છે કે કલ્પનાશક્તિ દ્વારા જ કવિ વાસ્તવને પામી શકે છે. વાસ્તવમાં વસેલા કોઈ સત્યને તે પ્રાપ્ત કરે છે એમ સ્ટીવન્સનું કહેવું નથી. કલ્પનાશક્તિ જ વાસ્તવને, સત્યને, સર્જે છે. સ્ટીવન્સના મુખ્ય કાવ્યોનો વિષય ખુદ કવિતા જ છે. મોટા ભાગના કવિઓ કાં તો અધ્યાપક, કાં તો વિવેચક હોય છે; એટલે કાવ્યપ્રવૃત્તિ સાથે સંકળાયેલા કોઈ કાર્યમાં તેમના દિવસ પસાર થાય છે. પણ સ્ટીવન્સ તો વીમાકંપનીમાં કામ કરતા અને આ વ્યવસાયમાં તે બહુ ઊંચી પદવી લગી પહોંચ્યા હતા. ગદ્ય લેખો દ્વારા પોતાનો કાવ્યતત્ત્વવિચાર તેમણે બહુ મોડેથી પ્રસિદ્ધ કર્યો હતો, મોટા ભાગના કાવ્યસંગ્રહો પ્રસિદ્ધ થઈ ગયા બાદ. કાવ્યો દ્વારા જ તેઓએ કવિતા ધર્મની પોતાની ખોજ ચાલુ રાખી. કવિનો બાહ્ય જગત સાથે શો સંબંધ

છે, કાવ્યમાં તેનું પરિવર્તન કેમ થાય છે, આ પરિવર્તન જ તેનું સાચું સ્વરૂપ જાહેર કરે છે —આ તેમનું ચિંતન દુર્બોધ છતાં રસજ્ઞને આકર્ષે એવાં કાવ્યોમાં તેઓ વ્યક્ત કરે છે.

એક અન્ય પ્રશ્ન પણ સાથે સંકળાયેલો છે. ધાર્મિક પ્રતીતિ વિના વ્યક્તિ શી રીતે સાંત્વન અને આધાર મેળવી શકે? સ્ટીવન્સને મન આધુનિક કવિતા આ જ સાંત્વન અને આધાર મેળવવા પ્રયત્ન કરી રહી છે. એક જમાનો એવો હતો જેમાં આવા પ્રયત્નની જરૂર નહોતી, એક તરફથી ધાર્મિક શ્રદ્ધા ને બીજી તરફથી રૂઢ કાવ્યપરંપરા કવિને પૂરતું માર્ગદર્શન દેતી હતી. પણ હવે પોતાને પૂરતું પોષણ મળે એવા તત્ત્વની તલાશ કરતું મન એ જ કવિતાનો વિષય છે.

The poem of the mind in the act of finding what will suffice. It has not always had to find: the scene was set; it repeated what was in the script.

Then the theatre was changed to something else. Its past was a souvenir.

('Of Modern Poetry')

સ્ટીવન્સના કાવ્યસંગ્રહોનાં શીર્ષક તેમની સતત ઝંખનાએ જે વળાંક લીધા એ સૂચવે છે. Harmonium (૧૯૨૩)માં જગતની વિવિધતામાં કવિ રાચે છે. માનવ જીવનને તે પૂર્ણપણે આવકારે છે, સ્વીકારે છે. આ જગતથી પર એવા કોઈ સત્યમાં તે માનતા નથી, છતાં એવું કોઈ સત્ય નથી જ એમ કહેવા તેમની તૈયારી નથી. આ વિષયનું સૂક્ષ્મ મંથન 'Sunday Morning'માં વ્યક્ત કર્યું છે. કાવ્યની નાયિકા રવિવારે ચર્ચમાં ગઈ નથી, ઘરે આરામ કરે છે, પણ એનું મન સમુદ્ર ઓળંગી પેલેસ્ટાઈન તરફ પ્રવાસ કરે છે. પૃથ્વીનું સૌંદર્ય પોતાને માટે પૂરતું છે એમ તે માને છે:

Shall she not find in comforts of the sun,
In pungent fruit and bright, green wings, or else
In any balm or beauty of the earth,
Things to be cherished like the thought of heaven?

છતાં તે અસંતુષ્ટ રહી છે.

She says, 'But in contentment I still feel
The need of some imperishable bliss'.

મનમાં ઊભરાતા પ્રશ્નોનો કોઈ ઉકેલ નથી. કાવ્યનો છેવટનો ખંડ આ પ્રમાણે છે:

She hears, upon that water without sound,
A voice that cries, 'The tomb in Palestine
Is not the porch of spirits lingering.
It is the grave of Jesus, where he lay.'
We live in an old chaos of the sun,
Or old dependency of day and night,
Or island solitude, unsponsored, free,
Of that wide water, inescapable.
Deer walk upon our mountains, and the quail
Whistle about us their spontaneous cries;
Sweet berries ripen in the wilderness;

And, in the isolation of the sky,
At evening, casual flocks of pigeons make
Ambiguous undulation as they sink,
Downward to darkness, on extended wings.

ખ્રિસ્તી ધર્મમાં જે તથ્ય છે તે એના પરલૌકિક અંશમાં નહિ, પરંતુ ઈશુના જીવન અને મૃત્યુમાં રહેલું છે. માનવ જીવનનો અર્થ શોધવો નિરર્થક છે. સદીઓથી જીવન 'Chaos' જ છે. આપણે એકલાં દ્વીપ પર વસેલાં છીએ, કોઈ દૈવી સત્ય સાથે સંકળાયેલાં નથી. પણ કેવો સુંદર છે આપણો એ દ્વીપ!

Ideas of Order (૧૯૩૫)માં જગતના વૈવિધ્યમાં કોઈક યોજના માટે કવિ ઝંખે છે. પણ યોજના જો હોય તો કળા અને કળાકાર જ તે સર્જી શકે એવી પ્રતીતિ 'The Idea of Order at Key West' માં સમુદ્રતટે મુક્તકંઠે ગાતી ગાયિકાને સાંભળતો કવિ વ્યક્ત કરે છે:

It was her voice that made
The sky acutest at its vanishing.
She measured to the hour its solitude.
She was the single artificer of the world
In which she sang. And when she sang, the sea,
Whatever self it had,became the self
That was her song, for she was the maker. Then we,
As we beheld her striding there alone,
Knew that there never was a world for her
Except the one she sang and, singing, made.

વાસ્તવને ઝીલવું, માનવને કળા દ્વારા પોતાનું સાચું સ્વરૂપ દર્શાવવું એ સહેલું કાર્ય નથી. The Man with the Blue Guitar (૧૯૩૭)માં મુખ્ય કાવ્યનું શીર્ષક એ જ આખા સંગ્રહનું શીર્ષક છે. આ દીર્ઘ કાવ્યમાં ગિટારનો વાદક પોતાનો કળાધર્મ સ્વીકારે છે પણ સાથેસાથે મૂંઝવણ વ્યક્ત કરે છે:

They said, 'You have a blue guitar,
You do not play things as they are.
The man replied, 'Things as they are
Are changed upon the blue guitar'.
And they said then, 'But play, you must,
A tune beyond us, yet ourselves,
A tune upon the blue guitar
Of things exactly as they are'.

*Parts of a World* (1942), *Transport to Summer* (1947), *The Auroras of Autumn* (1950), *The Rock* (1954) આ સર્વ સંગ્રહોમાં આ દ્વિધા સંબંધી મનન જારી રહે છે. છેવટે સ્ટીવન્સનું કદાચ સૌથી મહત્ત્વનું કાવ્ય, *'Notes Towards a Supreme Fiction'*, એમાં મૂંઝવણ નથી, આત્મવિશ્વાસ છે કે આજનો વીર પુરુષ, જે જનતાને માર્ગદર્શન આપી શકે છે, તે કવિ જ છે અને Fiction દ્વારા જ વાસ્તવને ઝડપી તે અન્યોને માર્ગ દર્શાવે છે.

## ભીની ભીની લ્હેરખી........ □ વિનોદ જોશી

ભીની ભીની લ્હેરખી ચૂમે
વરિયાળીનો છોડવો લૂમે ને ઝૂમે
ભીની ભીની લ્હેરખી ચૂમે....

ઝૂમખું ઝીણું એ....ય હવામાં ઝૂલતું જાય....ઝૂલતું જાય
કૂણું કૂણું કાળજામાં કંઈ ખૂલતું જાય....ખૂલતું જાય

સોંસરવા સોણલા ખૂંપે
ભોળી ભોળી વાત કોઈ લીંપે ને ગૂંપે
સોંસરવા સોણલાં ખૂંપે....

કાળજું એના અણસારાને ભૂલતું જાય... ભૂલતું જાય
હાલકડોલક પરવાળામાં ડૂલતું જાય....ડૂલતું જાય

રઘવાયા વાયરા ઝણુંબે...
લીલા લીલા કોડ કોઈ ઢાંકે ને ઢૂંબે
રઘવાયા વાયરા ઝણુંબે....

## તરસે □ ભગવતીકુમાર શર્મા

નિયોન લાઇટ્સનાં ખેતર તરસે
સૂર્ય અશ્વને ટાવર તરસે

પગનાં છાલાં ગયાં રુઝાઈ
કેક્ટસના વાવેતર તરસે

શબ્દ અંધ ને પ્રશ્નો મૂગા
બધિર પ્રદેશે ઉત્તર તરસે

અક્ષરનો ખાલીપો જોઈ
હ્રસ્વ ઇ કાનો માતર તરસે

સૂત્ર લખ્યા વિણ ભીંત સુકાતી
પિચકારીને પોસ્ટર તરસે

કવચિતપણાની કૂંપળ ફૂટી
તુજ પગલાંને ઉંબર તરસે

ટેરવે બેઠી લાગણી વિહ્વળ
પત્રને ટાઈપ રાઈટર તરસે

મુ. સુરેશભાઈ,

કવિતા અંક ૯૦ના નિર્ણાયક તરીકેની જવાબદારી મને સોંપી.
મેં સ્વીકારી.
આભાર.
કવિતા અંક ૯૦ની શ્રેષ્ઠ કૃતિ–અનિલ જોષીનું ગીત 'ભ્રાંતિ.'
શબ્દો અને સંદર્ભોનો લય સાથે સુંદર સમન્વય.
'ઉશનસ્'નાં સૉનેટોનો પણ આજની યુવાન પેઢીએ ઝીણવટપૂર્વક અભ્યાસ કરવા જેવો છે
બાકી આમ જોવા જઈએ તો 'વ્યક્તિત્વ' પર સતત ટાંપી રહેલા વર્તમાન વાતાવરણનાં સંદર્ભમાં આજની કવિતાઓનો ખાસ અર્થ સરતો હોય એમ લાગતું નથી.

—ચંદ્રકાન્ત શાહ

તૂટે ▢ ભગવતીકુમાર શર્મા

ખંડેરો અકબંધ રહે ને કિલ્લો તૂટે
દર્પણ દર્પણ હેમખેમ પણ ચહેરો તૂટે
તિરાડ ટોળે વળી વળીને તરસ્યું બની ગઈ
મદિરા તો ભરપૂર પરંતુ પ્યાલો તૂટે
ઊભી લાગણી સાંઢણી જેવી ગઢની આગળ
'હોવા'ના હડદોલાથી દરવાજો તૂટે
અમે ઠેસ થઈ જમીન સરસા રહ્યા ઘસાતા
સાંકળની ચકલીને શું જો હીંચકો તૂટે?
આંચ નહીં આવે જળની જળમમતા ઉપર
હારાકીરી કરે હવા, પરપોટો તૂટે
જૌહર કરવા બત્રીસ પૂતળી આકળવિકળ
વિક્રમ ને વૈતાળનો ક્યારે નાતો તૂટે?
રેશમની સાંકળ શા તારેતાર વીંટાયા
પતંગિયું નિષ્પ્રાણ, ભલે કોશેટો તૂટે

## ગીત ☐ ચંદ્રકાન્ત શાહ

એક જ ઇચ્છા પૂરી કરવી, વ્યભિચાર પણ કરવો એક જ વાર
એક જ વારે શરીર, શબ્દ કે સંબંધોના વળગણમાંથી નીકળી જાવું પાર
પછી સુખેથી શબ્દ વગરની વાતો કરવી, અર્થ વગરનું હળવું ભળવું મળવું છળવું.
બની શકે તો શરીર વિનાનો સ્પર્શ પામવો—નહિ હરફરવું, નહિ ખળખળવું ક્યાંય નહિ પીગળવું–

રૂપ સનાતન, જીવ સનાતન, અર્થ સનાતન, જગત સનાતન, બધું સનાતન સાડીસત્તર વાર
વ્યભિચારનું વેન લઈને એક ઝાટકે નીકળી જાવું બધા સત્યની પાર—
કોણ હવે આ તરડાયેલી આંખ ઉઘાડે, કોણ નજરને ચડે રવાડે
અમથાં અમથાં રોજબરોજ કોણ હવે'ને કોણ શ્વાસનો ભાર ઉપાડે
કોણ ઘડીમાં તૂટેભાંગે, ઇચ્છાઓના ટેભા સાંધે, કોનામાં છે શેષ રહ્યો સંચાર
વ્યર્થ ઊપડતા પગને મૂકવા કોણ હવે છે અર્થસભર તૈયાર
વ્યભિચારનું વેન લઈ ને એક ઝાટકે નીકળી જાવું બધા સત્યની પાર
એક જ ઇચ્છા પૂરી કરવી વ્યભિચાર પણ કરવો એક જ વાર.

સર્જકેર આદિપ્રણયાખ્યાન ☐ જયેન્દ્ર શેખડીવાળા

## કડવું પહેલું

હાથ હુડેહાટ હડી કાઢતા હમ્બો હમ્બો કરતાજી
ઝિમ્બોની બેટીને લઈને જંગલ વચ્ચે ફરતાજી

## કડવું બીજું

ઝિમ્બોની બેટી તે વનની શકુંતલાગત વેલીજી
હાથ ભયો દુષ્યંતલ મૃગયા, જંગલ વિદ્યા મેલીજી

## કડવું ત્રીજું

ઝિમ્બોની બેટીનાં જૂજવાં રૂપ હાથમાં આવેજી
કલમ, ચબરખી, નદી–સદીનો ઢાળ બને ઢોળાવેજી
પથ્થર, ફૂલો, રંગ તરંગો આભ અને અવકાશાંજી
ઝિમ્બોતનયા રૂપ વખાણું રૂપોત્તમનાં શાંશાંજી

## કડવું ચોથું

ઝિમ્બોસૂતા સરસર વ્હેતી રચાવતી કૈં મંગલજી
મંગલ ભાળી ઝાળઝાળ થઈ ભડભડ બળતા જંગલજી

## કડવું પાંચમું

જંગલમાં જે ઝાડ હતાં તે વનસ્પતિ નહિ રાક્ષસજી
રાક્ષસ કહેતાં તરત સાંભરે નગરે વસતાં માણસજી
માણસનો મતલબ છે ટોળું, ચીસ અને હેકારોજી
માણસ એવો પ્રાન્ત વસે જ્યાં ભૂત, ભૂવા, ભેંકારોજી
માણસનું મન ખાઉં ખાઉં ને ગંજી પરનો કૂતરોજી
પછી બાજવત્ ત્રાટકતું રે દત્તક લે ચબૂતરોજી

## કડવું છઠ્ઠું

માણસને ક્યાં ઓળખતાં રે હાથ કે ઝિમ્બોતનયાજી
પંખી જીવતાં બેઉ, બાંધીને માળો સુંદિરવનયાજી
દાવાનળ ફેલાયો તેથી જંગલના રસકસમાંજી
ઝિમ્બો સૂતા અને હાથ પર ઊતર્યાં સંકટ વસમાંજી

કડવું સાત

એક રાતને માથે ઘટના ઘોર ત્રાટકી વીજળીજી
જંગલ સળગ્યું, હાથ ધુમાડો, ઝિમ્બોતનયા બદરીજી
ઝિમ્બોતનયા થરથર સૂસવે, વદે કેટલું બેઠુજી
ખરી પડયું રે લખલખ ભવથી ઊડતું પંખી હેઠુંજી
ખબર દિજ્યો કોઈ મોરે પિકો મરમર દિન બિતાઉંજી
કહાઁ ગયે તુમ કહાઁ ગયે મૈં અંસુવન નીર બહાઉંજી
થથરાવે કંપાવે ઝીંકે માથાં કોરે કાગળજી
કાલિદાસે મેઘ મોકલ્યા તેય સુકાતે વાદળજી

આંત્યવલણ

તે દિ'થી ઝિમ્બોની બેઠી ધાતાધાતી આંસુજી
હું કાલિદાસ, હાથ, ધૂમાડો, જંગલ કે બગાસુંજી
હડી ગયો હું ક્યાંક પરીને દેશ મુજારી વેશેજી
કાગળ પર ઝિમ્બોની બેઠી મૃત કવિતા વેશેજી

## ગઝલ ☐ મનોજ ખંડેરિયા

અવકાશ જેમ આખી અખિલાઈમાં ઊભા
ઝળહળતી આસમાની અમીરાઈમાં ઊભા

જે બાજુ જોઉં તે તરફ પ્રતિબિંબ તરવરે
ચોમેર ગોઠવેલી અરીસાઈમાં ઊભા

સમતોલ જાત રાખતા પણ હાથ ના રહે
લહેરાતી સાંજની આ સમીરાઈમાં ઊભા

ક્યારે ઈશારો કોળે ને પગલું ઉપાડીએ
અદ્ધર પગે અમે તો અધીરાઈમાં ઊભા

ગૂંથાય ઝીણા તાર તરન્નુમના શ્વાસમાં
વસ્ત્રો સમી વણાતી કબીરાઈમાં ઊભા

કંઈ ખાખી ખાલીપાની બલક લઈ હરીભરી
આ ફાટ ફાટ થાતી ફકીરાઈમાં ઊભા

## દ્વન્દ્વ ☐ હીરા પાઠક

પાંખડી : ૧ :

આ દ્વન્દ્વમૂલક નિસર્ગ! સદા પ્રમાણ.
વૈવિધ્ય વિસ્મય. ન રે કશુંયે સમાન,
એકૈક માનવ, પ્રસંગ, પદાર્થ, હેતુ,
જ્યાંજ્યાં જરીક જીવ, તેનું પ્રમાણ દેતું.
છે રૂપ રંગ રચના હર નવ્ય કાવ્ય,
જીવાડવા જીવ અખૂટ રસે સદાય.
દ્વન્દ્વ સ્વયં નવલ જીવનનું નિમિત્ત.

પાંખડી : ૨ :

આ દ્વન્દ્વની દ્વિદલ સૃષ્ટિ રહસ્યરૂપ!
હું સ્ત્રી! વસ્યું સકલ સૃષ્ટિનું સ્ત્રીસ્વરૂપ!
મારે વિશે: અડધ મારી સ્પૃહા કરતા
પૌરુષમાં; દ્વિદલ સ્પંદન સૃષ્ટિકેરું
તે અર્ધનારી શિવકેરી ન હોય સંજ્ઞા!

પાંખડી : ૩ :

આ દ્વન્દ્વ! માનવસ્વભાવ અજાયબીનો!
સંઘર્ષ દારુણ દ્વિધા હૃદયે જગાડી,
આચાર વા વળી વિચારણા ભાવક્ષેત્ર
નિષ્ક્રિય ધૂંધળું વિશીર્ણ કરે બહુધા:
કે પ્રેરી તીવ્ર તણખા ભીતરે પ્રકાશી,
જે સત્ત્વશોધન સમન્વય સૂક્ષ્મતાનું
દિયે રચી, નવ શું દ્વન્દ્વતણો પ્રતાપ?

પાંખડી : ૪ :

આ દ્વન્દ્વમાંથી જનમે જીવ, જિંદગાની
સંઘર્ષ ક્ષુદ્રમહીં વીતતી શ્રેયપ્રેયે;
ને અંત યે જીવનમૃત્યુમહીં ઝૂઝંતાં,
'ચોર્યાશી'નાં જનમમૃત્યુ શિરે લખાયાં!

પાંખડી : ૫ :

આ દ્વન્દ્વની સકલ અર્જિત સૃષ્ટિમાંહી,
કો દૈવ ચાલક ચમત્કૃત ગૂઢ સત્ત્વ!
તે પ્રેરી તત્ત્વ અણધાર્યું—રચે અકસ્માત્,
બહુધા કરુણ ઘટના વિધિવક્રતાની
સર્જે, ન તે પર નિયંત્રણ માનવીનું.

પાંખડી : ૬ :

આ દ્વન્દ્વ માનવસ્વભાવની શી સમસ્યા!
અન્યોન્ય હાંસી કરી ઇષ્ટઅનિષ્ટ અંશો
રહેતા સજોડ, પણ સાવ સદા જુદેરા!
ક્યારેય 'એક' બનવા, ફીટી દ્વન્દ્વ જાશે?

પાંખડી : ૭ :

આ દ્વન્દ્વ માનવસ્વભાવનું એવું ખસ્સું!
સારું અને નરસું, ઊજળું-હીણું પાસું.
એવી કલાથી વ્યવહાર ન સાધવો કે?
સારાથી સારપતણી સમતા જ માત્ર.

ગઝલ ☐ બરકત વીરાણી

દૃષ્ટિમાં ફાગણ બધાની પાસ છે,
આંખમાં શ્રાવણ બધાની પાસ છે.

વાસનાનું, પ્રેમનું કે ભક્તિનું,
એક આમંત્રણ બધાની પાસ છે.

સૌ અહીં ખોટું જ હસતાં હોય છે.
એક પાગલ પણ બધાની પાસ છે.

એકબીજાને રોજ તરસાવ્યા કરે,
ઝાંઝવાંનું રણ બધાની પાસ છે.

અન્યને થોડી શિખામણ દઈ શકે,
એટલું ડહાપણ બધાની પાસ છે.

સદ્‌ગુણોનો દંભ રાખે છે બધા,
નકલી આભૂષણ બધાની પાસ છે.

આવડે જો સ્મિતનો ઉપયોગ, તો
એક આકર્ષણ બધાની પાસ છે.

થઈ શકે જે એક તક તકદીરની
એક એવી ક્ષણ બધાની પાસ છે

જન્મ લઈ બેફામ આવે છે બધા,
મૃત્યુનું કારણ બધાની પાસ છે.

ગઝલ □ બરકત વીરાણી

જેમણે નિજ હૃદયમાં ત્રણે કાળની સ્વાર્થની ભાવના માત્ર સાધી હશે,
એ બધાના જીવનમાં સતત રોજની આધિવ્યાધિ હશે ને ઉપાધિ હશે.

કોઈ મારા સમો કંઈયે સાધન વગર, આવી પહોંચે તરીને કિનારા ઉપર;
તો તમે માનજો નક્કી મારા વતી, એની મઝધારમાં નાવ લાધી હશે.

આપને વાગે પથ્થર અગર પગ મહીં, એની પીડાની ફરિયાદ કરજો નહીં;
કેમકે એ સમે આપના પગતણી એ બિચારાએ પણ લાત ખાધી હશે.

હોય ના કોઈ પાસે ભલે કાફલા, માનવીઓ છતાંયે નથી એકલા;
જેમણે એક વ્યક્તિ ગુમાવી હશે, એમને અન્ય વ્યક્તિય લાધી હશે.

કોઈ હાનાદીવાનાનો લ્યો દાખલો, તો હિસાબ આવશે એમનો આટલો;
એકે જીવતર મહીં ખોટ ખાધી હશે, એકે અંતર મહીં ચોટ ખાધી હશે.

માનવીનું જીવન છે સદાનું જીવન, શ્વાસ અટકે છતાં એ અટકતું નથી;
લોક બેફામ જેને કહે છે મરણ, એ કયામત સુધીની સમાધિ હશે.

ગઝલ □ બરકત વીરાણી

નથી એ દુઃખ કે જીવનની સફરમાં ઠેશ લાગે છે,
મને દુઃખ એ જ છે કે ઠેશ પણ હંમેશ લાગે છે.

પડી ગઈ છે કપાળે કરચલીઓ જે બુઢાપાની,
અસંતોષી જુવાનીની કોઈ ઝુંબેશ લાગે છે.

પૂનમની રાતની ઉપમા તો આપી દઉં, છતાં દુઃખ છે,
હવે તારાય મારી જેમ ધોળા કેશ લાગે છે.

મને તારી ગલીમાં માત્ર લાગે છે વતન જેવું,
ગલી તારી મૂકી દઉં તો બધું પરદેશ લાગે છે.

પ્રણયનાં ફાટેલાં વસ્ત્રો, ને બીજો રૂપનો પરદો:
મને તો એ જ કેવળ બે જ સાચા વેશ લાગે છે.

સતત ખાનાબદોશી હોય છે ગઝલોની ઝોળીમાં
મને શાયર રૂપે બેફામ તો દરવેશ લાગે છે.

ગીત ☐ સુરેશ દલાલ

સૂરજમુખી તો ધારીધારી જુએ સૂરજ સામું
હું તારામાં જીવું ને મારામાં મૃત્યુ પામું

આંખ ઊઘડતાં એક ચહેરો
ઊઘડે થઈ આકાશ.
કેમ કરીને અલગ પાડશો
લહર-ભીતર-સુવાસ.
તારો એક સહવાસ: તો સૌને આપું રાજીનામું
હું તારામાં જીવું ને મારામાં મૃત્યુ પામું.

વાદળ ને વરસાદ ને દરિયો
કેવા તાણાવાણા!
તારા વિના સંબંધ સૌના
અણઉકલેલ ઉખાણાં
કંઈ કેટલા બ્હાના પાછળ ઝરણાનું સરનામું
હું તારામાં જીવું ને મારામાં મૃત્યુ પામું

લઘુ કરુણપ્રશસ્તિ ☐ સુરેશ દલાલ

એક વખત
બે મિત્રો હતા ને એક મૈત્રી હતી
મૈત્રી ઝરી ગઈ મૈત્રી સરી ગઈ
મૈત્રી ખરી ગઈ
મિત્રો જીવતા હતા
હોઠ ખુલ્લા હતા ને હૈયું સીવતા હતા.

મિત્રો જીવતા રહ્યા; મૈત્રી મરી ગઈ:
શ્રીરામ.... શ્રીરામ... શ્રીરામ...

ૐ શાંતિ શાંતિ શાંતિ

## ગીત ☐ સુરેશ દલાલ

ભવની એક ભ્રમણામાં વીતી ગઈ
રાત આખી રમણામાં વીતી ગઈ.

શમણામાં પૂછ્યું કે કોણ છો તમે?
તો કીકી વિનાની આંખ ઝૂર્યા કરે.
લયની બખોલમાં કેટલાંયે પંખીઓ
પાંખો વિના છાનું ઊડ્યા કરે.
આંખ ઓશિયાળી જમનામાં ડૂબી ગઈ
ઊગ્યા વિના એક તારલી આથમી ગઈ.

મોરપીંછ જેવું આ અંધારું કેમ મને
વીંછીની જેમ આમ ડંખ્યા કરે?
સૂરજના વિના આ એકલ સૂરજમુખી
નીચાં ઢાળીને નેણ સળગ્યા કરે.
એક માછલીના પેટમાં વીંટી ગઈ
રાત આખી ભ્રમણામાં વીતી ગઈ.

## દેવ સામેનો દીવો ☐ સદાનંદ રેગે ☐ જયા મહેતા

દેવ સામેનો દીવો
રહેવા દો એમનો એમ.

આપણે દેવને અંધારામાં રાખશું
તો ખોઈ નાખશે એ આકાશ.
આ ઓરડાના ખૂણામાં
એટલો જ ચમચી જેટલો પ્રકાશ.

કેટલું ઘી આમ
જોઈજોઈને જોઈશે!
એક વાટ મૂકીએ
એટલે બધો તડકો જ તડકો.

દેખાવા દે જરા દેવને
આ અનાદિ અંધારું;
પ્રગટે તો પ્રગટવા દે
એક વાર કોમળ ગંધાર.

# ગઝલ

યાદનો કાયમ પહેરો હોય છે
પાંપણો પર બોજ એનો હોય છે

આંખથી એમજ પડે ના આંસુઓ
કોઈકનો અણિયારો વાગ્યો હોય છે

હાથતાળી આપીને છટકી જતે
મૃત્યુનો નખશિખ પહેરો હોય છે

એને મંઝિલ તો ભલા ક્યાંથી મળે
એક કદમ ભરતાં જે ડરતો હોય છે

ડાળ પરથી જ્યારે ઈચ્છાઓ ખરે
ડાળખી પર બોજ વધતો હોય છે

ઓપ પશ્ચાતાપની છે એટલે
માનવી અહીં પાપ કરતો હોય છે

– નરેશસિંહ

મુંબઈ ☐ મેલની સિલગાર્ડા ☐ પ્રાપ્તિ કાનાણી

તું પશુની જેમ શ્વાસ લે છે.

તારા ટાપુઓ હાણાહાર અને સંકળાયેલા
એ તો જાંઘો છે જે તેં લાત મારીને છૂટી પાડી
જ્યારે કોઈ અંધારા દેવે
ભાતભાતના માણસોની લહેરો નાખી યોનિમાં

તેમણે બાંધી
તારી કૉંક્રીટ-હાંતાળી આકાશરેખા લાતોથી
અને પોતાના દેવોની સ્મૃતિમાં
તેમણે ચોંટાડયો કાગળનો એક ચંદ્ર
તારા કાર્બન-આકાશમાં
તારું ભવિષ્ય લખાયું દશ માળ ઊંચું
અને ગટરનાં નાળાંની અંદર
કેટલાક જીવે છે જીવવાના અધિકાર વગર
તેમના ગલીચા તેમના બગીચાની
ઘાસની બિછાત કરતાં પણ જાડા.
તેમનાં બાળકો ચૂસે ટોટીઓ
જ્યારે બીજાં બાળકો પોતાના અંગૂઠા
હાડકાં સુધી ગાળી નાખે છે ચૂસીને

અને મુંબઈ, તારા આળસુ કિનારા સાથે
તારી યોનિ દુરસ્ત કર થોડા થોડા વખતે
અને સમુદ્રને ધસી આવવા દે તારી અંદર

એક કાવ્ય ☐ ગુણવંત શાહ

તુલસીક્યારાને પાણી પાતી
કોઈ સ્ત્રીને જોઉં છું
ત્યારે
મને આપોઆપ
સમજાઈ રહે છે,
માતૃત્વનો મર્મ!

☐ સુરેશ દલાલ

એક પંખી
પોતાના વિખૂટા પડેલા આંધળા ટહુકાને
શોધ્યા કરે છે,
બહેરા-મૂંગાના મૌન જેવા આકાશમાં

એક અપંગ હલેસું
સુકાઈ ગયેલા સમુદ્રમાં
શોધ્યા કરે છે
પોતાની ડૂબી ગયેલી હોડી.

પાનખરના પાથરણા પર બેસીને
એક બ્હાવરી પાંદડી
વૃક્ષના ઓલવાયેલા કાનમાં
વાસંતી દિવસોની વાત કરે છે.

હું ટહુકાને ઓળખતો નથી
હોડીને ભૂલી ગયો છું
અને
પાંદડી સાથે મારો કોઈ નાતો નથી.

ફૂટતું પ્રભાત ☐ નિર્મળપ્રભા બારડોલોઈ ☐ ઇન્દ્રજિત મોગલ
(આસામી)

પ્રભાત શું ફૂટે છે
તોપોના ધ્વનિ થકી?
ના, નહિ જ.
એ તો ફૂટે છે
તે પંખીના ટહુકા સાથે
જે રાત્રિના અંધકારને
ધીમે ધીમે ચૂગે છે.

ગઝલ □ બકુલેશ દેસાઈ

કોણે કહ્યું કે જિંદગીમાં ધૂપછાંવ છે?
જ્યાં જ્યાં નજર કરું, બધે વૈશાખ સાવ છે!

વરસાદમાંય કેમ હું કોરો કડાક છું?
તારો પ્રભાવ કે પછી મારો સ્વભાવ છે?

મ્હેકાવવાનું હે પવન, ફાવ્યું નહીં ભલે!
અંતરની આગ સાથ પણ શું અણબનાવ છે?

છલકી જવાનું આમ તો વાતાવરણ અહીં,
શાથી ડૂમો ન ઓગળે? શાનો અભાવ છે?

ઇચ્છા સમાં દીધાં બલિ બત્રીસ લક્ષણાં!
તળિયે ન પાણી સળવળ્યાં એ મારી વાવ છે!

મુંબઈ ૧૮-૮-૮૨ □ હેમેન શાહ

છે વ્યસ્ત હાથ ફાઇલો ને પેપરવેટ પર,
આત્મા તો ક્યાંક ભટકી રહ્યો છે રહેંટ પર.

ક્રોસિંગ પર માહીમના માગે છે ભીખ શહેર,
સૂએ છે વાળી ટૂંટિયું એ ચર્ચગેટ પર.

હડતાલમાં કુટુંબીઓ દેખાય છે અલગ,
વિકરાળ મોઢાં કોઈએ સાંધ્યા હો પેટ પર

ઇતિહાસ છે, ન ભૂલ કોઈ માફ થઈ શકે,
આ હાથલો નથી કંઈ બાળકનો સ્લેટ પર.

લાગેલ ચુસ્ત કર્ફ્યુની પરવા કર્યા વિના,
વરસી ગયું એક આપટું મુંબઈના બેટ પર.

જોઉં શહેર ધીરે હું રાખ થઈ જતું,
મક્કમ છે હોઠ કોઈના આ સિગરેટ પર.

લાગ્યું ! [ ] હેમન્ત દેસાઈ

૧

તમારા હાથની મહેંદી સજી નભ શોભવા લાગ્યું
અને એ ક્ષણ મને સગપણ વીતેલું કોરવા લાગ્યું !
હઠીલી આંખ વારંવાર અસ્તાચળ અડી આવે
હું બન્ને હાથ ખંખેરું અને જગ ડોલવા લાગ્યું !
વતનની ડેલીએ સાંકળ દઈ નીકળી પડું છું ત્યાં
હવામાં ઘૂમતું કાતિલ સ્મરણ ભડકાવવા લાગ્યું !
નિરર્થકતાની અટવીમાં ચરણ અટવાય આ મારાં
તમારી આંખથી ટપકેલું સપનું ઠારવા લાગ્યું !
તમે ચીતર્યું હતું જે નામ ખાલી આ હથેલીમાં
સુગંધી સર્વ અત્તરની લઈ ઊડી જવા લાગ્યું !
સિકંદર હું નથી કે ખાલીપો લઈ જાઉં હાથોનો
મને બદનામ જાણીને મરણ પણ ભાગવા લાગ્યું !

૨

જરાક કોઈ ઢળ્યું, કોઈ તાકવા લાગ્યું,
જતાં જતાંય કોઈ ફૂલ આપવા લાગ્યું !
પ્રભાત શુક્ર સમું અન્ય કોઈ મલક્યું ને
મયંક પૂર્ણ બની હાસ્ય વેરવા લાગ્યું !
મળેલ ભાગ્યહીનના મજાક-મેળામાં
બજાર વચ્ચે વળી કોઈ જોખવા લાગ્યું !
અમે તો આમ અદબવાળી ઊભા જોઈ રહ્યા
પ્રણામ કોઈ કરે, કોઈ ભાંડવા લાગ્યું !
હલેસે મેલી દીધી મ્હેકતી નિખાલસતા
સંબંધનું વહાણ તોય ડૂબવા લાગ્યું !
ઋણાનુબંધ નયન – હસ્તના બધા તૂટ્યા
નિરાંત ભાળી મરણ સાજ છેડવા લાગ્યું !

ગઝલ ☐ હેમેન શાહ

ચારેય વેદ વેચ્યા તો છેવટ વટાવમાં,
પામ્યો સફેદ વાળ હું મોંઘેરા ભાવમાં.

નહીં તો ફૂલોની વેલથી પડદો બને નહીં,
ન્હાતું હશે જરૂર કોઈ આ તળાવમાં.

ભાષાની ભુલભુલામણીમાં એ જતી ગઈ,
વ્યક્તિ જે રજૂ થઈ ન શકી હાવભાવમાં

બાલિશ પ્રયાસ છે અનંતને વિભાજવું,
કોઈ ન કસવીઝન છે સમયના સ્વભાવમાં.

સારું ખરાબ જેવું જગતમાં કશું નથી,
વ્યાખ્યા રચી છે કોઈએ પૂર્વે ઠરાવમાં

કથા–એ–લીંબોળી ☐ મહેશ યાજ્ઞિક

તાક ધિનક ધીન લીંબોળીની કથા સાંભળે પાન,
જેમકે રાધા સ્મિત કરે ને હસી પડે ઘનશ્યામ!

આજ અચાનક એક કાગડે
ભરી લીધી'તી બથમાં
ચાખી લીધો સ્વાદ ને પાછી
ફેંકી દીધી પથમાં

કોણ પૂછે કે કયાંથી પાછા લટકયા ડાળે આમ,
તાક ધિનક ધીન લીંબોળીની કથા સાંભળે પાન!

ખિસકોલી પણ ખી ખી કરતી
બે પગના બે હાથ બનાવે
રામ ગયા'તા લંકા એની
મને સૂંઘતી વાત ભણાવે

પવન અડપલું કરે લચકતી ગોરી લીલે વાન,
જેમકે રાધા સ્મિત કરે ને હસી પડે ઘનશ્યામ!

ગઝલ □ હેમેન શાહ

જો ગયા ગુજરેલા પ્રેમીને જ હક આધીન છે,
તો ગઝલિયા સલ્તનતની આ ખડી તૌહીન છે.

છાબડીમાં તારલા ચોરી જવાના જુર્મ પર,
કેદ છે એ બાળપણ માટે કોઈ જામીન છે?

ફક્ત ઉપસંહાર છે થોડેઘણે અંશે કરુણ,
બાકી મારા ગ્રંથનો આરંભ બહુ રંગીન છે.

શોધ મારા સ્પર્શમાં કે આંખમાં કે આસપાસ,
કૈંક છે જે મારા કરતાં પણ વધુ પ્રાચીન છે.

ચાર ટુચકા સંભળાવો યાર, છોડો સૌ ગઝલ,
કો'ક માટે ગ્રીક છે તો કો'કને લૅટિન છે.

ગઝલ □ સાહિલ

ભેદથી ભરચક કથાની ટૅકનિક જૂની હશે,
સંત જેવો લાગતો આ શ્વાસ ખુદ ખૂની હશે.

ગોકીરાની આખી ટોળી ત્યાંથી ઝડપાઈ જશે,
કૈંક વર્ષોથી હવેલી સાવ જે સૂની હશે.

એ નગર વસવાટ ભોળા પંખીઓ કરશે પછી,
પાંખનો ફફડાટ પણ જ્યાં ગેરકાનૂની હશે.

ના ઉછેર્યું હોત સપનું તો અમે ભીનાશનું
જાણ હોતી જો નદી જેવી નદી ઊની હશે.

ભાઈબંધી કરતાં પહેલાં ક્યાં ખબર અમને હતી,
શખ્સ 'સાહિલ' આવો મનમોજી હશે–ધૂની હશે.

□ બેજન દેસાઈ

રામ, તને દુનિયામાં કોઈ નહીં સંઘરે તો
મારી કુટિરે કદી આવજે જી રે
પદરવ સુણીને તારા બંધ થાય બારણાં તો
ભોગળ તું મારી ખખડાવજે જી રે.

તારો શીળો અવાજ કોઈને ન સંભળાય,
કોઈને ન એનો ચડે ચસ્કો જી રે,
હળવેથી કાનમાં તું સાદ મને દે જે
પછી ખાલી ન રહેશે તારો રસ્તો જી રે.

હું તો મારી ઝૂંપડીમાં બેઠો છું રામ,
મને કાલની ન ચિંતા કે આજનું ન વહાલ,
તારા રસ્તામાં કદી ઠોકર થઈ વાગું તો
સમ મારા જીવના જો બદલે તું ચાલ.

ત્રિદલ □ બેજન દેસાઈ

ગુલાબના જળથી હું ધોઉં જો કે મુખ મારું
કસ્તૂરીની સુગંધીથી પવિત્ર તમામ,
એક શું હજાર વાર આવુ કરું, તોયે હું ના
અધિકાર પામુ મુખે લેવા તારું નામ!

□

ગઈ એ વસંતે બુલબુલોએ રાગ ગાયો ત્યારે
ખીલી ઊઠયાં બગીચામાં ગુલાબનાં ફૂલ,
આજે એવી વસંતમાં બુલબુલોએ ગાયું તો યે
તારા વિના પ્રિય, બધે ઊડી રહી ધૂળ.

□

મિલનની પળે મારા કાનમાં તે કહી વાત
કદી હૈયા બહાર કે ન હોઠ બ્હાર જાય,
આતમ–કપાટ મહીં અકબંધ રહેશે, ભલે
તૂટીફૂટી જાય મારી માટીની આ કાય.

"બાળકો બહુ લાભદાયક હોય છે" ☐ પશ શર્મા ☐ ગણપતલાલ ઝવેરી

બાળકો
ખૂબ લાભદાયક હોય છે
ગરીબો માટે કમાઉ મઝદૂરો
અમીરોના પ્રદર્શનીય નમૂનાઓ
મધ્યમ વર્ગનાં કુટુંબોમાં
ત્યાગનાં પ્રતીકો રૂપે

બાળકો
ખૂબ સુલભ હોય છે
આપણે એમનાથી રમી શકીએ છીએ
ઘરનો
બજારનો
પત્ની સાથેના સંઘર્ષોનો રોષ
એમના ઉપર ઠાલવી શકીએ છીએ
બાળકો ખરે જ ઘણા લાભપ્રદ હોય છે.
તેઓ મોટાંઓથી નબળાં હોય છે.

બાળકો
ઘણાં લાગણીશીલ હોય છે
જ્યારે બહારનાં દુઃખોને કારણે
આપણે ઘરમાં એમને મારપીટ કરીએ છીએ
તો, આપણી ભૂલોને કારણે
તેઓ આપણી માફી માગે છે!

બાળકો
બહુ નિર્દોષ હોય છે
તેઓ સત્ય બોલે છે
સત્ય બોલે છે
એટલે માર ખાય છે
માર ખાય છે પછી
જૂઠું બોલે છે.

બાળકો
આપણે પહેરેલાં મહોરાંને
છતાં કરી દેતાં નથી.
બાળકો બહુ સારાં હોય છે.

## ઘનાગમે પૃથ્વી ☐ ઉશનસ્

( સૉનેટ યુગ્મ )

૧

ન્હૈં તો કશુંય વળી ક્યાંય હતું દીઠામાં
નાખી સુદૂર નજરું તણી દીર્ઘ ત્રિજ્યા
કેરા પરિઘ મહીં ? ઉજ્જડ આભ તો હતું
ઊંડું ઊંડું નિજ મહીં અતલાન્ત ડૂબતું;
ઊંચે ઊંચે વિકસતું ભૂરું પાતળું થતું;
—ને આ પધારવું જુઓ ઘનઘોર એમનું
છાપાસમું જ અણધાર્યું પ્રગાઢ રીતનું;
હા, એમનું અશું જ આવવું. આ જ તો ગતિ;
આવ્યા જ તો ઝૂકી જવું ઢૂંકવુંય વા નહિ;
—ને એમનું ઝૂકી જ આવવું એટલે તો
—ઓ બાપ રે— દદડતા પલવેલ વાયરા
સ્પર્શે બધેથી ભીની હીકળી ગોદડીશા;
જન્માન્તરેય મતિ- પ્હોંચ બહાર, કૈં પરું
તે હાથવેંત નભનું નીચું સૂતું છાપરું

૨

હા, એ હવે કૂબિકની નીચી છાજ-છાપરી;
ગૈ કાલ સુધી હતી જે અણપ્રાપ્યતા નરી
આકાશ શી પરી પરી, દ્યુતિનીલ દેવતા
પોતાનું મોરપીંછ—છોગું નમાવીને નીચું
પેસી શક્યો જરીક ઝૂકી પ્રીતિથી નમ્ર થૈ
જે આમ તો અસલ આભથી વાંભ ઊંચો
તે આજ પ્રીતિ તરસ્યો કશી માગણી લઈ
છે છાપરીની છતને અડી આંગણે ઊભો !
આજે બધું જ અહીં શક્ય, સ્વયં પ્રભુય તે
આકાશથી ઘન થઈ ઝૂકિયો અષાઢ થૈ
ભીનુંભીનું દરદ પ્રીતનું જે પ્રગાઢ લૈ;
આ આર્દ્રતા, કઠણ ત્યાં ટકી રહે કશુંય કે ?
આજે તને કશું ન વેગળું વેદનામયી !
જો આંસુને તવ અડી ખડી મૂર્તિ આ જચી.

## ત્રણ શર્વરી કાવ્યો ☐ મેઘનાદ હ. ભટ્ટ

(૧)

અમાસની બિહામણી રાત્રે
તારા શયનગૃહની બારીની બહાર
ભયંકર કડાકા કરતી વીજરેખની વચ્ચે
વરસતા વરસાદને આંતરીને
ગરજતા મેઘના નાદને જ્યારે તું સાંભળશે
ત્યારે વ્યાકુળ થઈ
જે અસહાય અશ્રુને
તારા પ્રિયતમના વક્ષઃસ્થળના હૂંફાળા વાળમાં
તું વહેવા દેશે
ત્યારે....
                શર્વરી, ત્યારે
એ આંસુના અબ્ધિમાં
મેઘનાદ નામનો એક આકાશી અવાજ પણ
                                    ઓગળીને વહી જશે
અને શર્વરી ત્યારે....
                    ....ત્યારે તું બહેરી થઈ જજે
કારણ
    અવાજને પડઘાયા કરવાની ટેવ હોય છે
અને કાનોને?
    મનગમતા અવાજના પડઘાય
            સાંભળવા ગમતા હોય છે કાનોને

(૨)

ફરી આવી તું ફોરમ ફેલાવજે
સખી, આવી તું ફોરમ ફેલાવજે.
વૈશાખી વંટોળે ધૂંધવાતા વગડામાં
શ્રાવણની છોળો મહેકાવજે
સખી, શ્રાવણની છોળો મહેકાવજે
ફરી આવી તું ફોરમ ફેલાવજે.

પાનખરમાં ખરતાં જે પીમ્મળતાં પાન
એ તો ઋતુઓનો ભગવો અવતાર છે.
પીળાં એ પાન હળે પીળચટ્ટી પરસાળે
લીલેરો રંગ તો લગાડજે
સખી, લીલેરો રંગ તું લગાડજે
ફરી આવી તું ફોરમ ફેલાવજે.
આપણે તે ક્યાં કદી માળો 'કો બાંધ્યો'તો ?
ટૌકો તું એક તો રેલાવજે
સખી, ટૌકો તું એક હા, રેલાવજે
ફરી આવી તું ફોરમ ફેલાવજે.

(૩)

આવતી કાલનો કોઈ વિવેચક
કદાચ એમ કહે
કે :
"કવિના જીવનનો એ 'રોમાંટિક ફેઈઝ' હતો !
તો ?
તો શર્વરી....
....તો આપણે કહીશું :
"એ વાદ્યમાંથી સૂર અને સંગીતની
જે અનાયાસ સરગમ રચાઈ
એ કાંઈ કાળની કોઈ મર્યાદા મહેફિલ નહોતી.
એ તો
વસંતના કંદર્પડંખથી કોળેલી
-હસું હસું થતી—કૂંપળોને
પાનખરના કર્કર કંપથી
બચાવવાનો
કલ્લોલમંત્ર માત્ર હતો.

## મને ધરતીમાં નહીં કોઈ ધબેરશો ☐ મેઘનાથ હ. ભટ્ટ

હું તો શેકેલા ધાનનું ધરબેલું બી છું
મને ધરતીમાં નહીં કોઈ વધેરશો
....મને ધરતીમાં નહીં કોઈ ધબેરશો.
વર્ષા કે વારિ કે વાયુની છોળોથી
નવતર અવતાર નહીં અપાવશો
મારા ઊગવાના છે નહીં આ દિવસો
મને ધરતીમાં નહીં કોઈ ધબેરશો.
સાગરમાં રેલેલી સરિતાનો અંત હું
ઝાલો ના કોઈ મારો તંત.
ન્હેવાનો, રહેવાનો, કહેવાનો કોઈ નથી
જીવતરની સંધ્યાએ ખંત
મને ધરતીમાં નહીં કોઈ વધેરશો....
આથમણી દિશામાં ડૂબવાના દિવસો આ
ઊગવાના કોઈ નથી કોડ
શેકેલા બિયાને ધરતી જો સ્વીકારે
કોળેના તોય એના છોડ
મને ધરતીમાં કોઈ નહીં ધબેરશો
મારા ઊગવાના છે નહીં આ દિવસો.

## ગઝલ ☐ અશરફ ડબાવાલા

ચાલવાના અર્થમાં ચાલ્યા પછી
થોભવું દરવાજા જેવું હોય છે.

દોડતું જાતું તરસના ઊંટ પર
ઝાંઝવું વણઝારા જેવું હોય છે.

ઝંખનાની કુંવરીના હાથમાં
દર્દ પણ વરમાળા જેવું હોય છે.

હું અવાજો તોડવા બેબાકળો
હાથમાં ભણકારા જેવું હોય છે.

એક માણસ કેટલું હાંફી શકે—
—શ્વાસને મર્યાદા જેવું હોય છે.

## સખી, આજ હવે ભીંજવું છે આંખોથી ☐ મેઘનાદ હ. ભટ્ટ

ચોમાસે ચોમાસે ભીંજ્યો હું વર્ષાથી
આજ હવે ભીંજવું છે આંખોથી
ચકલીનો થોડો આ મૂઓ અવતાર છે
રીઝે ના પ્યાસ મારી રાખોથી
સખી, રીઝે ના પ્યાસ મારી રાખોથી.

ભભ્ભૂતનો ભાર નહીં સહેશે આ કાયા
નહીં ભગવાનો રંગ એને હરશે
માયાને પડછાયે ડૂબેલી છાયાને
અમૃતના થાનક તું ધરશે?
સખી, અમૃતના થાનક તું ધરજે

સ્મરણોના મ્હેલો ને સપનાના રાજપાટ
કિયા તે પંથની પકડું હું વાટ?
હાથોમાં હાથ સાથ હૈયુંય ઓગળ્યું
ખોવાયું સપનું શું નયને જડ્યું?
સખી ખોવાયું સપનું તેં નયને મઢ્યું.
આજ હવે ભીંજવું છે આંખોથી
સખી, રીઝે ના પ્યાસ મારી રાખોથી

## એક ગઝલ–તગઝ્ઝુલમાં ☐ લલિત ત્રિવેદી

સવાર થૈ, ને હું બત્તી જલાવી બેઠો છું
આ કોની રાહમાં સૂરજ ડુબાવી બેઠો છું!

ન જાગે રાત જે સૂરજના સો ટકોરાથી
એ રાત માટે હું સૂરજ ડુબાવી બેઠો છું.

અસર થતી જ નથી આજ કોઈ સૂરજની
હું એવી રાતની અંદર પ્રવેશી બેઠો છું.

સૂર્યથી પણ વધારે તાપ લાગે છે અહીં તો
હું તારી રાતને સૂરજ બનાવી બેઠો છું.

કદાચ આજની આ રાત સૂર્યમાં જ ઢળે
અને હું બારણું ખુલ્લું જ રાખી બેઠો છું.

## એક નાનકડી નદીની વાત ☐ મેઘનાદ હ. ભટ્ટ

નાનકડા ગામની સુક્કીભઠ્ઠ નદી છું
અથડાતી, કુટાતી વ્હેવા દો.
મારે ક્યાં લવણોની લ્હેરોને મળવું છે
–ભળવું છે ક્યાં મારે દરિયામાં ?
વ્હેવા દો, ન્હૈં તો કૈં કહેવા દો :
"માણસ છું, માણસ થઈ રહેવા દો."
ગઈ કાલે સપનામાં સળગી'તી
રેતીને તો ય હું તો વળગી'તી
અકળાતી, ફફળાતી પીગળી'તી.
દરિયો તો દૂ....ર
મને દરિયો ક્યાં મળવાનો
રેતીના રણમાં તો ભળવા દો
માણસ છું, માણસ થઈ રહેવા દો.
રહેવા દો, ન્હૈં તો કૈં કહેવા દો.
નાનકડા ગામની સુક્કીભઠ્ઠ નદીને
ક્યારે તો હૈયાથી કૈં કહેવા દો :
રણને નહીં તો ભલા રેતીના કણને તો
મારી આ વાતોથી વ્હેવા દો.
ભીતરની વાતો છે– કહેવા દો
ભીતરની વાતો છે– વ્હેવા દો.
ઝરણોની સંગ મારે ઝૂકવું નથી
નથી હરણોની સંગ મારે દૂકવું.
માણસ છું, માણસ થઈ રહેવા દો
વ્હેવા દો, ન્હૈં તો કૈં કહેવા દો.'

ગીત ☐ રીના શર્મા

લીલીછમ ટેકરીની આંખમાં ઊગીને પછી કૂંપળ થયાનો મને ભાસ
સાંજની હથેળીમાં સૂરજ ડૂબ્યો ને મારા ચહેરા પર તારો ઉજાસ

રાતીચટાક ભાત મેંદીની શ્વાસ ભરે એમાં તે મોગરાનાં ફૂલ
આકાશે ચન્દ્ર તણી કોરે ગૂંથી છે કેવી જો ને આ તારલાની ઝૂલ.
લાલચોળ મેંદી ને મોગરા શી ચાંદની દેશે મને ચંદન–સુવાસ...
સાંજની હથેળીમાં સૂરજ ડૂબ્યો ને મારા ચહેરા પર તારો ઉજાસ....

ભીનોભચાક આજ વાયરાનો વીંઝણો નાંખે મને શીળો પવન
દરિયાનાં મોજાં પર પુષ્પો ખર્યાં ને થશે ફૂલ ઉપર આપણું શયન
અણગમતી વાતને ધીમે રહીને તમે આપી દો લાંબો વનવાસ...
સાંજની હથેળીમાં સૂરજ ડૂબ્યો ને મારા ચહેરા પર તારો ઉજાસ....

સંભવ છે: આજ ક્યાંક વરસી ન જાય મારી આંખેથી સૂકો વરસાદ
દેજો વહાવી તમે મારા વરસાદમાં તમ્મારો ભીનરી અવસાદ
શોધશે નહીં કદીય ત્યાર પછી મારાં તે લીલાં શમણાંનો આવાસ
લીલીછમ ટેકરીની આંખમાં ઊગીને પછી કૂંપળ થયાનો મને ભાસ
સાંજની હથેળીમાં સૂરજ ડૂબ્યો ને મારા ચહેરા પર તારો ઉજાસ....

ગઝલ ☐ અશરફ ડબાવાલા

નિંદરનું ધિંગાણું અને સપનાના પાળિયા
પાંપણને કોઈ ગામનું પાદર કહી શકો.

જીવવું બની ગયું છે સભ્યતાની બુલંદી
સંસ્કૃતિને મહાન એક ચણતર કહી શકો.

શંકા, વહી, કે ધારણા અથવા તો કલ્પના
ઘટનાને વધી વાતનો ઉત્તર કહી શકો.

ભેદી શકો જો ભીંત તમે આંખ-કાનની
ભણકારને પછી તમે નક્કર કહી શકો.

રસ્તાની માછલીને વળાંકોની આંખ છે
ને ચાલવાને એક સ્વયંવર કહી શકો.

ગીત ☐ મહેશ પ્રજાપતિ

ભર દરિયાની વચ્ચે દીઠો આભાસી ઓવારો સાલા અક્કરમી
ચાલ, મહેશિયા ડૂબી મર તું, મરવાનો છે વારો સાલા અક્કરમી

રેકર્ડ લેતી નામ રામનું ટેપ સીતાને વ્હાલી સાલા અક્કરમી
લંકામાં વસવાટ સહુનો અયોધ્યા છે ખાલી સાલા અક્કરમી.

પડી પટોળે ભાત હવે તો સારું થઈને રુએ સાલા અક્કરમી
ખાલીખમ પિચકારી લઈ તું હજી ભટકતો કૂવે સાલા અક્કરમી

ફળમાં તીણી ચાંચ હુલાવી પોપટ બેઠો ડાળે સાલા અક્કરમી
ડાળીની છેદાય નસો ને કીડી થડ પંપાળે સાલા અક્કરમી

'દુઃખનો દરિયો' એવું બોલી જીભ થઈ છે ડોશી સાલા અક્કરમી
મોતીના ગોતાયું તેથી બની ગયો તું જોષી સાલા અક્કરમી

રાધા-રાધા નામ જપંતાં માધવ હૈયું ગૂંથે સાલા અક્કરમી
વેણુના બે સુર વચાળે કાગ અભરખા ચૂંથે સાલા અક્કરમી

ચિંતાઓ મોભારે બેસી અરધી રાતે ચૂવે સાલા અક્કરમી
લાભ-શુભને લાંબા રેલા અંધારામાં ધૂએ સાલા અક્કરમી

રેલા દરિયો થાય અને દરિયાને ના ઓવારો સાલા અક્કરમી
ચાલ, મહેશિયા ડૂબી મરતું, જીવતરનો ના આરો સાલા અક્કરમી.

☐ ગુલાબદાસ બ્રોકર

અમે મથ્યા જ્યાં યશ મેળવવા
મળી અમોને હાંસી,
અમે ગયા આશ્વાસન લેવા
ભેટી પડી ઉદાસી
એ દુનિયાની રીત ખાસી

ગઝલ □ આશ્લેષ ત્રિવેદી

ઘૂંટાઇ ગઈ છે એમ્ પ્રતીક્ષા સ્વભાવમાં
છાયા કમળની જેમ્ તરે છે તળાવમાં.

ખાલીપણાનું હોવું ને છલકું બધે સતત
અવકાશ જેમ વિસ્તરું તારા અભાવમાં

મૃગજળ ભરી ભરીને ઘણાં રણ થયાં પસાર
તરસ્યો ઊભો હજી હું ક્ષણોના પડાવમાં.

છે સ્તબ્ધ આજ સાવ સમયની નદીનું જલ
કૈં ઝંખનાનાં ગામ તણાયાં બહાવમાં.

નસનસ ડસે છે નાગ જુદાઈના લીલાછમ
કોઈ તો છાંટો સ્પર્શના ગુલમોર ઘાવમાં.

પડઘા એની કણસના રહસ્યો ઉઘાડશે
કાળાંતરોથી જેનાં ખર્યાં પીંછાં વાવમાં.

આ મૌનની સજા તો હવે થાય તે ખરી
એક શબ્દને કર્યો છે રજૂ મેં બચાવમાં.

ભાદરવા વદ નોમ : ૨૦૩૭ એક બપોર □ જયદેવ શુક્લ

બદબદતા
ચૂનાના ગાંગડા થી બચવા
લંગડે પગે
ચાલતી બપોર
આકાશની છાતીએ
ડામ દેતાં
આ ક્રુદ્ધ છાપરાં
અસહ્ય તાવથી
મૂર્છિત અટૂલી શેરી
અંધારિયા ખૂણે ભરાઈ

ઘરને આગ ચાંપતી
હવા
નગરને ઝેરી જીભથી
ચાટતો
હાંફતો, રેબઝેબ ધોળોધોળો રાક્ષસ
શેરીમાં....

ઘરમાંથી ફાટી આંખે
ચૂનાનો ગાંગડો
શેરીના દેહ પર
ફાટી પડ્યો....

એક ગીત ☐ એસ. એસ. રાહી

પછી—
તગતગતી આંખોમાં માણસની જાત સમું સ્હેજસ્હાજ કૈંક મને લાગે
પાંપણના જાળાને તોડીને દૃષ્ટિઓ આમતેમ દૂર દૂર ભાગે
પાંપણને કીકીનું ઢાંકણ કહેવાય, પછી કીકીને કેમ નહિ મેશ?
પછી—
કોયલનાં પીછાંને પાણીમાં બોળું તો પાણી થૈ જાય સાવ કાળું
પાણીમાં ટહુકાતી, હિજરાતી ઇચ્છાઓ ગરણીથી કેમ કરી ગાળું
ટહુકાને પાંખ નહિ, ફૂટે જો પગ અને દોડે તો વાગે શું ઠેશ?
પછી—
શ્વાસોને ઊગે છે લીલ્લોતરી, પછી શિયાળો સાવ લીલોછમ્મ
કિનખાબી તડકાને પકડું તો વરણાગી સૂરજ કહે: ખમ્મ હજુ ખમ્મ
શિયાળો રેબઝેબ પલળે છે તોય નથી ઊતરતો જૂનો આ વેશ
પછી—?

ત્રણ મુક્તકો ☐ એસ. એસ. રાહી

૧.
અહીં વૃક્ષ નીચે હું પલળી રહ્યો છું.
ઊભો છું છતાં ક્યાંક રઝળી રહ્યો છું.
હવે કોઈ પંખી નથી બોલતું તો;
આ ટહૂકો કહે છે: હું પીગળી રહ્યો છું.
૨.
આંગળી બોળું અને જળ નીકળે
હાથમાંથી કોરું મૃગજળ નીકળે
સોય ભોંકી લોહી કાઢું છું છતાં,
આંગળીઓ કેમ પોકળ નીકળે.
૩.
તારું મળ્યું છે નામ કશો વસવસો નથી.
થૈ જાઉં હું બદનામ કશો વસવસો નથી.
સામે ઊભું છે મોત કશી પણ અસર નથી,
જીવ્યો છું હું બેફામ કશો વસવસો નથી.

મળશું ▢ હર્ષદ ત્રિવેદી

ઓણ મળશું પોર મળશું નહિતર પરાર મળશું
અમે નદીના કાંઠે,
નહિતર દરિયે ધરાર મળશું !
તમે કોઈ સસલાની ઝડપે ખેતર મેલી ભાગ્યાં,
અમે કાચબા કને ગયા ને ઉછીના પગ માગ્યા !
પગલાંનું તો એવું-
પડશે નહિતર જડશે નહિતર ધૂળ મહીં તો ભળશું !
ઓણ મળશું....
અમે એક સપનાને ખાતર પૂરું જીવતર ઊંઘ્યા,
તમે ઊંઘવા ખાતર સપનાં ભોર થતાં લગ સૂંઘ્યાં !
સપનાંનું તો એવું-
મળશે નહિતર ટળશે નહિતર અંદર ભડભડ બળશું !
ઓણ મળશું....
એ હતી અમાસી રાત તે કાજળ આંખ ભરીને આંજ્યાં,
આ ઊગી અષાઢી બીજ તે માંજ્યા, બેય અરીસા માંજ્યા !
ચહેરાનું તો એવું-
મલકે નહિતર છણકે નહિતર એકમેકને છળશું !
ઓણ મળશું....

ગઝલ ▢ દિલીપ જોશી

એ જ તારી આંખ વચ્ચે પાંગરી શકતું નથી
છે સમજનું ફૂલ ચ્હેરા પર તરી શકતું નથી.

એક પડછાયો ઉપાડી આપણે બસ દોડતાં,
કોઈ પણ તડકા વિષે વાતો કરી શકતું નથી.

આવનારી પળ બધી વાદળ બની ઘેરાય છે.
આ અષાઢી આંગળું કાં ઝરમરી શકતું નથી ?

સાંજનું એકલ સરોવર શ્વાસમાં ઝરતું રહે,
કોઈ એવા દશ્યના ખોબા ભરી શકતું નથી.

## એક છોકરો સોડા જેવો ☐ ઉદયન ઠક્કર

એક છોકરો સોડા જેવો, વ્હીસ્કી જેવી છોરી,
વ્હીસ્કી જેવી છોરી રે!

સોડાનું ભવિતવ્ય આખરે વ્હીસ્કીઓમાં ભળવું જી,
તે અગાઉ, જો કે, બોટલમાં પુરાઈને ખળભળવું જી.
માટે વાચક સોડાજી! તમે ધીરજ રાખો થોરી....
ધીરજ રાખો થોરી રે!
વ્હીસ્કી જેવી છોરી રે!

છોરી મળતાં સઘળે લીલાં લીલાં સિગ્નલ જાગે જી,
ને ઘટનાઓ કલાકના નેવુંની ઝડપે ભાગે જી!
એક છોકરો ગલી મટી જઈ, બને હાઈવે ધોરી,
બને હાઈવે ધોરી રે!
વ્હીસ્કી જેવી છોરી રે!

ધ્યાનાકર્ષક નોટિસ માફક પસાર થઈ'તી ગોરી,
પસાર થઈ'તી ગોરી રે!

## ગઝલ ☐ ઉદયન ઠક્કર

તું એવું મળે છે પળેપળની ઓથે,
કે અદ્‌ભુતતા સુદ્ધાં પડી ગઈ છે કોઠે!

ત્વચાએ જ પોતે ઇજન મોકલ્યું છે,
–એ જનપદ સૂનું, આજે વસ્તીને શોધે....

આ ફોરાંની અંગુલિઓ સ્હેજ અડકી
લીલાં ડોકિયાંઓ ટકોરે ટકોરે!

અમારી આ શેરી પૂરી થાય છે, ત્યાં
મળ્યું કોઈ આજે ઊઘડતી પરોઢે....

જરીક ગાવું છે–એટલે, તારી જોડે
ગઝલનેય દે સ્હેજ સ્થળ, મારે હોઠે....

## વૃત્ત-ગઝલ ☐ હર્ષદ ચંદારાણા

બધાં જ લઈ લ્યો, બરાબર, ખરાબ જે હોય તે
ઉધાર સપનાં મળે, પછી હિસાબ જે હોય તે

નથી સરળ એટલું જળ સુધી જવું આપણું
ભલે તરસ આપણી પર નકાબ જે હોય તે

કયા નગરથી તમે અવનવાં ફૂલો લાવશો?
હશે કરચ કાચની, નજર, છાબ જે હોય તે

નથી મમત તો પછી સળગતા રહ્યા પ્રશ્ન ક્યાં?
બનાવ, અફવા, કથા, ખબર, ખ્વાબ જે હોય તે

નદી તરફ જાવ લ્યો, સગર એકલા શું જશો?
ધરો બગલમાં નવી અવ કિતાબ જે હોય તે

કદાચ સમજ્યા હવે, ભ્રમરનું તમે ચિત્ર છો
તમામ ચીતરેલ છે, કમળ, આબ, જે હોય તે

27203

## બદલતા કાફિયાની ગઝલ ☐ મનહરલાલ ચોક્સી

અલવિદા દુનિયાને કહીશું ત્યારે સાંભળશું ગઝલ
દોસ્તોના અશ્રુઓમાં પણ તને મળશું ગઝલ

પ્રેમના ઉપવનમાં જઈને શ્વાસમાં ભરશું ગઝલ
ક્યાંક રોપીશું ગઝલ ને ક્યાંક પાથરશું ગઝલ

સાત સૂરોમાં સમાઈ જઈને સંભવશું ગઝલ
દર્દના ધબકારની માફક અનુભવશું ગઝલ

જો ન મળશે તું તો મૃગજળ જેમ ટળવળશું ગઝલ
ભરવસંતે ચૈત્રના આકાશમાં બળશું ગઝલ

કેસરી શ્રદ્ધાનાં ફૂલો જોઈને નમશું ગઝલ
ને પછી ગંગાને કાંઠે જઈને આથમશું ગઝલ.

પૂ. અનિરુદ્ધભાઈને ☐ યોગેશ જોષી

મારા દેહ પર
ચાબૂકની જેમ વીંઝાય છે ઈશ્વરના શ્વાસ
મારી છાતીમાં
સુક્કાં ઘાસનાં મેદાનો ભડકે બળે છે
દોડતાં શ્વેત અશ્વો
ક્ષણ બે ક્ષણમાં તો
ફેરવાઈ જાય છે રાતી જાંબલી જવાળાઓમાં
મારી છાતીમાં બાકોરું પાડીને
પસાર થઈ જાય છે દાવાનળ
અને એ બાકોરામાં ચોંટેલી રાખમાં
નાહ્ય છે કો'ક અજાણ્યું પંખી
એની ચાંચમાં ચળકે છે સોનેરી તણખલું
ટમટમતો દીવો હોલવીને નાસી ગયેલો પવન
પાછો આવે છે ને ફરીથી
પેટાવી જાય છે દીવો.
મારું હૃદય
ખોલી નાખે છે સળગતા સઢને
એની જવાઓની ઝાળ લાગી જાય છે આકાશને
ને ભડ ભડ સળગવા લાગે છે આકાશની કોર
એની ભડભડતી જવાળાઓની જીભના લપકારાના અવાજને
મેઘગર્જના માનીને
ક્યાં બોલી ઊઠયો મોર?
મૃત્યુ અને જીવનના બધાય તારોને
એકમેકમાં ઓતપ્રોત ગૂંથી લઈને
કોણ વણી રહ્યું છે એક નવું જ નીલાકાશ?
હા, સુખ તો કે ફરફરતો સઢ
પણ
વેદના તો કે પરમણ
ને અનિરુદ્ધભાઈ,
તમારું નામ તો કે'
અમારામાં મૂકેલ નીરમ!

લીલીછમ શ્રદ્ધા ખરી પડી છે ને
કાળા પાટિયાનો અંધકાર
મને ઘેરી વળ્યો છે,
ઘસાતા ચૉકની જેમ કણ કણ થઈને
લુછાવાનું–ભૂંસાવાનું
તૂટી જવાનું ખૂટી જવાનું પળેપળે.
ભાવહીન ચ્હેરાઓને
લાગણી ભણાવવાની સારુ!
શબ્દોને હૃદયમાં ઝબોળું
ને તર્કના જરકસી જામા પહેરાવું
પણ પર્વતો હાલતા નથી
પથ્થરો ચાલતા નથી!
હમણાં દીવા ઝળગી ઊઠશે.
હમણાં ફૂલો ઊઘડશે મરકશે—
હમણાં ઝરણાં ફૂટશે–,તો
જોઈશ
સૂંઘીશ
ચાખીશ
સાંભળીશ
સ્પર્શીશ
પણ
મારી ઉત્કંઠિત પંચેન્દ્રિયને
કયો લુહાર છેદ્યા કરે છે?
ભાગ્યનો આવો ભાગાકાર
ને શેષમાં વધે શૂન્ય તે હું!
ઘણી વાર લાગે છે કે

આ ભોળી ભીંતો ઉપર હું જુલમ કરું છું.
ક્યારેક થાય છે કે
આ ખુરશીટેબલને કૂંપળ ફૂટશે ને
સામેની પાટલીઓ ઉપર પંખીઓ ટહુકશે
ઊગી જશે અડાબીડ જંગલ ને કલરવશે
પણ મારી ખોટી પડતી જતી આંખો સામે
કાગળની હોડીઓ જેવા ખાલીખમ ચ્હેરાઓ !
ચીતરેલા પાણીમાં તરવા મૂકેલી
ચાર કલાકિયા નોકરીનાં
આધાર વિનાનાં આકાર વિનાનાં
પડીકાં પંપાળવાનાં મારે ?
મારામાંથી કો'ક મટી રહ્યું છે
મારામાંથી કશુંક ઘટી રહ્યું છે,
પિસ્તાળીશ મિનિટિયા
વંધ્ય શબ્દયાત્રાઓ પછી
મિત્રો કપરકાબી થઈ જાય છે ત્યારે--
મારી ઉદાસીઓને
લોબીને ભરી દેતી કન્યાઓમાં
રોપ્યા કરવાની ક્યાં સુધી?

અભિમન્યુ હણાય ને
જયદ્રથ વધ થાય--આવી
બેધારી ચાલાકીઓની વચ્ચે
શિક્ષણની ચિતા સળગાવીને
તાપી રહ્યું છે કોક !
પરીક્ષાનાં કુરુક્ષેત્રો ટાણે
અર્જુનનો વિષાદ ઘેરી વળે છે,
પણ પુસ્તક સાથેનું યુદ્ધ
અટકાવવાનું મારા હાથમાં નથી હવે.
હાથકાન આંખ જીભ ત્વચા પુસ્તક થઈ ગયાં છે.

પયગંબરને પણ હું પુસ્તકરૂપે ઓળખું છું.
પણ કાગળના ડૂચા જેવા ચ્હેરાઓ વચ્ચે
જન્માંતરોનો મહિમા નથી રહ્યો હવે?

બારીમાંથી દેખાતા ગુલમોરને જોઈને
કળ વળે ન વળે ત્યાં જ
કો’ક કપાવી દે છે ગુલમોરને, ને–
કપાઈ જાઉં છું હું!
ઘણી વાર
રઘવાઇ લોખીઓ મારા લોહીમાં
ફેણ માંડીને બેઠી થઈ જાય છે ક્ષણ વાર,
પછી ઘંટ વાગી જાય છે, ને––
સંસ્થાનો સૂનકાર મારામાં પ્રવેશવા
મને કરગરતો દેખાય છે....
પણ હું ક્યાં કૃષ્ણ છું?
કોઈપણ ક્યાં કૃષ્ણ છે!

આમંત્રણ પર હુમલો □ સુન્દરમ્

ચલો,
આખડી, પાલખી, ઍરોપ્લેન, મળે જે. તે પર,
ગીત–ગઝલમાં, ભજન–મનજને,
મઝધારે, કો લઈ તરાપો મનભર.
કોરા કટ જઈશું, લટ વાંકી, નેણ પોપચાં ખુલ્લાં,
કયો હશે રસ, શી વર્ષા, શાં વાદળ વીજ ચમકતી,
શું પલળ્યા વિણ બાકી,––
સૌ સરવાળા, બાદબાકી, ગુણવું, ભાંગીને ભજવું,
ચલો શીખીએ– આ સઘળાને તજવું.

નિરંજન ભગતના પરદેશગમન વખતે ☐ હરીન્દ્ર દવે

તમારી જે મનોમય તપોભૂમિ
સાદૃશ, સાકાર.

અહીં એક પાદરીએ પ્રાર્થના કરી'તી
જે આ પેઢીની કવિતા.
અહીંથીતહીંથી લઈ માળખું કો નટે રચ્યાં નાટ્ય,
--એની વાઙ્મયભૂમિનો કોઈ નકશો પૂછે તો તમે દોરશો ને?
રાજનીતિમાં જે ગયો નિષ્ફળ
એ કવિ સ્વર્ગ ખોજતાં જ રચી ગયો સ્વર્ગ.
એનાં ફળથી તો તમે કયાં અજાણ?
મરુભૂમિથી ગુલાબવન સુધીનું ભ્રમણ
હજી કાલે કર્યું કવિએ, ત્યાં કાલે તમે હતા સાક્ષી.
એ જ ભૂમિ,
એ જ રણ,
એ જ તપોવન.

તમારું એ તપોવને પ્રથમ ચરણ.

વાણીથી વધીને કોઈ દેવતા નથી જ્યાં એવા દેશે
આંખ ઝંખતી રહેશે થોડા મિત્ર
જેની સાથે તમે ચંદનભુવન કેરા હિંચકે ઝૂલ્યા'તા.
રિલ્કે કે વાલેરી ક્યાંક મળી જાય, કવિ,
ક્યાંક કશું કાન મહીં કહી જાય,
જાણવાને ઉત્સુક એ હાવે
કો'કવાર એમનેય મળ્યો છું હું તમારી સંગાથે.

પંકમાં જે પુષ્પને ખીલાવતો એ કવિ:
તમે એની અહીં રહી દોરી છે જે છવિ
એનો તાળો ત્યાં જ મળી જશે!
મારી થોડી રતિ,

પેલા માર્ગઅકસ્માતે વિદાય થયેલા મિત્ર સાથે.
સીન નદી તટે, કહો, યાદ હું આવીશ?
'વાતો જો કરે નહીં તો ઝેરનો આ પ્યાલો
પીવો નહીં પડે,'
એટલુંય સાંભળ્યા પછીથી વાતો કરનારા
માનવીની ભીમકા:
ત્યાં જ જયારે માડશે ચરણ મારી ભાષાનો
આ વાતઘેલો કવિ
સાંભળવા એને ફરી હવામાં સંચાર હશે સૉક્રેટિસ તણો.

તમારું માનસ તપોવન
સાદશ, સાકાર.

મુક્તકો ☐ કરસનદાસ લુહાર

લીલો સૂકો એકાદ કોઈ પ્રશ્ન સ્વીકારીએ,
ઉપવન સ્વીકારીએ કે પછી રણ સ્વીકારીએ.

☐

આંખમાં વિહંગના માળા હશે,
એ દહાડા ખૂબ રૂપાળા હશે!

☐

મારો
મશીનગન સોતો હાથ
ફૂલવંતી ડાળમાં
ફેરવાઈ જશે
પછી
તમે
'શુદ્ધ' શબ્દની
સાચી જોડણી માટે
ફાંફા મારતા હશો

૧ કાંટાળી વાડો ☐ સુન્દરમ્

કાંઈ કરીને આ કંટાળો ટાળો,
કો રસઝરણું શોધી કાઢી
આ દિશ પ્રત્યે વાળો.
આ માર : નહિ સીધા–
કાંટાળી વાડો,
આડે ઊભી, એને ભેટી,
ખૂણ ખૂણ પંપાળો. કાંઈ કરીને
આ બહુ બૂમાબૂમ, કાન ચીરતી રાડો,
ક્યાંક આભથી નાનું મીઠું ટપકા જેવું મૌન મધુરવું
ટપ દઈ તોડી પાડો. કાંઈ કરીને.

૨. પ્રેમ–નેમ

પ્રેમ – પ્રેમ હા એ જ,
અન્ય કાંઈ નહિ નેમ, જગતમાં, જીવનમાં, નસનસમાં૦
પાંપણ આ ઊપડે ને ભાળું પર્ણ ચમકતાં સામે,
બે ચકલાં–ચકલો ચકલી, શાં તલપ ભરેલાં, બેસે ઠામેઠામે,
એક પક્ષી કો પ્રભાતથી બસ ઘૂંટી ઘૂંટી ગાયે. પ્રેમ૦
ક્યાંથી આ સહુ ઉમંગ આવે, કશા ઉમળકા, ચાળા ચટકા,
કશા કેશ ગૂંથાતા, ચણિયા ચીર, ભૂષણો, લટકાં,
અને કહાન આવી ત્યાં ફોડે ગોરસનાં સહુ મટકાં. પ્રેમ૦
અરે પરોણા પૃથ્વી પરના, તું શા ઉપહારો લાવે,
તુજ બંસીમાં કયા અવનવા સૂર મહિલા ગાવે,
બાહર ભીતર બધે મધુ તું, અન્ય નજર નહિ આવે. પ્રેમ૦

૩. તમે–અમે

તમે કહ્યું કે ચાલ, ઝાલ મુજ હસ્ત. અને હું વળગી તમને ચાલી,
તમે કર્યું શું કામણ, મુજને કરી કશી મતવાલી.

લો, આજ આટલી પ્યાલી, કાલે મોટી ગાગર લાવું,
પનઘટથી જમુનાનાં જલનાં ગીત બધાં લઈ આવું.
હરિ ૐ હરિ ૐ।

૪. અમરત્વ

મૃત્યુ તો જાણતા સર્વ, અમરત્વ પરંતુ રે,
કોણ તે જાણતા—તેને પિછાને ને પ્રમાણતા?

૫. શેષ

સરવાળે રહે શેષ જિન્દગી પૂર્ણ જ્યાં બને—
સ્નેહની ક્ષણ, સાળેલા બૂંદડા પ્રેમ-વારિના.

સ્ત્રીઓ □ કેટ્રીસન રોય □ શકુંતલા મહેતા
(અમેરિકન)

મારી ત્રણ બહેનો બેઠી છે
લાવાના કાળા ખડકો પર
પહેલી વાર, પ્રકાશમાં, તેઓ કોણ છે તે હું જોઈ શકું છું.

મારી પહેલી બહેન સરઘસ માટે પોષાક સીવે છે.
તે 'પારદર્શક નારી' તરીકે જઈ રહી છે
અને તેની બધી તાકાત દેખાશે.

મારી બીજી બહેન પણ સીવે છે,
તેના હૃદય પાસે સિલાઈ—જે કદી પૂરી સિવાઈ નથી.
તેને આશા છે કે આખરે, તેની છાતીની આ ભીંસ હળવી થશે.

મારી ત્રીજી બહેન જોઇ રહી છે
દૂર સમુદ્ર પર પશ્ચિમ તરફ પ્રસરી રહેલા ઘેરા લાલ પોપડા તરફ
તેનાં મોજાં ફાટેલાં છે પણ તે સુંદર છે.

સ્વગતોક્તિ, એક બ્રોડવે-અભિનેત્રીની ☐ યેવજીની યેવતુશેન્કો
(રશિયન) ☐ જહોન આપડાઈક ☐ ઉત્પલ ભાયાણી

ખોલી એક અભિનેત્રી બ્રોડવેની
ટ્રોયની જેમ સમય લૂંટાઇ ગયો.
હવે કોઈ કરતાં કોઈ ભૂમિકાઓ રહી નથી
કોઈ ભૂમિકા નથી
મારાં આંસુઓ મારામાંથી ખેંચી કાઢવા માટે
કોઈ ભૂમિકા નથી
મને અંદર બહાર ફેરવી નાખવા માટે
આ જિંદગીમાંથી તો ખરેખર
રણમાં નાસી છૂટવું જોઇએ
શું કોઈ ભૂમિકાઓ જ રહી નથી!
ધમધમતા કોમપ્યુટરની જેમ
બ્રોડવે ઝળહળે છે
પણ મારું માનો, કોઈ ભૂમિકા જ રહી નથી--
સેંકડો વેશમાંથી
એક પણ ભૂમિકા નહિ
સાચેસાચ અમે ભૂમિકાવિહીનતામાં ડૂબી રહ્યા છીએ....
મહાન લેખકો ક્યાં છે? ક્યાં છે?
જેમાં અંકો બહુ જ લાંબા હોય એવી
અંગકસરતના ખેલો કરનારી મંડળીની જેમ
બિચારી પ્રશિષ્ટ કૃતિઓ પરસેવે રેબઝેબ થઈ ભાંગી પડી છે
પણ તેઓને કંઈ ખબર છે
હીરોશીમા વિષે,
સાઠ લાખ લોકોની હત્યા વિષે,
અમારી બધી વેદના વિષે?!
શું આ સઘળું વ્યકત કરવું ખરેખર એટલું બધું અશકય છે?
એક પણ ભૂમિકા નહિ!
હોકાયંત્ર વગરના થઈ ગયા હોઈએ એના જેવું છે.
તમે જાણો છો આ જગત કેટલું ત્રાસદાયક લાગે છે જ્યારે
એ તમારી ભીતરમાં ઊભું થાય
એ ઊભું અને ઊભું થતું જાય

અને એને બહાર નીકળવા માટે કોઈ રસ્તો જ ન હોય
ઓહ! હા,
હરતીફરતી નાટ્યમંડળીઓ છે
એ બાબત માટે
ટી.વી.ની શ્રેણીઓ પણ છે
પણ ભૂમિકાઓને કાઢી નાખવામાં આવી છે
તેઓ તમને ક્ષુલ્લક ભાગો આપી ટાળે છે
હું પીઉં છું. ઓહ! હું જાણું છું કે એ મારી નબળાઈ છે
પણ તમે શું કરો જ્યારે બીજા કોઈ લોકો જ ન હોય
બીજી કોઈ ભૂમિકાઓ જ ન હોય?
ચીકણા હાથોને કારણે આંગળીઓની છાપ ઊઠેલા
ધાતુના પ્યાલામાં
ક્યાંક કોઈ મજૂર પી રહ્યો છે
એની કોઈ ભૂમિકા જ નથી!
અને કોઈ ખેડૂત પી રહ્યો છે
ખચ્ચરની જેમ આરડતો કારણ કે એ નપુંસક છે
એની કોઈ ભૂમિકા જ નથી!
એક સોળ વરસના બાળકને
એના મિત્રોએ બ્લેડ ભોંકી જખમી કર્યો છે
કારણ કે આથી વધુ સારું એમની પાસે
કંઈ કરવાનું નથી
ભૂમિકાઓ જ નથી!
કોઈક પ્રકારની ભૂમિકા વગરની જિંદગી
માત્ર ધીમો ગર્ભપાત છે
ગર્ભાશયમાં આપણે બધા મેધાવીઓ છીએ
પણ શક્યતાવાળા મેધાવીઓ
ભૂમિકા ન ભજવતા બેવકૂફો બની જાય છે
કોઈના પણ લોહીની માગણી કર્યા વિના
હું
માગું જ છું
એક ભૂમિકા!

સ્ત્રીઓ ☐ મે સ્વેન્સન ☐ ભાનુ શાહ
(અમેરિકન)

સ્ત્રીઓ
હોવી જોઈએ
કુંભી*
હાલતીચાલતી
કુંભી
હાલતીચાલતી
પુરુષની
ગતિ
મુજબ

અથવા તેઓ
હોવી જોઈએ
નાના ઘોડા
પેલા લાકડાના
મીઠામઝાના
જૂની ઢબના
રંગેલા
ડોલતા
ઘોડા

રમકડાંની દુનિયાની મન ભરી દેતી વસ્તુઓ

તેમના
કાનની
ખીંટી
અતિપરિચિત
અને વિશ્વાસ
રાખતી મુઠ્ઠીઓને
ગમતી
અમળાવા માટે

લાગણીથી
અને પછી
લાગણી વિના
આનંદથી
સવારી કરવા
ઝૂલવા અને
ત્યાં સુધી
સવારી કરવા

કે જ્યાં જેમ તેમ બંધાયેલ અહમ્ ઊતરી જાય અને પગ લથડિયાં ખાય

ગતિહીન
મધુરસ્મિત
ખડતલ
અને હસતી
સ્ત્રીઓ
હમેશાં
રાહ જોતી હોવી જોઈએ.

ગતિશીલ
બનવા
તત્પર
સ્ત્રીઓ
પુરુષોની
કુંભી
હોવી જોઈએ.

* પૂતળું મૂકવા માટેની બેઠક.



સિતાંશુ યશશ્ચંદ્ર



Jean Valentine

# એક કવિતા

## જ્યોતિષ જાની

પરસ્પર બંધ મુઠ્ઠી
બંધ મુઠ્ઠીમાં હવા
(જાણે બરફનું ચોસલું)
હવાના વહે તાંતણે
ઝૂલતો એક કરોળિયો
(એ જ હું! એ જ હું!)
ને નિરંતર લટકે છેડે
(તે જ તું! તે જ તું!)

# આસપાસની ચિક્કાર ગર્દી □ પ્રભા ગણોરકર □ જાનકી મહેતા

આસપાસની ચિક્કાર ગર્દી રંગબેરંગી, ભડક અવાજ, ક્ષણેક્ષણે ફૂટીને વીખરાતા શતધા રંગ,
ક્ષિતિજ પર ફેલાયેલી શાંત ઉદાસ રતાશ, વૃક્ષોની વણઓળખી આકૃતિ, ગૂંગળાવતી વમળાતી
ડૂબતી કરુણ સાંજ અને હું અસ્તિત્વ ગુમાવેલી રસ્તા પરથી જાઉં છું. લથડાતી,
રણમાં રાત્રે પ્રવાસ કરતા એકાકી આરબ જેવી આકાશ તરફ જોતી અંદાજ કાઢું છું
દિશા અને કાળનો.
....જાણે પગ ડૂબે છે ઠંડીગાર ઉદાસીન રેતીમાં, આવે છે ઉપર, ડૂબે છે,
પણ ત્વચાને સ્પર્શતી નથી રેતીની માયા, તો હું જ અલિપ્ત કે લાંબુલચ રણ.
શૂન્યવત્ વિસ્તરેલી અફાટ દિશા, અનામી, જાણે કે હોય કેવળ અવકાશ.
ફક્ત કર્તવ્યદક્ષતાથી ઝબૂકતા નાના તેજસ્વી ઉદાત્ત ગ્રહ તારા અને ફેલાતી જતી
એક ગોળમાં વિભાજિત ફરતી રાશિઓ અને તો પણ એકમેવ એવું આકાશ.
સંગાથમાં ઘૂઘવતો વેગીલો પવન, ઊડતી ચકાકાર રેતી અને બેભાનપણે હલતાં
ખજૂરીનાં ઝાડ તો પણ હું એકલી આસપાસની ચિક્કાર ગર્દીમાં રંગબેરંગી અવાજમાં
ઊગરેલી, આ માણસોમાં પારકી. રણમાં પ્રવાસ કરતા રાતે દિશા શોધતા એકાકી આરબ જેવી.

## પ્રવાસની કવિતા ▢ સુનંદા ભોસેકર ▢ જાનકી મહેતા

(મરાઠી)

નિર્વિકાર માનવઆકૃતિનાં હાડપિંજરો
જો વૃક્ષવૃક્ષ પર લટકાવી દઈએ
તો કોઈને પણ ભય લાગે
એ સાહજિક જ છે!
—આ શહેરના તમામ રસ્તા
એવા જ ભયપ્રદ છે.

મારી હથેળીની રેખા ઉખેડીને
મેં એક રસ્તો તૈયાર કર્યો છે
જે વડે આપણે છેવટ સુધી પહોંચી શકીએ.
—એટલે ક્યાં?

અગ્નિમણિની શોધમાં
પૃથ્વીની પીઠ પરના કોઈ પણ પ્રદેશમાંથી
પ્રવાસીઓ નીકળે,
તો પણ તેઓ છેવટે
અસંખ્ય ચંદ્ર જ્યાં દરરોજ તૂટી પડે છે.
તે ઘોર શોકખીણ પાસે જ
આવી પહોંચે છે. ખાસ.

મારી સ્મૃતિ નષ્ટ થાય તે પહેલાં
મારે આ શહેરના
જબરદસ્ત કોલાહલથી દૂર જવું જ જોઈએ.

ભર ચોમાસામાં એકાકી બળતા
ઘરના આંગણાનાં ફૂલો
હું કોને માટે સાચવી રાખું?

## કવિતાનો જન્મ ☐ સુનીલ ગંગોપાધ્યાય ☐ નલિની માડગાંવકર

દુઃખ જ કવિતાની જનની છે. આ પૃથ્વી પરની પ્રથમ કવિતા પ્રગટ થયેલી એક દુઃખી ઋષિના હૃદયમાંથી. અચાનક અવરોધાયેલા એક પ્રણયદૃશ્યને જોઈ તેઓ શોકાર્ત થયા હતા.

દુનિયાના કયા દેશમાં ક્યારે, કયે સમયે પહેલી કવિતા રચાઈ હતી એ ઐતિહાસિક કે પ્રાગૈતિહાસિક ચર્ચામાં પડવાની અત્યારે આપણને કંઈ જરૂર નથી, એટલું જ નહીં રામાયણ પહેલાં મહાભારતની રચના થઈ હતી કે નહીં, અથવા વેદ અપૌરુષેય છે કે નહીં એ ચર્ચામાં આપણે ઊતરશું નહીં. ઘણા સમયથી આપણે એવું જ માની લીધું છે કે વાલ્મીકિ જ માનવસમાજના આદિ કવિ. એમના મુખમાંથી જ પ્રથમ કવિતા અથવા શ્લોક પ્રગટ્યો હતો. કવિતા રચનાનો વ્યક્તિગત ઇતિહાસ પણ આપણને સહુ પ્રથમ વાલ્મીકિએ જ જણાવ્યો હતો. એ ઇતિહાસથી આપણે સહુ પરિચિત છીએ, છતાં એનું થોડું વિશ્લેષણ કરીએ. મહાન વિષયને વારંવાર સ્મરવામાં કોઈ દોષ નથી. આપણે એ વ્યાખ્યાના પ્રત્યેક શબ્દના ગૂઢાર્થને તપાસીશું.

વાલ્મીકિએ સૌથી પહેલાં રામાયણની વાર્તા નારદ પાસે સાંભળી. નારદને કોઈ કવિત્વબોધ નહોતો. વાલ્મીકિ જાણવા માગતા હતા કે "આ પૃથ્વી પર અનેક દૃષ્ટિએ ગુણવાન મનુષ્ય કોણ છે?" જવાબરૂપે નારદ અતિ સંક્ષેપમાં ગગડાવી ગયા, ફક્ત સોએક શ્લોકમાં સમગ્ર રામાયણની કથા સંભળાવી દીધી. જો પાછળથી વાલ્મીકિએ ન લખ્યું હોત, તો એ નારદકથિત રામાયણ માટે આપણો કોઈ આગ્રહ ન રહેત.

શરૂઆતમાં વાલ્મીકિના મન પર આ કથાની કોઈ છાપ પડી નહીં, ન એકાદું મંતવ્ય એમણે આપ્યું કે ન તો કોઈ પ્રકારના પ્રતિભાવ પ્રગટ કર્યા. એટલું જ નહીં એમ પણ ન કહ્યું કે જે સાંભળવા ઇચ્છતો હતો તેવા માણસની કથા એ આ જ છે. તેમણે નારદનું યોગ્ય રીતે પૂજન-અર્ચન કર્યું, પરંતુ આ કથા માટે કંઈ બોલ્યા નહીં. નારદના ગયા પછી તેઓ તમસા નદીમાં સ્નાન કરવા ગયા, સાથે એમના શિષ્ય ભારદ્વાજ હતા. નદીનો કાદવ વગરનો કિનારો જોઈ તેઓ પ્રસન્ન થયા અને સ્વચ્છ જળ "સચ્ચરિત્ર માણસના ચિત્ત જેવું" આવી ઉપમા એમના મનમાં સ્ફૂરી. કદાચ રામ માટે જ તેઓ આ વાત વિચારતા હતા. અને ઉપમા પણ એવી કંઈ વાહ વાહ કરીએ એવી નહોતી. જવા દો. એમણે ભારદ્વાજને કહ્યું, મને વલ્કલ આપો, મારે સ્નાન કરવું છે.

વલ્કલ હાથમાં લેવા છતાંય તેઓ તરત જ સ્નાન કરવા ન ગયા. સ્વચ્છ જળદર્શન બાદ જ રામકથા એમના મનમાં સ્ફુરવા માંડી. તેઓ સાંભળવા ઇચ્છતા હતા એક મહાન અને બધી રીતે ગુણવાન માણસની કથા. પરંતુ જેમની વાત સાંભળી તેમનું જીવન તો ખૂબ અટપટું અને અનેક પ્રકારના દુઃખથી ભરેલું હતું. એમણે તમસા નદીને કિનારે

ચાલવા માંડ્યું. અને અન્યમનસ્ક બની ગાઢ અરણ્યમાં તેઓ ટહેલવા લાગ્યા. ત્યાં બે-ક્રૌંચ અને ક્રૌંચી–અર્થાત્ ક્રૌંચ યુગલને જોયું. આમાંના નરના માથા પર તામ્રવર્ણી કલગી હતી. રૂપાળા દેહવાળાં બંને મીઠો કલરવ કરતાં કરતાં ઘૂમતાં હતાં. અચાનક વાલ્મીકિએ જોયું, નરપક્ષી એક પારધીના તીરથી વીંધાઈ લોહી તરબોળ અવસ્થામાં ધબ કરતું જમીન પર પડી ગયું. અને થોડી વાર પહેલાં મધુર સ્વરે ગાનાર માદા પક્ષીએ તીવ્ર સ્વરે આક્રંદ કરવા માંડ્યું. એ સ્વર સાંભળી વાલ્મીકિના મનમાં થયું, પેલા તામ્ર કલગી-વાળા, કામમોહિત દેખાવડા નરપક્ષી સાથે હવે કોઈ દિવસ મિલન થવાનું નથી એ જાણીને જ માદા પક્ષી રડે છે. સંભોગ-પ્રવૃત્ત પક્ષીને આવી રીતે વીંધાઈ જતું જોઈને વાલ્મીકિ ખૂબ દુ:ખી થયા. એમના મુખમાંથી શાપ પ્રગટ થયો.

પારધીનો ધર્મ જ શિકારનો છે. જો કે પેટ ભરવા માટે જે પારધી પક્ષીનો શિકાર કરે છે, એને શાપ આપવો એ કોઈ ઋષિ-મુનિને પણ શોભાસ્પદ નથી! સંપૂર્ણ હિંસા-ત્યાગ કરવાની વાત આપણા શાસ્ત્રકારોએ ક્યારેય કરી નથી. હરણની પાછળ દોડી આવેલા રાજા દુષ્યન્તને પણ કણ્વમુનિના આશ્રમવાસીઓ શિકાર કરવાનો નિષેધ કરતા નથી. ફક્ત કહે છે કે આશ્રમમાં જીવહત્યા કરતા નહીં. નિષાદ માટે પણ વાલ્મીકિના મનમાં કોઈ ગુસ્સો નહોતો. નિષાદરાજ ગુહકને એમણે મહાન વ્યક્તિ રૂપે આંક્યા છે. જે ગુહક શિકારમાં મળતા સૂકા માંસથી રામ વગેરેનું સ્વાગત કરવા ઇચ્છતા હતા; એટલું જ નહીં રામાયણના રામે પણ વનવાસ સમયે ખાવા માટે પશુ શિકાર કર્યો છે. પણ સંભોગમાં લીન હરણ યુગલમાંનાં એકને મારીને મહારાજ પાંડુએ જે અપરાધ કર્યો હતો, અહીં વાલ્મીકિની નજરે પણ આ પારધીનો એ જ અપરાધ હતો. તેઓ શાપ આપતાં બોલ્યા, "मा निषाद प्रतिष्ठाम् त्वमगमः शाश्वतीः समाः"–હે નિષાદ, તું શાશ્વતકાળમાં પણ પ્રતિષ્ઠાને પામી શકીશ નહીં. પાછળથી નિષાદે આ શાપનો મર્મ સમજવામાં ભૂલ કરેલી. અમથો અમથો શાપ આપે તો ઋષિઓએ પણ એનું પ્રતિફળ ભોગવવું પડે છે, તેથી વાલ્મીકિ તરત જ એનું કારણ પણ જણાવી દે છે. "यत् क्रौंचमिथुनादेकम् अवधीः काममोहितम्." તેં ક્રૌંચ મિથુનમાંના એકનો કામમોહિત અવસ્થામાં વધ કર્યો છે.

મૂળમાં શાપ કંઈ બહુ ભયંકર નથી. નિષાદ જો દુર્વાસા અથવા બીજા કોઈ ક્રોધી સ્વભાવના ઋષિની સામે ઊભો હોત તો આનાથી યે વધારે કઠિન શિક્ષા મેળવત. કંઈ નહીં તો "તું પણ તારી પત્ની સામે આવી રીતે જ મરીશ." આ રીતનો અભિશાપ પુરાણોમાં હંમેશાં જોવા મળે છે. મૃગરૂપી ઋષિએ મહારાજ પાંડુને આ જાતનો શાપ જ આપ્યો હતો, પરંતુ દુર્વાસા અને બીજા શાપ આપનારા ઋષિઓ કોઈ કવિ નહોતા, અને વાલ્મીકિએ પણ પછી ક્યારેય કોઈને શાપ આપ્યો નથી. અહીં પણ એમણે નિષાદને મૃદુ ઠપકો જ માત્ર આપ્યો છે. એનું જીવન કે અંગહાનિ, એટલું જ નહીં એની જીવિકા હાનિની વાત પણ કરી નથી. ફક્ત કહ્યું છે, તું કોઈ દિવસ પ્રતિષ્ઠા મેળવી શકીશ નહીં. રાજશેખર બસુએ વ્યાખ્યા આપી છે કે, "પ્રતિષ્ઠા ન મેળવવાનો અર્થ છે ચિરકાળ

પતિત બનીને રહેવું." પરંતુ ચાર વર્ણના સમાજમાં નિષાદ તદ્દન નીચો છે. એ આનાથી વધારે કેટલો પતિત બનવાનો છે? જો કે આ બધા અર્થોને બાજુએ રાખીએ તો પણ પેલા પ્રતિષ્ઠા શબ્દ માટે જ શાપ કવિતામાં રૂપાંતરિત થઈ ગયો; અને પ્રતિષ્ઠા શબ્દની આ બાજુ અને પેલી બાજુના પ્રત્યેક શબ્દની વ્યંજના આપણને એક ક્ષણમાં કવિતાને ઓળખાવી દેનારી બની. આપણને સમજાય છે કે આ કોઈના મોઢાના શબ્દો નથી, કામની વાત પણ નથી, આની વ્યંજના તદ્દન નવી છે. આપણા આદિ કવિરચિત પ્રથમ કવિતા, અત્યારે આપણી શ્રેષ્ઠ કવિતા છે.

કવિત્વશક્તિ શું આમ એકાએક પ્રગટ થાય છે? કોઈ કોઈ ક્ષણનું સ્વયંસ્ફૂર્ત વાક્ય જ કાવ્ય બની જાય છે? મનના ઊંડાણમાં, રહસ્યલોકમાં વસીને જે કંઈ પ્રાપ્ત થાય છે, તે નિર્દિષ્ટ વાક્યબન્ધ સિવાય બીજું પણ કંઈ શું પ્રગટ કરતું નથી? કવિને શું સંશોધક બનવું પડતું નથી? આ બધા પ્રશ્નોના જવાબ આપણે જલદી જ મેળવીશું.

નારદને મોઢે સાંભળેલા નિરસ રામચરિતની વાલ્મીકિ સંપૂર્ણ ઉપેક્ષા કરી શક્યા નહીં, સમસ્ત ગુણોને ધારણ કરનાર હોવા છતાં પણ જેમણે સમગ્ર જીવનમાં અનેક પ્રકારનાં દુઃખો સહ્યાં, એ રામ નામના એક અતિમાનવની કથા એમના મનમાં એક રસ પ્રવાહિત કરનારી બની, જેનું નામ મમતા. જ્યારે બીજાનું કે બહારનું દુઃખ જોઈને જોનારને પણ દુઃખ થાય અને સાથે સાથે એવી પણ લાગણી જન્મે કે આ દુઃખ મારું છે, ત્યારે તે કાવ્યનું વિષયવસ્તુ બની જાય છે. અહિંયાં રામ એ વાલ્મીકિનું અવલંબન છે. તેઓ કાદવ વગરના નદીકિનારો અને નિર્મળ સ્વચ્છ પાણી જોઈને પણ આવી વ્યક્તિનો જ વિચાર કરે છે. હાથમાં વલ્કલ લેવા છતાં પણ તેઓ નહાવા ઊતરતા નથી. ગાઢ જંગલનું નિરીક્ષણ કરવા માંડે છે. જેમ એક વનમાં રામ સીતા સાથે પરમ સુખી હતા, એક પર્ણકુટિમાં. રામસીતાના જીવનમાં સહુથી વધારે સુખનો સમય હતો એમનો વનવાસ. ફક્ત તે કેટલાંક વર્ષોમાં જ તેઓ એકબીજાને ખૂબ ઘનિષ્ટભાવે મેળવી શક્યાં હતાં. ઇક્ષ્વાકુ વંશની રીત મુજબ મોટા દીકરા તરીકે પિતાનું રાજ્ય રામને જ મળવું જોઈએ. એ રાજ્ય ન મેળવીને તેઓ ગૌરવહીન થયા હતા પણ સુખહીન બન્યા નહોતા. સીતાને વન ગમતું હતું. અરણ્યવાસ એમનાં ભાગ્યમાં હતો. કૈકેયીએ દુર્દૈવી ઘટના સર્જી એ પહેલાં પણ સીતાએ અનેક વાર રામને વિનંતી કરી હતી કે ચાલો આપણે વનમાં જઈને રહીએ. અને વનમાં રહેતી વખતે સીતાએ વારંવાર પરમ સુખની વાત કરી છે, પરંતુ ત્યાં પણ એમના સુખ સંભોગના જીવનમાં એકાએક ગાબડું પડ્યું, રાવણ નામના એક નિષાદે સીતાને એના દયિતની પાસેથી દૂર સેરવી લીધી. બરાબર એ જ દૃશ્ય વાલ્મીકિએ નિહાળ્યું હતું, નિષાદના હાથમાં કામમોહિત ક્રૌંચની હત્યામાં અને ક્રૌંચીના રુદનમાં. એમણે શાપ આપ્યો, मा निषाद प्रतिष्ठाम् । આ શાપ કોને? નિષાદને કે રાવણને? ક્રૌંચને મારનાર આ નિષાદ ખરેખર ક્યારેય પ્રતિષ્ઠાહીન થયો કે નહિ એ આપણે જાણતા નથી. આદિ કવિએ એ વાતનો બીજી વાર ઉલ્લેખ કર્યો નથી. પણ આપણે જાણીએ

છીએ કે રાવણ નામનો પેલો મહાનિષાદ તો શાશ્વતકાળમાં ય પ્રતિષ્ઠા મેળવી શક્યો નથી.

શાપનું ઉચ્ચારણ કર્યા પછી વાલ્મીકિ પોતે જ વિહ્વળ બન્યા. શોકમાં અભિભૂત થઈ આ એમણે શું કર્યું? આ તો એમના મોઢાની ભાષા નથી! એ જ બે પંક્તિ તેઓ વારંવાર બોલવા લાગ્યા. તેઓ બુદ્ધિમાન અને જ્ઞાની; એમણે ગણી જોયું; આ વાક્ય ચરણબદ્ધ છે અને અક્ષર વૈષમ્ય નથી. એટલું જ નહીં એવો એક સૂર રહ્યો છે જે તંત્રી બાંધેલા વાદ્યની સાથે લય મેળવી ગાઈ શકાય.

શિષ્ય ભારદ્વાજ પાસે ઊભા ઊભા બધું સાંભળતા હતા. વાલ્મીકિએ એમને કહ્યું, પાદબદ્ધ અક્ષર જેવી તંત્રીલયવાળી આ વસ્તુ જે મેં સર્જી, એ શું છે? મારા શોકાર્ત હૃદયમાંથી જ્યારે આનો જન્મ થયો છે ત્યારે એનું નામ રહો શ્લોક. ભારદ્વાજને પણ આમાં રસ પડ્યો હતો. એમણે ગુરુનું સમર્થન કર્યું. જો કે અહીં પણ પ્રતિષ્ઠાની વાત છે. રાજશેખરે આપણને જણાવ્યું છે કે "શ્લોક શબ્દનો બીજો એક અર્થ છે કીર્તિ." શિષ્યને ગુરુએ કહ્યું, શોકાર્ત હૃદયમાંથી આનો જન્મ થયો છે તેથી આનું નામ શ્લોક, અને આ શ્લોક મારો યશંકર બનો. પ્રાકૃત કવિની જેમ જ, વાલ્મીકિએ પ્રથમ કાવ્ય-રચના કરીને યશની આકાંક્ષા જ કરી હતી. અને પછી આપણે જોયું કે સંપૂર્ણ રામાયણ રચી તેઓ એના પ્રચાર વિષે ચિન્તિત બન્યા. ચોવીસ હજાર શ્લોકરચના કરી તેઓ એમને એમ રાખી મૂકવા માગતા ન હતા.

ચાલો, હવે એ મહાન દિવસ તરફ આપણે પાછા જઈએ. પ્રથમ શ્લોકની રચના કરી તેઓ કોઈ પણ નવા કવિની જેમ ઉત્તેજનાથી અસ્થિર બન્યા. સ્નાન કરતાં કરતાં, સ્નાન પતાવ્યા બાદ, પોતાના આશ્રમમાં પાછા ફરતાં પણ તેઓ આ શ્લોકની પાછળ જ ભમતા હતા. એમના અણુએ અણુમાં વિસ્મય હતું. એટલું જ નહીં, થોડી વાર પછી એકાએક જ્યારે સ્વયં બ્રહ્મા એ આશ્રમમાં હાજર થયા ત્યારે પણ વાલ્મીકિએ એમને પાદાર્ઘ્ય આપી અભ્યર્થના અને સ્તુતિથી પૂજન કર્યું, પણ મનમાં તો પેલી નિષાદ અને ક્રૌંચ–ક્રૌંચીની વાત જ વિચારતા હતા અને મનમાં મનમાં પોતાના તાજા રચેલા શ્લોકનું રટણ કરતા હતા.

એક દૃષ્ટિએ બ્રહ્માનું આગમન અહીંયા અપ્રાસંગિક હતું. તેઓ આવ્યા હતા વાલ્મીકિને રામાયણ રચવાની આજ્ઞા આપવા માટે. પરંતુ આ પહેલાં જ આપણને ખબર છે કે વાલ્મીકિ કોઈ એક નિર્માણમાં મગ્ન છે, તેમણે શોધ કરી છે કાવ્યભાષાની. જીવ-સર્જક બ્રહ્માને પ્રજાપતિ કહેવામાં આવે છે, પરંતુ ખરેખર તો આ અસાર સંસારમાં કવિઓ પણ સર્જક છે. તેઓ પણ પ્રજાપતિ છે અને બ્રહ્માની સૃષ્ટિ પણ કવિની સૃષ્ટિ સાથે તુલના કરવા જેવી છે.

જીવમાત્રની ચિંતા કરનાર અન્તર્યામી બ્રહ્મા વાલ્મીકિના મનની વાત જાણી જઈને બોલ્યા, તેં જે સરખા અક્ષરોવાળી વાક્યબંધ રચના કરી છે એ તો મારા મનની

વાત જ તારા કંઠમાંથી પ્રગટ થઈ છે. આ વાત આપણને બહુ ગમતી નથી. આ તો દેવત્વનો લાભ લઈને વાલ્મીકિના કાર્યને ભૂંસી નાખવા જેવું છે. જો કે આની સાથે એમણે એમ પણ કહ્યું કે, તેં જ્યારે આનું નામ શ્લોક આપ્યું છે તો એ નામ જ રહેશે. એ નામ જ પ્રખ્યાત થશે. બ્રહ્માએ પણ અહીંયાં વાલ્મીકિને યશ અને પ્રતિષ્ઠાની વાત યાદ કરાવી છે. સંભવત: શ્લોક શબ્દનો કીર્તિ અર્થ જ એમણે વાપર્યો છે. આમણે વાલ્મીકિને આશ્વાસન આપ્યું કે આ કાવ્ય જે તું લખવાનો છે એને માટે તારો કીર્તિદેહ ઊર્ધ્વ અને અધ:લોકમાં સ્થાયી થશે.

ઘણી બધી વાતોમાંથી બ્રહ્માએ બે ઉપયોગી વાત કહી છે. નારદને મોઢે સાંભળેલી કથાને વાલ્મીકિ કાવ્યરૂપ આપશે, પરંતુ એક બીજી સંમતિ પણ આપી છે કે નારદે જે કહ્યું નથી એવું પણ તું લખી શકે છે. રચના કરતી વખતે એ પણ તારી પ્રતિભાનો સ્પર્શ પામશે. અર્થાત આપણી પહેલી કાવ્યરચનાની શરૂઆતમાં જ કહેવામાં આવ્યું છે કે કવિએ દરેક ડગલે વાસ્તવનું અનુસરણ કરવાની જરૂર નથી. નારદે ખુલ્લો કર્યો છે ઈતિહાસ, એક રાજાના જીવનમાં જે જે બન્યું છે એનું વાસ્તવિક વિવરણ. એ વિવરણ કાવ્ય બન્યું નથી. વાલ્મીકિએ જે રાજાને નજરે જોયા નથી, જેના જીવનની ફક્ત મુખ્ય મુખ્ય ઘટનાઓ જ માત્ર એમણે જાણી છે, એ રાજાના સમગ્ર જીવનન કવ્યમાં રૂપાંતરિત કરવા માટે જરૂરી છે કવિના કલ્પનાજગતની પૂર્ણ સ્વાધીનતા. તેઓ જેટલું સર્જન કરશે એનું નામ છે રસ. આ વાત બ્રહ્મા પણ જાણતા હતા કે જેમની સૃષ્ટિ ફક્ત લાકડું, પથ્થર અને રક્તમાંસની બનેલી છે.

બ્રહ્માના આ પછીના શબ્દો પણ મૂલ્યવાન છે. નારદે જે કહ્યું નથી અને કલ્પનાથી વાલ્મીકિ જે નિર્માણ કરવાના છે એ પણ ખોટું નહીં પડે. નારદ કહી ગયા છે સત્ય ઘટના, અને વાલ્મીકિની રચના પણ સત્ય થવાની છે. આનું નામ છે કાવ્યનું સત્ય. જે વાસ્તવિક સત્ય કરતાં જરા પણ ઓછું ઊતરતું નથી. આના સમર્થન રૂપે જ રવીન્દ્રનાથે લખ્યું છે, "રામનું જન્મસ્થાન અયોધ્યા આ જેટલું સાચું છે, તેમ એનાથીય વધારે સાચું છે રામનું જન્મસ્થાન વાલ્મીકિની મનોભૂમિ. એ જ સત્ય જે તમે સર્જવાના છો."

બ્રહ્માના ગયા બાદ વાલ્મીકિ એકાંતમાં બેસીને વિચારવા લાગ્યા; નારદ જે કથા કહી ગયા છે એ આખી યાદ નથી. "ફરી પાછું એ ધીમાન્ રામનું જીવનવૃત્ત અસલરૂપે જાણવાની" ઈચ્છા થઈ, પરંતુ નારદ ત્યારે ક્યાં મળવાના? તેઓ શું ખરેખર અસલ રૂપે જાણવા માગતા હતા? એ અસલ રૂપ કયું હતું? દશ્ય બધાં જ જુએ છે, હકીકત એક મોઢેથી બીજે મોઢે ફેલાય છે, પરંતુ અસલ રૂપ જાણ્યા વગર સર્જન કરી શકાતું નથી. વાલ્મીકિના મનમાં ત્યારે ખૂબ ખળભળાટ જાગ્યો. પણ આવી ચંચળ અવસ્થામાં કલ્પનાનો વિકાસ થતો નથી. પોતાનું મન સ્થિર કરવાની જરૂર છે. મનની આંખ ખોલવાની જરૂર

છે. તેઓ કુશનું આસન પાથરી પૂર્વ તરફ મુખ કરી, આચમન કરી આંખો મીંચી બેઠા. આંતરદષ્ટિથી તેઓ રામને જોવા લાગ્યા. નારદે કહ્યું હતું; "રામ ગાંભીર્યમાં સમુદ્ર જેવા, ક્ષમતામાં પૃથ્વી જેવા, ક્રોધમાં કાલાગ્નિ જેવા, દાનવીરતામાં કુબેર જેવા અને સત્યનિષ્ઠામાં બીજા ધર્મરાજ જેવા છે."– જાણે પત્થરમાંથી સર્જાયેલો એક અતિમાનવ. અને સીતાના વર્ણન માટે તો નારદ અતિ કૃપણ રહ્યા હતા, પરંતુ વાલ્મીકિ બીજું જ દૃશ્ય જોવા લાગ્યા. "એ લોકોનો વિનોદ-આનંદ, વાતચીત અને ક્રિયાકલાપ, આ બધું જાણે એમને નજર સમક્ષ દેખાવાં લાગ્યું.' ધ્યાનમાં બેઠા બેઠા જ તેઓ હસ્તામલકવત જોઈ શક્યા સંપૂર્ણ રામાયણ. પછી લખવા બેઠા. નારદનું પહેલું વાક્ય હતું, "રામ નામે ઈક્ષ્વાકુ વંશના એક સુવિખ્યાત નરશ્રેષ્ઠ છે." અને વાલ્મીકિએ શરૂઆત કરી, "પ્રજાપતિ મનુની જેમ વિજયી આ રાજા જે સસાગરા વસુમતીનું અનન્ય સાધારણ રૂપે પાલન કરનાર છે." અર્થાત પહેલા વાક્યથી જ એમણે સમજાવી દીધો એમની કલ્પનાનો વિશાળ વિસ્તાર. આ આપણી પ્રથમ કવિતાનો ઇતિહાસ જો કે બધી જ કવિતારચનાનો ઈતિહાસ આજ સુધી જરા નાના રૂપે આવો જ છે.

---

સંદર્ભ:- રાજશેખર બસુના રામાયણનો સારાનુવાદ અને હેમચંદ્ર ભટ્ટાચાર્ય અનૂદિત વાલ્મીકિ રામાયણ. □

મત્લા વગરની ગઝલ □ મનહરલાલ ચોકસી

શ્રીમતી તનહાઈનાં પણ ઘર હતાં
શહેરના ભરચક નવા રસ્તા ઉપર

પૂલના પચ્ચાસ પગ થાકી ગયા,
એક ને એક જ નીરસ જગ્યા ઉપર

ચોતરફ સહરાનું રણ દેખાય છે,
કોણ ટીપું રેડશે તરસ્યા ઉપર !

હાથમાં આશાની મીણબત્તી લઈ,
એક જણ દેખાય છે તખ્તા ઉપર.

આંધળી શેરીના જેવું છે જીવન
ને ગઝલ ખટકી ગઈ મક્તા ઉપર.

સમજાતું નથી ☐ પ્રભા ગણોરકર ☐ જાનકી મહેતા
(મરાઠી)

કાંઈ સમજાતું નથી. ચોક્કસ ક્યાંથી
ચુકાઈ ગયો રસ્તો.
હજી પણ મળે કોઈ
તો પાછી જાઉં એમ થાય છે.
એમ તો મળે છે માણસો, વૃક્ષો, પક્ષીઓ
—પણ કોઈનું કાંઈ સાચું નથી.
કોઇ સરળ રસ્તો દેખાડશે એ પરનો
વિશ્વાસ જ ઊડી ગયો છે મારે. હવે. અને મારે
ક્યાં જવું છે એ તેમને પણ
ક્યાં ખબર છે? મારી જેમ જ.

દવા ☐ ઍલિસ વૉકર ☐ ભાનુ શાહ
(અમેરિકન)

દાદીમા સૂએ છે
મારા માંદા
દાદાજી
પાસે જેથી
રાતના
તેમનું દર્દ
દૂર કરવા
દવા આપી શકે
સવારમાં
અસાવધપણે
હું
તેમને
ઉઠાડું છું.

દાદીની આંખો
મારી સામે જુએ છે
દાદાના ક્ષીણ
હાથ નીચેથી
બધી
દવા છે
દાદીના
લાંબા
છૂટા
વાળમાં

ક્મૅાસમ બેઠી છે –
મારી કૉન્સિયસનેસ કાંણી થઈ ગઈ છે
નેતિનેતિ છે તળાવ છે પાણીથી ભરપૂર છે
પાણીમાં ઊઠતી લહેરો વર્તુળોમાં ફરતા હાથ
હું પકડી લઉં છું પાણીને
બાથમાં લઇ બાંધેલા લહેરોના ભારાને એક એક કરીને
છૂટા પાડી દઉં છું કઇ કૉન્સિયસનેસ કામ કરતી હતી કોને ખબર?
એક ટોપો પહેરીને ઊભેલો મેકસીકન પર્સનાલિટિમાં
ધુમાડા કાઢતો જણ પરસેવો લૂછી રહ્યો છે
ઑબ્ઝર્વ કરી રહ્યો છે નેતિનેતિ તળાવ પાણી લહેરોને....
હું કાંણો થઇ ગયો છું ટપકતો રહું છું વારે ઘડીએ
ગોઠવ્યા કરું છું વીખેરી નાખું છું ટપકયા કરું છું કયાંય જંપ નથી
જ્યારે જુઓ ત્યારે કશુંક જોઇ રહ્યો છું કશુંક ખોઇ રહ્યો છું.
મારું મૌગ્ધ્ય મને રૂપાળો બનાવી રહ્યું છે
મારો રોમાંચ દોરી પકડીને ઊભો છે
હું ઉપર ચઢવા દોરી પકડીને ઊભો છું
નેતિનેતિ કશુંક ધૂવે છે આંખોથી સાબુથી પાણીથી વાણીથી
न जानामि धर्मम् इति इति ।
નેતિનેતિ તમારી સાથે ડાયલોગની પરંપરાનાં પાંદડાં ચૂંટી શકાય એવી
પરિસ્થિતિ સર્જવા એને છરીકાંટાથી ઊંચકી જીભે મૂકવા અંજલિભરી
તળાવ પીવા પાણી સાથે પાણી થવા હવા હવા હવા
હવે પેલા મેકસીકન
પર્સનાલિટિવાળા જહાને કયાં મૂકવો એ પ્રશ્ન ગહન છે કેમકે દોડતા
ઘોડે હાથમાં રિવોલ્વોર સાથે એ એક પછી એક એ એક પછી એક
કિલ્લા વટાવતો વટાવતો ગોળી છૂટતી નથી છોડવાની કૉન્સિયસનેસ
કામ કરતી નથી ગોળી છૂટતી નથી કૉન્સિયસનેસ કામ કરતી નથી.
હું કયા વળાંકને કયા તરંગમાં પકડું છું એ મહત્ત્વનું છે
બાકી તળાવના કિનારે બાવળનાં વૃક્ષોનો શો સારો છે

કૅમેરા પેન થાય એટલે એટલી ખબર તો પડે જ ને!
કૉન્સિયસનેસ કાંણી થાય તો એને રેણ ના કરી શકાય?
न जानामि अधर्मम् इति इति ।

બપોરે ઑફિસમાં બેઠા પછી ક્યાંય જઇ ના શકાય બસ નેતિનેતિ
તળાવ પાણી બાવળ આવળ ઘર છોકરાં વાડીવજિફા આ બધું
ચાલ્યા કરવાનું માણસ થઇને બેઠા છો ગધેડી પકડી છે પછી
એમાં શરમાવાનું શાને? કહે છે કંટ્રોલરૂમ કાંણા થઇ ગયા છે
આંખો બંધ કર્યા પછી હું સહસ્રાક્ષિ છું
દરેક આંખમાં દૃશ્ય જુદું શૉટ જુદો સિક્વન્સ જુદો
ઍંગલ્સ જુદો કૅમેરાની ભાષા જુદી નેતિનેતિ તળાવ વિચ્છેદ
છેદ છેદ કાણાં કાણાં કાણાં.......
સૌન્દર્ય રોમાંચ કૉન્સિયસનેસ ત્રિભેટો કરીને ઊભાં છે
ડાયલોગ માટે મૅક્સીકન પર્સનાલિટિવાળા જણને આમંત્રી રહ્યાં છે
ગોળી છૂટતી નથી છોડવાની કૉન્સિયસનેસ કામ કરતી નથી.
રહસ્ય રચવા માટે એક જાદુઇ નગરીની રચના કરવી જરૂરી છે
જ્યાં ઇચ્છા મુજબ બધું ફેરવાતું સેરવાતું જાય જાય જાય
મને તળાવ ઓઢીને સૂઇ જવાનું કહેવામાં આવ્યું છે
નેતિનેતિ તળાવ न जानामि जानामि इति इति । માણસો
આપણે મૅક્સીકન પર્સનાલિટિવાળા ગોળી છોડી શકે એવા
રાખવાના છે પાણીમાં ઊઠતી લહેરો ભલે હરતીફરતી થાય
વર્તુળો એકબીજાને સાંધ્યા કરશે સાંધ્યા કરશે.
કોઇ એક પ્રદેશે પહોંચવા અનુભવ નામે ભેખડ પરથી કૂદકો મારવો છે
પરન્તુ પાણીમાં ભફાંગ થશે એમ જાણી રોકાઇને ઊભો છું
વરસાદની રાહ જુઓ ને એ ના આવે વાદળાં બંધાય વાયરો વાય
વીજળી ચમકે માટીની ગંધ ગંધ સુગંધ ભળે હળેમળે
હું રંડીબજારમાં બેઠો છું પડ પડ સાલા પડતો નથી.
છેતર્યા કરે છે મારી કૉન્સિયસનેસ કાંણી થઇ ગઇ છે.
ટપકશે આકાશ તો આખરે કૉન્સિયસનેસ જ ટપકવાની છે
એમ માની તળાવને ઓઢવા માંડ્યું છે લહેરો ફેરવવા માંડી છે

વર્તુળમાં નેતિનેતિ દરવાજો કરીને ઊભાં છે મારો પ્રવેશ નિશ્ચિત છે
તેવે સમયે તળાવમાં ભફાંગ અવાજ થાય છે કોન્શિયસનેસ તરવા લાગે છે
એ તરે....એ તરે....
પંકડનારો પાણીવાળો છે માની ફૂદકો મારી દઉં છું.... ભફાંગ....
થોડીક વાર માટે બૂડબૂડનો અવાજ પછી પાંચ છ સાત પરપોટા
નેતિનેતિ તળાવ પાણી પાણી ઇતિ ઇતિ ગોળી છૂટતી નથી
છોડવાની કોન્શિયસનેસ કામ કરતી નથી.

કોન્ફિડન્સ ☐ ઇન્દુ પુવાર

બધાં વૃક્ષો હારબંધ ચાલવા માંડયાં છે
આખાં વનનાંવન લીલાં લીલાં જંગલ ચાલી રહ્યાં છે
ચાલી રહ્યાં છે
એક આખી પહાડી ઉપર ચઢી રહ્યાં છે અમે ઊભાં છીએ
બે સામસામેનાં ઝાડ થઇ તોરણ લટકાવી આવકાર દેવા
લેવા તેવા અમે એવા જેમના નીચે પાણીના તાજા તાજા ઝરા ફૂટે
આ ફૂટતા પાણીના અવાજમાં ભળતો વહેવાનો કલકલ અવાજ
એમાં ભેળવાતો વૃક્ષ પરથી પડતાં પાંદડાંનો ખળખળ અવાજ
તેમાં ઉમેરાતો આ બે ઝાડ થઈને ઊભા રહેવાનો અવાજ
આ બધા અવાજોના કોન્ફિડન્સને ઉછીનો લેવા
હાથ ફેલાવી ઊભો છુ હું
આંખ થઈ ગયો છું હું
મારા માટે દૂર દૂર એક અનુ સીમાકિંત્ આસન માંડયું છે
જેમાં મખમલ મખમલ ગાલીચા તકિયા હુક્કા સોનાની નેળ સાથેના
આંખમાંથી ધુમાડા નીકળ્યા કરે છે ધુમાડા નીકળ્યા કરે છે.
મને કોન્ફિડન્સ ઉછીનો આપો રે હું કયાં છું માણુસ છું
માંસના લોચામાં કયાંક ભળી ગયેલો ધીમે ધીમે ઊછળતો અવાજ
વૃક્ષો વન જંગલ ઝાડ ઝરા આંખમાં સૂતેલો અવાજ અવાજ અવાજ

વૃક્ષો તમારું ચાલવાનું દશ્ય કયા શોટમાં લેવું મારે
કૅમેરા ક્યાં પ્લેસ કરવો કયો ઍંગલ પસંદ કરવો
કયો રંગ આપવો કયો કૉન્ટ્રાસ્ટ ભેળવવો અને અવાજ?
બે રંગમહેલ છે એક લહેરાતા સરવર જલ મધ્યે બીજો
પહાડીની ટોચે સંગે મરમર સંગે મરમર વાદળ સાથે વાતો કરે
આ મહેલોમાં હું-હુંની બબ્બે રાજકુંવરીઓ જેમની વિપ્રલંભ શૃંગારમાં
ડૂબેલી આંખો હાથની મુદ્રાઓમાંથી ઊભો થતો સંભોગ શૃંગારનો
અવાજ અવાજ

હું ચાલી રહ્યો છું હું ચાલી રહ્યો છું
બંને મહેલે પહોંચવું છે મારે મારે મારે

હું ક્ષણેક્ષણે દીડીમકોડીની સભાનતા ઊંચકવા મથું છું
માણસના નામે જે કંઈ સમ્‌વેદનના દરિયા ડહોળાયેલા છે
આ દરિયા પ્હેરી ચાલી રહ્યો છું હું ચાલી રહ્યો છું હું
એક વખત અગ્નિને આગ વિશે જાણવાનું મન થયું મહાનુભવો
કૉન્ફિડન્સને કાપી કાપી એણે વેદીમાં હોમવા માંડયો
આગ એટલે ખબર નથી કે એ શું કહેવાય પણ પીળીપીળી
જવાળાઓ જેની પેલે પાર મૃગજળ મૃગજળ મૃગજળ
એનો અવાજ સંભળાશે નહીં માત્ર દેખાશે પ્રકાશની વાંકીચૂંકી
લીલી લીલી રેખામાં ફરતો વાંકોચૂંકો વાંકોચૂંકો વૃક્ષચાક વૃક્ષચાક
બસ, આ વાંકોચૂંકો વૃક્ષચાક મેં આંખોમાં ચશ્માં તરીકે પ્હેરી લીધો છે.
ચાલો સાજન માજન મનજળ થંભ થયેલું ડહોળી નાખી
ઉલેચતાં ઉલેચતાં ચોરી ચુપકીદીથી બે આચમની ભરી પીએ
દરિયા પ્હેરવાનો ભાર હળવો કરીએ.

વૃક્ષો! તમે પહાડીની ટોચે પહોંચવા ચાલ્યા કરો છો
હું સરવરજલ મધ્યેના રંગમહેલના ઘુમ્મટમાં અજાણ્યો અવાજ થઈને
ચોંટી ગયો છું જોઉં છું પહાડીના સંગેમરમર મહેલનાં ઝરોખામાંથી
બહાર નીકળતા હવાના હેલ્લારાને કે જેની પેલે પાર અનંત આકાશમાં
લીલી લીલી રેખામાં ફરતો કેવળ વાંકોચૂંકો વાંકોચૂંકો વૃક્ષચાક વૃક્ષચાક
અચાનક આ પહાડી નાની ઊડતી રકાબી સાલી ઉડાડે છે મને અમને

ઝાડોને પાણીના ફૂટતા ઝરાને માંસના લોચાના અવાજને આંખને હું-હુંની
રાજકુંવરીઓને પ્હેરેલા દરિયાને લીલી લીલા રેખામાં ફરતા પ્રકાશના
વાંકાચૂંકા વૃક્ષગ્રાફને....એ જાય....એ જાય....બધું બધાં ચાલતાં
વૃક્ષો સાથે સાથે સાથે....
હું ચાલી રહ્યો છું મારી પાછળ માણસો માણસો માણસો
ચાલી રહ્યાં છે ચાલી રહ્યાં છે ડહોળાયેલા દરિયા પ્હેરી ચાલી રહ્યાં છે
ફાઇવસ્ટાર હોટલ છે અહીં બેસવા માટે કપાયેલાં વૃક્ષોનાં કપાયેલાં
થડિયાં છે
જંગલ જેવું વાતાવરણ ઊભું કરવા ફૂટતા ઝરાનો કલકલ અવાજ
વૃક્ષો પરથી પડતાં પાંદડાંનો ખળખળ અવાજ
બે ઝાડ થઈને ઊભા રહેવાનો અવાજ અગોચર અગોચર
અગોચર....હાર્ટલાઈન વિશે ભવિષ્ય ભાખતા
ભવિષ્યવેત્તા કોન્ફિડન્સ નામે નગરમાં તોરણ કરીને ઊભેલા ઝાડના મૂળ વિષે
ફૂટતા પાણીના તાજા તાજા ઝરા વિશે કશું કહેશો ખરા ?

સિક્યુરિટી ☐ ઇન્દુ પુવાર

પસ્તીમાં વેચાઈ ગયા બાદ
ત્રાજવામાંથી બહાર પડયા પછી બોલું છું.
એ પહેલાં પાછળ જંગલનો પડદો ચોંટાડી દઉં છું
બે પેટ્રોમેક્સ લટકાવી દઉં છું બંદૂકમાં દારુ ભરીને
ધડામ કરતો ધડાકો કરું છું પછી હું લોંગશોટમાં
મોટું મકાન રસ્તો વચ્ચે રેલિંગી આગળ પાછળ મોટરો
રીક્ષાઓ સ્કૂટરો સાઇકલો માણસો માણસો માણસો શુટ કરી લઉં છું
જંગલના પડદા ઉપર શુટ કરેલો શોટ સુપર ઇમ્પોઝ કરી હું એન્ટ્રી કરું છું
સ્ટેજ પર મૂળ સહિતનાં વૃક્ષ જોતો જોતો મારાં મૂળ શોધું છું
હું હરતાં ફરતાં મૂળિયો માણસ તરીકે ઓળખાવા માંડું છું, સારું થયું.
મારે એક એવું પાત્ર થવાનું છે કે જેણે પ્રેક્ષકોને સિક્યુરિટી કૉલ
કરાવવાની છે.
દર ગુરુવારે પીરની દરગાહે જવાનું છે રોજ સાંજે પાંચ વાગે મિત્રોને
મળવાનું છે

ડીસ્કશન કરવાનું છે ફૂંકો મારવાની છે ચ્હા પીવાની છે ત્રણ કલાક સિનેમામાં
ગાળવાના છે; કશું નહીં તો અંબાજીએ જતા પગપાળા સંઘને ગરબા
ગવડાવવાના છે
છેવટે એકલા બેસી રહી રોડ, ટ્રાફિક, આસોપાલવ બારી કપરકાબી
જોયા કરવાનાં છે.
ઘરમાં પત્ની બાળકો રેડિયો સ્ટિરિયો ટેપ ટેબલ ખુરશી બીડી બાકસ આ બધાં
મને સિકયોર કરે છે ઘર સાથે ઘર થવાનો બારી થવાનો પ્રયત્ન સંવાદ યાદ
કરાવવાના કામમાં મદદરૂપ થાય છે નહીંતર હવે સંવાદો સાથેનું નાટક
અટકીને ઊભું છે ક્યાંક.
પસ્તીમાં વેચાઈ જવાથી બધું પતી જતું નથી. વેચાતાં પહેલાં વંચાવું પડે છે
ફાડવું પડે છે નકામા થવું પડે છે વરસાદ પડયા પછી કાદવમાં ફરવું પડે છે
આસોપાલવના પાને પાને લટકતાં સપનાં સપનાં જોવાં જોવાં પડે છે પડે છે
ખૂબ વરસાદ પડ્યા પછી અગરબત્તી કોરી છે દિવાસળી અબ્બાના ખિસ્સામાં
કોરીકટ છે. મોટરોની સગવડ ભર્યા ભર્યા પાણીમાં હાજરાહજુર છે
પગલાં પડી રહ્યાં છે
કડું ખરી રહ્યાં છે ધૂણ માતા સિક્યુરિટી ધૂણ હો હો હો હોત હોત હોત
નેગેટીવનું પરિણામ સારું છે.
પરન્તુ આકાશ વાદળછાયુ હોય ત્યારે કઈ પ્રણાલિકા અપનાવી
એન્ટ્રી કરી તાળિયો લેવી એ વિશે વિચાર્યા કરું છું
વારસો વરણાગિયો વેશ પહેરી પત્ની સાથે સિકયોરિટીની વાતે વળગ્યો છે
હું શ્રોતા છું ખરો પણ જેને મૂળ ઊગવા માંડયાં છે એવો મૂળિયો માણસ
બનીને બેઠો છું સોરી, બેસવાનો પ્રશ્ન હવે ઉપસ્થિત થતો નથી મૂળ
એ જ આસન મારું છે. ત્યાં કેમેરા મૂકી કયા ઍંગલથી શૉટ લેવો
એ માટે ટોપો પહેરી ફ્રેમ જોવા કરું છું
નીચે તાજા માજા ફૂટેલા ઝરામાંથી
વ્હેતા ઝરણામાં એક માણસ ડૂબતો જોઉં છું કેમેરા ઓન કરવાનું કહું છું
લેન્સમાં કેવળ ડૂબતા માણસની છાતીમાં ફરફરતા વાળ શુટ થતા જાય છે.
વરસાદનું પડવું ઝરાનું ફૂટવું મૂળનુ ઊગવું માણસનું છાતીના
વાળનું શુટ થવુ બાપુની મહેરબાની થવી સંઘને ગરબા ગવડાવવા

રિયાલિટી છે રિયાલિટી રિયલી આઇ ટેલ યુ! ફેન્ટસી ફંટઇ ગઇ છે
હમણાં માણસથી.
ગોંટાડેલો જંગલનો પડદો ત્રણ વખત. સિક્યુરિટી સિક્યેરિટી સિક્યુરિટીની
બૂમ પાડે છે વરસાદ પડવો શરૂ થાય છે હું કૅમેરા ઢાંકવા છત્રી છત્રી છત્રીની
બૂમ પાડું છું પ્રેક્ષાગારમાંથી પ્રેક્ષકો ઊભા થઈ ચાલવા માંડે છે.
હું ડાર પર ઊભો છું થેન્ક્સ એમ કહું છું લોકો મને જોતા નથી
પણ જેને ડાળીઓ પાંદડાં, પાંદડે પાંદડે લટકતાં સપનાં ફૂટયાં છે
આ પરિસ્થિતિમાં જેનાં મૂળ બિલકુલ ખુલ્લમ્ ખુલ્લાં છે એવાં મૂળિયાં માણસને
જોતાં બહાર નીકળી જાય છે હારબદ્ધ હારબદ્ધ હારબદ્ધ.

કન્ટયુનાટ ☐ ઇન્દુ પુવાર

મુડ બનાવવા હોટલમાં બેઠો છું
ચાની ઘૂંટડી ભરું છું ચર્ચા કરું છું ગમે તેની
આંખોમાં લાલ લીલી બત્તીઓ વારંવાર ઝબકી જાય છે.
ચાલુ થાય છે બંધ થાય છે મારો હાથ જમણી તરફ વળે
ત્યારે પૂરો વાદળી રંગ ઝબકે ડાબી તરફ પીળો પીળો
સમજો કે આખો હું ઝીણા ઝીણા કણ લાલલીલા પીળા વાદળીમાં
ચમકયા કરતો હોઉં ઝળકયા કરતો હોઉં એવો ભરતભરેલો દેખાઉં છું
વરસાદ આવ્યો છે. ફોરાં પડી રહ્યાં છે. હાશ હાશ થઇ ગઇ છે
હરણ દોડી ગયાં છે બધે સવળે કાન ઊંચા થઈ ગયા
શિંગડાં હાલી ઊઠયાં ફૂદકા ભરાતા ગયા ભરાતા ગયા
સિમેન્ટ કોંક્રિટના રોડની નીચે બરફ વધતો જાય છે વધતો જાય છે.
હું અનંત આકાશની કન્ટયુનિટિમાં વદળાંની કન્ટયુનિટિ શોધું છું
રોડની નીચે હું જ્યાં બેઠો છું એ બાંકડા નીચે બરફ વધતો જાય
ને મને કન્ટયુનિટિ સાંભળે આપણે હવે સોહમ્ સોહમ્ સોહમ્
આંખો મારી દરિયા દરિયા ધ્યાનપૂર્વક જોતાં અંદર માછલિયો દેખાય
અને એમાંય જો રંગબેરંગી હોય તો જરૂર જરૂર મને કહેજો
એ બહાને કન્ટયુનિટિનાં દર્શન થઈ જાય.

મારી અંદર અસંખ્ય વખત વીજળીઓ ચમકે છે અદૃશ્ય થાય છે.
કોઈક વાર એ વીજળી મને મારી કન્ટયુનિટિ દેખાડ અથવા
ગડગડાટ સંભળાવ વાદળાં ગળકાવ થા માણસ થા માણસ
દરિયા ડુબાડ દરિયા ડુબાડ માછલી તરાવ માછલી તરાવ
કન્ટયુનિટિનું મહત્ત્વ છાપાસાં છે અનેક રસિકો ધ્યાન રાખતા હોય છે
ઊતરતી ફિલ્મમાં સિગારેટના ઠૂંઠાની કે ફાટેલા ખમીસની ગોઠવાયેલ
ખુરશીની ચહેરા પરના મેકઅપની કન્ટયુનિટિ માટે કન્ટયુનિટિ
ગર્લ કામ કરતી હોય છે કેરેક્ટરની કન્ટયુનિટિ માટે ચિંતિત છે
સમગ્ર માનવજાત.
હું આકાશની કલ્પનામાં આકાશ થઈ શકતો નથી
કોઈની કન્ટયુનિટિ લઈ શકતો નથી, દઈ શકતો નથી
હું કોઇ પણ વાતનું મંડાણ મારા ઉદાહરણથી શરૂ કરું છું
જોકે આ રીતે બોલવું કથવું એમાં મારી ઑબ્જેક્ટિવિટિ સચવાતી નથી
એની મને ખબર છે ખબર હોવાનું પાંડિત્ય કોઇને તારી શકતું નથી
આટલી જાણકારી ડોરબેલ વગાડી શકતી નથી કે સેચ્યોરિટિ મંડપ
હલાવી શકતી નથી પછી ફૂલ ખરવાની વાત કેવી?
આ બધું કહેતા કથતા શબ્દો બિચારા પંખારી જીવ છે
અપ્સરાના ઝૂંડમાં ફરનારા અબ્ધિ એસનો આશરો છે
મારે તો મારા લોહીમાંથી વહેતી નદીઓ જોવી છે જેમના બે કાંઠે
લીલાંછમ વૃક્ષોની હારમાળા ડાળખીઓનો તરબતર સ્પર્શ લોહીના
પ્રવાહમાં પડછાયાની બખોલમાંથી ચકરડાંમાંથી દૃષ્ટિગોચર થતો હુંહુંહું
ઊંચી ભેખડો પર અદબવાળીને ઊભેલા જણની નજર કન્ટયુનિટિની નોંધ
કરી રહી છે—સોહમ્ સોહમ્ સોહમ્
માણસનું નામ બોરસલ્લી કે ખિસકોલ્લી રાખી દો
બધી માથાકૂટ છેદાઇ જશે ભૂંસાઇ જશે શબ્દોની કચકચ સાંભળવી મટશે
પૂર ઓસરવા માંડશે કરેલા કામ પર નવી લિપિનાં મંડાણ થશે કરવાં હશે તો.
બોરસલ્લી નામમાં લોભામણીનાં ફૂલ ખીલ્યાં છે
અંદર આસને ખિસકોલ્લી બિરાજી છે હાથમાં રહેલા દંડના ભૂંગળામાં
હું કેદ થઇને બેઠો છું તોય આનંદું છું અહીં અનુભવ દોરડાં ગૂંથી
રહ્યો છે જે બાંધીને દરિયામાં કૂદકો મારવાનો છે રંગીન માછલ્લીઓ

સાથે મંડપમાં બોરસલ્લીને ફેરવવાની છે ફૂલ ખેરવવાનાં છે
અહીં માછલ્લીઓ
બોરસલ્લી ને ખીસકોલ્લીનો ત્રિવેણી સંગમ થવાનો નથી અહીં બસ
બેલ્લી બેલ્લી હેલ્લી હેલ્લી ખેલ્લી ખેલ્લી મેલ્લી મેલ્લી સેલ્લી સેલ્લી....
રમો વિદ્યા જુઓ વિદ્યાનાં રાજ છે પાટ છે
જંતરમંતરની ચોકીઓ વટાવ્યા બાદ શક્યતાઓ ભુલભૂલામણીની
ચોપાટો બેલી રહી છે. મહેલ છે મોટો મોટો સભાગૃહમાં સભાસ્થાને
રમો વિદ્યા જુઓ વિદ્યા બિરાજ્યાં છે હું એક ગોળ લંબગોળ લાંબો દડો
થઇ કૂદી રહ્યો છું સતત ઉપરનીચે ઉપરનીચે મારી આ જવા-આવવાની
ક્રિયા રેખાઓની ઝબુક વીજળી ઝબુક ઝબુક વીજળી ઝબુક ઝબુક
મારી ભાષાનું મૂળ અહીં છે.
કન્ટયુનિટિ નવાં નકોર કપડાં પહેરી ઊભી છે આપી રહી છે
લોભામણીનાં ફૂલ સૂંઘો સૂંઘો ફૂલ સૂંઘો લાલ લીલાંપીળાં વાદળી
ઝબક ઝબકનાં ફૂલ સૂંઘો ફૂલ સૂંઘો
પરંપરા પાંખો પ્હોળી કરી ઊભી રહી છે
તમારે ઊડવું હોય જો ગમે તે પાંખ પકડી લો એક મજાની સહેલગાહ
થઇ જશે એકસપિરિયન્સના નામે અઠવાડિયું ચવાઇ જશે પરન્તુ
આપણે બોરસલ્લી નામ રાખ્યું છે સાર્થકતા શોધવા નથી નીકળ્યા
ઘેરાઇ જવાનું ફાવે ભીંસાવાનુ ચાલે પીસાવાનું પાલવે બત્તીઓ
બંધ થાય ઝબુક ઝબુકની હલચલ અટકી જાય એ કેમ હાલે?
મેં ખિસકોલ્લીના પટ્ટા પહેરી લીધા છે બે હાથમાં બોરસલ્લી છે
બંને બોરસલ્લી ગોળ લંબગોળ લાંબા દડા ફૂદાવી રહી છે ફૂદાવી રહી છે
હું રમો વિદ્યા જુઓ વિદ્યાનાં બે સિંહાસનો પર બેઠો છું
દડા કૂદી રહ્યા છે હું ક્રિયાનો માણસ છું અંદર બહાર ક્રિયા ક્રિયા
ક્રિયા ક્રિયા ક્રિયા આજ મારી કન્ટયુનિટિ કન્ટયુનિટિ કન્ટયુનિટિ
બાકી મુડ બનાવવા હોટલમાં બેસી ચાની
ઘૂંટડી ભરવાથી રોડ નીચે બરફ બધતો જાય એવા નગરનો વાસી
માણસ ઇલેકટ્રોનિક્સમાં ફેરવાતો જાય ત્યારે આકાશમાં વીજળી
ચમકી હશે કે નહીં અથવા વાદળાં દોડાદોડ કરતાં હશે કે કેમ
એ હરણને પૂછો તો ખબર પડે આપણે તો ખાલી સોહમ્ સોહમ્ સોહમ્—

ટુર્નિકેટ પાસ્સી

યાને

ટેરવાં ટાંચાં પડ્યાં રે લોલ ☐ સરૂપ ધ્રુવ

તલ તલ કરીને આ તરાપો તાણેલો....
બાપ સમાણી ગાળ જેવું
આ કવિપદું નહોતા પામ્યા–ત્યારે તો !
અરે, આડા કે ઊભાનુંયે પૂરું ભાન નહોતું – ત્યારે તો !
હા...
બસ, કદી કદી ખડક વચ્ચે ઘાસ જેવું ઊગી નીકળાય
તો ખુશ ખુશ થઇ જવાતું 'તું....
અથવા તો પછી
અગાશીમાં પડયાં પડયાં દેખાયેલો
ખરતો તારો આપણા પર નથી તૂટી પડયો
એથી હાશકારો કરી દેવાતો' તો...
આછીપાતળી ઇમોશન્સમાં તરી શકતી
કાગળની ક્વીન ઇલિઝાબેથમાં બેસીને
એકલાં એકલાં આંદામાન – નિકોબાર જાતે જ પહોંચવું પડે
એવા દહાડા તો એ પછી આવેલા...
અહીં ઐતિહાસિક વિગતોમાં ઊતરવું જ હોય તો કહી
શકાય કે શરૂશરૂમાં એવું—બન્યું કે....
કોલંબસ જેવું જાતે થે જાપાન
પહુંચ ગયે ચીન –
સમજ ગયે ના ?
ને છતાંય ટીકડી પતંગ સાથે જોડાયેલી ફિરકીની જેમ
ઉકેલાવું ગમતું'તું હોં !
પણ પછી પછીના દિવસોમાં
પતંગ જોવાની પ્રતિક્ષા આશા પ્રત્યાશા અપેક્ષા ને વળી
પાછી સિસ્ક્ષા – એમ દીક્ષાના દોરા લખડવા માંડયા

ત્યારે તેર તૂટયા, ને ત્રણ સાંધવા માટે
ચડાવવા પડેલાં ચશ્માં પર બેરોમીટર મુકાવવાં પડયાં
ને સાવ મારા પોતાના
હાથ જેવા હાથ પર, કયાંક
સાલો અથરોપથરો ન થઇ જાય એ બીકે
પ્રેશર માપવાના પટ્ટા બાંધવા પડેલા!
આવું આવું થવા લાગ્યું પછી તો....
ને એટલે જ તો આજે હવે કોઈ
ડાબાજમણે ટીંગાટોળી કરતું હોય ત્યાં જ
હવા થીજીને બરફનું ઢીમ ઢળી જાય
એવું થઈ ગયું છે આપણું!
પૂરી ઊંચાઈ તાણીને
આ એક ઢાળિયામાં ઊભી રહેવા જઉં છું ત્યારે
છતે માથું અફળાય છે.
અને ઢીંમણે ઢીંમણે તૂટેલાં ઢીંગલાં ખડખડ હસે છે.
ઊતરેલાં ઝભલાં આછું આછું મલકે છે ને કહે છે–
"જો થઈ છે! હવે તો આપણેય આને નાનાં પડવાનાં!"
હા...હવે તો હું કોઈનીયે સાથે નહિ રમી શકું
કે નહિ તો કોઇનો હાથ પકડીને કહી શકું કે
"આપણે બે ભિલ્લુ!"
મેં તો ગળે કુલડીઓ બાંધી દીધી છે–સતત થૂંકવા માટે
રાજકદૈવક થાય ત્યારે થૂંકેલું ગળવા માટે,
સતત થૂંકેલા ગળેલા ચાટેલા ને ભાવે તો મમળાવેલા
ઉપર કેફિયતની કાપલીઓ ચોંટાડવા માંડી છે...
આ પાણીમાં પડયા પછી તો પદાર્થના સાચા કદનો
અંદાજ તો કયારેય, કયાં આવી શકયો છે?
ડૂબકી મારતાં પહેલાં
અંદર ડોકાતા પડછાયાને હું તો આઇસક્યૂબ માની
બેઠેલી; પણ હવે અંદર પડયા પછી

ઓગળવાનો નુસ્ખો તો હાથમાં જ ન આવ્યો ને!
અને પાછું, તરતાં તરતાં શીખાયવાળા ડોશીશાસ્ત્રની
પડીકીયે પૂર્વસૂરિયો ચાવી ગયેલા છે ને?
આ ઓગળવું પીગળવું તરવું ડૂબવું વગેરે ક્રિયાપદો
અને ભક્તિવ્યક્તિ અભિવ્યક્તિ વ્યાપ્તિ પ્રાપ્તિ મુક્તિ વગેરે
નામોની મોંપાટ ગોખાવીને માસ્તરસાહેબો તો ક્યારનાયે
મૂતરડીમાં પેસી ગયા છે, તો હવે મારે ક્યારે અટકવાનું છે?
આંખે અગમઅગોચરનો પાટો બંધાવીને, બજાર વચ્ચે
ગોળગોળ ફેરવીને, ગુરુજી મારા તો છૂટમૂટ થઇ
      ગયા છે, તે હવે તો આ ચકરડીભમરડીની
બારાખેડીઓ ઘૂંટયા કરું છું ઘૂંટયા કરું છું ઘૂંટયા કરું છું ને આ
ઘૂંટીના ઉપરના ભાગમાં ઘૂંટણ કોણે ગોઠવી આપ્યું હશે એની
શોધમાં ઢાંકણીના પાણીમાં બ્રહ્માડૂબકી માર્યા કરું છું.
      જાતથી માંડીને જગનાત સુધી વિચાર્યા પછી કોની કુંડળી
માંડવી? મારા વાડાની વંડી ઠેકીને મારે જ જવાનું કે મને
શુપ્રીમ કહેવા અકો નકો ને લખો જાતે પોતે પડે દોડયા
આવશે? ક્યારે? કેટલું? કેટકેટલું? પૂછી નાખ્યું? મેં તો?
ક્યાંથી ક્યાં સુધી? આ પ્રશ્નાર્થવાચકોનું લીસ્ટ બનાવવામાં?
કેટલી? મજલ? કાપી નાખી?
ને શા માટે કર્યું આ બધું—એનો જવાબ તો કહે છે
કે મારે જ આપવાનો ને! ને આને જ કહે છે લોકો,
સુર્નિકેટ પાલ્ગી અને ટેરવાં ટાંચાં પડયાં રે લોલ!
પણ આમ ટેરવે ટેરવે
જાત જોવાનાં ચાટલાં ચોંટાડયા પછી
અહીં સુધી પહોંચતાંમાં તો હાથ ભારેખમ
થઈ ગયો છે. ખબર નથી, આ ટેરવાંની ટેકરીઓ
ચડી ચડીને કેટલે સુધી પહોંચી શકાય!
આની આ લપછપમાં ઠેઠ લગીનાં લમણાંમાં લાહ્ય
લાગી ગઈ છે. જાળિયાંમાળિયાં તો ઠીક પણ

અંદરના ઇન્ટેલિજન્શિયાના અંતઃપુરમાંયે ભડભડ
બળે છે એક જણ.
પણ સાંકળ ખોલવાયે હાથ ઊંચકી શકાય એમ નથી.
--ને આને જ કહે છે લોકો, ટુર્નિકેટ પાલ્સી!
થીજી ગયેલાં આંગળાંનો કોન આઈસ્ક્રીમ
પણ બનતો નથી હવે તો....ભડકે બળતું પેલું જણ
જોયા કરે છે માત્ર ટગર ટગર. આંખોની વચ્ચેથી
પસાર થાય છે ખાંડવવનનાં ખંડિત દેવતરુ. ડાળે બેઠેલી
દેવચકલીઓની ચાંચમાં ચહકતું આવતી કાલનું અછાંદસ.
પણ મૂળિયાંની આસપાસ એકઠી થયેલી ઊધઈની આવનજાવન
પણ જોઈ રહી છે પેલી ભડકે બળતી આંખો-ટગર ટગર....
પણ જોવાના બહાનેય જીવાતું રહે છે.
જો કે આનેય કહે છે એ લોકો ટુર્નિકેટ પાલ્સી!
ખંડિત થયેલા ખાંડવવન પછી કયું રીલ
ચડશે એ જાણવું છે મારે-
કાળી રાની બિલાડીઓની મુલાયમ ગર્દન;
વરસાદે આપેલો શાશ્વત શેવાળના વર્ષાસનનો વારસો;
કોઈના ચહેરામાં સંતાયેલી ભૂખરી ચીકણી ગોકળગાયો,
અને ખુદ મારા જ લોહીની વાસમાં વસતા ઑક્ટોપસને
ઓળખવાં છે મારે-
સપાટીઓનાં જિગ-સો-પઝલ જો નહિ ઊકેલી શકાય તો
આ મારી સગ્ગી આંગળીઓ પર અકળાવું છે મારે-
તોડી નાખવા છે બધા જ પુલ મારે-
કાંઠેકાંઠાને એકકાર કરી દેવાં છે,
પાણીને ભરી દેવું છે પાણીથી.
ઊછીની હવાઓએ ભૂંસી નાખેલા મારા પ્રતિબિંબને તોડીને
આજ સુધી વણવપરાયેલી
લાગણીઓ કરપલ્લવીઓ વાણીના યાદચ્છિક સંકેતોથી
કંડારવું છે એક આખેઆખું સ્વ-રૂપ

નખશિખ આખાઅખંડ થઈ જવાના આ સપનાને
સ્પુલ પર ચડાવીને બેઠું છું,
સ્વીચ-ઑન કરવાની જ વાર છે....
પણ....
    આને-આને જ કહે છે આ લોકો ટુનિકેટ પાલ્સી.
    અને હું કહું છું કે ટેરવાં ટાંચાં પડયાં રે લોલ....

ઊંટભાઈની બોધકથા
યાને
કવિની કેફિયત □ સરૂપ ધ્રુવ

વણઝારનું ઊંટ
  હવે તડકાનો પહેલવહેલો ચણચણાટ
અને અકબંધ રેતની ઠંડી ચેલેન્જની અનુભૂતિ ગુમાવી બેઠું છે.
આનાં કરતાં તો ખાલી ખૂંધનો પથ્થર ગબડાવ્યે રાખવો
સહેલો હતો – લોક સિસિફસના નામે ત્ચ ત્ચ તો કરત.
આજે તો હવે પીઠે ભરેલી પોઠ પારખવા
કોઈ હરકોર શેઠાણી હરખાતી હરખાતી દોડી આવતી નથી.
વરસો વરસ એનાં એ આભલાં ચાટલાં તો હવે બધાંને
અબખે પડી ગયાં છે!
તો શું, આજે "યાર! ગેસની કોઠીઓ માટે ઊંટગાડીની ખૂબ
ડિમાન્ડ છે" –એના ઉપર કંઈક કરી છૂટવું?
–પણ એ કયાં એના હાથની વાત છે?
એ તો ઊંટ ને તેય પાછું વણઝારનું....
એમ તો એનું ચાલતું હોતને, તો તો એવા જમાનામાં જ
જનમ ના લેત જયારે ઝાંસીની તોપગાડીઓને ઊંટ જોડાતાં;
કે સહરાની તીખી હવામાં ઘંટડીઓ બનીને પ્રેમકથાઓ

મીઠું મીઠું રણઝણ્યા કરતી; કે પછી અરે, એમ તો છેક
નૂહની નૌકા સુધી પહોંચી જવાય પણ એનું ચાલતું હોત તોને
ને એ વળી પુનર્જન્મમાં માને નહિને, પાછું....
એટલે એવા ઐતિપૌરાણિક રોમાંચ વટાવી ખાવામાંય
ક્યાંથી સમજે ?
ને આ લોકનું હવે એવું થવા લાગ્યું છે કે
ગઈ કાલ સુધી ગાઉ દૂરથી સંભળાતી ઘંટડીએ દોડી
આવતું ને આજે મારું વા'લું,
આ ઊંટ જેવા ઊંટનેય આરપાર ઓળંગીને હાલતું થાય છે!
પણ એમાં ઊંટ શું કરે ?
અને હવે થઈ પણ શું શકે ?
પોટલું ઉપાડ્યું એટલે ઉપાડ્યું !
–પછી જો ઉતારી નાખીએ તો આપણને ઊંટ કોણ કહે ?
અને આઇડેન્ટિટિ વગર તો જીવાય જ કેમ કરીને ?
પણ અસલ વાત તો એ છે કે,
પોઠ વેંઢારી વેંઢારીને બહેર મારી ગયેલી પીઠ પર
ખુલ્લા વગડાના લીલા લીમડાયે બુઠ્ઠા બુઠ્ઠા અફળાય છે.
હવે તો લીલોતરીની ટેવ જ નથી રહી ને ?
–એક આકડા સિવાય બધ્ધું જ ચાલે! પણ આ આકડો
કોને કહેવાય એ જાણવા માટે કઈ ડિક્ષનરીમાં જોવું પડે,
એ આપણને કોઈએ કહેલું નહિ એટલે હવે તો પ્રશ્ન
એ છે, કે ખારું–ખાટું કોને કહીએ ?
–મન હશે કે વન ?
–પણ ચાલે છે એ તો રહ્યું છે ફક્ત આ તન!
ને પળે પળે પિવાતું જાય છે પાણી.
પેટમાં ખખડતી ખાલી મશક ઉપર
ઊભો ચીરો મૂકીએ તો ખરાં, પણ કદાચ
લોહીનું ટીપું બહાર કૂદી પડે તો ?
ના રે ના–એવી બીક રાખવાની કંઈ જરૂર નથી!

તમતારે એને સાનમાં સમજાવી દેજો કે
લોહીનો ઉછાળ તો ભૂંડી માણસ જાતનો–
આપણે તો ઊંટ–આપણે એવું કંઈ નહિ!
તું તારે રમ જમ ને ભમ; ને કોઈક ગમાડે તો ગમ.
બાકી મમ–મમ કે ટપ–ટપની લપછપ આપણે વળી શી?
માટે હે વત્સ!
બાળવયથી જ બળબળતી આ રેતનો મોહ ન રાખવો
કે ન રાખવો સૂર્યનાં ઠરતાં કિરણોનો વ્યામોહ!
કેમ કે મળશે તો તને વારસામાં પગની ગાદી જ મળશે....
પીઠની પીડા પારખનારા પંડિતો તો
ક્યારનાયે પાંપણ પટપટાવતા પથરા બની ચૂક્યા છે!

## ફળો અને શાકભાજી □ ઍલિસ યંગ □ ઉત્પલ ભાયાણી

(આ શીર્ષક હેઠળ કવયિત્રીએ અઢાર કાવ્યો લખ્યાં છે. એમાંના સાત, આઠ અને સોળમા કાવ્યનો અનુવાદ અહીં આપ્યો છે.)

કારણ કે ફળનો સ્વાદ
એ જીભનું સ્વપ્ન છે
અને શક્કરજનની લાલી
એ આંખની લાલસા છે



જો કોઈ સ્ત્રીને કવિ બનવું હોય તો
એણે ટમેટાના ઘરમાં રહેવું જ જોઈએ



સામાન્ય રીતે આધુનિક કવિતાને જરૂર છે:
(કોઈ પણ એક નીચે લીટી દોરો)
– વધુ ફળો
– ઓછાં ફળો
– વધુ શાકભાજી
– ઓછાં શાકભાજી
– ઉપરનાં બધાં જ
– ઉપરનાં એકેય નહિ.

## પાંચ ગ્રીક કવિતાઓ ☐ અંગ્રેજી અનુવાદ : જ્હોન સ્ટૅટાથૉસ ☐ ઉત્પલ ભાયાણી

### માનસશાસ્ત્ર ☐ જ્યૉર્જ સેફેરીસ

આ સજ્જન
રોજ સવારે
મરેલા દરિયાના પાણીમાં સ્નાન કરે છે
અને પછી વ્યવસાય અને ઘરાકો માટેનું
કડવું સ્મિત ગોઠવે છે.

### ભાવિ પ્રસંગ ☐ ટાકીસ સિનોપોયુલસ

જ્યારે
મેં એને મારી પથારીમાંથી મોકલ્યો
હેબતાઈ ઊઠેલો
એ મેશ જેવો કાળો પડી ગયો
એણે એનો કૂતરો લીધો અને ચાંદનીમાં ખેતરોમાં
આખી રાત ચક્કર મારતો રહ્યો
એટલી બધી કિકિયારીઓ કરી કે
પાડોશીઓ જાગી ગયા, ક્રોધે ભરાઈને
એને પથરાઓ મારી હાંકી કાઢયો.

### સાહેબ ☐ મિલ્ટોસ સાહટોરીસ

–સાહેબ, બપોર થઈ ગઈ અને હજી તમે ઘોરો છો
–સાહેબ, તમારો નાસ્તો હજી એમ ને એમ પડયો છે
–સાહેબ, તમે એકલી કૉફી જ પીધા કરી'તી
–સાહેબ, સૂર્ય ચમકે છે, વીજળી પડે છે, વરસાદ આવે છે
–સાહેબ, એક લાલ પંખી તમારી બારી પર ચોંટી ગયું છે
–સાહેબ, એક કાળું પતંગિયું તમારી છાતી પર નજરે ચડે છે
–સાહેબ, તમે કેટલી ઝડપથી તમારું વાહન ચલાવો છો !
–સાહેબ, તમે થીજો છો
–સાહેબ, તમને તાવ છે
–સાહે, તમે મૃત્યુ પામ્યા છો ?

## વીસરાયેલો કલાકાર ☐ યાનિસ રિટ્સોસ

એક બપોરે એક ચિત્રકારે ગાડી દોરી
એના છેલ્લા ડબ્બાને એનો માર્ગ કાગળની બહાર મળ્યો
અને એ એકલો જ મથક પર પાછો ફર્યો
બરાબર એ જ ડબ્બામાં ચિત્રકાર બેઠો હતો

## મરણોત્તર તપાસ ☐ આરિસ એલેકઝાન્ડ્રાઉ

કપાયેલી ડાળખીઓ અને ઘટા સાથે
ઠૂંઠું બનેલું વૃક્ષ ખાસ્સું ઊંચું છે
(આને પરિણામે એ તારના થાંભલા માટે ઉપયોગી)

જમણી તરફનો પડછાયો ગાડાના પૈડાથી પડેલા ચીલાના ખૂણે છે
(આને પરિણામે ગાડાં ગંદા રસ્તા પરથી ફર્યાં)

સૈનિક ચીલાને સમાન્તર પડ્યો છે
(આને પરિણામે જમણી તરફ વૃક્ષના ઠૂંઠાના પડછાયાના ખૂણે છે)

ધૂળમાં દટાયેલો ચહેરો
આંગળાંઓએ રેતીમાં ઊંડે સુધી પાડેલા નહોર
(આને પરિણામે એણે પોતાની જાતને પેટેથી છાંયડા સુધી ઢસડી હતી)

ના
સૂર્ય કદાચ ફરી આવ્યો હોય
અને જમણી તરફનો પડછાયો સૈનિકના ખૂણે આવી ગયો હોય
શક્ય છે કે ટૂંક સમયમાં જ એણે બંને હાથમાં
સફેદ ઇન્સ્યુલેટર*ના પડછાયાને ઝાલ્યા હોય
(અને આને પરિણામે એને જ્યારે મારવામાં આવ્યો હતો ત્યારે
તમે ક્યાં હતા)

---

* ઇન્સ્યુલેટર – વીજળી પ્રવાહને અટકાવનારી વસ્તુ.

સત્ય ☐ પાબ્લો નેરુદા અંગ્રેજી અનુવાદ-એલેસ્ટર રેઈડ ☐ ઉત્પલ ભાયાણી

આદર્શવાદ અને વાસ્તવવાદ
હું તમને બંનેને વરેલો છું.
તમે
પાણી અને પથ્થર જેવા,
વિશ્વના વિભાગો જેવા,
જિંદગીના પ્રકાશ અને વૃક્ષ-મૂળિયાં જેવા

હું મૃત્યુ પામું
એ પછી પણ મારી આંખો બંધ ન કરશો
મારું મૃત્યુ જોવા અને સમજવા માટે
મારે હજી એમની જરૂર પડશે
જ્યારે મારું અસ્તિત્વ ન હોય
ત્યારે પછીથી હું ગાઈ શકું એથી
મને કંઠ જોઈએ છે, અને
મારો આત્મા અને મારા હાથ અને મારું શરીર
તને પ્રેમ કરતો રહું માટે, મારી પ્રિયતમા.

હું જાણું છું કે એ શકય નથી પણ મને એ જોઈતું હતું
હું એ જ ચીજોને પ્રેમ કરી શકું છું જેમને સપનાંઓ હોય છે
જે અસ્તિત્વમાં નથી એવું એક વૃન્દાવન મારી પાસે છે
હું નિશ્ચિતપણે ત્રિકોણિયો છું
હજી હું મારા કાનને સંભારું છું
પણ મેં એમને વીંટાળીને
માલાગુએટાના ગણરાજ્યની ભીતરમાં આવેલા
એક નદી-બંદરમાં છોડી દીધા છે
હું હવે સમજના બોજા સાથે આગળ વધી શકું એમ નથી.
આ દિવસ આપણો રોજિંદો સમુદ્ર મારે શોધી કાઢવો છે.
એક વાર એક મહાન ચિત્રકાર મને મળવા આવ્યો
ણે સૈનિકો દોર્યા

એ બધા જ શૂરવીરો હતા અને એ સજ્જને
એમને એકદમ મોજથી રણભૂમિ પર
મોતને ભેટતાં ચીતર્યા
એમણે ખરેખરી ગાયો પણ દોરી
અને એટલી બધી આબેહૂબ ગાયો હતી કે
હું વધુ ને વધુ ઉદાસીન બનતો ગયો
નિરંતર વાગોળવા માટે તૈયાર થઇ ગયો

શાપિત અને ભયાનક છો હું નવલકથાઓ વાંચું છું
સતત સ્ફૂર્તિદાયક
અને ૧લી મે વિષેની એટલી બધી કવિતાઓ કે
હવે હું માત્ર ૨જી મે વિષે જ લખું છું

મને એમ લાગે છે કે માણસ
નજરે ચડે એટલા પ્રદેશમાંથી બરછટ નાળથી દોડે છે
અને હવે, જેને એક વખત આકાશ હતું એવા રસ્તાઓ
આપણને તેમના ભાડૂતી હઠાગ્રહથી
દુઃખી કરે છે
સામાન્ય રીતે સૌંદર્ય સાથે આમ થાય છે.
પોતાની અભિરુચિ અને ઢબમાં સૌંદર્યનું
તેઓ એવું પેકિંગ કરે છે જાણે આપણને ખરીદવાની
કોઈ જરૂર જ ન હોય !

આપણે સૌંદર્યને
એના ઓછામાં ઓછા સ્વીકાર્ય સાથીદારો સાથે
રાત અને દિવસની વચ્ચે
નાચવા દેવું જ રહ્યું

સત્યની ટિકડી દવા સમજીને ગળી જવામાં
ઉપકૃત થયાની લાગણી ન રાખીએ

અને વાસ્તવ ? નિઃશંક એમ જ.
પણ એને રોટીના સત્ય દ્વારા

અને ભારોભાર એટલા જ આત્મા દ્વારા
આપણને વધારવા દઈએ
આપણને વિસ્તારવા દઈએ
આપણને ઠંડા પડવા દઈએ
આપણને શુદ્ધ કરવા દઈએ

આપણે ગણગણીએ. હું પવિત્ર વનને
એની ગુપ્તતાથી ગોપનીય બની રહેવાનો આદેશ આપું છું
અને સત્યને, હું કહું છું : તું એટલું બધું રોકાઈને
એવું કઠોર ન બન કે તું એક જુઠ્ઠાણું બની જાય.
હું કોઈ સંચાલક નથી, મારા તાબામાં કશું નથી
અને આ જ કારણે હું મારા ગીતમાં
ભૂલોને સંઘરું છું.

સમર્પણ □ સર્વેશ્વરદયાલ સકસેના □ સુજાતા ગાંધી
(હિંદી)

ઘાસના એક પાંદડાની સામે
હું ઝૂકી ગયો
અને મેં જોયું કે
હું આકાશને સ્પર્શી રહ્યો છું.

શીચો □ જાનકી મહેતા
(જાપાની)

આખી રાત અનહદ નાદ
'કોયલ કોયલ....'
છેવટે સવાર

□ રમણીક સોમેશ્વર

સાવ કોરી-ધાકોર હથેળી લઈને આવ્યો હોઉં
ને તને જોઉં
ને ભીની નદિયું વહેતી થાય....

ટાંગા-ટોળી કરતા ભેરુ કાનમાં મારી ફૂંક
અચાનક વાયરે ભળી જાય
મને તું રહેજમાં મળી જાય
રુંવાળા શ્વાસ બની લહેરાય
ને ભીની નદિયું વહેતી થાય....

એ....ઇ લે, મારી આંખ ને કીકી ગૂમ
દિશાઓ સૂમ
ને ઓલી ખંડિયેરી દીવાલની ઉપર
પાંદડું ફૂટી જાય
ને ભીની નદિયું વહેતી થાય....

સાવ કોરી-ધાકોર હથેળી લઈને આવ્યો હોઉં
ને તને જોઉં
ને ભીની નદિયું વહેતી થાય....

દિવસ □ ભારતી વૈદ્ય □ જાનકી મહેતા
(ભારતીય અંગ્રેજી)

બીજો એક ચહેરા વગરનો દિવસ—
ધૂળમાં પડેલી
ભાંગેલી ઢીંગલી જેવો.

આકાશ
શાંત સૂર્યનું ઊંચું વિરામસ્થાન.
વૃક્ષ, લહર, પંખી,
અને હું અને મારું ગીત
અને ઉઘાડા પગે આવતું
ન સ્વપ્નેલું સ્વપ્ન.

તંત્રી: સુરેશ દલાલ
સળંગ અંક: ૯૧
વર્ષ ૧૬ : અંક ૧ : ઑક્ટોબર, ૧૯૮૨
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ
સિતાંશુ યશશ્ચંદ્રની તસવીર: મુકેશ વૈદ્ય

# કવિતા

(દ્વૈમાસિક)

## નિયતિકૃત નિયમરહિતા...

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૨૪ રૂપિયા, પરદેશમાં ૭૫ રૂપિયા આ અંકના છૂટક ૧૦ રૂપિયા. બહારગામનું લવાજમ સૌરાષ્ટ્ર ટ્રસ્ટના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતિ છે. પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.




Richard Kostelanetz.

અધોગામી ગાડરિયા વહેણોની સામે રહી છે મને દુશ્મનાવટ હમેશાં,
પ્રવાહોમાં ઘસડાઈ જવાને બદલે જવાનું મેં રાખ્યું ઉપરવટ હમેશાં.

નથી વેંત ઊંચે કદી ચાલનારો, નથી ધૂત્રમાં હું બધું હારનારો,
છતાં કેમ મારે 'નરો કુંજરો વા'ની કરવી પડે છે બનાવટ હમેશાં?

પહોંચી નથી કેમ શકતો કદી પણ હું સંવેદનાના હિમમય શિખર પર?
તૂટે છે કયો તાર જેથી કરી ના શકું રાગની હું જમાવટ હમેશાં?

પણે દૂર છે એક જંગલ ભયાનક, ને જેની વચોવચ છે કિલ્લો જૂનો જ્યાં,
ફક્ત એક ચુમ્બન તણી રાહ જોતાં, બદલતું રહે કોઈ કરવટ હમેશાં.

નગરની ભલે હોય જાહોજલાલી, મહેલો, ઝરૂખા, કમાનો, ફુવારા,
ફટાઈ જવું/ડૂબવું/ભડકે બળવું, રહે અંત આવો જ છેવટ હમેશાં.

ગઝલ □ હેમેન શાહ

પારધીના હાથમાં સસલી હતી,
બાદશાહત વનની બિનઅમલી હતી.

એમ આસાની થઈ ઉત્થાનની,
પડખે નાગરવેલની, કદલી હતી.

એક પણ ઘર ના બન્યું, દુર્ભાગ્ય છે,
પણ ઈમારત તો બહુમજલી હતી.

ફક્ત કિસ્સાઓ રમૂજી કે કરુણ,
ભેદરેખા વચ્ચેની પતલી હતી.

કર્કવૃત્ત પર કોઈને જઈ મેં પૂછ્યું,
એસ્કિમોની શું વ્યથા અસલી હતી?

તર્જનીએ આંખને લૂછ્યા પછી,
કંકુચોખામાં ડૂબી ટચલી હતી.

□ ઓનો નો કોમાશી
(જાપાનીસ કવિતા)

કોઈ પણ બાહ્ય ચિહ્ન વિના
જે વસ્તુ કરમાય છે
તે આ જગતમાં
ફૂલ છે
મનુષ્યના હૃદયનું.

□ ઓનો નો યોશિકી
(જાપાનીસ કવિતા)

ઊંડા પર્વતમાં છુપાયેલા
ઘાસ જેવો
મારો પ્રેમ:
જો કે એ વધે છે અઢળક અઢળક,
પણ એને જાણે એવું કોઈ નથી.

અથવા તો શેતરંજમાં ☐ હેમેન શાહ

દેખાવમાં ભલે એ નમ્ર પાયદળ હશે,
પણ એને આખી ફોજ તણું પીઠબળ હશે.

કાં તો કપટ કરીને તેં મોહરું લઈ લીધું,
અથવા તો શેતરંજમાં કોઈ વમળ હશે.

પ્યાદાં હુકમપાલન કરી બહુ બહુ તો ઘેરશે,
ડગલાં અઢીથી કૂદતાં અશ્વો ચપળ હશે.

રાજા તો માંડ એક ડગ આગળ વધી શકે,
હાથી, વજીર, ઊંટ પર સેનાનું બળ હશે.

શું યુદ્ધ જારી હોય ના એવો સમય હશે?
ચોસઠ આ ચોકઠાં બહાર કોઈ સ્થળ હશે?

જીત્યું છે કોણ? અજનબી જાણી નહીં શકે,
બન્ને પડાવ માંહે રાતે રોકકળ હશે.

☐ અનામી
(જાપાનીસ કવિતા)

મેં આખી રાત વિતાવી
સહેજ પણ સૂઈ શક્યા વિના
સારોયે સમય એ જ આશામાં
કે મારા સપનામાં
આપણે મળશું.

આકાશ ☐ જયા મહેતા

આકાશની શાંતિને ચીરતું ચિચિયારી કરતું
પંખી ઊડી જાય....આકાશ સ્વસ્થ

આકાશની શાંતિને સભર કરતા
મધુર ટહુકા શમી જાય....આકાશ સ્વસ્થ

આકાશની નીલ છટાને ઘેરી વળતાં
કાળાંડિબાંગ વાદળાં ધસી આવે....આકાશ સ્વસ્થ

આકાશને પ્રકાશથી ભરી દેતી
વીજ ચમકી જાય.... આકાશ સ્વસ્થ

આકાશને બાળીઝાળી નાખતો
પ્રખર સૂર્ય તપે.... આકાશ સ્વસ્થ

આકાશને ભરી દેતા લખલખ
તારા ઝબુકે.... આકાશ સ્વસ્થ

આકાશની વિધવિધ છબીઓ
હું નિરખ્યા કરું....હું અસ્વસ્થ

☐ યાકામોશી
(જાપાનીસ કવિતા)

જ્યારે સાંજ ઢળશે જ
ત્યારે હું પહેલેથી
મારાં બારણાં ખોલી નાખીશ
અને એની રાહ જોઈશ
જે મને કહી ગયો છે કે આવીશ
અને સપનામાં મળીશ.

ચહેરા ☐ જયા મહેતા

મને ચહેરા જોવા ગમે છે
આંખ ...કાન....નાક....હોઠ....
બધા જ ચહેરા આમ તો સરખા હોય છે
પણ....

કોઈ ઉદાસ આંખ અતીતમાં ઊંડી ઊતરી ગઈ હોય
કોઈ મલકતા ભોળા હોઠ ગુલાબની પાંખડી સાથે સ્પર્ધા કરતા હોય
કોઈ ગાલની સુરખી ચૂમવાનું મન થઈ જાય એવી
કોઈ ભાલની કરચલીઓ ગમગીન કરી મૂકે
કોઈ આંસુભીની પાંપણો....કોઈ હસુહસુ ખંજન
બધા જ ચહેરા આમ તો સરખા હોય છે
પણ....
કેટલાક ચહેરા ઘટાદાર વૃક્ષરાજિ છાયેલા લીલાછમ લાગે
કેટલાક ચહેરા જોઈને સૂમસામ રસ્તા યાદ આવી જાય.

☐ યાકામોશી
(જાપાનીસ કવિતા)

આ મુલાકાતો સપનામાં
કેવી ઉદાસ !
જ્યારે જાગીએ છીએ ચોંકીને
આસપાસ ફાંફાં....વલખાં
અને હાથને તો કોઈ સ્પર્શ નહીં.

Udaipur, Lake-Palace ☐ સુરેશ દલાલ

સરોવરની વચ્ચે એક સ્ત્રી—
અચાનક પૂતળી થઈ ગઈ.
અને માથે ગાગર છે
પણ એમાં જળ નથી: રેતીનું રણ છે.
એનાં ઝાંઝર અચાનક અવાક્ થઈ ગયાં છે.
અને સોળ વરસની ઉમ્મરે
છાતીમાં જે કબૂતરો ઊડયાં હતાં
તે હવે થીજી ગયાં છે
પથ્થરોનાં સ્તનમાં.

હોટેલમાં આવતાં અનેક સ્ત્રીપુરુષોને
જાણે એ સંકેત આપી રહી છે
કે કાળ
ઘૂઘવતા કબૂતરની પાંખને
કેવી રીતે કાપી નાખે છે.

સરોવરની વચ્ચે એ સ્ત્રી
સાવ એકલી.

☐ ઓટોમો નો ટાબિતો
(જાપાનીસ કવિતા)

જો રાજધાનીમાં
સૂના ને સૂમસામ મકાનમાં
મારે એકલા જ સૂવાનું હોય
તો બહેતર છે
પ્રવાસની હાડમારી સહન કરવી.

## પૂછતી નહીં ☐ સુરેશ દલાલ

પૂછતી નહીં કેટલો પાગલ....કેટલો પાગલ...
આભમાં જોને કેટલાં વાદળ....એટલો પાગલ....

ઝાડનું નાનું ગામ વસાવ્યું ને ફૂલને તારું નામ દીધું છે.
ભમરા તને ગુંજ્યા કરે : ગુંજવાનું મેં કામ દીધું છે.

જળને તારું નામ દઈ ઢંઢોળી લેતો
ખોવાઈ ગયેલા નામને મારા ખોળી લેતો.

નદી તારા નામની વહે : એ જ નદીનું જળ પીધું છે.
આપણા પ્રેમની : સુખની દુઃખની વાત કરું છું શબ્દો આગળ
પૂછતી નહીં કેટલો પાગલ....કેટલો પાગલ....

પ્હાડની ઉપર સૂરજ ઊગ્યો : રાતના ઊગ્યા તારા.
દિવસ અને રાત તો તારા નામના છે વણઝારા.
ધરતીમાંથી નામનાં તારા તરણાં ફૂટે
ઝરણાં તારા નામને ઝીણા લયમાં ઘૂંટે.

સાગર, ખડક, પવન, સડક, ઝૂંપડી, મકાન....સૌને તારું નામ દીધું છે
નામ તો તારું ગીતને માટે સાવ કુંવારો કોરો કાગળ....
પૂછતી નહીં કેટલો પાગલ....કેટલો પાગલ

☐ સુદોફ
(જાપાનીસ કવિતા)

ફૂલો વૃક્ષના મૂળિયામાં,
પંખીઓ પોતાના જૂના માળામાં
પાછાં વળ્યાં
પણ વસંત ક્યાં ગઇ
કોઇ કહેતાં કોઈ જાણતું નથી.

☐ બંકિમ

બંકિમ નામે શિકારી
નીકળી પડે છે રોજ સવારે
ચઢાવી ચામડાના બૂટ
પહેરી હાથમાં ઘડિયાળ
ખિસ્સામાં લઈ થોડાં વિઝિટીંગ કાર્ડ્સ
પોતાની ગુફાને સલામી આપીને
કે કદાચ એ પાછો ન પણ ફરે!

લિન્ટાસ
૧૫મો માળ, એક્સપ્રેસ ટાવર.
ઓ. બી. એમ.
૫મો માળ, સ્ટીલક્રિટ હાઉસ.
એવરેસ્ટ
એની લિફ્ટ બંધ છે.
જૂના ચાર માળ—
પસીનાથી તરબતર
સૌ પ્રથમ એ ઊભો રહે છે અરીસા સામે
શિકાર માટેની પૂર્વ તૈયારીઓ કરવા.

હલો....નાઈસ ટૂ સી યુ....
યસ....પ્લીઝ કીપ ઈન ટચ....
એર-કંડિશન્ડ ઓફિસમાં
રિવોલ્વિંગ ચેર પર બેઠેલા બધાં
શોધમાં છે વળી એમના શિકારની.
બંકિમ શિકારી પછડાય છે સીધો ભોંય પર.

બંકિમ શિકારી
શસ્ત્રો વિનાનો શિકારી
બખ્તર વિનાનો શિકારી
ભટક્યા કરે છે સવારથી સાંજ સુધી

સિમેન્ટ કોન્ક્રીટના જંગલમાં
સ્કાયસ્ક્રેઈપરોની કોતરોમાં
એપોઇન્ટમેન્ટ્સના વમળોમાં

જિજીવિષા.... અસ્તિત્વ....
માયાવી વન.... કાંચનમૃગ....
ચળકતો માંસલ શિકાર
બંકિમ શિકારી ઝડપથી નિશાન લે છે
ત્યાં અચાનક અગમમાંથી ઊતરી આવે છે
બીજા હજારો શિકારી
કોન્વેન્ટવાળા,
નૈનીતાલની બોર્ડિંગ સ્કૂલવાળા
લઈ પોતપોતાના શસ્ત્રસરંજામ,
હજારો કોન્ટેક્ટસ...
જનરલ મેનેજરનો ભાઈ,
ચેરમેનનો ભત્રીજો
મોનોપોલી
કો-ઓપરેટીવ હંટિંગ
માફિયા ફૅમિલી.
અમેરિકનાઇઝડ મ્હોરાં પહેરેલા એ શિકારીઓ
ફક્ત હાડકાં જ છોડે છે.
પોતાના ખુશામતખોરો માટે, ચમચાઓ માટે.
અને બંકિમ શિકારી
ઊતરી પડે છે બીજી કોતરમાં
થાકીને ચકચૂર
નિરાશામાં તરબોળ
અભાવવશ એની આંખો સામે ઊતરી આવે છે
શંકરાચાર્યોનાં ભૂત
ઉપનિષદોના નહોર
અટ્ટહાસ્ય ગીતાના શ્લોકોનું

અને એને ઉબકા આવે છે
ગળથૂથીમાં પીવડાવાયેલા વિષના
ત્રસ્ત—ભયભીત—અસુરક્ષિત
દોટ મૂકે છે એ પોતાની ગુફા તરફ
પણ એ પ્રવેશી નથી શકતો
કે અંદર છે ખુલ્લું મોઢું
પહોળી બત્રીસી
લબકારા મારતી જીભ
લબકારા મારતો જઠરાગ્નિ
સ્વાહા....સ્વાહા....
એ હોમે છે પેલા કરાલાગ્નિમાં
છેદીને પોતાનું અંગ ત્યાં જ ઊભા ઊભા.
પછી પોતાના ચામડાના બૂટ
ગુફાની બહાર ઉતારીને
એ મૂકે છે દોટ
સંપૂર્ણ નગ્ન થઈ
જઈ ઊભો રહે છે
જંગલના એક છેવાડે
અને ધરી દે છે પોતાની જાત ગીધડાંઓને.
આજે શિકારી બંકિમ....

સમય શાશ્વત છે.
આકાશના એક ટુકડાને કાપીને
મુઠ્ઠીમાં કેદ કરી શકાતો નથી.
સમયને વિભાજિત કરીએ ક્ષણોમાં
છતાંય તે ક્ષણોને
કઈ શીશી કેદ કરી શકે છે?
ક્ષણોને આપીએ છીએ નામઃ
ઉદાસ, આનંદિત, મિલનની, વિરહની.
આકાશના તારાઓને
અરુંધતી કહો કે સ્વાતિ
કશોયે ફરક પડતો નથી.
ઘણાં સંબંધોને નિશ્ચિત નામ
આપી શકાતું નથી.
અને સંબંધની
નિશ્ચિતતા પણ ક્યાં સુધી?
જ્યાં ચાર પગલાં
સાથે ચાલ્યાં હતાં
એ સ્થળને
અક્ષાંશ–રેખાંશની રેખાઓથી
માપી શકાય છે?
સમયના અનાદિ સ્તોત્રમાં
ભૂંસાતું જાય છે સઘળુંયે
છતાંયે લખતો જાય છે માનવી.
આપણું મળવું કે છૂટાં પડવું
છૂટાં પડી ફરી મળવું
કે કદીયે ન મળવું
એ કયા નક્ષત્રોને આધીન છે?
કાળ દમયંતીની હથેળી નથી
એ આપણે જાણીએ છીએ ખરા?
સમય શાશ્વત છે
અને મનુષ્યની નિયતિ....?

ઊર્મિકાવ્ય ☐ સુરેશ દલાલ

મહાકાવ્ય (એપિક) વિશાળ સમુદ્ર જેવું છે. એનાં વિસ્તાર, ઘૂઘવાટ, સાતત્ય અને જાણે કે સારીયે ક્ષિતિજને બાથમાં લઈ શકે એવો એનો વિરાટ વ્યાપ મહાકાવ્યને કવિતાસૃષ્ટિમાં કોઈ જુદી જ ભૂમિકા અર્પે છે. થોમસ માન કહે છે:

And here by the Sea there comes to mind inevitably an old, I might also say an innate association of ideas; the spiritual identity of two elementary experiences, one of which is a parable of the other. I mean the Ocean and the epic. The epic, with its rolling breath, its breath of the beginning and the roots of life, its broad and sweeping rhythm its all consuming monotony — how like it is to the sea, how like to it is the Sea. It is the Homeric element I mean, the story going on and on, art and nature at once, naive, magnificent, material, objective, immortally healthy, immortally realistic."[૧]

"ઐતિહાસિક બૃહત્‌કાવ્ય" એ લેખમાં શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદી કહે છે: "આવી કૃતિની છાપ એક કીર્તિસ્તંભ કે મિનારા જેવી નહિ, પણ અનેક ખંડ અને ભવન, અનેક તોરણ અને દ્વાર, અનેક ઘુમ્મટ અને ગોખવાળા મહાલયની છાપ પાડે... બૃહત્- કાવ્યની એકતા એ સરલ સીધી રેખા જેવી એકતા નથી, પણ કોઈ અટપટા રેખાવિન્યાસવાળી સંકુલ સાથિયાની ભાતીગળ એકતા છે; એ તાલવૃક્ષની નહિ પણ વટવૃક્ષની એકતા છે, એ પારનેરાની નહિ પણ ગિરનારની એકતા છે.'.[૨]

આમ, આડકતરી રીતે પણ ઊર્મિકાવ્ય શું છે એનો ખ્યાલ મળી રહે છે. ઊર્મિકાવ્ય એ સમુદ્ર નહીં પણ એક મોજું છે; રેતીનો પથારો નહીં પણ એના પર પડેલું શંખલું છે. એ સ્તંભ કે મિનારો, ખંડ કે કુટિર, તોરણ કે દ્વાર, ઘુમ્મટ કે ગોખ, છોડ કે વેલ છે. ઊર્મિકાવ્ય એ એપિક જેવું અખિલ નથી—પણ અખિલને સમાવી શકે એવું અંશાત્મા છે.

ઊર્મિકાવ્ય પથ્થરમાંથી ફૂટતા ઝરણા જેવું છે. એનો ઉછાળો, એની ગતિ, એનો લય, એની નૈસર્ગિકતા, એનું ફીણ ફીણ વેરાઈ જવું— આ બધું એનું ઝરણ સાથેનું

---

[૧]Essays: Thomas Mann: Translated from the German by H.T. Lowe Porter (Ed. 5, 1957) P. No. 181.

[૨] કવિતા : દ્વૈમાસિક : વિષ્ણુપ્રસાદ ત્રિવેદી. (વર્ષ ૧, અંક – ૫, પૃ. ૩૧ - ૩૨).

સામ્ય સ્થાપિત કરે છે. ઊર્મિકાવ્યનો ઉદ્‌ગમ અને એની ફાળ કેવી અને કેટલી હોય એનો ખ્યાલ ઉમાશંકરના આ ગીત પરથી આવી શકે :

"ઝરણું રમતું રમતું આવે
ઝરણું રમતું રમતું જાય.
ઝરણું રૂમઝૂમ કરતું આવે
ઝરણું ઝમઝમ કરતું ગાય.
ઝરણું ડુંગર કરાડ કૂદે
ઝરણું વનવન ખીણો ખૂંદે,
ઝરણું મારગ ધોતું દૂધે,
ઝરણું અલકમલકથી આવે
ઝરણું અલકમલકમાં જાય :
ઝરણું રમતું રમતું આવે,
ઝરણું રમતું રમતું જાય."[3]

"ઝરણું અલકમલકથી આવે" આ એક પંક્તિમાં તો કવિએ એટલું બધું કહી દીધું છે: કવિતાના મૂળમાં ક્યાંક પ્રેરણા જેવી વસ્તુ છે. એ ક્યારે અને કેમ આવે છે એના અંતિમ અને અફર નિયમો હોતા નથી. કવિઓ કવિતા લખે છે અને રચનારાઓ પણ કવિતાના કીમિયાથી અજાણ છે, એમ નિખાલસપણે કબૂલે છે. કવિતા રહસ્યમયી છે, કારણ કે એની ગતિવિધિ અકળ છે.

ઊર્મિકાવ્યનો પ્રદેશ વ્યાપક છે. એ પ્રદેશના પ્રત્યેક પાંદડે પાંદડે ઝાકળબિંદુના કંપમાં ઊર્મિકવિના સ્પંદનની ઝાંય જણાયા વિના નહીં રહે. ઊર્મિકવિતામાં માવનજીવનના દર્શનની પરાકાષ્ઠા શક્ય છે તો માવનહૃદયની ગહરાઈનો તાગ લેવો પણ અશક્ય નથી. ઊર્મિ કવિતાનો સ્પર્શ હૃદયના ખૂણામાં અંધકારમાં ક્યાંક અજવાળું પાથર્યા વિના નહીં રહે. એકલતાની લાગણીનો અનુભવ એક વસ્તુ છે અને એકલતાની લાગણીનું કાવ્ય અલગ વસ્તુ છે. કવિ અનુભવને એવી રીતે વાચા આપે છે કે સહૃદયને એમ જ થાય કે અહીં જાણે કે મારી જ અંગત ઊર્મિને આકાર મળ્યો છે. આમ, સ્વમાંથી નીપજેલું ઊર્મિકાવ્ય સર્વ સાથે સેતુ બાંધી શકે છે. કવિ એનું મોટાભાગનું કામ તો પ્રતિરૂપ કે પ્રતીક પાસેથી કઢાવી લે છે. "હું એકલો છું– સાવ એકલો છું" એમ સામાન્ય માણસ કહેશે, પણ કવિ એકલતાને વ્યકત કરવા માટે એક વિશાળ સમુદ્ર પર સાવ એકલી નાવને મૂકી દેશે. સમુદ્રની વિશાળતાના સંદર્ભમાં નાવની એકલતા વધુ તીવ્ર લાગ્યા વિના નહીં રહે. ઊર્મિ-કવિતામાં ઊર્મિનો નૈસર્ગિક અવિષ્કાર તો હોય જ છે. છતાં પણ કસબ નથી હોતો એમ નહીં. કવિતામાં કસબ હોય છે– તો પણ કસબ એ જ કવિતા નથી. સાચો કસબ તો

[3] વસંતવર્ષા : ઉમાશંકર જોષી : (આ.૧. ૧૯૫૪) પૃ. ૩૬.

એ કહેવાય કે જે કસબ હોય છતાં કસબ છે કે નહીં કે ક્યાં છે એ કેમે કરીને કળાવા ન દે.

આપણે સંગીતના જલસા સાંભળીએ છીએ. આર્ટ-ગેલેરીમાં ચિત્રો જોવા જઈએ છીએ. ચલચિત્રો અને નાટકો સાથે મળીને માણીએ છીએ. આમ, સમૂહમાં સાથે મળીને કલાનો આસ્વાદ લઈએ છીએ. કવિ-સંમેલનો અને મુશાયરાઓ પણ યોજાય છે અને એને માટે માણસો ઊમટે છે એ હકીકત છે તો પણ કવિતા એ મનના ગહન એકાંતમાં માણવા જેવી વસ્તુ છે. સમૂહમાં બેઠેલો સહૃદય તો ટોળાથી માનસિક રીતે અલગ થઈને ક્યાંક પોતાના મનના ખૂણામાં કાવ્યના શબ્દને પામતો હશે. કોઈ વાંચે અને આપણે કવિતા સાંભળીએ, અને આપણે વાંચીએ અને પોતે સાંભળીએ – કહો કે આંખ વડે સાંભળીએ – તો એ બેમાં ઘણો ભેદ પડતો હોય છે. અન્ય પ્રસંગે થતી લાગણી અને કાવ્યના વાચન પછી થતી લાગણી બંને એક વસ્તુ નથી. આ બંને લાગણીઓમાં જે ભેદ રહેલો છે એ ઉદાહરણ વિના અને પૃથ્થકરણ વિના પણ સમજાય એવો છે. કવિતા વિશે અને ખાસ કરીને ઊર્મિકવિતા વિશે (શું ઝાઝેભાગે બધી જ ભાષામાં ઊર્મિકાવ્યનું જ પ્રાબલ્ય નથી?) ગમે તેટલી વાત કરીએ તો પણ કશુંક અકથ્ય જ રહેવાનું. જેમ્સ રીવ્ઝે કહેલી વાત આંખ સામે આવે છે:

"I have promised two things: Poems and explanations. I shall talk about a good many poems. But one thing must be remembered: Poetry can never be fully explained. It can be felt and it can be talked about with profit. But there is no use whatever in talking about it if you don't feel it. I want to explain as much as I can, but there is always a mystery about poetry. If there were not, it would loose its fascination.

Let us look at a Poem; then I will try to tell you what it means to me. I can't explain it, and I can't make you like it. I can only ask you to read it. My comments may perhaps illuminate the mystery of this Poem, but they can't explain it. If the mystery is completely explained, in the sense of being explained away, it is no real mystery, and the Poem is a failure. But I think that, however much you read it and however much I talk about it, its mystery will still exist unspoilt and unexplained." ૪

ઝીણી નજરે જોઈએ તોય અજાણી રહેતી આ કવિતા 'વાયુની લહેર સમી' સ્પર્શે છે ખરી: પણ એ કોઈ પણ વ્યાખ્યા કે સિદ્ધાંતના 'બાહુમાં બંધાતી નથી.' ઊર્મિનું સ્પંદન અને વહન, ભાવ, વિચારનું સાયુજ્ય, અભિવ્યક્તિની લાઘવભરી નજાકત,

૪ Understanding Poetry: James Reeves. (Ed. 1. 1965) P-5.

શબ્દસૃષ્ટિના નેપથ્યમાં રહેલી સંગીતની સૂક્ષ્મતા, ઊછળતાં મોજાં ઉપર દેવકન્યાની ગતિએ જતી નાવનું ગૌરવ અને લાલિત્ય ઉત્તમ ઊર્મિકાવ્યોમાં હોય છે. ઊર્મિકવિતાની વિભાવનાનો જેમ જેમ વિકાસ થતો ગયો તેમ તેમ શબ્દો સાથે એક વખત રહેતી વાદ્યની અપેક્ષા ઓછી થવા માંડી. કવિતાને સંગીત તથા નર્તન સાથે સંબંધ હોય તો પણ તે સ્થૂળ નહીં પણ સૂક્ષ્મ છે. એમ જે. સી. ગ્રિઅરસન કહે છે એમ:

"A good Song, even if set to no music and read in silence, still sings and dances in the reader's brain, because it is still an expression of the mood of ecstasy, of escape from the control of reason and prudence and all the routine of life, an escape which in earlier days men and women sought quite consciously, in song and dance on festive occasions and we in our different way still do." ૫

છેલ્લાં કેટલાંયે વર્ષોથી જોઈશું તો આપણે ત્યાં "લિરિક"નો જ યુગ બેઠો છે. "લિરિક"ની વાંસળી છોડવાના પ્રયત્નો થતા રહ્યા છે છતાં ય એનું વાતાવરણ, એના સૂર, એના લય – એ બધાં હજી આજે પણ આબોહવામાં છે. ખરું પૂછો તો આબોહવા આ "લિરિક"થી જ બંધાઈ છે. પ્રત્યેક કવિતાને પોતાનું સ્વતંત્ર અસ્તિત્વ હોય છે. કવિતા નામનો પદાર્થ અને એનો સ્પર્શ જુદા જુદા કવિઓની કવિતામાંથી જુદી જુદી રીતે થતો હોય તો પણ એક કવિતા અન્ય કવિતાથી અલગ હયાતી ધરાવવાની. ઊર્મિકાવ્યમાં તો અનંત વૈવિધ્ય છે. પ્રત્યેક કવિનું કવિ તરીકેનું બંધારણ ભિન્ન રહેવાનું. પ્રણયની વિફળતા કે પ્રણયની પ્રસન્નતાના ભાવની લાગણી અંતે તો એક જ રહેવાની તો પણ દરેક કવિનો તાર જુદો હોવાથી એમાંથી સૂર વિવિધ રીતે જ પ્રકટ થવાના. "કલાપી" પ્રણયની નિષ્ફળતાનું કાવ્ય રચે એનાથી "કાન્ત"ની પ્રણય નિષ્ફળતાનાં કાવ્યો જુદાં જ રહેવાનાં. જેમ્સ રીવ્ઝે સાચું જ કહ્યું છે:

"The difficulty in thinking about the varieties of lyric poetry is that they are virtually infinite — or at least as infinite as the varieties of mood and feeling to be experienced by human beings. One of the pleasures arising from a knowledge of lyric poetry is that it gives the reader scope for contemplating the expression of one mood by one poet another by another, a feeling expressed in this way by one poet in that way by another. There is no form of art or expression which gives wider range to our thoughts and feelings." ૬

---

૫ Lyrical Poetry from Blake to Hardy: H.J.C. Grierson. (Ed. 2, 1950) P-17.

૬ Understanding Poetry: James Reeves. (Ed. 1, 1965) P-95.

મોત ☐ અમૃત વ્હોરા ☐ જયા મહેતા

(ઉર્દૂ)

હોસ્પિટલની સફેદ દીવાલોમાં
મોત ફરે છે કાળા બુરખાવાળી સ્ત્રીની જેમ
તે બધાના ચહેરા જુએ છે
પણ એનો ચહેરા દેખાતો નથી

બધા જાણે છે કે એના
ચહેરાની નીચે જે ચહેરો છે
એ બિછાનામાં સૂતેલા દરદીનો જ છે

નર્સ, ડૉકટર, દરદીનાં સગાંસંબંધીઓ
તરસ્યા હરણની જેમ અહીં-ત્યાં
ભટકે છે: પોતાના જ મૃગજળમાં ડૂબી જાય છે
દરદી છેલ્લા શ્વાસ લે છે
હોસ્પિટલમાં આમ જ થાય છે
દક્ષિણમાં સૂરજ ઢળે છે
કોઈ વાર પૂર્વમાં
નાના બાળકની જેમ
કોઈ વાર ચાલતાં ચાલતાં
જુવાન માણસની જેમ ઢળી જાય છે
કોઈ વાર સાંજે સૂરજ ઢળી જાય છે
પણ હૉસ્પિટલની સફેદ દીવાલોમાં
પૂર્વ કે પશ્ચિમનો સૂરજ નથી
સૂરજના રંગનો સવાલ નથી
એ કાળો જ હોય છે
સૂરજ ઢળ્યા પછી દરદીનાં
સગાંસંબંધીઓએ
જે લાલ ગુલાબ ઓરડામાં મૂક્યું છે
એ કાળું ગુલાબ છે
સૂરજની જેમ!!!

નાણાંનો ફુગાવો □ સ્નેહમયી ચૌધરી — સુજાતા ગાંધી
(હિંદી)

ટુકડે ટુકડો કરી નખાતી જિંદગી !
દીવાલો પર લગાડેલાં પોસ્ટર :
આ સમૂહે શું કર્યું ?
    ગરીબી વધારી,
પેલા સમૂહે શું કર્યું ?
    બમો બાળી.
ભાષણ નહીં—અનાજ જોઈએ,
ઘેરાવ, સ્ટ્રાઇક, ધરણા, બંધ....
ભાંગ્યા-તૂટયાં
અડધાં અડધાં વાક્ય
પોતાની પાર્ટીની જાહેરાત કરતા,
આવતા ઇલેક્શનની તૈયારીમાં લાગેલા રહે છે.
શબ્દો પર વિશ્વાસ કરે છે લોકો
શબ્દ જે 'ઇન્ફ્લેટેડ' સિક્કાની જેમ
જીવનના
લે-વેચના બજારમાં
મોટે ભાગે ફેલાઇ ગયા છે.
બેંકમાં રાખવાથી પૈસાની કિંમત ઘટી જશે,

શબ્દોને રોકવાથી એનું શું થશે ?
એક ચીજ
એક ભાવને માટે
સો, બસો, ત્રણસો....
કેટલાયે શબ્દ-સિક્કાઓ ફેંકી શકાય છે.
ઓછા શબ્દો, ઓછા સિક્કાઓ લઈને
હું
આ વેપારી બજારમાં
દરેક ચીજ ખરીદવા માટે તલપાપડ થતી,
ત્યાં ને ત્યાં જ ઊભી રહી જાઉં છું.

☐ ઇન્દ્ર ☐ માલા કાપડિયા
(ભારતીય-અંગ્રેજી)

મા,
તેં ક્યારેય કહી નથી મને કલ્પિતકથાઓ:
સીન્ડ્રેલાને મળેલા સોનેરી વસ્ત્રોની,
દાદીમાએ ચંદ્રમા પર બનાવેલી કેકની.
પરન્તુ, તેં શીખવ્યું છે મને
જીવનના લપસણા માર્ગ પર ચાલતા,
ઘી વગરના રોટલા ખાતા
જીવનમાં ઘણોયે માર પડશે
કદાચ એ વિચારે જ
તેં આંગળીયે અડાડી નથી મને
ભાવિમાં કદાચ જરૂર પડે
આથી મને અશ્રુ સારવા પણ નથી દીધાં.
પણ મા,
તારી દંતકથાઓની જરૂર છે મને
આજે બત્રીસ વર્ષ પછી
જેથી પરીઓ આવીને ગરીબોને તારે
જાદુઈ મંત્રથી તેમને અક્ષયપાત્ર આપે
આજે તારી વાર્તાઓની મને જરૂર છે,
મા.

☐ મિનામોટો નો યોરિઆને
(જાપાનીસ કવિતા)

વૃક્ષોનાં પાંદડા ખર્યા કરે છે
ઘરમાં કોઈને કશું સંભળાય એમ નથી
રાતે વરસાદ પડતો હોય ત્યારે
અને રાતે વરસાદ ન પડતો હોય ત્યારે પણ.

□ ઇન્દ્રન □ માલા કાપડિયા
( ભારતીય–અંગ્રેજી )

વૃક્ષની જેમ
તારા અસ્તિત્વમાં
ફેલાવું હું મારાં મૂળિયાં
ચળકતાં કૂમળાં પાંદડાં લીલાં
મ્હોરે મારા હૃદયમાં
એકાએક સ્ફૂરી ઊઠે
આનંદની ચરમસીમાની મ્હેકથી
નાજુક કળીઓ,
તારા કેશની ઘેરાતી છાંયમાં
મારી માંસલ ત્વચા,
પ્રણયાગ્નિમાં તવાઈને
આપણા મતભેદની પરિભાષા આપે,
માનવતાનું જીવન અહીં જ નિશ્ચિત થાય,
આપણી શય્યામાં
બ્રહ્માંડની લીલામાં
એક ખૂણો આપણો પણ છે,
આવ, આજે ઉત્સવ માણીએ એનો
જેમ પંખીઓ ઊડીને
આકાશનો ઉત્સવ મનાવે છે.

□ તાઈસ નો કાનેમોરી
(જાપાનીસ કવિના)

જોકે મારા પ્રેમને ઢાંકવાનો
મેં પ્રયત્ન તો કર્યો
પણ મારા ચહેરા પરથી
લોકો મને એટલી હદે પૂછે છે
કે શું તમે કશાક વિશે વિચારી રહ્યા છો ?

બોલો, પ્રેમ કરો ☐ શક્તિ ચટ્ટોપાધ્યાય ☐ નલિની માડગાંવકર

(બંગાળી)

આ હૉસ્પિટલમાં આવીને જોઉં છું તો ફક્ત હું જ માંદો છું.
બાકી બધાં જ તંદુરસ્ત, ચેતનવંતા, ફક્ત કૉરિડોરમાં ચાલે છે—
આ તરફ—પેલી તરફ જાય છે, બારીમાં ઊભા રહે છે,
પંખીઓ જુએ છે,
પંખીઓ સાથે કંઈક વાતો કરે છે, વર્તમાનપત્રો
અહીં આવતાં નથી.

કોણ પરવા કરવાનું છે સમાચારની, તેલના ભાવની?
અહી તો સોના કરતાંય વધારે કિંમતી છે કેટલાંક
નિરોગી માણસો!
મને ઠીક નથી, એકલો હું જ રોગી છું, તેથી જ અહીં
બિછાને પડયો છું, બેસું છું, ઊભો રહું છું
અરીસા સામે, તમે મારા મન સાથે વાત કરો
ભૂતપ્રેત જે પણ હો મારા મન સાથે વાત કરો
પ્રેમની વાત કરો, ભલેને હોય એ સોય જેવી
નિષ્ઠુર, તાર્કિક વાત, કરો મારા મન સાથે
વૃષ્ટિ જેવી વાત, વીજળીની, મૂળની વાત—
કહો, મઝામાં છો અને તમારી માંદગી જતી રહી છે
કહો, પ્રેમ કરો છો તેથી જ તમારી માંદગી જતી રહી છે.

જૂનું નવું દુઃખ ☐ શક્તિ ચટ્ટોપાધ્યાય ☐ નલિની માડગાંવકર
(બંગાળી કવિતા)

જે દુઃખ જૂનું છે તેને આજે પાસે આવીને બેસવાનું કહું છું.
હું બેઠો છું, છાંયો છે, એની બાજુમાં જો દુઃખ આવીને બેસે
તો ઠીક લાગે, મનમાં થાય છે કે નવા દુઃખને કહું, જાઓ
થોડા દિવસ ફરી આવો બીજા કોઈ સુખના બગીચામાં
ખેરવી નાંખો કેટલાંક ફૂલોને, બાળો લીલાં પાનને, હતાં ન હતાં કરો,
દુઃખ! કેટલાક દિવસ રખડીને થાકો, પછી આવો
પાસે બેસો.
હમણાં તો આ જૂનાં દુઃખને બેસવાની જગ્યા આપો
ઘણા બગીચાઓમાં ફરી, માણસોનાં ઘરમાં ફરી, ખેદાનમેદાન
કરી
એ મારી પાસે આવી બેસવા ઇચ્છે છે. થોડાક દિવસ જવાદો.
શાંતિ મળવા દો, સાથ મળવા દો. પછી આવો.
નવાં દુઃખ આવો તમે ત્યાર પછી.

ફક્ત જીવવા માગું છું ☐ શક્તિ ચટ્ટોપાધ્યાય ☐ નલિની માડગાંવકર
(બંગાળી કવિતા)

નદીનો કિનારો ભાંગી જાય છે, નદી
પહોળી થાય છે બંને બાજુ એનો વિસ્તાર વધે છે.
ફુંફાડા મારતું પાણી કરડી ખાય છે માણસના
ઘરબાર, ઘરસંસાર છિન્નભિન્ન....
પાણી વહ્યું જાય છે—વાંકું બની પટ ભાંગી
ખેતર ખેદાનમેદાન કરે છે, ચત્તાંપટ પડે છે વૃક્ષો
પાણી વિનાના સ્થાન પરથી કાણી આંખ કરી પંખીઓ મારે છે,
આકાશ ભણી છલાંગ, રક્ષણ
જોઈએ છે, બચવું છે, બચીને જીવવું છે
ફક્ત જીવવું, મૃત્યુની સતત ઊથલપાથલની
વચ્ચે જીવવું છે, ફક્ત જીવવું છે.

રાજકારણની મને કોઈ ગતાગમ નથી, પણ જે સત્તા પર છે
એમનાં નામો હું જાણું છું અને નહેરુથી માંડીને તમામનો
અઠવાડિયાના વાર કે મહિનાનાં નામોની જેમ પોપટિયો પાઠ
કરી શકું છું. હું ભારતીય છું, મલબારમાં જન્મેલી
સાવ તામ્રવર્ણી. બોલું છું ત્રણ ભાષા, લખું છું બે
અને સ્વપ્નું છું એકમાં, વિવેચકો, દોસ્તો, આવતા જતા પિતરાઈઓ

તમારામાંના પ્રત્યેક શા માટે મારો પીછો પકડે છે અને
મને છોડતાં નથી અને મને એકલી મૂકતાં નથી?
કહે છે: અંગ્રેજીમાં લખ નહીં. અંગ્રેજી કંઈ તારી
માતૃભાષા નથી. મને જે કોઈ ભાષા ગમે એમાં મને
શું કામ લખવા દેતા નથી? જે બોલું છું તે
થાય છે મારી ભાષા, એની વિરૂપતા, એની વિચિત્રતાઓ
બધું જ થાય છે મારું, મારી એકલીનું.

એ અડધી અંગ્રેજી છે, અડધી ભારતીય, કદાચ
હસવું આવે એવી, પણ એ પ્રમાણિક છે, માનવીય છે
હું માનવ છું એમ, એટલું પણ તમને દેખાતું નથી?

મારા આનંદને, મારી ઝૂરણાઓને, મારી આશાઓને,
એ અવાજ આપે છે, કાગડાને માટે જેટલું ક, કા.
કે સિંહને માટે જેટલું ગર્જવું ઉપયોગી, એટલી જ
એ ખપમાં આવે છે મને, એ માનવીય
ભાષા છે, જે મન સભાન છે અને જુએ છે અને
સાંભળે છે—એ ત્યાં નથી પણ એ મનની વાણી છે
અને અહીં જ પ્રતિષ્ઠિત થઇ છે.
....જે તમારા નથી એવા કોઈ આનંદો મારા નથી,
જે તમારી નથી એવી કોઇ પીડા મારી નથી.
હું પણ મને હું જ કહું છું.

આ મરેલા નગરમાં □ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુજાના ગાંધી
(હિન્દી)

આ મરેલા નગરમાં
રાત દિવસ હું ચાલુ છું
અને છેવટે હું ત્યાં જ પહોંચી જાઉં છું
જ્યાંથી ચાલવાનું શરૂ કર્યું છે.

બધી બાજુ દરવાજા
કાં તો બંધ મળે છે
અથવા તો મૃત કીકીઓની જેમ ખુલ્લાં,
દરેક યાત્રા શરૂ થતાં પહેલાં જ
પૂરી થઈ જાય છે
જે ચીજને સ્પર્શું છું.
તે અવાજ કરતી મારી જ ઉપર
પડે છે
મદદની બધી તપાસ
મને નાનો અને કમજોર કરી મૂકે છે.
દૃષ્ટિઓ અસંખ્ય મળે છે
પણ કોઈ પણ કીકીમાં
મને મારું પ્રતિબિંબ દેખાતું નથી,
દરેક સંબંધની સીડી પરથી
ઉતર્યા પછી
હું વધારે એકલો પડી જાઉં છું
આ મૃત નગરમાં.
અહીંયાં ઊંચી ઊંચી ઇમારતો
આશ્રયને માટે નહીં, આત્મભોગ માટે છે;
એને પીઠ પર લાદીને સરકું છું
સમય એક વિશાળ પૈડાની જેમ
ગબડતો આવે છે

અને મને કોઈ ઢાળ ઉપર
કચડાયેલો છોડીને
આગળ નીકળી જાય છે.
હું જીવંત છું કે મૃત
કંઈ સમજ પડતી નથી.
હું હસું છું, ગાઉં છું,
રડું છું, ચીસ પાડું છું
પ્રેમ કરું છું, ગાળો આપું છું
પણ દરેક સ્થિતિમાં
એવો ને એવો રહી જાઉં છું,
જાણે હું શબની વચ્ચે છું—
એને જ ઊંચકું છું, રાખું છું
એને જ વળગું છું, લડું છું,
એને જ બાંધું છું,
છોડીને આગળ વધું છું
આ મૃત નગરમાં.

મોટામાં મોટી વાત
હવામાં ધૂળની જેમ ઊડી જાય છે–
પ્રાર્થનાઘરનાં ઘંટ પણ
જંગલી જાનવરોની જેમ
દુર્ગંધ સૂંઘતા મળે છે,
અને ઈશ્વરનું નામ
દરેક ક્ષુદ્ર ચહેરા પર મહોરું બને છે.
આસ્થાને નામે મૂર્ખતા,
વિવેકને નામે કાયરતા,
સફળતાને નામે નીચતા,
મહોરની જેમ દરેક વ્યક્તિ પર લાગી છે,
અને એક લાશ બીજી લાશને
આ જ બીબામાં ઢાળે છે
આ મૃત નગરમાં.

હરેક કૂવાનું પાણી અહીંયાં ગંદું છે,
હરેક તળાવ મરેલી માછલીઓથી ભરેલું છે,
હું મોટા–મોટા પથ્થર ઊંચકીને ફેંકું છું
ફક્ત એ જોવા માટે
કે તેઓ ત્યાં છે કે પાછળ રહી ગયા છે,
મૃત્યુ–હરેક ક્ષણે એક મૃત્યુ
મારી સામે ઊભું થાય છે.
આકાંક્ષાથી અભિવ્યક્તિ સુધી
પ્રારંભથી પ્રાપ્તિ સુધી
હરેક પગલે એક મૃત્યુ છે
જેમાં હું મરું છું—
તો પણ ચાલ્યા કરૂં છું
આ મૃત નગરમાં.

શબ્દ જેને હું વીણું છું
મરી ગયા છે,
શબ્દ જેને હું સાંભળું છું
મરી ગયા છે,
સંબંધ જેમને હું જીવું છું,
મરી ગયા છે,
સંબંધ જેમાં હું પસાર થયો છું
મરી ગયા છે,
હરેક ક્ષણે એક અરીસો તૂટે છે
એક આકૃતિ મરે છે
ભલે તે ઈશ્વરની હોય
કે મનુષ્યની
શહેરના દેવળની હોય
અથવા અકાદમીની,
જ્ઞાનનો અર્થ
અહીંયા કેવળ મૃત્યુનું જ્ઞાન છે

બાકી બધું અજ્ઞાન છે
આ મૃત નગરમાં.
ઇન્સાનના નામ પર
એક બહુ મોટો ઝંડો અહીંયાં લહેરાય છે.
મરેલા ઇતિહાસનું એક પાનું
દોડતું ફડફડતું ગાય છે.
દરેક વખતે એની સાથે અથડાઇને
હું રસ્તાથી અલગ જઇને પડું છું
તૃષ્ણા અને દુર્ગંધની એક લહર
પાછો મને ઉઠાડે છે.
હું મારી બધી શક્તિથી
આશ્ચર્યને દૂર કરું છું
પછી લોહી અને પસીનાથી
તરબોળ થઇને પડી જાઉં છું,
કોઈ અપરિચિત વૃક્ષનું
એક પાંદડું હાલે છે,
માખીઓ ગણગણે છે,
અને પાછો હું કેમ કોણ જાણે
ઊડી જાઉં છું
અને ચાલ્યા કરું છું
આ મૃત નગરમાં.
જ્યાં ચાલવું મૃત્યુ છે,
ન ચાલવું મૃત્યુ છે,
વિશ્વાસ મૃત્યુ છે,
અવિશ્વાસ મૃત્યુ છે
સમર્પણ મૃત્યુ છે,
વિદ્રોહ મૃત્યુ છે,
પ્રેમ મૃત્યુ છે,
તિરસ્કાર મૃત્યુ છે,
જીવવું મૃત્યુ છે,
ન જીવવું મૃત્યુ છે,
આ મૃત નગરમાં
અંતમાં ત્યાંજ પહોંચી જાઉં છું
જ્યાંથી ચાલવાનું શરુ કરું છું.

...એવો તારો છેલ □ ગભરુ ભડિયાદરા

પાઘડીમાં ખોસી પામરી ને કંઈ કાને રાખ્યું છોગું સખી, એવો તારો છેલ,
કાનમાં કરકું લળક જળક ને કંઈ બોલે આપણા જોગું સખી, એવો તારો છેલ.

પેર્યું પાહાણબંધી કેડિયું ને કંઈ ઉપર ગૂંથ્યાં મોર સખી, એવો તારો છેલ,
ફૂટતી તે ઈની માહેરી ને કંઈ નમણો ઈનો નોર સખી, એવો તારો છેલ.

આંખ્યુંમાં આંજ્યો સોયરો ને કંઈ ઇમાં રૂઆબીનો રંગ સખી, એવો તારો છેલ,
રાંગમાં તાજણ ઘોડલી ને કંઈ તાણીને બાંધ્યા તંગ સખી, એવો તારો છેલ.

પછેડીની બાંધી કેડય ને કંઈ હૈડે રમે હામ સખી, એવો તારો છેલ,
ડીલને તે સરખી સરહડી ને કંઈ કરી નાખતો કામ સખી, એવો તારો છેલ.

હાથમાં ચપડાળી લાકડી ને કંઈ સમણવાનો શોખ સખી, એવો તારો છેલ,
હૈયે ઝૂલે હીરાકંઠી ને કંઈ તાકી રે'તું લોક સખી, એવો તારો છેલ.

મેળાનો તો મરગલો ને કંઈ મમતીલું રે માણસ સખી, એવો તારો છેલ.
‘ભાલ’નો આવો આદમી ને કંઈ સંઘરવા જેવી જણસ સખી, એવો તારો છેલ.

## પંચભૂતોના વંટોળમાં આવી જતાં □ ઉશનસ

(સૉનેટયુગ્મક)

### સિસૃક્ષા વચ્ચે

અહો, આજે કોઈ સૃજનપટુ છે ઉર્વર ઘડી
ઊગેલી બ્રહ્માંડે! જીવનથી ભર્યું શૂન્ય છલકે!
કટાક્ષે કીકી કો પ્રણયની કશે વ્યંગ્ય પલકે!
વિખૂટાં દ્વંદ્વોયે અભિસરી ખડાં ઉત્સુક અડી!
પુરાણો અશ્વત્થે ઉરધમૂળ, ઝાઝો ઝૂકી ગયો:
ટીશીટીશી જેની જીવનનું નર્યું દૂધ ઝરતી!
ધરાનાં થાનોની ટીશી પણ ઊંચી ટોચ ધરતી!
વીંઝાયો પંચત્વે સમય પણ વચ્ચે રુકી ગયો;

વીંઝાતું સિસૃક્ષુ અભિમુખ ખડું પંચભૂતનું,
વીંઝાતું વલ્લી શું કલમ થતું, વંટોળ-વળતું,
દ્વયો સંકુલાઈ તૃતીય નવલે રૂપ ફળતું!
—ઉડાઉ આવું તો ન'તું કદીય ઔદાર્ય ઋતનું;

મને સ્થાણું જાણી કલમ થઈ જા તુંય વીંટળી,
તુંયે વલ્લી જેવી પ્રસવીશ પછી ફૂલની કળી.

### હું દીક્ષિત

હું ઊભો ઊભો કૈં પૃથિવી, અહીં આવી નથી ગયો, સમજી કે?
હું તો આ માટીથી ફણગી નીકળેલો છું, ફણગી; સમજી?
પત્રો ખોળી રાખી અહીં જ નીતર્યો છું તલલગી, સમજી?
અહીં મારો ફેરો જનની, કંઈ એળે નથી ગયો, ન જરીકે;
અરે, આવ્યો એવો અહીંથી નીકળી જાત હું કની,
જવાતે ના કોરોકટ નીકળી તો યે, તૃણલીલી
ધરાથી લેપાતે ચરણ, ચખ સિંધુશ્રીથી નીલી,
પૂરે પાંચે ભૂતે ખરડાઈ ગયો હોત જનની!

અમસ્તાયે રાત્રે તરલ ટમકયા તારક થકી
મિલાવી જ્યાં આંખો પલક પલકારાથી પલકી
જવાયું છે ભૂમાસહ મલકી, કે દીક્ષિત થઈ
હું શૂદ્રાવસ્થાથી દ્વિજ કુલીનતા-શિક્ષિત કંઈ;

મને તું જોશે મા, નવગ્રહ સમો સ્વર્નિલયમાં.
મને હોશે યજ્ઞોપવીત ધૂળિયું ધૌવલયમાં.

ગઝલ ☐ હનીફ સાહિલ

વિપ્રલંભની પળ સળગે છે
એકલતા ઝળહળ સળગે છે

લોહીમાં ધક્ધક્તી ઇચ્છા
પાંપણ પર ઝાકળ સળગે છે

રસ્તે વેરણ છેરણ યાદો
સાંજ પડયાની પળ સળગે છે

હોઠો પર ભીનાશ રહી ગઈ
વરસાદી અટકળ સળગે છે

સંકેલી લઉં કિસ્સાને પણ
કયાંક સમયના સળ સળગે છે

આવ સ્મરણનું ઘર છે સૂનું
આવ હજી એ સ્થળ સળગે છે

કેમ કરી સંદેશો પહોંચે
વ્યાકુળ આ કાગળ સળગે છે

દાન ☐ પન્ના નાયક ☐ ઇન્દ્રજિત મોગલ

જો દાન માગવું હોય તો
આકાશ પાસે માગ
નહિ તો અભાવની આગ
આમ જ સહન કર્યા કર.

કાંઈ પણ માગવું જ હોય તો
કહે કે સૂર્ય જોઈએ છે:
બુઝાયેલા કણ
વીણયા ન કર.

રાતની ઓઢણી
માગશે તોપણ ચાલશે:
તેનાથી તારી વ્યથા
ઢંકાશે તો ઢંકાશે.

મૃત્યુને જ મુક્ત કર્યું છે. ☐ વિષ્ણુ દે ☐ નલિની માડગાંવકર (બંગાળી)

જીવનમાં ઘણા ફાયદા, જીવવું, મિત્રો, પ્રેમ, કાર્યો, આશા;
મૃત્યુ પણ ઉદાર માણસ છે, બે હાથે આપે છે
ઘણી બધી સ્મૃતિ.

આ બાજુ ભૂતકાળમાં પણ એવો જ લોભ હતો
છતાં હંમેશની તૃષ્ણા
આજથી કાલ સુધી અને કાલાન્તર સુધી.
તેથી તો સુંદર પ્રેમને શૈશવકાળથી
સાથે લઈ આવ્યો છું,
આ દેશના હૃદયનો ઉકળાટ
અતીત મનનમાં, તીવ્ર વર્તમાનમાં અને
ભવિષ્યમાં પણ છે.

આ ઉકળાટમાં મૃત્યુ ભૂલે છે
હેમન્તનો વિલાસી વિલાપ.
સમુદ્રપવનમાં ઊડે છે ફક્ત સ્મૃતિરેણુ
વનમાં, મનના પર્વતમાં.

જે ઉપહાર મેં પોતે જ લીધો છે, મૃત્યુની વંચના
વારંવાર અટકાવીને
મૃત્યુને જ મુક્ત કર્યું છે;

જ્યારે પૃથ્વી પરનું બધું જ મૃત્યુને આપી જઈશ
ત્યારે મૃત્યુ કે હું—કોણ કોને પરાજય આપવાનાં.

## હું નથી ☐ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

તારા વિના જે પાંગરે તે ક્ષણમાં હું નથી
કર્તા કે કર્મ, કાર્ય કે કારણમાં હું નથી

ઊછરે છે લાગણીનું એક આકાશ છાતીએ
લોહીનાં એ'ક બિન્દુના સગપણમાં હું નથી

સંકોચ શૂન્યમાં અને નિઃસીમમાં વિકાસ
શોધો મને ન વ્યર્થ કે એ-ત્રણમાં હું નથી

હું ગદ્ય છું કો બાળકથાનું સરળ, સહજ
'કિન્તુ', 'પરન્તુ', 'તે છતાં' કે 'પણ'માં હું નથી

હું છું અહીં ને દૂર છે મારી હૃદયધબક
ખૂણે પડી સિતારની રણઝણમાં હું નથી

અવસાદથી અલિપ્ત ને આનન્દથીયે દૂર
શ્રાવણમાં હું નથી અને ફાગણમાં હું નથી

## ભીંતે ચઢી છે ☐ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)

ઉદાસી આ સૂરજની આંખે ચઢી છે
તમારા વિના સાંજ ડૂસકે ચઢી છે

મને ઉંબરે એકલો છોડી દઈને
હવે ખુદ પ્રતીક્ષા ઝરૂખે ચઢી છે

તમે નામ મારું લખ્યું 'તું કદી જ્યાં
મધુમાલતી એ જ ભીંતે ચઢી છે

જરા ગણગણી લઉં તમારી સભામાં
ભુલાયેલ પંક્તિઓ હોઠે ચઢી છે

સૂરની આઠશે શ્રુતિ ☐ વિષ્ણુ દે ☐ નલિની માડગાંવકર
(બંગાળી)

મારા બાહુનો આધાર લઈને પણ જેને પહાડ પર
જતાં ડર લાગતો હતો,
આજે સાંભળ્યું કે એ પહાડના ઘેરા શિખર પર
એકલીએ જ માળો બાંધ્યો છે!

યાદ છે એ જ ઉપરવાસના ઝરણાનું ઝરતું રૂપું,
નીચેના વળાંક પરની રેતી જાણે વહેતું સોનું!
આજે જોકે તેં એકલીએ શિખર પરનાં સોનારૂપાને ફેંકી દઈ
જડયો છે આકાશમાં એક ચકમકતો હીરો!

કસોટીના પથ્થર પરની ખુલ્લી ધારદાર નિકષરેખાને,
અજાણ્યા જંગલના છાંયડાના બોલકા દિવસોને,
કયા વૈરાગ્યના અટૂલા અંધારામાં
ભેળવી દીધા છે, કયા તારકનો ચોકીદાર તને મળ્યો છે?

તો પછી રહીશ સૂરની આઠશે શ્રુતિની જેમ
સાત રંગને તળિયે સફેદ છે—કે કાળો?
તારી ગેરહાજરીથી ઢાંકી દઈશ
તે દિવસની જાણીતી હરિણીની બે આંખો!

ભલે, એમ જ થાઓ, તું રહેજે એકલી સૂર્યમાં,
હું અદૃશ્ય આંસુઓનું નીલાકાશ.
તારી હવામાં ચિતાનો તેજસ્વી ગર્વ,
હું વહીશ ફક્ત પશુપંખીઓનું રૂદન.

## THE CUCKOO — Edward Thomas.

That's the cuckoo, you say. I cannot hear it.
When last I heard it I cannot recall; but I know
Too well the year when first I failed to hear it —
It was drowned by my man groaning out to his sheep
'Ho! Ho!'

Ten times with an angry voice he shouted
'Ho! Ho!' but not in anger, for that was his way.
He died that Summer, and that is how I remember
The cuckoo calling, the children listening, and me saying, 'Nay'.

And now, as you said, 'There it is', I was hearing
Not the cuckoo at all, but my man's 'Ho! Ho!' instead.

And I think that even if I could lose my deafness
The cuckoo's note would be drowned by the voice of my dead.

ગઝલ ☐ દિલીપ જોશી

નમતી દરેક સાંજે દશ્યો બની મળું હું.
તારા તરફ સરકતો રસ્તો બની મળું હું.

છલકાય છે નજરમાં મોઘમ અષાઢ આખો,
એવા તળાવ કાંઠે તરસ્યો બની મળું હું.

તું મૌનના વલયમાં રાચે છે આંખ મીંચી.
ત્યારે જ શબ્દ રૂપે પડઘો બની મળું હું.

આખ્ખું ગગન અચાનક ફળિયામાં પાથરીને,
આ ઉંબરાની વચ્ચે ટહુકો બની મળું હું

વ્હેલી સવાર જેવો ફૂલોને સ્પર્શ કરવા
હર વૃક્ષ ડાળ ડાળે તડકો બની મળું હું.

ગઝલ ☐ હર્ષદ ત્રિવેદી

લક્ષ્યવેધી બાણ છે ભાથા મહીં,
સાવ કચ્ચરઘાણ છે ભાથા મહીં

કોણ, કયારે કોણને વીંધી જશે?
છિન્ન સહુ સંધાણ છે ભાથા મહીં.

તીરમાંથી તીર તગતગતાં મળે,
કંઈ ગજબ ઘમસાણ છે ભાથા મહીં!

ધ્યેય તો અકબંધ છે—ને ધ્વંસ આ,
અંત લોહીઝાણ છે ભાથા મહીં.

દાનમાં દીધેલ અંગૂઠો કહે—
આંગળીની આણ છે ભાથા મહીં!

કઈ રીતે જાવું હિમાળો ગાળવા?
એક સળગતો બાણ છે ભાથા મહીં.

☐ પન્ના નાયક

બાનો આત્મા
બહુ રાજી થશે
એ ભાવનાથી ઊભરાતી
હુંય
ચંપલ પહેર્યા વિના
ભક્તિનું ભાથું છલકાવતી
ભૂલેશ્વરના
મોટે મંદિરે ઠાકોરજીનાં દર્શને જાઉં છું.

ગાયને ઘાસ નીરતી
ભિખારીઓને દાન દેતી
પગથિયે ભજનો ગાતી
ચોકમાં પુષ્પો પરોવતી
સૌ સ્ત્રીઓ બા જ બા....
સહજ થયેલી
આ અવસ્થાને ખંખેરી
મંદિરના ગર્ભગૃહમાં પ્રવેશું છું
ત્યાં
શ્રી નાથજીને સિંહાસનેથી
મરક મરક હસી
આશીર્વાદ ઢોળતાં બા....!
મારી દૃષ્ટિનો આ સ્મૃતિભ્રમ તો નહીં હોય?

ચેઇન્જ ☐ રમેશ પટેલ

કો'ક
કવિનો શબ્દ
ગોઠવી દો
સૂરજને સ્થાને!

## પ્રાર્થના □ પન્ના નાયક

એલાર્મના કૂકડાથી ઊઠતો
રેલ્વેના ટાઈમટેબલથી ખુશ કરતો,
સ્ટવ પાસે ઊભા ઊભા
ઊની ઊની ચ્હાના ઘૂંટડા ગટગટાવતો,
નહાતા નહાતા
એપોઈન્ટમેન્ટના ટેલિફોન-નંબરી શ્લોકો ગણગણતો,
અને
પોર્ટફોલિયોમાં પૂજાપાનો સામાન લઈ પૂરપાટ દોડતો
શહેરી જીવ
પ્રાર્થે છે—
ક્યારેક તો
ઊગતી ઉષા સાથે બેસી
બ્રેકફાસ્ટમાં
થોડાં કિરણો મમળાવવાનું સુખ....

## □ માલા કાપડિયા

આંખનું ચોમાસું
ઘેરી વળે છે ભૂખરી સાંજને.

વણગૂંથ્યા કેશને
તારી યાદ જેવો પવન
અસ્તવ્યસ્ત કરી નાખે છે.

પછી તો બસ,
તૂટી પડે છે ધોધમાર
તારો વિયોગ.

અર્વાચીન મીરાં / ગાય ગભીરા.... ☐ રમેશ પારેખ

[૧]

આવે આવે રે મેઘુલો ધીમી ધારથી
કટકે કટકે જીવની ઝીણી કતલ કરે તલવારથી....

દાદુર, મોર, પપીહા મારા ઘરમાં ડોકાં તાણે
એક જ ઘર પર મેઘ વરસતો: ગામ કશું ના જાણે
હું અણસમજુ, સમજાવી ના સમજું રે હુશિયારથી....

મીરાં કે' પ્રભુ અંતરયામી એથી આવો ધોખો
રાવ અમારી પા તોલો કે પરવત છે એ જોખો!

આ ચિઠ્ઠી તમને પહોંચે તો ખબર્યું દેજો તારથી....

[૨]

દોડિયાં રે અમે દોડિયાં....
વા'લા નદીયું બનીને અમે દોડિયાં...

બે કાંઠા કરતાલ, અમારાં જલબિન્દુ મંજીરાં
એક લહર એકતારો છે, ને એક લહર છે મીરાં

છોડિયાં રે અમે છોડિયાં....
પથ્થરના રહેવાસ અમે છોડિયાં....

મીરાં કે' પ્રભુ નામ તમારું એ જ અમારો ઢાળ
જળને કેમ પકડશે બોલો, રાણાજીની જાળ?

ફોડિયા રે અમે ફોડિયા....
પરપોટા કર્યા ને અમે ફોડિયા....

[૩]

ગિરિધર શુનો અમારો માફ....

તમે કહો તો ખડખડ હસીએં, વસીએં આ મેવાડ
માર અબેલાંનો રહીરહીને કળતો હાડોહાડ

સાવરણીથી આંસુ વાળી ફળિયું કરીએં સાફ....

મીરાં કે' પ્રભુ દીધું અમને સમજણનું આ નાણું
વાપરવા જઈએં તો જીવતર બનતું જાય ઉખાણું

પેઢી કાચી કેમ પડી છે જેના તમે શરાફ?

[૪]

છીએં રમતી કેડી,
રાણાજી અમે છીએં રમતી કેડી...

પરવત ચડીએં, ખીણે દડીએં
જડીએં ના કોઈ મેડી,
મન માને એમ મનભર રહીએં
પગમાં ના કોઈ બેડી—રાણાજી અમે....

ધંન તમારે મહેલ દુ મહેલાં
ધંન ધંન રંગપછેડી
ધંન અમારી વૃંદાવનની
નિસદિન જાતરા ખેડી — રાણાજી અમે....

મીરાં કે' પ્રભુ પાડી ગયા છે
એમ પડી છું ટેડી
પાછા વળતાં આંખ હરિની
લેશે અમને તેડી — રાણાજી અમે...

[૫]

—કે કાગળ હરિ લખે તો બને
અવર લખે તે એકે અક્ષર નથી ઊકલતા મને....

મોરપીંછનો જેના ઉપર પડછાયો ના પડીયો
શું વાંચું એ કાગળમાં જે હોય શાહીનો ખડિયો !

એ પરબીડિયું શું ખોલું જેની વાટ ન હો આંખને !

મીરાં કે' પ્રભુ, શ્વાસ અમારો કેવળ એક ટપાલી
નિસદિન આવે જાય લઈને થેલો ખાલીખાલી

ચિઠ્ઠી લખતાંવેંત પ્હોંચશે સીધી મીરાં કને.... --

[૬]

જોઈ દેજો જોષ
હરિ મારો જોઈ દેજો જોષ

ખૂલી હોય કે બંધ : આંખમાં ખટક્યા કરતી ખોજ
આંસુના એક ટીપામાં મેવાડ સમો કાં બોજ?

ક્યાં કારણ તમે રહો છો આઘા સો-સો કોશ?

મીરાં કે' પ્રભુ ધ્યાન તમારું પ્હેર્યું અંગે-અંગ
હવે શું કરવા પ્હેરું કોઈ માદળિયું કે નંગ?

તમે રૂઠ્યા તો ભાગ્ય રૂઠ્યાં : બધો તમારો દોષ!

[૭]

રે'શું અમેય ગુમાનમા
હરિ સંગ નહીં બોલીએં....

બોલીશું બારણાં ને લે'શું ઓવારણાં
આવકારા દે'શું સાનમાં—
હરિ સંગ નહીં બોલીએં....

આસનિયાં ઢાળશું ને ચરણો પખાળશું
આંખ્યું ઉલાળશું તોફાનમાં—
હરિ સંગ નહીં બોલીએં....

લાપસિયું ચોળશું ને વીંજણલા ઢોળશું
મુખવાસાં દે'શું પાનમાં—
હરિ સંગ નહીં બોલીએં....

મીરાં કે' અંતમાં, આ ભરવસંતમાં
જીવતર દઈ દે'શું દાનમાં—
હરિ સંગ નહીં બોલીએં....
રે'શું અમેય ગુમાનમાં....હરિ સંગ નહીં બોલીએં....

# કવિતા અંક ૯૧ની સૂચિ

કવિતા–સંવેદનાનો ભૂરો અવકાશ.
તંત્રી: સુરેશ દલાલ
સળંગ અંક: ૯૨
વર્ષ ૧૬: અંક ૨: ડિસેમ્બર, ૧૯૮૨
મુખપૃષ્ઠ સજાવટ: દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)



સૂચના: વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

લવાજમ: દેશમાં ૩૦ રૂપિયા, પરદેશમાં ૪૦ રૂપિયા આ અંકના છૂટક ૫ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફટથી મોકલવા વિનંતિ છે. પત્રવ્યવહારનું સરનામું: જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરૂભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

समुद्रः ☐ सितांशु यशश्चंद्र
(गुजराती काव्यम्) ☐ अनु. जशवंती दवे

देवैः दानवैः सरलीकृतः
तत्पूर्वं समुद्रः मया दृष्टः।

अहं वडवानलस्य प्रकाशे जलानि अपश्यम्।
अग्नि आर्द्रतां च पृथक्कर्तुं न शक्यते।
क्लेदनं दहनं च एकं एवं।

सागरस्य तलात् वहिः आगच्छेयम्
तदा हस्ते मे मौक्तिकमुष्टयः न स्युः।
न अहं विगाहकः।
अहं तु कविः।
यद् अस्ति, अस्ति तद् केवलं मे चक्षुषि।

સમુદ્ર ☐ સિતાંશુ યશશ્ચંદ્ર

દેવો અને દાનવોએ સરળ કરી નાખ્યો
તે પહેલાંનો સમુદ્ર મેં જોયો છે.

મેં વડવાનલના પ્રકાશમાં પાણી જોયાં છે.
આગ અને ભીનાશ છૂટાં પાડી ન શકાય.
ભીંજાવું અને દાઝવું એ એક જ છે.

સાગરને તળિયેથી જ્યારે હું બહાર આવું
ત્યારે મારા હાથમાં મોતીના મૂઠા ન હોય.
હું મરજીવો નથી
હું કવિ છું.
જે છે તે છે કેવળ મારી આંખોમાં.

તારી
માત્ર ચરણરજ જાચું,
મુજ એ જ એક ધન સાચું.

આ હરિયાળી ધરતી પર આ પુષ્પ લચકતી કુંજો,
આ વસંતનાં વરદાન, પ્રેમના મદઝરતા આ પુંજો;
એ જોઈ જાણી માણી સકલ એ
હું આવી ઢળ્યો તવ ચરણે. તારી.

આ ઉષા તણાં અંઘોળ, સાંઝના શીતળ શાંત સમીરણ,
મધ્યાહ્ન તેજોની ઝડીઓ, નિશા તણાં આલિંગન;
એ રસસરિતાનાં નીરે લાધ્યાં
તવ પદ-પંકજ પાવન. તારી.

આ પદ-પંકજ લઈ કરુણાસૂત નિસર્યાં ધરતી ભમવા,
આ ધરતીની ધૂળ વિષે એ ખૂંત્યા થઈ સ્વજનવા;
એ ધન્ય ધૂલિનો કણકણ મારા
રોમ રોમમાં ધારું. તારી.

ત્રિસાઈ □ સુન્દરમ્

દિન છે વળી રાત્રિ છે અને
પલટાતા બિચ સંધિકાળ છે,
રવિના ઉદયાસ્ત, ને રહ્યા
મધ્યાહ્નો દ્યુતિ-ઝંકૃતિભર્યા.

મધુરી સોનલવર્ણી સંધિકા,
રજની: મિલનોની સર્જિકા,
કંઈ લક્ષ નભે વસ્યા સદા
દ્યુતિ-પુંજોની પ્રસન્ન દ્યોતિકા.

સભરાભર તારી સૃષ્ટિ આ,
સહુથી ઊર્ધ્વ પરાત્પરે તું હિ,
અપિ ભીતરમાં અહીં સરી
અમ સર્જનને નિયોજતો.

તવ શાશ્વતતા — અનન્તતા:
ત્યહીં સંગમજો અમ મર્ત્ય સાન્તતા.

ખુરશી □ પ્રકાશ વેગડ

ખુરશીના હાથા પકડીને
ટટ્ટાર બેઠેલા માણસોને જોઉં છું
ત્યારે
મને આપોઆપ
તાગ મળી જાય છે
બીલીની ડાળે બેઠેલા
વાનરોની શક્તિનો!

એક ઘેલૂડી આશ,
કોક ઘેલૂડી આશ.
બસ ઘૂમ્યા કરે,
ઘડી હસતી ઘડીક તો એ
આંખોમાં આંસુડે છલકયા કરે.

વાદળ જુએ છ અને ઊંચેરી ડોક કરી,
મૂંગા સંદેશ એને કહેતી રહે,
વીજલનો રંગ જોઈ ઝબકી એ જતી અને
મનમાં મરકતી રાજી રહે.

એનો ઘનશ્યામ કદી શામળિયો શ્યામ થઈ
સાચેરો આંગણે આવી જશે,
પૂછે છે એક એક વગડાના પંખીને,
તેં તો વાવડ એના જાણ્યા હશે.

ઊંચે આકાશ એક ઊગે છે તારલો ને
એનું કિરણ એને વાગી જતું,
લાવ તારો હાથ, તને કંકણ પહેરાવું કહી,
રમતું રમતું એ કયાંક ભાગી જતું.

ગરજ્યો - વરસ્યો ▢ સુન્દરમ્

ગગન ભરી તું ગરજ્યો,
વરસ્યો મુશળધાર,
છલક્યા ધરતી તણા કિનારા,
તું હરખ્યો અપરંપાર. ગગન ભરી.

અહો મનોહર નાથ, પ્રેમના પાઠ પ્રથમ છે તારા,
તું ઊતરે આભેથી લઈને છલછલ નિજ ભંડારા. ગગન ભરી.

અહીં અમારી આંખ નિહાળે નયનો તારાં ઉજ્જવળ,
એ નયનોનાં અમરત, રચતાં અહીં જગત તવ નિર્મળ. ગગન ભરી.

ચડે ઊતરે આશ અમારી, મચે હૃદયમાં આંધી,
આવ તને અમ પ્રેમ-તંતુએ લેશું હઈએ બાંધી. ગગન ભરી.

માનો ન માનો ▢ સુન્દરમ્

હસીને કહું તો તમે માનશો નહિ.

અને આંસુ સારું તો તમે જોશો તે નહિ,

ભલા, લાવો આ હાથ સહીં હાથ મૂકી દો,

આ આંગળાંનાં ટેરવાંની વાત સૂણી લો.

પણે ઊડે ઊડે છે પેલી ઊડતી કો અપ્સરા,

રંગ ને રોગાન કેરી રેલાવી રેલ,

આંખના શુકન કોઈ લેજો એના રે ભાઈ,

એક મટકામાં વાત એની જાતી કહેવાઈ.

તમે સાંભળ્યું નથી તે ગીત મળશે સાંભળવાનું,

ને દીઠો નથી જે મોર દેખાશે આપ,

પડદાની પાર પેલી ઊભું જે ચુપચુપ,

એણે ખોલી દીધાં છે આભ આખાં અમાપ.

□ દીપ્તિ નવલ □ માલા કાપડિયા
(હિન્દી)

ચાલો દૂર સુધી
અજાણ્યા રસ્તાઓ પર પગભર જઈએ
કંઈ ન કહીએ....
પોતાની એકલતા લઈને
સવાલોના પરિઘને ભેદીને
રૂઢિઓની સીમાની બહાર
આપણે આમ જ સાથે ચાલતા રહીએ
કંઈ ન કહીએ....
તમે તમારા અતીતનો ઉલ્લેખ ન કરો
હું વિસરાયેલી કોઈ કવિતા ફરી ન ગાઉં
તમે કોણ છો
હું શું છું
આ બધી વાતોને....બસ રહેવા દઈએ
કંઈ ન કહીએ....
ચાલો દૂર સુધી
અજાણ્યા રસ્તાઓ પર પગભર જઈએ.

તે કોની છે □ સર્વેશ્વરદયાલ સકસેના □ સુજાતા ગાંધી
(હિંદી કવિતા)

એણે ઝરણામાં મોઢું ધોયું,
વૃક્ષનું ફળ ખાધું,
અને ઘાસ પર સૂઈ રહી.
હવે ત્રણે વિચારે છે
તે કોની છે.

❑ બંકિમ

હું તો અશ્વ ગતિશીલ
મારે વળી રસ્તો કેવો
કેવું ચઢાણ
ને ખાઈઓ કેવી?
મારી તો એક જ ગતિ
ગતિની ગતિ
અગતિ–અધોગતિ–પ્રગતિ
આ તો શબ્દપ્રયોગો માત્ર
મારે વળી જીવન કેવું?
કેવાં મૂલ્યો?
મારી તો એક જ ગતિ સતત
ગતિની ગતિ.

❑ બંકિમ

ફરી પાછી એ ઉદાસ સાંજ.
મારા અસ્તિત્વ પર
એક ગીધ
દોરી જાય છે ચક્રવ્યૂહ.
હવે તો મારે ઝઝૂમવું જ રહ્યું
કાળમીંઢ ઢાલ લઈ
ફૂટતી કૂંપળો સામે
પરોઢ સામે
રક્તાંકિત રવિબિંદુઓ સામે.

❑ સર્વેશ્વરદયાલ સક્સેના ❑ સુજાતા ગાંધી
(હિંદી કવિતા)

જ્યારે લાશ
ઘરમાં પડી હોય
ત્યારે ફળિયાની ચકલીઓનો કલબલાટ
નથી સંભળાતો....

મુક્તિ ☐ સુનીલ ગંગોપાધ્યાય ☐ નલિની માડગાંવકર

(બંગાળી)

એક માણસ મુક્તિફળ લેવા ગયો હતો
એણે કહેલું, હું પાછો આવીશ
રાહ જોજે.

ખબર નથી એ ક્યાં ગયો છે
ક્યા એકાકી હિમ અરણ્યમાં
કે કોઈક નીલિમા-ભૂખ્યા પહાડને શિખરે
ખબર નથી એની સામે કેવી આકરી મુશ્કેલીઓ ખડી છે
ખબર નથી એ કેવા અસહનીય સાથે
સંગ્રામ ખેલે છે.

એણે મુક્તિફળ લાવવાનું કહેલું
એણે રાહ જોવાનું કહેલું
હું બાર વરસ એની રાહ જોઈશ
એ પછી પણ જો એ પાછો નહીં આવે તો
મારે જવું પડશે.

હું પણ પાછો નહીં આવું તો જશે મારાં સંતાનો

## ઝાડ, નદી અને હોનારત ☐ રમેશ પારેખ

બનવું ન જોઈએ
પણ બની ગયું.

બેગબિસ્તરાભર્યો હું
(મુસાફરીથી લથબથ)
બે બાળકો ને પતિ સાથે તું
સામસામી ટ્રેનમાંથી ઊતરી
સામસામી ટ્રેન પકડવા ઉતાવળગ્રસ્ત.

—કેવાં મળી ગયાં, ઓચિંતાં,
જંક્શન પર?



મળી ગયાં, ઓચિંતાં જ.

દાદાજીના બોખા મોંમાંથી
રાજકુંવરીને શોધવા નીકળેલો હું રાજકુમાર
આવી ચડ્યો
કોઈ એક નદીને કાંઠે.
અને બની ગયો ઝાડ.
કાંઠે હતું ગોળમટોળ ઈંડું.
તેમાં પ્રવેશી ગઈ હશે નદી તે નીકળી આવી
ને એમાંથી ઝળહળતી તું....



તારી આંગળીમાં સ્વપ્નો નક્ષત્રોનાં હતાં.
તેને ચીતરતી તું ઝાડના છાયામાં.
ઝાડ નીચું ઝળૂંબીને જોતું કે
અરે, આંગળી આકાશને ખેંચી લાવે છે, ધૂળમાં.



ઝાડ તને પહેરતું ડાળીએ ડાળીએ,
ડાળીની અંદર, ઊંડે ઊંડે, નદીની જેમ
કેમકે તેણે તારું નામ પાડયું હતું : વસંત.
ઝાડ અને તેનું પ્રતિબિંબ
તારા પાણીમાં તારી આરપાર રમતાં
એટલે તેં ઝાડનું નામ પાડયું હતું : માછલી.



તેણે કહ્યું : છટ્, માછલીનું ઝાડ તે કાંઈ હોતું હશે?
તું ચૂપ.
ફરી તેણે કહ્યું : વસંતની તે શી મગદૂર કે
તે વહી શકે નદી થઈને?
હું નિરુત્તર.
વળી તેણે કહ્યું : વાર્તા? દાદાજીની વાર્તા સાવ હમ્બગ છે....
પછી વિશ્વના હરએક કાગડાએ
સવારમાં ઝબોળીને આ વાત કહી ગામેગામ.

સાચી વાત એ કે તે કોણ, તેની કોઈને ખબર નહોતી.



તે કોણ હતું? (જેણે કહ્યું : દાદાજીની વાર્તા સાવ હંબગ છે)
દાદાજીના બોખા મોંને ખબર હશે?
એને પૂછવા કેમ જવું?
(હું રાજકુમાર, નદીને કાંઠે ઝાડ થઈ ગયેલો)
તું નદી
તારાથી પાછું શી રીતે પ્રવેશાય ગોળમટોળ ઈંડામાં?

દાદાજીએ તેમની વાર્તા શું અહીં જ
અટકાવી દીધી હશે?
–શું બન્યું હશે?



પછી કંઈક બન્યું હશે?
કશુંક પછી શું બન્યું હશે?
કંઈક તો જરૂર બન્યું હશે.



શું બન્યું હશે,
ન બનવું જોઈએ તેવું.
–પાણી વહેતું રહે ને
બે કાંઠા વચ્ચેથી
નદી સુકાઈ જાય તે ઘટના?
–કે ઝાડ ચાલ્યું ગયું હશે
નદીને મૂકીને એના જંગલ તરફ?

શું બન્યું હશે,
ન બનવું જોઈએ તેવું?
–નદીને જિવાડવાનો પ્રત્યેક પ્રયાસ
પાણીને દોરી જાય આત્મહત્યા તરફ તે બનાવ?
– કે ઝાડે આપ્યો હશે નદીને જાકારો,
ગૌમુખી તરફ?/સમુદ્ર તરફ?

શું બન્યું હશે.
ન બનવું જોઈએ તેવું?
–નદી પોતે જ
પોતાના બિલ્લોરીપણાને ફેરવી નાખે બરફમાં તે મામલો?
–કે ઝાડે પોતાનું પ્રતિબિંબ ઉતરડી લીધું હશે જળમાંથી?
શું બન્યું હશે,
ન બનવું જોઈએ તેવું?
–પાણી નદીને ધારણ કરવાનું છોડીને
તેને જળવટો આપે તે પ્રસંગ?
–કે ઝાડ લાચાર હશે પોતાનાં મૂળને લાગેલી
નદી પીવાની બીક પાસે?

શું બન્યું હશે?
કહેને, શું બન્યું હશે?
—નદીનું પાણી સામસામે
દોડતી ટ્રેનના પાટા બની
આંધળોપાટો રમવા લાગે તે કિસ્સો?
—કે ઝાડ પોતાનાં મૂળ લંબાવવા લાગ્યું હતું
આકાશ તરફ?

શું બન્યું હશે?
—ઝાડ અને નદી
નદી અને ઝાડ
પાણી અને નદી અને ઝાડ વચ્ચેના
સંદર્ભતંતુઓ, આપોઆપ તૂટી જવાનો ખટલો?

શું બન્યું હશે?
—નદીમાં
મત્સ્યકન્યા થઈ તણાતું તારું હોવું પકડવા પડેલું
ઝાડનું પ્રતિબિંબ
પાછું વળીને હું બની જવાની બિના?



જરૂર કંઈક બન્યું છે.
કોનો હાથ હશે એમાં?
નદી કે ઝાડનો નહીં હોય.

દાદાજી બોલતા બંધ થયા
ને વાર્તા અટકી ગઈ; સાવ એવું જ?



તે કોણ છે?
—જેણે કહ્યું હતું કે
દાદાજીની વાર્તા હમ્બગ છે?



શું થયું હશે!
જોતજોતામાં વાર્તા બની ગઈ હશે ખેલ?
ઝાડને સિફ્તથી ખેલતાં ન આવડ્યું એમ જ ને?
ઝાડને માત્ર ઝાડ બનતાં જ આવડે,
મુત્સદ્દી બનતાં નહીં.

નદીને પેચપૂર્વક ખેલતાં ન આવડ્યું એમ જ ને?
નદીને તો આવડે માત્ર વહેતાં,
ગણતરીબાજ થતાં નહીં.

ઝાડ
બહુ બહુ તો પોતાનાં પાંદડાં
ખેરવી નાખવાનું પરાક્રમ બતાવે.

નદી?
પોતાનું જળ સંકોરીને લઈ લ્યે રુસણાં.



જે કંઈ બન્યું તે બન્યું.
પછી દાદાજીના મ્હોંની બહાર
બાકી રહ્યા જે દિવસો,
એ બધા બંજર થઈ ગયા....



બંજર દિવસોમાં પણ
ઝાડ ફેળ્યું.
(જાણે ઝાડે પોતે જ કોઈક વાર્તા કહેવી
શરૂ કરી....)
તેને ફૂળ ઊગ્યું, ઉદાસીનું, બારમાસી.
આવાં પિયત કોણે કર્યાં?



ધારો કે
જંકશન પર ઝાડ ઊગ્યું છે.

અને ટ્રેનના પાટા નદી બની ગયા છે.
પણ—
નદીને કાંઠે ઊભેલા ઝાડ
અને ટ્રેનને કાંઠે ઊભેલા જંકશન વચ્ચેની સગોત્રતા
શેમાં શોધવી?



તને કદી સ્વપ્ન આવે છે?
કેવાં આવે છે?
મને હજુ ગઈ કાલે જ આવ્યું 'તું.
તું ઈંડામાં પાછી પ્રવેશી ગઈ.
ઈંડું પછડાયું પથ્થર પર અને....

ઝાડમાંથી હું રાજકુમાર બની
અવળે પગલે ચાલતાં ચાલતાં
દાદાજીના બોખા મોંમાં પ્રવેશી ગયો.

પછી કશું બન્યું નહીં.
જાણે જે કંઈ બન્યું હતું તે અણબન્યું બની ગયું.
દાદાજીએ વાર્તા કહી જ નથી તેવું.
થાકી ગયા.
ઝટપટ બગાસું ખાઈને પથારીમાં પડયા
કે લાગલી સવાર....



પણ એક વાત, જે પાછળ રહી ગઈ છે, તેનું શું?
—ઝાડ સાથે આબેહૂબ નદી નદી રમવું
એટલે
સપનાંથી રેબઝેબ પલળવુ.
ઝાડના થડ પર નામ કોતરવું
એટલે

કાગળના દરિયામાં
જીવતી માછલીને ધકેલી મૂકવી.



મને લઈ જતી ટ્રેનની લીલી ઝંડીમાંથી
તને કોઈ ઝાડ હાથ લંબાવતું નહોતું?

તને લઈ જતી ટ્રેનમાંથી
કોઈ નદી દોડી કેમ ન આવી મારા તરફ?



એક નદી
–જેને પોટકું વાળીને લટકાવી દીધી 'તી ક્યાંક.
તે
આંખોમાંથી
આખેઆખું ફસડાઈ પડી
અને હોનારત થઈ.
પાણી ફરી વળ્યાં ચોમેર.
વિશ્વની સમસ્ત ભાષાઓ ડૂબી ગઈ તેમાં.

આપણે □ મંગળ રાઠોડ

આપણે તો બાઈબલ ખોલીને બેઠા છીએ બેવફાઈનું.

## શિકારીની બંદૂકમાં ઊગેલાં ગીત ☐ રમેશ પારેખ

૧

'ઝિલ્લા હુપ્પા ઉલ્ દી લાંમે...'
—કાળી અબનૂસ જેવી છોકરીએ કહ્યું ને હું ફાટી આંખે જોઈ રહ્યો સામે

રોજ ડાકબંગલાની બારીએ સવારમાં બંદૂક સાફ કરતો હું હોઉં છું
ત્યારે એને ત્વચા ચળકાવતી ને કમ્મર હલાવતી પસાર થતી જોઉં છું
સામું જોતાંવેંત એના હોઠમાંથી ઝરણું નીચોવતી એ વહી જતી કામે

કાળા દોરે પરોવેલી લાલ પીળા પથ્થરોની રૂડી એક માળા ગળે રાખી હોય
સીસમના ગઠ્ઠા જેવી છાતીને બેતમાઈથી નહીં જેવા લૂગડાથી ઢાંકી હોય
બકરીનું બચ્ચું કૂદાકૂદી કરે, દોડે એની દોરીને એ 'ડિલ્લુ' કહી થામે

આજ તો નવાઈ કે એ બારી પાસે આવી અને પાંપણ ઝુકાવી બોલી 'બોતોરે'
શું કહ્યું, કેમ કહ્યું, કોણ આ—ન સમજાયું કેમકે હું આદિવાસી ન્હોતો રે
પછી એ તો ભીની આંખે, નીચું જોઈ ચાલી ગઈ, મૂકી મને મારા સરનામે

૨

લીલા લસણનો પૂળો માથે ઊંચકી કાળીતંગ છોકરી
એ જા....ય, એ જા....ય, એ જા....ય

જાંઘ અને પિંડી ઉઘાડાં, કાળાં, રાની, ચપળ, કુંવારાં
પીળા કછોટે તાણીને બાંધેલ નિતંબ હરણિયા પારા
આદિવાસી તીર વડે વિંધાયલ જંગલ ધરમપુરનું સખત આંચકા ખાય....

ડિસેમ્બરનો તડકો કઠણ છાતી ઉપર રમાડતી ગઈ
કેડકમરમાં ડામરરસ્તો આખો યે હચમચાવતી ગઈ
અહીંતહીં તાજોતાજો એ આંખોનો દીપડિયો સળકો સળકસળક ગંધાય....

હલેચલે નહીં ઝાડ, હારમાં ઊભાં આછળપાછળ જઈને
ટેકરીઓ જોનારી આંખો સડક તાકતી વળાંક લઈને
લાગે આ બંદૂક અજાણી, જાણીતી એ લાગે જે પીડાની ઝડપે શરીરમાં ફેલાય...

ગઝલ ☐ હેમેન શાહ

સપનું જ એક બચ્યું દિવસની તોડફોડમાં,
છેવટ નગર સૂતું અભિનેત્રીની સોડમાં.

પ્રત્યેક વયસ્ક ધ્યેયનું જૌહર થતું રહે,
સૌ નિસ્સહાય પોતપોતાના ચિતોડમાં.

પાણીની જેમ જિંદગી શોધી લે છે સતહ,
યાને ગુમાઈ જાય છે એંશી કરોડમાં.

એકાદ મહાપુરુષ, પછી અક્ષૌહિણી અંધકાર—
બીજું ન કંઈયે આખી પેઢીના નિચોડમાં.

આવી શકયાં ન કામ ત્યાં ટેકાનાં લાકડાં,
ભાંગી જવું મળ્યું હતું આ મનને, ખોડમાં.

ગઝલ ☐ હેમેન શાહ

ભૂગોળની કિતાબમાં ના એનું નામ છે,
એ મામૂલી ભલે રહ્યો, મારો મુકામ છે.

સામે સડેલાં ઈંડાં કે તાળીઓ પડે,
કઠપૂતળીને શું સજા કે શું ઇનામ છે?

નહિ આરપાર એની તમે નીકળી શકો,
રસ્તામાં અંધશ્રદ્ધાનું બાંધકામ છે.

સ્વર્ગસ્થ પર ફૂલો લઈને સૌ તૂટી પડયા
ઈસપકથા પૂરી થયાની ધૂમધામ છે.

સાહિત્ય તો પૂજાય છે, વંચાય કયાં અહીં ?
ભગવદ્ગીતાનું સોગન માટે જ કામ છે.

## કવિનો શબ્દ □ મંગળ રાઠોડ

સાંભળ્યું છે કે:
તું પ્રેમની કવિતા ચલાવતી હોય છે ત્યારે
વર્ગમાં સ્વર્ગ આવી ચહેકવા માંડે છે!
તારી સામેની મુગ્ધ આંખોની ચમકના આગિયા
ઊડાઊડ કરી ઊઠે છે, અહીં તહીં; જરી તરી.
પણ ક્યારેક તો—
તું હાંફી જતી હોઈશ કદાચ
કાચી ઉંમરે પરિપક્વ થઈ ગયેલા
કોઈક અપવાદના અનપેક્ષિત પ્રશ્નથી.
ધોળે દિવસે,
તારી આંખે આવી જતાં હશે અંધારાં.
તું પાંપણો પટપટાવીને
ખાળવા મથે છે કશુંક.
તો વળી ક્યારેક, એકાદ ક્ષણના
અવાચક અધરો વચ્ચેથી
ખરી પડે છે પારિજાતનાં ઢગલો ફૂલ!
જેનાં પર આપણે ક્યારેક ચાલ્યા હતા....
એવી લોહિયાળ સ્મૃતિઓના પાના
તારી અનુભવી આંગળીઓ
સિફતથી ફેરવી તો લે છે,
પણ આ કોણ કંપી ઊઠે છે સ્તનધડકમાં....?
તારી છાતીમાં ગ્રીષ્મની ડચરી ચડે છે.
વર્ગની બહાર, સ્વર્ગ નીકળી જવા તરફડે છે.
અને ઘંટ પડે છે સમયસર.
જે બીજા તાસમાં,
કે બીજા દિવસે ફરી ઊંચકાશે.
(જેની હેઠળ ટિટોડીનાં ઈંડાં જેવો
કવિનો શબ્દ ગૂંગળાય છે.)
પણ, ત્યાં સુધીમાં તો તું,
સ્વ–સ્થ થઈ પણ ગઈ હોઈશ;
કોઈક નવીન અફલાતૂન અર્થઘટનો માટે!

## વિષાદ ☐ મંગળ રાઠોડ

સંબંધો પણ કેવા
ઊતરડાઈ જતા હોય છે
સિલાઈની જેમ દોસ્તો !
ગિલેટ ઉખેડતી ઘટનાઓને પણ
થોડો વખત આપણે
કરી લઈએ છીએ નજર અંદાઝ.
પણ ક્યારેક ઘવાતા હોઈએ છીએ
અણધાર્યાં અપમાનોથી ત્યારે
સતાવતા રહેતા હોય છે
અગવડભરી જગ્યાના ગુમડાની જેમ ભરી સભામાં.
લાખ કોશિશ કરો છુપાવવાની
તો પણ ફૂટી જતા હોય છે ઉપહાસોમાં....
ક્યારેક માંકડ બની પીએ છે લોહી
ને હરામ થઈ જાય છે જન્મારાની ઊંઘ
તોય તમે કરી શકતા નથી ઓરતા.
ત્યારે, આત્મસંલાપના માર્ગે, ચાલતા રહો છો એકલા
ને ચપ્પલની પાનીમાં, ઘસાતા જાઓ છો તમે.
તો વળી ચાંદીના તાર બની
ફરફરે છે તમારા માથા પર
તોય તમે રહી જાઓ છો નિર્ધન !
એના પર કલમ લગાવીને ફરતા દોસ્તો
તમે મિમિક્રી તો નથી કરી રહ્યા ને પોતાની જ ?
એ વાતથી પણ તમે તો નીકળ્યા અજાણ !
તમારે માટે એ ઘડી,
કરુણા આવીને વસે છે મારી આંખોમાં.
પણ હું કશું કરી શકતો નથી આજું
સંત પેગમ્બરોની જ જેમ.
આમ જ આપણે હંમેશાના
નિરુપાય ને લાચાર બની
સંબંધોનો વિષાદ લઈને સાથે
ચાલ્યા જઈએ છીએ અહીંથી....
પડતું મૂકીને પાછળ આ પૃથ્વીનું પોટલું !

☐ સુરેશ દલાલ

પીંજરામાં પૂર્યો પવન ને પંખીઓને પૂર્યાં આકાશમાં
નામઠામના બધા સળિયાઓ તોડીને નીકળ્યા અમે કેવા પ્રવાસમાં.
કોઈ મળશે તો નામ નહીં પૂછશું રે
કોઈ મળશે તો કામ નહીં પૂછશું રે
કોઈ મળશે તો ગામ નહીં પૂછશું રે
અમે હાથને હાથમાં મૂકશું રે
પછી પડશું છૂટા—અને એવા છૂટા કે. કોઈ નહીં કોઈની તલાશમાં
પીંજરામાં પૂર્યો પવન ને પંખીઓને પૂર્યાં આકાશમાં.
થોડી વાતો થશે, થોડાં ગીતો ગાશું
ચાંદનીના સરવરમાં ખુલ્લા ન્હાશું
અમે સગપણ વિનાના કંઈ પણ થાશું
આજે અહીંયાં હશું, કાલે ક્યાંયે જાશું
કોઈ મળશે તો ઠીક, નહીં મળશે તો ઠીક પણ પગલાં તો મળશે ઉજાશમાં
પીંજરામાં પૂર્યો પવન ને પંખીઓને પૂર્યાં આકાશમાં.

☐ સુરેશ દલાલ

કોઈ વિકરાળ પક્ષીના ઈંડા જેવો આ ખડક
અને અપ્સરાના સ્નેહ જેવો જળનો સ્વભાવ
ટાળ્યો ટળે નહીં એવો આ ભેદ :
ઝંખું છું વિચ્છેદ.

ક્યારે? □ સુરેશ દલાલ

શ્યામ મારો આ કોરો કાગળ
એમાં દોરો તમે કુંડળી
અને કહો કે મળશું ક્યારે?
હેં કેટલાં ઘોંઘાટના અહીં ઘૂંઘટપટ રે ઢળ્યા
એને કહો ખોલશો ક્યારે?

રાહુ ચંદ્રને ગળી જાય તો
તમે ઝૂલશો મારે માથે શરદપૂનમનું આભ થઈને
એવું વચન તો આપો.
સૂર્ય, ગુરુ કે કેતુ મંગળ:
અમને કાંઈ સમજ નહીં.
ગ્રહો વિરહના ટળશે
એવું આશ્વાસન તો આપો.
એક એક આ ઘરમાં મૂકો વાંસળીઓના સૂર
અને બળવાન શુક્રને કરો.
મોરપિચ્છને ધારી માધવ દર્શન દેશો ક્યારે?
—તમે અમારું ભાવિ કહેશો ક્યારે?

શ્યામ તમે પણ સાચું કહેજો
તમને પણ અમને મળવાનું
મન કદીયે થાય ખરું કે નહીં?
અમે તમારી આગળપાછળ આમતેમ બસ ભટક્યા કરીએ
તમને પણ ક્યાંક ઊભા રહીને
આંખોમાં આંખો રોપીને
માનમલાજો મર્યાદાને લોપી દઈને
ગોપીના આ લોચનને જલ ડૂબી જવાનું
મન કદીયે થાય ખરું કે નહીં?
શ્યામ તમારી સાથે મારે કયા જનમની સગાઈ થઈ છે
ને કયા જનમમાં ઋણપણ ફળશે
રે, ક્યાં લગી આ જીવ ટળવળશે
—મને હેં કહેશો ક્યારે?

## સૂર્ય ☐ સુબ્રહ્મણ્યમ ભારતી

(તામિલ)

તું પ્રકાશ છે. તું જ્યોત છે.
તું અજવાળે છે તું દેખાય છે.
વીજળી, અગ્નિની લપકતી જીભ,
જ્વાળા, ઝૂડતો અગ્નિ,
આ બધું જ તારું કર્મ.
આંખ એ તારું મકાન છે.
કીર્તિ, રંગખેલા, વીરત્વ,
આ બધાં તારાં જ કર્મ છે.
પ્રજ્ઞા તારું પ્રતીક છે તું પ્રજ્ઞાનું પ્રતીક છે.
તું પ્રજ્જવળી ઊઠે છે. તું ચિરંજીવ થા.
તું અમને વસ્તુઓ દેખાડ તું ચિરંજીવ થા.
તું અમને જીવન આપે છે. તું અમને અમારો
દેહ આપે છે.
તું અમને જળ આપે છે. તું પવનોને ગતિશીલ
કરે છે. તું ચિરંજીવ થા.



J. C. Jacobs

સચ્ચિદાનંદ ❑ સુબ્રહ્મણ્યમ ભારતી
(તામિલ)

આ વિશ્વ આનંદ છે
આ વિશ્વમાં જે કંઈ તેય આનંદ છે.
પવન આનંદ છે
અગ્નિ મધુર. જળ મધુર. ભૂમિ મધુર.
સૂર્ય આનંદને આણતો. ચંદ્ર પણ એ જ કરે.
તારા ગ્રહો નિહારિકા—આ બધાં આનંદ છે.
વરસાદ આનંદ છે. વીજળી આનંદ છે.
ગડગડાટ આનંદ છે. સમુદ્ર આનંદ છે.
પર્વત પણ એ જ છે. અરણ્ય આનંદ છે.
નદીઓ આનંદ છે.
ધાતુ, વૃક્ષો, છોડ, વેલી, ફૂલો અને ફળો મધુર છે.
પાંખે ચડીને ઊડતાં પંખીઓ આનંદ છે.
જળચરો મધુર છે, માણસો મધુર છે.
પુરુષ આનંદ છે. નારી પણ એ જ છે.
બાળક આનંદ છે.
યૌવન સરસ છે.
વૃદ્ધાવસ્થા મધુર છે.
જીવવું આનંદ છે.
મરવું આનંદ છે.

તમારા ગયા પછી
આપણા ઓરડામા સોપો પડી ગયો છે.
એમ તો બધાં આવે છે
    દીકરા–દીકરીઓ, તેમનાં નાનાંમોટાં બાળકો
બધાં વાતો કરે છે હવામાનની, સામે ચણાતા નવા મકાનની,
    બાળકોના ભણતરની,

બાળકો દબાતે પગલે ઊભાં રહે છે,
    છ:નીછાની નજરે જુએ છે ને
    બહાર દોડી જાય છે.
તમારા ઠાકોરજીની સેવા કરતાં હવે કોઈ ભજન ગાતું નથી
    ને માળા ફેરવતાં મારા હાથ ધ્રૂજે છે.

ઘરમાં કોઈનાં ઝડપી પગલાં હરફેર કરતાં નથી.
છાપાં મોડે સુધી અકબંધ પડયાં રહે છે.
ઘડિયાળ નિયમિત ચાલ્યા કરે છે.

અચાનક ☐ શાંતા જ. શેળકે ☐ ઇન્દ્રજિત મોગલ

તદ્દન અણધાર્યો એક રસ્તો
ભ્રમિત ગૂંચવણમાં પડેલો
રસ્તામાં ગમે તેમ વળાંકો લેતો,
ફરી પાછો વળેલો !

તદ્દન અણધાર્યું અંધારું, તેમાં
ટમટમતો દીવો
અનંત શકયતાઓ કૂખમાં ધારણ કરેલી
ગર્ભવતી હવા.

તદ્દન અણધાર્યું મારી સામે આવેલું
મારું જ રૂપ
ખૂબ બોલવું હતું છતાં
અવાક્ થઇ ગયેલી હું.

☐ જયા મહેતા

વરસાદના છાંટા પડે ને તૃણ ઊગી નીકળે તો ભલે, નહિ તો ગીતાનો શુદ્ધપાઠ કરવાનું આપણે છોડી દેવું જોઈએ; પણ બે મિનિટથી વધારે મૌન આપણે પાળી શકતા નથી અને સમાધિ તો મહાત્માની હોય એ ભૂલી જઈએ છીએ.

નદી સુકાઈ જાય ત્યારે કિનારાનું ઘાસ પીળું પડી જાય છે ને રેતીનો પટ મરુભૂમિ જેવો લાગે છે, પણ બેચાર ખારાં આંસુથી નદી થોડી જ પાછી વહેતી થાય છે?

નાળિયેરીના વંકાયેલા થડ પરથી ધોળાં કબૂતરની જોડી ફર્ર્ર્ર ઊડી જાય અને દૂરદૂર દેખાતાં ધોળાં ટપકાંયે અદૃશ્ય થઈ જાય ને પાંખોનો ફર્ર્ર્ર પણ ધીમેધીમે સંભળાતો બંધ થાય ત્યારે

વરસાદના છાંટા પડે ને તૃણ ઊગી નીકળે તો ભલે, નહિ તો....

કાળીચૌદશની રાતે ગામની નદીએ : પાંચ રચનાઓ ☐ જયન્ત પાઠક

૧

બે બાજુ
ધોળી ફૂલ રેતીનું અજવાળું
વચ્ચે પાતળું પાણીનું અંધારું
ભેખડની ભૂતાવળોનું
સામસામે તાકતું મૌન
સ્મશાન
બળતી ચેહ—આથમણા આકાશ જેવી
ઊતરતાં શિયાળવાં
છાનાં છાનાં
જળે
મૃત્યુ–પગલે

૨

ગામ ઊભું ગમગીન કિનારે
ઓઢેલા અંધકારના ભારે
ઢળું ઢળું
ખળખળ પાણી
મેલી વિદ્યાની મંત્ર–વાણી
એક ઝાડ મ્હોણે
શીશામાં ઊતરતા ઝેર જેવું
જરાજરા ધૂણે....

૩

મધરાતે
નદીના કાળા કાળા
રાક્ષસના મોવાળા સરખા પથરા
ચઢે એકબીજા સાથે વાતે
પડે બોલ: ધબ્બ!
ઊપડે પાણીમાં વમળ
–તણાતાં કમળ!-
કાંઠે
ટર્રર્ર ટર્રર્ર કરતી દેડકીઓ
સ્તબ્ધ!

૪

સામે કાંઠેથી ઊતરે
બે ડોળા
આગના ગોળા
વહેણમાં તબક દીવા–ઓળ!
ન્હોર
ઊતરે ઊંડે
જલ
ધ્રૂજે, તરફડે, તિમિરમાં બૂડે

૫

ચકલે ચકલે
ચક્કર ભમ્મર રમતાં
ભૂતડાં ભેગાં એક સામટાં નદીએ
ભેખડ પરથી પડે ભુસકે
રડે ધ્રૂસકે
ગોળ ફરે ને ગાય
અવળે પગ; પોલા વાંસામાંથી
હડૂડૂડૂ કરતા
હનુમાન ચાલીસા જેવા, ફાળો ભરા
વાયરા સોંસરા નીકળી જાય....

હવે— ☐ યોસેફ મેકવાન

આંખોમાં દર્પણનાં જંગલ—
મને સૂરજ ના દેખાડો!
કપાસ જેવો કાળ જરાકે પલળે તો ભીંજાઉં,
કોરોધાકોર ઊડી રહે તો, ક્યાંયે ઊડી જાઉં
મારી હયાતી મને પીડતી
હોય રાત કે દહાડો! આંખોમાં૦

યુગ યુગ વીત્યા તોય હજી હું શક્યો ન મુજને પકડી,
વાત હૃદયની કરી-સાંભળી, શ્વાસ રહ્યા છે જકડી.
બિંબ પ્રતિબિંબોમાંથી કોઈ
એકાદું બિંબ ફાડો! આંખોમાં૦

વિરહશ્લોક ☐ મેઘનાદ હ. ભટ્ટ

અધમણ હૈયે ભાર હતો ને મણમણ એના ઓળા રે
આભાર વિના આ ભાર દીધો ના સમજો અમે ભોળા રે
અમે વાળીયા ફૂલ અમે હા ખોદી માટી હાથે રે
તમે ઉગિયા મ્હેક થઈ—ના રહ્યા ફૂલની સાથે રે.
સાદ હતો, વરસાદ હતો, કે તૂટી ભેખડ ધારા રે
પુર ડૂબ્યાં, નૂપુર ડૂબ્યાં સૌ—આંસુના એ ફુવારા રે
મળ્યાં હજી તો કાલે શું એ દિવસ બે–'કના વ્હાણા રે
મળ્યાં છતાં જે મળ્યાં નહીં શું કરવાં એનાં ગાણાં રે?
આગ કહું? અનુરાગ કહું?—જે ભડકી એ તો જ્વાળા રે
રાગ રચાયા રાખ થકી ને ગીત છતાં નિરાળા રે.
કબર મહીં સૌ સ્વપ્નાં બોયાં ઓઢ્યા શાલ દુશાલા રે
શ્લોક વિરહનો ખાલી પાડ્યા અક્ષર કાળા રે

## પ્રવાહ ☐ વિપિન પરીખ

તે દિવસ સંધ્યાકાળે
ગંગાના ઘાટ પરથી નિર્મળ દેખાતા જળમાં
આપણે બે દીવા તરતા મૂક્યા હતા.
ધીમે ધીમે ઊતરતા અંધારામાં
બે ટમટમતા દીવા કેટલા સુંદર લાગતા હતા!
થોડી જ વારમાં જળના પ્રવાહે
દીવાને જુદા કર્યા.
બન્ને અલગ અલગ દિશામાં વહેવા લાગ્યા.
દીવાનો કોઈ જ દોષ નહોતો.
તો પણ
ગંગાનું જળ તે સાંજે મને નિર્દોષ લાગ્યું નહીં!

## પત્ર-ગઝલ ☐ હર્ષદ ચંદારાણા

પત્ર ખોલું, પત્રમાંથી નીકળું
એ જ ક્ષણથી પૂર્ણ તેજે ઝળહળું

પત્ર વાચું, પત્ર બોલું, સાંભળું
ફક્ત એ રીતે હવે તમને મળું

એકધારું, એક ધારે ભીંજવે
આ તમારો પત્ર છે કે વાદળું?

અન્ન-જળ ને પ્રાણવાયુ પત્ર છે
પત્ર દ્વારા જીવતું હું પૂતળું

પત્ર સાથોસાથ હું ઊગ્યો હતો
પત્ર જ્યાં પૂરો થયો કે હું ઢળું

## મારું ઘર ▢ માલા કાપડિયા

મારું ઘર:
મનપસંદ રંગેલી દીવાલો,
બારીના સ્નિગ્ધ પડદા,
ચળાઈને આવતો તડકો
પ્રસરે છે ઠેઠ
મારા સામ્રાજ્ય સમાં
રસોઈઘર સુધી.
કેટકેટલીયે નાની નાની ચીજો—
પસંદ કરતા
કેટલી જહેમત ઉઠાવી હતી.
પણ લાગે છે બધુંય રિક્ત.
મારું ઘર
આજે લાગે છે કેમ
કોઈ અજાણી હોટેલના ઓરડા જેવું ?



સાંજ ઢળે છે.
તમારો પગરવ
તમારું આગમન
સભર થઈ જાય છે મારું ઘર
તમારા આશ્લેષમાં વિહરતી
વિચારું,
મારું ઘર કયું ?
આશ્લેષસભર કે આશ્લેષવિહોણું ?

☐ સુરેશ દલાલ

ભલે દ્વારિકા મોટી ને હોય વડું તમારું રાજ:
આટલું સમજી લ્યો.
શ્યામ તમારા રત્નમુગટથી અમે છીએ નારાજ
આટલું સમજી લ્યો.
હળવો તો યે હોય હૂંફાળો
મોરપીંછનો મુગટ રૂપાળો
ગોવાળિયાની સાથે અમને ઘૂમવામાં નહીં લાજ
આટલું સમજી લ્યો.

રાજપાટમાં સિંહાસન ને જાય વાંસળી દૂર
સત્તા પરનો સાંવરિયો પણ લાગે છે નિષ્ઠુર
મ્હેલ ઝરુખા, હિંડોળા પર અમને એવી દાઝ:
આટલું સમજી લ્યો.

☐ સુરેશ દલાલ

તું
એક એવું વૃક્ષ
જ્યાં ઝંઝાવાત પણ
જાણે પાળેલી ઘરની ગાય હોય એમ
નિરાંતનો શ્વાસ લે.

## A SUPERMARKET IN CALIFORNIA ☐ ALLEN GINSBERG

What thoughts I have of you tonight, Walt Whitman, for I walked down the sidestreets under the trees with a headache self-conscious looking at the full moon.

In my hungry fatigue, and shopping for images, I went into the neon fruit supermarket, dreaming of your enumerations.

What peaches and what penumbras! Whole families shopping at night! Aisles full of husbands! Wives in the avocadoes, babies in the tomatoes! — and you, Garcia Lorca, what were you doing down by the watermelons?

I saw you, Walt Whitman, childless, lonely old grubber, poking among the meats in the refrigerator and eyeing the grocery boys.

I heard you asking questions of each : Who killed the pork chops? What price bananas? Are you my Angel?

I wandered in and out of the brilliant stacks of cans following you, and followed in my imagination by the store detective.

We strode down the open corridors together in our solitary fancy tasting artichokes, possessing every frozen delicacy, and never passing the cashier.

Where are we going, Walt Whitman? The doors close in an hour. Which way does your beard point tonight?

(I touch your book and dream of our odyssey in the supermarket and feel absurd.)

Will we walk all night through solitary streets? The trees add shade to shade, lights out in the houses, we'll both be lonely.

Will we stroll dreaning of the lost America of love past blue automobiles in driveways, home to our silent cottage?

Ah, dear father, graybeard, lonely old courage-teacher, what America did you have when Charon quit poling his ferry and you got out on a smoking bank and stood watching the boat disappear on the black waters of Lethe?

ઇતિહાસ* ☐ મેઘનાદ ભટ્ટ

ઇતિહાસ લખવા માટે ઈશ્વરે આપેલ મૃગચર્મને
દુષ્કાળના વર્ષોમાં અમે ખાઈ ગયા
હવે અમારી ગઈ કાલ અમને યાદ નથી.
કદાચ
ગ્રીકકથાના ઇકારસની જેમ જ
અમારી મીણની પાંખો પણ ઓગળી ગઈ છે–
–સૂર્યના આતપથી નહીં
—ખુદ અમારા જ કલૈબ્યથી
કોઈ હેલન ઑફ ટ્રોય
સીતા
કે દ્રૌપદી માટે
યા સોય જેટલી જમીન માટે
અમારા દાદાપરદાદામાંથી કોઈ હણાયું હોય
કે
ફાંસીને માચડે કાંટાળા તાજમાં
યા
ઝેરનો પ્યાલો પીતા પીતા
યા
બંદૂકની ગોળી ખાઈ
અમારે માટે કોઈએ આંસુ સાર્યાં હોય
તો તે અમને યાદ નથી
એમ તો
આજે માત્ર એકાદી રોટી યા શાક
કે બે જોડ કપડાં આપવામાં આવે
તો
ગઈ કાલે આથમેલા સૂર્યની
યા

આવતી કાલે ઊગવાનાં દિવસની પણ અમને તમા નથી
—હા ઈશ્વરને એટલું અમે અવશ્ય કહીશું
કે
મૃગચર્મને બદલે
ઇતિહાસ હવે લોકોના દિલોદિમાગ પર લખવાનો વખત પાકી ગયો છે
અને
એવું કાંઈ ન થાય તોય
અમિતાભ બચ્ચનનું ઢીસુમ ઢીસુમ જોઈ
અમે તો અમારી જિંદગી જીવી કાઢશું.
—માત્ર મહેરબાની કરી
અમારો ઇતિહાસ તમે ના લખશો.

* શ્રી ભોળાભાઈ પટેલકૃત "પૂર્વોત્તર" વાંચતાં સ્ફુરેલું કાવ્ય

☐ શરત્‌કુમાર મુખોપાધ્યાય ☐ અનિલા દલાલ

જોયું તો
જોતજોતામાં જીવન કેવી રીતે વીતી ગયું
અન્ય સૌની માફક.
દાદાથી જ્યાં જુદો પડયો હતો
હો–હો કરતો કરતો
ત્યાં જ લગભગ આવી પહોંચ્યો છું,
હવે પૌત્રથી જુદાગરો થશે.
છતાં આ ચકડોળનું ભ્રમણ
અર્થાત્ પરિક્રમણ
પણ બહુ મજાનું,
અને કદાચ લાભદાયી પણ
પોતાના જ કેન્દ્રની ચારેબાજુએ પૈડું ફરે છે
ફરી ફરી
પરંતુ ફરતાં ફરતાં ગાડીને પણ આગળ ખેંચી જાય છે.
મૂળ વાત છે:
આપણાં બન્ને પૈડાં ધરતી પર ઊભાં હતાં ને!
ગાડી આપણી પીઠ પર હતી ને!

કોમ્પ્રોમાઈઝ ☐ ઈન્દુ પુવાર

કોમ્પ્રોમાઈઝ નામક કામરુ દેશ છે.
આ દેશવિશેષ વિશે લંબાણથી કહેવાની કથા છે
સુણો. જન્મેજય રાય રે રેતાળ રણનો વિસ્તાર છે
હજારો લાખો કરોડો માઈલ સુધી
એમાં આપણી એક ઝૂંપડી છે ક્ષણે ક્ષણે રેતકણો
વધતા જાય છે વધતા જાય છે આ સભાનતાને
પહેરી લીધી છે બીજું કોઈ વસ્ત્ર અહીં ચાલે એમ
નથી. ઝૂંપડી કાલે રેતકણોના કબજા હેઠળ
પણ હોય પવનના પાવા વાગતા હોય
વગાડતા આપણે હોઈએ ઢગલા પર આપણે જ
બેઠા હોઈએ કેમકે આ રણ એ દરિયાની શક્યતા છે.
દરિયો કહેતાં પાણી પાણી પાણી
એમાં વચ્ચે એક લીલોછમ બેટ વૃક્ષોનાં વન વન
ત્યાં બરાબર મધ્યમાં એક ઝૂંપડી તાજી લીલીછમ બંધાયેલી
વાસંતી વાયુની મીઠી મીઠી લહેરો લહેરાતી હોય નાવ આપણે
ફેરવતા હોઈએ વિશાળકાય મોજું ધસતું હોય તેવે સમયે
પાણી સાથે ફીણ થવાની રમત રમતા હઈએ હઈએ હઈએ હઈ
હઈયા હો હઈ હઈયા હો હઈ હઈ હઈ....
કોમ્પ્રોમાઈઝનું કમળવન ખીલેલું છે ચારે બાજુ
બધે બધે. ડંકા નિશાન સાથે પગમાં બેડીઓ
સહિત પ્રવેશ કર્યો છે આપણે. લાલલીલી ધજાઓ
લહેરાઈ રહી છે ધજામાં પડતા વળાંકો સ્વાગતાર્થે
હાજરાહજુર છે પગપાળો પ્રવાસ વનવાસ દેશવટામાં
પગલું ભરવું આવશ્યક છે ઊભા રહેવું અનાવશ્યક
બબલ ગમ બબલ બબલ ગમ બબલના ફુગ્ગા ફુલાવી
ફુલાવી ઉડાડયા કરો રસ્તો સાફ છે શણગારેલો છે
ચાલીએ છીએ થૂંકવું છે ખૂબ ખૂબ, સાંજથી સવાર સુધી
બસ થૂંકવું છે પણ રસ્તા પર થૂંકવાની મનાઈ છે

જગ્યા, ક્યાંય જગ્યા જો મળે થોડીક....શોધીએ છીએ
જગ્યા થૂંકવાની શોધીએ છીએ શોધીએ છીએ.
સૂરજમુખીમાં ઇચ્છા બરાબર વચ્ચે કાળું ટપકું થઈને બેઠી છે
સૂર્ય ફેરવે છે એમ ફરે છે થૂંકવું છે એની કોઈ વાત કરતું નથી
દેશવટામાં થૂંકવાની મનાઈ રાજા રાજા ભણ્યા પણ ગણ્યા નહીં
ચૂઇંગમ્ ખાવાથી મોઢું ગંધાય બબલગમ ખાવાથી દાંત બગડે
કેડબરી ભાવતી નથી ખારી સીંગ ચવાતી નથી ચણાથી ગૅસ થાય
આકાશમાં એક તારો ચમકે છે દેશવટો લઈને જીવીએ છીએ
કોમ્પ્રોમાઈઝનાં કમળવન દૂરથી સારાં લાગે લેવા જઈએ ડૂબી જઈએ
તારો ચમકે છે મહત્ત્વનું એ છે પાણીમાં ઊતરવાનું સાહસ રોકવાની
જરૂર નથી. એક વાત સતત ધ્યાનમાં રાખજો સતત કે આપણે
કામરુ દેશમાં છીએ લોભાયા છીએ પરાક્રમી થવાથી બધું પતી જતું નથી
કઈ ક્ષણે ખારી સીંગના ઢગલામાં ફસાઈએ કહેવાય નહીં
ઝૂંપડી બાંધવી પડે રહેવું પડે જીવવું પડે જાણવું પડે માણવું પડે
માણસ છીએ માણસ છીએ
થૂંકદાની છે નહીં થૂંકવાની મનાઈ છે.
સભાનતા સો શક્યતાઓ આપવાની વાત કરે છે.

માહોલ આખો પીપરમીન્ટ કેડબરી પૅપ્સી કોલા ઓરેન્જજ્યુસી
કમળકાકડી આલુ બટાટા બનાના હળદર મીઠું મરચું આ બધાથી
ભર્યો ભર્યો બન્યો બન્યો છે માલિક ચઉધરી છે નાના માલ
વેચનારને વેપારી કહેવાય શેઠ બેઠ મજૂર બજૂર બધા કૉમ્પ્રોમાઈઝ
ક્યારેક કરતા હોય છે છતાં બધા દહૂડુ છે—બનાવટી મૂંછો કલપ કરી
હરતા ફરતા હરતા ફરતા
આકૃતિ ઘડવા માંડી છે દેવતશ ઘડાય છે કામરુ દેશની
મોટા મોટા થાંભલા થાંભલા રત્નજડિત સંગેમરમરની ફર્શ
ઝગઝગાટ ધમધમાટ હાથમાં તલવાર સાથે એક મેક્સિકન માણસ
હવામાં ઊછળી રહ્યો છે. થાંભલા કાપવા છે. એક પછી એક
થાંભલા કાપવા છે એક પછી એક લીલી ચાદર લીલું ધોતિયું
ઓઢીને સૂતો છું જોઈ રહ્યો છું મારા મેક્સિકન માણસને

હોઠ લાલ લાલ છે એક હાથમાં હલેસું ને બીજા હાથમાં તરફડતી
માછલી–માણસ મોગરી, બોલે ત્યારે શટ અપ યુ સન ઑફ બીચ
બીચ બીચ! મૂળધર્મ મૂળભાવ મને યાદ આવે છે
માણસ મોગરી ગરમાગરમ બજાર જમાવી દે છે
પીંપળપાન આંબાપાન ધીચ ધીચ ધીચ હલો કેમ છો?
સાંજે મળીએ દાળભાત જમીએ ફિલમ બિલમ થઈ જાય?
હાય સેક્સી! યુ લુક વેરી સ્માર્ટ, યુ બાસ્ટર્ડ હીમેન હીમેન હીમેન
એન ઘેન એન ઘેન એન ઘેન ઊતરે છે ઊતરે છે
એક જબરદસ્ત સાત માળનું વહાણ ભર્યા ભર્યા ઝગઝગાટ સાથે
ધીમે ધીમે સરકી રહ્યું છે અંદર એક જગ્યાએ
ઇલ્યુઝનનો સ્તૂપ ગોઠવી દીધો છે એની આસપાસ
વિહાર ચણી લીધો છે ચોખ્ખો ચણાક એની આગળ
માથે ફાળિયું બાંધેલા આપણે એક પોટલું ખભે મૂકી
બીજા હાથ પર ચકલી બેસાડી ઊભા છીએ ઊભા છીએ
વહાણની આસપાસ પીંપળપાન આંબાપાનનાં તોરણ મોરણ
એની પેલે પાર બટકું ભરવાનું ભૂલી ગયેલો મંકોડો માણસ મોગરી
આપણે સરકી રહ્યા છીએ કિનારાની વાત સાથે વિચ્છેદ વિચ્છેદ વિચ્છેદ
કરતા કરતા શ્યામ પાણી કપાતાં જાય છે કપાતાં જાય છે મૂળભાવ મૂળ-
ધર્મ મપાતાં જાય છે મપાતાં જાય છે પોટલાં બંધાતાં જાય છે ખભે
ઠીકઠાક કરતા રહીએ છીએ પીંપળપાન આંબાપાન સ્થિર છે સ્થિર છે
ઇલ્યુઝનનો સ્તૂપ ઊંઘે છે આપણે છીએ ઝગઝગારા મારતું સાત માળનું ભર્યું
ભર્યું વહાણ છે આકાશ છે કપાતું શ્યામ પાણી છે બસ છે બસ છે.
ઇલ્યુઝન મને બરાબર ઓળખી ગયું છે હું એને
એ મને આખા શરીરે આંગળી અડકાડી ગયું છે
હું એને બાથ ભરીને બેઠો છું બેઠો છું
શરીર ઢાંકવા રેશમી વસ્ત્ર મળ્યું નથી તેથી
નગ્નતા સાથે મારે હંમેશનો સંબંધ બંધાઇ ગયો છે
મિથ્યા નામે નગરીમાં પોતાની ઇચ્છાથી છીંક ખાનારની જરૂર છે
છે છે છે છે છે કોઈ?

પ્રિય સુરેશભાઈ,

'કવિતા'ના ૯૨માં અંકમાં પ્રસિદ્ધ થયેલા કાવ્યોમાંથી ઉત્તમ કાવ્યની પસંદગી કરવાનું તમે નિમંત્રણ આપ્યું, એ માટે આભાર. વિચાર આવ્યો કે મને અ-કવિને તમે આ કાર્ય શા માટે સોંપ્યું? મૂંઝવણ પણ થઈ—ક્યાંક મારી આવડત કે અણસમજણને લીધે કોઈ કાવ્ય કે કવિને અન્યાય થઈ જાય તો? છતાં હિંમત કરું છું. કદાચ કોઈને અન્યાય થાય.—મારી મર્યાદાઓને લઈને—તો પહેલેથી જ માફી માંગી લઉં છું.

કોઈ પણ બે કાવ્યોની ખરેખરા અર્થમાં તુલના સંભવી શકે ખરી? કદાચ વિષય એક જ હોય તો પણ દરેક કવિતા અને કવિનું વિશ્વ નોખું જ હોવાનું. કાળ સાથે એ વિશ્વ પણ બદલાતું રહેવાનું. દરેક કવિના કલ્પન, પ્રતીકો, રૂપકો, શૈલી અને અનુભૂતિ જુદાં જ રહેવાનાં અને એમાં પણ સમય સાથે ફેરફારો થતા રહેવાના. તો આ અંકમાં તો જૂની અને નવી પેઢીના કેટલાય કવિઓની વિવિધ રચનાઓ છે. વિષય વૈવિધ્ય પણ ખરું એટલે માથે લીધેલી જવાબદારી કેટલી મુશ્કેલ છે એનું પણ ભાન થયું.

પ્રથમ તો પ્રસિદ્ધ થયેલા કાવ્યોમાંથી જે જે પંક્તિઓ મને ખૂબ ગમી છે તેનો ઉલ્લેખ કરી લઉં.

જન્મ તેનું મૃત્યુ અને ઉદય તેનો અસ્ત આ સનાતન સત્યને હેમેન શાહ જરા જુદી રીતે કહે છે:

"નગરની ભલે હોય જાહોજલાલી, મહેલો, ઝરૂખા, કમાનો, ફુવારા,
દટાઈ જવું/ડૂબવું/ભડકે બળવું, રહે અંત આવો જ છેવટ હંમેશાં.'

કે પછી યુદ્ધની નિરર્થકતા અને ભયાનકતાને આ રીતે વર્ણવે છે—

"જીત્યું છે કોણ? અજનબી જાણી નહીં શકે,
બન્ને પડાવ માંહે રાને શેકકળ હશે."

જયાબેન મહેતા જ્યારે એમ કહે છે કે "મને ચહેરા જોવા ગમે છે" ત્યારે ચહેરાની અંદર છુપાયેલો માણસ શોધતાં હોય છે. એ કાવ્યની છેલ્લી બે પંક્તિમાં માણસને ચહેરો કેવી રીતે એની લાગણી કે અનુભવોની ચાડી ખાઈ જાય છે એ વાતને બહુ જ સુંદર રીતે કહે છે—

"કેટલાક ચહેરા ઘટાદાર વૃક્ષરાજિ છાયેલા લીલાછમ લાગે.
કેટલાક ચહેરા જોઈને સૂમસામ રસ્તા યાદ આવી જાય."

જ્યારે માલા કાપડિયા પ્રશ્ન પૂછે છે—"સંબંધની નિશ્ચિતતા પણ ક્યાં સુધી? જ્યાં ચાર પગલાં સાથે ચાલ્યાં હતાં એ સ્થળને અક્ષાંશ-રેખાંશની રેખાઓથી માપી શકાય છે?" કે "... કાળ દમયંતીની હથેળી નથી એ આપણે જાણીએ છીએ ખરા?" —ત્યારે થાય કે એ પ્રશ્નોમાં જ કદાચ એનો જવાબ સમાયેલો છે.

હનીફ સાહિલની ગઝલમાં પ્રણયની નિષ્ફળતાનો ધ્વનિ છે–

"રસ્તે વેરણ છેરણ યાદો
સાંજ પડયાની પળ સળગે છે"

અને

"આવ સ્મરણનું ઘર છે જૂનું
આવ હજીએ સ્થળ સળગે છે."

માલા કાપડિયાએ "આંખનું ચોમાસું ઘેરી વળે છે ભૂખરી સાંજને" એ આખાયે ગદ્ય-કાવ્યમાં એ જ પ્રણયની નિષ્ફળતાને જુદી રીતે વ્યકત કરી છે.

ભગવતીકુમાર શર્માની "ભીંતે ચઢી છે" એ શીર્ષક વાળી ગઝલમાં પણ એ જ વાત દોહરાવી છે–

"મને ઉંબરે એકલો છોડી દઈને
હવે ખુદ પ્રતીક્ષા ઝરૂખે ચઢી છે"

દિલીપ જોષી કદાચ First Love ના પ્રેમોન્માદમાં કહે છે–

"આખ્ખું ગગન અચાનક ફળિયામાં પાથરીને,
આ ઉંબરાની વચ્ચે ટહુકો બની મળું હું
વહેલી સવાર જેવો ફૂલોને સ્પર્શ કરવા
હર વૃક્ષ ડાળ ડાળે તડકો બની મળું હું."

"અર્વાચીન મીરાં, ગાય ગભીરા" એ શીર્ષક હેઠળ રમેશ પારેખનાં સાત કાવ્યોમાં "ર.પા." અને "રમેશ"ને બદલે એમણે "મીરાં"નો અંચળો ઓઢયો છે. મીરાં એટલે નિરપેક્ષ ભકિત. મીરાં એટલે ભકિતરસ અને ભકિતગાનની પરાકાષ્ઠા. મીરાં જ્યારે કહે કે 'રે'શું અમેય ગુમાનમાં, હરિ સંગ નહીં બોલીએ." ત્યારે એમાં એકતારાને બદલે રીસનો રણકો સંભળાય છે પરમ ભકતને ભગવાનથી રીસ ચઢે ખરી? રાધા રિસાય, ગોપી રિસાય, પણ મીરાં રિસાય? જો કે એ જ કાવ્યમાં મીરાં અંતમાં કહે છે કે "જીવતર દઈ દે'શું દાનમાં." મીરાં કે નરસિંહ જેવા ભકતો પાસે દાનમાં આપવા જેવું કદાચ જીવતર સિવાય બીજું હોય પણ શું? એ જ પ્રમાણે એક બીજા કાવ્યમાં મીરાં એમ કહે છે કે "આંસુના એક ટીપામાં મેવાડ સમો કાં બોજ?" ત્યારે "મીરાં"ના બુરખામાંથી રમેશ પારેખ ડોકિયું કરી જાય છે.

મીરાંબાઈએ "મેરે તો ગિરિધર ગોપાલ, દુસરો ન કોઈ રે" એમ કહ્યું તો અર્વાચીન મીરાં કહે છે

"કે કાગળ હરી લખે તો બને
આવર લખે તે એકે અક્ષર નથી ઉકલતા મને '

આ આખાયે ગીતમાં રમેશ પારેખ મીરાંમય બની ગયા લાગે છે. આ સમગ્ર ગીતમાં લય, શબ્દમાધુર્ય અને કાવ્યતત્ત્વનો સુભગ સમન્વય થયો છે. તમે આ જ અંકમાં M. G. Grearson નું એક વાકય ટાંકયું છે;

"A good song, even if set to no music and read in silence,
still sings and dances in the reader's brain ......"

આખું ગીત ફરી ફરીને વાંચવું ગમે છે.

મારા વિનમ્ર મત પ્રમાણે આ ગીત આ અંકનું શ્રેષ્ઠ કાવ્ય છે. રમેશ પારેખને અભિનંદન.

લિ.
દક્ષેશના વંદન.

પ્રિય સુરેશભાઈ,

'કવિતા' ઑક્ટોબર, ૧૯૮૨ના કાવ્યસમૃદ્ધ અંકમાંથી પુરસ્કાર માટે અનુક્રમે નીચેની ત્રણ કવિતાઓ હું પસંદ કરું છું:

પહેલી: સરૂપ ધ્રુવની 'ટુર્નિકેટ પાલસી થાને ટેરવાં ટાંચાં પડયાં રે લોલ.'

બીજી: સ્વ. ભૂપેશ અધ્વર્યુની 'શવજી પટેલ જતા'

ત્રીજી: ઈન્દુ પુવારની 'સિક્યુરિટી'

આ કવિતાઓ અભિવ્યક્તિની તાજગીનો અનુભવ કરાવે છે.

--ભોળાભાઈ પટેલ

પ્રથમ: રૂપિયા પાંચસો, દ્વિતીય: રૂપિયા બસો, તૃતીય: રૂપિયા સો

રોજ સવારે ☐ પન્ના નાયક

હું પડદા ખસેડી
અંધારું હડસેલવા
બારી ખોલું
અને નિહાળું-
સવાર સવારના
મારા આંગણામાં
(કશીય અપેક્ષા વિના)
રથના રથ ભરીને
અઢળક સોનું ઠાલવતો
મિત્ર....

## કોણ કહે છે? ☐ પન્ના નાયક

મેં વર્ષોથી ભારત છોડી દીધું છે.
ન્યૂયોર્કના
શીતલ ઍરપોર્ટ પર
પરદેશી પોષાકમાં
કોઈનું ધ્યાન ન દોરી શકતી હું
મસાલાને બદલે
લીંબુના રસવાળી ચ્હાની મઝા
માણી શકું છું.

મારા પાસપોર્ટના ભારતીય ચહેરા પર
અમેરિકન આંગળાંઓ
અને અમેરિકન સિક્કાઓની છાપ
ક્યારની પડી ચૂકી છે.

તું હવે આવવો જ જોઈએ—ના
ખ્યાલમાં
'ન્યૂયોર્ક ટાઈમ્સ' ઉથલાવું છું.
ટેવ મુજબ
નજર ખોડાઈ જાય છે
ભારતીય સમાચારને પાને....
આંખો અહેવાલ વાંચે છે ત્યારે
મન
મુગ્ધા બનીને
અંધેરીના પરિચિત ઘરમાં ઘડીક વિહરી આવે છે
અને પછી
અમેરિકાના
અને બીજા આંતરરાષ્ટ્રીય સમાચારમાંય જાણે
શોધું છું કેવળ ભારતને....
કોણ કહે છે
મેં વર્ષોથી ભારત છોડી દીધું છે?

## વાત અનોખી વાવી ☐ પ્રફુલ્લ પંડ્યા

વાત અનોખી વાવી–
જેનું ઊગશે મોટું ભાવિ
મેં તો વાત અનોખી વાવી........
મેં લાલ રંગનો બરફ પીગળતો જોયો છે સીણબત્તીમાં
મેં એક માણસને સાવ બળગતો જોયો છે સરસતીમાં
સરસ્વતીના શ્વેત રંગમાં મેં પણ જાત વહાવી
ડૂબકી ખાતા દેવ ફળ્યા ને ધ્વજા હાથમાં આવી
હવે કાચની દેરી કરશું
કરશું અંદર દીવા
ઉપર સુંદર ધ્વજા ફરકશે
નીચે બેસશું પીવા
સ્વરૂપ રહેશે પ્રસાદનું પણ હશે સોમરસ કાવી....
નશેબાજ એક ભક્ત પછીથી ભજનનું ભાખશે ભાવિ
ભજન કરો તો સીઠ ભાંગના રહેશે બાબુલનાથ
નીંદર વચ્ચે સપનાં તમને લેશે બાથમબાથ
જે જે સપનાં જોશો એમાં
હશે કોઈક કોઈક ચાવી
ચાવી મળતાં દરવાજાની
ચરણનું ઊજળું ભાવિ....
મેં વાત અનોખી વાવી....

## પુસ્તુમાં ના બોલ ☐ ઉદયન ઠક્કર

પલળશું વૈરાગ્યનું ફુલ મૂકીને,
ચાલને, છત્રીનું વર્તુલ મકીને!

ગઝલ, બન્ને કાંઠ છલકાતી રહી,
માણસો ચાલ્યા ગયા, પુલ મૂકીને.

શહેરમાં મેં એક ટહુકાને કહ્યું:–
"પુસ્તુમાં ના બોલ, કાબુલ મકીને."

ચકલીઓનું વૃંદ ઊતરી આવશે,
ના જશો તડકાના તાંદુલ મૂકીને.

કવિતા – લાગણીની પુનઃવ્યવસ્થા
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૯૩
વર્ષ ૧૬ : અંક ૨ : ફેબ્રુઆરી, ૧૯૮૩
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

( દ્વૈમાસિક )



**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૩૦ રૂપિયા, પરદેશમાં ૪૦ રૂપિયા આ અંકના છૂટક ૫ રૂપિયા. મહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતિ છે.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.



नगरस्य घटिका: गणयन् ☐ हसमुख पाठक

( गुजराती काव्यम् ) ☐ अनु. जशवंती दवे

कीदृग् प्रभातं स्फुटति ( बालकस्य जृंभणम् ! )
अस्य नगरस्य; महता खेदेन गच्छन्ति सर्वाः
( किं रात्रौ श्रमं कुर्वन्तः कर्मकराः ? ) तारकाः
सूर्यश्च लोहितदृशा विलोकयति हि तिर्यक्
अद्यापि भ्राजन्ती हॉटेलविद्युतप्रभा ।

कीदृशी मध्याह्नवेला ( वृद्धा परं तु वंध्या स्त्री )
चीत्कारैः समूहं प्रज्वलयन्ती
चतुर्दिग्भ्यः पवनाः अपि शुष्काः
कुरूपस्य क्लीबस्य हिहिकारान् कुर्वन्ति ।

अपि च संध्या (ओष्ठरागेण ओष्ठं भूषयित्वा)
चुम्बति पथं, उपवीथिमार्गान्
जाझ-संगीते सर्वे मर्क्युरीप्रदीपाः
नृत्यन्ति; प्रणाले पतति प्रकाशः ।

अस्यां रात्रौ भ्रमन्तः अनाथाः स्वप्नाः
( मार्गभ्रष्टाः शिशवः ) क्षणं रुदित्वा शाम्यन्ति ।

શહેરની ઘડીઓ ગણતાં ☐ હસમુખ પાઠક

કેવું પરોઢ ઊઘડે (શિશુનું બગાસું!)
આ શહેરનું; લથડિયાં ભરતા જતા સૌ
(શું રાતપાળી કરતા મજદૂર?) તારા;
ને સૂર્ય લાલ તીરછી નજરે નિહાળે
હોટેલ લાઈટ્સ હજીયે ભભૂકી રહેલી.

કેવી બપોર (ઘરડી પણ વાંઝણી સ્ત્રી)
ચીસો વડે સમૂહને સળગાવી દેતી;
ચારે દિશા તરફથી પવનોય શુષ્ક
બેડોળ વ્યંઢળ તણા હિહિકાર દેતા.

ને સાંજ (લિપ્સ્ટિક વડે શણગારી ઓષ્ટ)
ચૂમી રહી સડકને, ગલીકૂચીઓને;
જાઝ મ્યુઝિક પર સૌ મર્ક્યુરી લૅમ્પ્સ
નાચી રહ્યાં; ગટરમાં ઢળાય તેજ

આ રાત્રિમાં ભમી રહેલ અનાથ સ્વપ્નો
(ભૂલાં પડયાં શિશુ) ઘડી રડી, જંપી જાતાં.

## અમે કોણ? ☐ કેશવસુત

શા માટે પૂછો છો તમે કોણ? અમે તો દેવના લાડકવાયા
એમણે અમને સમગ્ર સૃષ્ટિ આપી લીલા માટે
અમે અમારા પ્રતિભા બળથી આ વિશ્વમાં વિહરીએ છીએ.
અમારી દૃષ્ટિ દિશાકાળને વીંધીને આરપાર જોઈ શકે.

આ બધો ઠાઠમાઠ વૈભવ અમારે માટે ફિક્કોફસ
એ તો અમારી પ્રતિભાનો સ્પર્શ કે જે વસ્તુને સૌંદર્ય અર્પે
અમારા હાથમાં જ કંઈક જાદુ છે. તમે તો ખાલી છાલછોતરાંમાં અટવાઓ
અમે વીણી લઈએ કેવળ સત્ત્વ.

આ શુન્યાવકાશમાં દેવોનાં રહેઠાણો કોણે વસાવ્યાં?
પૃથ્વીને સ્વર્ગ જેવી બનાવવાનો કોણે પ્રયત્ન કર્યો?
આ અમે જ છીએ જેમના સર્જને અમૃત વરસાવ્યું.
આ અમે જ છીએ જેમણે તમને માંગલ્યનું શરણ આપ્યું.

કરી નાખો અમારી બાદબાકી! તારા મઢ્યું આકાશ નિસ્તેજ થઈ જશે,
કરી નાખો અમારી બાદબાકી! જિંદગીની કોડીનીયે કિંમત નહીં રહે!

નાટક ☐ 'અનિલ' ☐ નિરંજના સટ્ટાવાલા

દિવસના રંગમંચ પર જ્યારે રાત્રી છેવટનો પડદો પાડે
પૂરું થાય નાટક જેમાં એક જ અંક એક જ પાત્ર
ઉતાવળે પ્રેક્ષક ધસે છે તલ્લીન મન ખંખેરતાં ખંખેરતાં
અરીસામાં નટ પોતાનો ગુમાયેલો ચહેરો શોધવા મથે છે
પ્રકાશધારાના ઝગમગાટનું કાજળ આંખોમાં ચોંટેલું
જાહેરમાં ખુશામત, ભીતરનું ત્રૂટક–ત્રૂટક સ્વગત ગળામાં અટક્યું
રૂંધાયેલો શ્વાસ છૂટકારો લેતાં લેતાં આવતાં-જતાંથી મોઢું સંતાડી
બહાર નીકળી ગુપ્તદ્વારથી ખોટું હસીને ડોક નીચે કરી હલાવીને
ઢાંકેલા વિશ્વના ખુલ્લા પ્રેક્ષાગારમાં જાય જોવા માટે વિચિત્ર નાટક
જેમાં એકલા જ પ્રેક્ષક માટે અસંખ્ય પ્રવેશ વેશધારી પાત્રો !

કેનવાસ પર ☐ અનિલ કુલકર્ણી ☐ હર્ષા શાહ

બુઝાયેલી દીવીઓ લઈને
મંદિર ઊભું હોય છે
સ્મરણોના વિશ્વબ્ધ કિનારા પર....
નિરંતર મોજાં પાછળ મોજાં આવતાં રહે છે
સમુદ્રના ખુલ્લા જળમાં રાખેલા પગ
કોઈક, હળવેથી ખેંચી લે છે
દિશાઓના ઝડપથી બદલાતા જતા રંગ
અને તેમની વ્યાકુળ ગતિ

એકસાથે કેનવાસ પર દેખાડી શકીશ
એમ લાગતું નથી મને
ત્યારે, વૃક્ષો નિર્વિકાર હોય છે
અને ઊંચી, ઊંડી બાજુઓવાળી
સરકણી પગદંડી પર
પડતાં પડતાં જતા પડછાયાઓ
પક્ષીઓના પ્રચંડ ઘોંઘાટ સાથે ડૂબીને
અંધારામાં અદૃશ્ય થાય છે.

પ્રાર્થના ☐ અનિલ જાંદેકર ☐ ઉષા પટેલ

હે મહામંગલ, મહાકાર સ્તિમિત અસ્મિતા,
અંધારામાં પણ જોવાની શક્તિ દે આંખોને.
આ પ્રકાશ પર અવલંબીને રહેવું નહીં;
ઓઢાડ શરીર પર ઘેરી, જાડી ચામડી
પછી કાંટા–ઝાડનો પ્રેમ નહીં;
વહેવા દે
નસ–ધમનીમાંથી કરોડરજ્જુ – ચામડીમાંથી
તારો સ્પર્શ સર્જનશીલ
દેખાવા દે
એક તો ઉલ્કાપાત
જોડનારો
તારા મારા વચ્ચેનું અંતર
આકાશની અધવચ્ચે;
: થવા દે પ્રસરણ મારી સંવેદનાના સ્પર્શપરિઘને:
થવા દે
એકબીજાના અગતિક ગતિના સમાંતર ફરક સ્થગિત;
આપ
મને મારું સૂર્યમંડળ ભેદનારું
પ્રવેગ–પ્રત્યંચા
પાછી આપ
મારી પદ્માસનસ્થ પ્રતીતિ ફરીથી

નહીં તો
નિરાધાર ઠરશે લીધેલો ડાળીઓનો આધાર
ગૂઢ અસ્તિત્વનું દર્શન કરવા માટે
વ્યર્થ ન ઠરો આજ સુધી કરી
સ્વરવ્યંજનોથી યુક્ત
મારી પુનરુક્ત પ્રાર્થના!

આ ઉદાસી ☐ અનુરાધા પોતદાર ☐ માલા કાપડિયા

આ ઉદાસી.
સુખના મૃદુ હૂંફાળા પંજામાંથી હળવેથી નખ બહાર
કાઢતી આ ઉદાસી.
સુખની ચાંદનીમાં ધોળી ગરોળીની જેમ દબાતે પગલે
આવતી આ ઉદાસી.
તૃપ્તિની લહર ચડતી હોય તેવામાં જ અપંગ
બાળક જેવી, એના જ પેટમાંથી જન્મતી આ ઉદાસી.
કાચબાના પગની જેમ સમગ્ર અસ્તિત્વને ભીતર ખેંચી
લેતી આ ઉદાસી.
જીવનના ગતિમાન લોલકને મૃત્યુના છેડા સુધી લઈ
જઈને જકડી રાખતી આ ઉદાસી.
આ ઉદાસી.

☐ અરુણ કોલટકર ☐ જયા મહેતા

ધમ્મ દઈ ને આખે આખો ખુંગાયેલો કાગડો
મારા નસીબના વળાંક પર
તેની ચાંચના ચૂલામાં
નભથોર ઊગેલો,
શૂન્ય પર વિસ્ફારિત
સ્તંભિત આંખ

તેનો પ્રાણપારો
દાખવે છે હવાનું સ્વર્ગમાન.
ઊછળે છે કાગડાનો આત્મા
મારા સળસળતા ડાબા ખભામાં.
અને છેડા સુધી લઈ જાય છે
છલકાતું ઉડ્ડયનફૂલ
સ્વર્ગલક્ષી
ને હવાઈ.

તેનું ચરિત્રદીટિયું
જ્યાં કુંઠિત થાય છે
ત્યાં બહારદાર વળાંક લે છે
તેની પ્રાણપાંખડીઓ
મારા નસીબના વળાંક પર.

સ્વગત ☐ અરુણ શેવતે ☐ માલા કાપડિયા

આજે, કાલે, પરમ દિવસે,
ઇચ્છે તે ક્ષણે તું દિલ્હી જઈ શકે છે.
તારા વાધા તૈયાર છે.
જતાં જતાં નંદીબળદની ઝૂલ લઈ જજે.
બધે જ તને તારા જાતભાઈ મળશે.
કોઈ પણ ગલીમાં પ્રવેશ કરતાં કોઈ અટકાવશે નહિ.
દીવાનખાનામાં તારે માટે હિંડોળા બાંધેલા હશે.
રસ્તે ચાલતાં દિશાનાં નામ પૂછતો નહિ.
ઘર પર કૂકડી દેખાય તે ઘર પોતાનું સમજજે.
લાલ કિલ્લાથી સંસદ તરફ જતાં
નગ્ન જાય તો પણ હરકત નાહ,
ગાંધીજી તારું સ્વાગત કરશે.
ગાંધીને વધુ ઓળખાણ દેખાડતો નહિ.
ગાંધીજીના ખોવાયેલા ત્રણ વાનર
સંસદમાં મળી આવે તો જોજે.
નહિ તો તેવો જ નગ્ન પાછો ફરજે
ગામમાં હું તારી રાહ જોઉં છું.

ઔદુમ્બર ☐ અશોક નાયગાવકર ☐ જયવંતી દવે

ચારેબાજુ બધે સલ્ફરની વાસ,
માથા પર ધીરેધીરે આકારાતું કાળાશ પડતું વાદળ,
બન્ને બાજુ ગીચ ઝૂંપડીઓની વચ્ચે
નઠોર ડામરનો રસ્તો
— પેટ્રોલની સ્વાદિષ્ટ વાસ ચાખતો
જ્યાં ડ્રેનેજનુ મહાદ્વાર
સાગર સાથે ગુજગોષ્ટિ કરે છે
એ તેજસ્વી કાળા પાણીમાં
ઔદુમ્બરનો પગ ફસાયો.

## આપણે ☐ અશોક બાગવે ☐ ભાર્ગવ કાનાણી

હરેક વખતે ઝાડનાં પાંદડાં હલતાં જોવાનાં,
આપણી આંખની પાંપણો હલવા દેવાની નહીં.
હંમેશાં ઉદાસ દિવસોને થાબડતાં રહેવાનું,
આપણે કયારેય ખીલેલાં ફૂલો જોવાનાં નહીં.
સમયેસમયે પ્રતિબિંબોમાં ટીપું ટીપું સૂર્ય નિહાળવાનો,
આપણે આપણા અરીસામાં તડ પડવા દેવાની નહીં.
વેળાકવેળાએ તૂટી પડતી ચીસો સાંભળવાની,
આપણા સ્વરના ઉઝરડા પડવા દેવાના નહીં
ત્રિકાળ સંધ્યાએ અસ્તિત્વનો ત્રિશંકુ સંભાળવાનો,
આપણે કયારેય સરળ રેખા પર વાંકા વળવાનું નહીં.

## શૂન્ય શૃંગારે છે ☐ આરતી પ્રભુ ☐ જયા મહેતા

હવે શ્રાવણી ઝરમર ઓસરવા લાગી
નીતર્યાં જળે સભર નીલ નવીનતા
ગંધગર્ભ ભૂમિઉદરે મૂકીને સુકાયાં
ભોંયચંપાનાં પાન કેળની નીચે
કયાંક હરિયાળીમાં ખીલે પીળાં રિસામણાં
ગગનમાં મેઘનો આ શ્વેત વિસામો
રાત આગિયાની હવે મેદાનમાં ઝૂરે
ભોળી નિર્ઝરી વચ્ચે જ બડબડતી ઝરે
ધુમ્મસ ઝીણું શ્વેત હવામાં તરવરે
શૂન્ય શૃંગારે છે હવે થાય છે સોનેરી સોનેરી

ડબ્લ્યૂ એચ. ઑડન માટે ☐ આશા રાજવાડે ☐ મૂળરાજ કાનાણી,

તારા ચહેરા પરની
રેખાઓના જાળામાં
મને સાંપડયો
માણસ નામનો કરોળિયો
અવકાશ ભવ્ય સ્વપ્નોનો
શાપ લઈને જીવવા આવનારો,
તે સ્વપ્નોનાં વિકરાળ વ્યંગ
જોવા જીવનારો,
ઑકટોબર ક્રાંતિથી માંડીને
ઈન્હાન ડેનિસોવિ સુધીના
દશકા દશકાના
લોહીલુહાણ પોપડા લઈને
ક્વચિત શતકનો માર્ગ ચાલનારો,
અને પછી પાછો
દશાકાના, કાલના, પરમદિવસના,
લયમાં રમનારો.
.... આંગળીઓની ચપટીમાં એક
સિગારેટ
તેના અગ્ર ભાગે એક અગ્નિકણ
અને તે અગ્નિને અઢળક
સ્વપ્નોનું ઈંધણ.

છાપું □ ઈન્દિરા સંત □ શકુન્તલા મહેતા

સવારનો પહેલો શ્વાસ
કાગળની શેકાયેલી વાસનો. તાજી છપાઈની શાહીનો.
મથાળામાંથી, અહેવાલોમાંથી ફરી આકાર લે છે
એક ઘડાઈ ચૂકેલું વિશ્વ :

કાળામસ મોટા મથાળામાંથી
ક્યારેક ગોળીઓ વરસે છે કોઈક મહાત્મા પર.
પડે છે બોમ્બગોળા એકાદ સમૃદ્ધ શહેર પર.
ક્યારેક ચઢી આવે છે આકાશે પહોંચવા મથતાં ઉન્મત્ત પાણી
વિશાળ અજગરની જેમ ગળી જતાં :
તે ગાજવીજ અને તે ગૂંગળાયેલો આક્રોશ....

તેની જ બાજુમાં ઝીણા અક્ષરોમાં દેખાય છે
છાપરું તોડીને બહાર ધસતી કાળા ધુમાડાની સેર
સાથે લઈને આવતી વાસ ચરબીની, ઘાસતેલની :
દેખાય છે હસતો હસતો પોતાને પેટવી દેતો
એક કંટાળેલો જીવ
અને બીજી બાજુ
કેવુંય રસાયણ લઈને ખરીથી ભોંય ખોતરતું
કોઈ હતાશ હરણ.

આ બન્નેની વચ્ચે હોય છે એક જુદી જ દુનિયા
સ્તંભમાં કોરેલી :
તેમાં હોય છે પ્રજ્ઞાશીલોની સમસ્યાઓ અને બોધ,
વૈજ્ઞાનિકોનાં ઉડ્ડયનોની શોધ,
હોય છે ધુરંધરોની યોજનાઓ અને ઝઘડા,
હોય છે પ્રતિભાશાળીઓના કીર્તિભૂખ્યા ચહેરા.

છાપું બંધ કરતાં કરતાં ચક્કર આવવા જેવું થાય છે
પાણીના વેગથી, બંબાના ધુમાડાથી, નાહકના બલિથી
કાળજાને ભીંસતું હોય છે તે આટલું જ—
તે પણ....

કાગળની યંત્રવત્ રીતે બરાબર ગડી થાય છે.
તેની ઉપર ધીમેધીમે ઊઠે છે ચહાના એંઠા કપના
ગોળાકાર ડાઘ.

એકાકી ☐ ઉત્તમ કોળગાવકર ☐ પન્ના નાયક,

આ પવને વહેતાં વહેતાં જ
મરી જવું જોઈએ
કે મારી નખાવો જોઈએ જીવથી
કોઈક વડે તો
અથવા પ્રચંડ પોલાદી પિંજરામાં
કેદ કરાવો જોઈએ

અને

આ જંગલનાં વૃક્ષોએ
ઝૂલતાં ઝૂલતાં જ અચાનક સ્તબ્ધ થવું
અને ધારણ કરવું જોઈએ
પાષાણી રૂપ

આજે મને ક્યાંયથીયે પ્રતિસાદ મળતો નથી
મારા સૂરોને જખમ થાય છે
ક્યાંય પણ પછડાતાં
એકાકીપણાનું ભાન મને સતાવે છે
મારા શબ્દ
રૂંડારૂપાળા માંસલ પક્ષી જેવા
તરફડતા આવીને પડે છે
પગ પાસે.

☐ કુસુમાગ્રજ ☐ હસમુખ ગાંધી

હજાર આંખનાં આંસુ
મારી આંખોમાં ઊભરાય છે
હજાર કંઠની ઘોષણા
મારા કંઠમાં ગુંજરાય છે.
હજાર વ્યક્તિઓની વેદના
મારા દેહમાં બળે છે
હજાર હાથના અભિવાદનમાં
મારો અહમ્ ઓગળે છે
હજાર હૈયાની તરલતાથી
મારું મન પણ પીગળે છે
આ રીતે જોડાયો છે મારો નાતો
સહસ્રોની સાથે.
આ સાચું છે
તો પણ છેવટે
હું રહું છું કેવળ એક અજાણ્યો
હજારોથી દૂર
ક્યાંક વિજનમાં
છે મારો આવાસ
એમાં વ્યાપ્ત છે
મારું જ મારા-પણું
જે છે
કેવળ મારે માટે

તું રસ્તો ચૂકવાની નથી ☐ કૃ. બ. નિકુમ્બ ☐ નલિની માડગાંવકર

તું રસ્તો ચૂકવાની નથી આ મારી મયસભામાં
અટકવાની નથી તું ભવ્ય મહાદ્વારમાં
સપ્તરંગી તડકામાં આનંદથી ભલે ઝળહળે એનાં ગોપુર!
તને ખબર છે ગુસપુસ કરનારો ધૂંધળો માર્ગ
વળાંકે વળાંકે વળતો શ્વાસથી હૂંફાળો બનતો
મહાદ્વારમાંથી જતા ફસાવનારા પ્રપાતની પ્રશંસા કરતો
નરી હરિયાળી પર તૂટી પડશે
ત્યારે તું નક્કી પહોંચી હશે
ચકચૂર ધુમ્મસમાં છુપાયેલા કમળના તળાવ પર.
મહાદ્વાર પાસેથી આવનારા રાજમાર્ગો
કેટલાય જોજનો દૂર છે આ તળાવથી.
કોઈ કોઈ વાર – કહે છે – બાવરો બની જાઉં છું.
તેની આસપાસ ફરનારી
આ ગૂઢ કમળોની મુગ્ધ સુવાસ!
મહાદ્વારમાંથી જનારા માટે મહાદ્વારો છે—
તારે માટે
છે તે શ્વાસોનો માર્ગ, મારી આ મયસભામાં.

યુદ્ધ પછી ☐ ગ. દિ. માડગૂળકર ☐ નલિની માડગાંવકર

યુદ્ધ પછી શું જગ પર વિલસે
રાજ્ય શાંતિ ને સુખનું?

યુદ્ધ પછી શું ચઢે ગગનમાં
યાન મોટું નીતિનું?

યુદ્ધ પછી શું બને સકળ આ
જગ નંદનવન જેવું?

—ના, ના : નહીં નહીં યુદ્ધ પછી તો
યુદ્ધ બીજાનો યત્ન-પ્રયત્ન
(આ જગમાં છે એવું)

તારું રૂપ ☐ ગિરીશ કાનેટકર ☐ નલિની માડગાંવકર

તારું રૂપ હિમાલયના કણુકણુમાં
સૂર્યનાં કિરણોમાં ઊભરાય

તારું રૂપ ઝળહળે હવામાં
ખળખળ વહે ઝરામાં

તારું રૂપ જડાય આકાશે
તારકે તારકે શોભે

તારું રૂપ સપ્તપાતાળ ઝળકે
સૂક્ષ્મ રૂપે સમજાવે બ્રહ્મનાદે

તારું રૂપ આમ વ્યાપેલું એવુ
શોધું છું ભીતરમાં—પ્રેમે

મહાલય, મિલ, ખેતર, ઝૂંપડી
ખૂંદી વળ્યો બધે

નાજુક રૂપે શોભે માનવમાં
હૈયે હૈયે આકારાય

ન ઊગેલા દિવસના વ્યવહાર
મારી છાતીના અંધારામાં, નિઃશબ્દ
આડાંઅવળાં દોડતાં વાહનોની જેમ
બલ્બની જેમ તડાક તૂટે આંખ દરેકની
અને દરેક જ પૂજા કરે સરતાં આંસુથી અંધારાની

ગંદકી સડે જ છે, ઉંદર પડે છે, ઇંદ્રિયો સડે છે
સ્ત્રીઓના પેડુ સડસડાટ ઓસરી જાય છે
એક જીવન્મૃત અસ્તિત્વ પગ ખેંચતું ભટકે
એક ગલીમાંથી બીજી ગલીમાં
શબ્દ નીકળતા નથી બિલકુલ. પરસેવો પણ
બારીઓના ફૂટેલા કાચમાંથી કાળો પવન આવે છે
શેતાનની જેમ અંદર
અને વિલક્ષણનાં બીજ તડાક તૂટે છે અંદર ને અંદર
કાળી આગથી
ઠેકઠેકાણે ખરી પડેલાં ફૂલોની આસપાસ કીડીની ગર્દી

પક્ષીઓના બાગ ક્યાં ગયા? પારેવાનું ઘૂઘૂઘૂ? ફૂલોની અંજલિ?
બારીઓના ફૂટેલા કાચ પરથી હું આંગળી ફેરવું છું
લાંબોલચ ઊંડો જખમ
લોહી અલબત્ત નીકળતું નથી
અંધારામાં જ મારી આંખો મૂંગીમૂંગી જુએ છે:
એક કાંટાળો તાર ગયો છે દૂર સુધી, ન પૂરો થતો.

અને હારબંધ તેની પર લટકતાં કાળાં શબ
એક પ્રકાશ યાદ આવે, જે સાંભળ્યો હતો કોઈક કાળે
જેનું સરઘસ ચાલે છે સ્મરણોની ક્ષિતિજની પેલે પારથી
મારા અંધારજગતને ભરડો દઈને
વાજતુંગાજતું દૂર.

ખાતરી □ ગુરુનાથ સામંત □ જયા મહેતા

બારીમાંથી આકાશ પણ દેખાય નહીં
એવી ઓરડીમાં તે હવે રહેતો હતો.
આજુબાજુની અત્યંત ખુલ્લી
જગાથી મુક્ત થવા માટે
તે પોતાને સજ્જડ કેદ કરવા મથતો હતો.

એ ડિગ્રીઓ પર પગ મૂકવા છતાં
તેના પગ લથડતા જ રહ્યા;
ઘર-બાપ-પ્રેયસી-નોકરી
બધાંનો જ તેનો હિસાબ ખોટો થયો
—કે તેણે ખોટો કર્યો.

અહોરાત નશો કરવા છતાં
તેને જીવવા માટે ભાનમાં
રહેવું જ પડતું હતું.
ગમે તેમ તોયે એ એક
સુશિક્ષિત સામાજિક હતો :
સર્વમાન્ય સંચિત સામે
તે નિઃશસ્ત્ર હતો.

મા મરી ગયા પછી તો તે
વધારે જ હિંસ્ર થયો હોય એવો દેખાયે ;
તેને મન પ્રેમ અને તિરસ્કાર
એક જ હતાં એટલે પણ હશે.

પછી બધાને જ ઠાર મારવાનું
અપ્રાપ્ય શેતાની બળ એક તરફ
ને સોયની અણી પર પણ માય
એટલું જ ઈપ્સિત આકાશ બીજી તરફ

એમની વચ્ચે જ ક્યાંક લથડિયાં ખાતો
એક અખંડ આત્મક્લેશના
છેડા પર આવીને તે ઊભો રહ્યો....

તેની કવિતા વાંચ્યા પછી તો અલબત્ત
હજી પણ તે છે
તેની ખાતરી થાય છે.

વેરાન વસતિઘરનું શોકગીત ☐ ગ્રેસ ☐ જયા મહેતા

શબ્દોના હૃદયમાં, દૈવી ઉદાસીનતા ભરતા સંધિપ્રકાશમાં
ઝરે છે મારાં વસ્ત્રો પર સ્પર્શ પ્રારંભી પ્રારબ્ધનાં ટીપાં.
કવિતા અને તેનાં ભાવદર્શનો, બારીના કાચ પરથી જે
રંગ સૂર્યના અસ્ત સાથે વહી જાય છે તેનું એકાદ
પ્રતિરૂપ પ્રસરી જાય છે. મને મારી પણ દૂરથી સુગંધ આવે
એવી તું; પોતાની સામે બેસીને પોતાનાં જ ઝાંઝરનો
નૃત્યમંદ અંત કોરી રહી છે....

દૃષ્ટિના કાંઠા પાસે પહાડ, તેવી આ ઈમારતો, આત્યંતિક તેમની ભવ્યતા
શ્રાવણની નિર્બંધ સેરમાંથી ફૂટી નીકળતા એકાકી લયની જેમ ત્યાંના
શરીરસંપ્રદાય. આ હોસ્પિટલ પાસેથી તારા નસીબના અંતર પર
આવેલું વૃદ્ધ ચર્ચ, તેના સંવેદનમધુર ઘંટના તૂટેલા મણિ તારા
તન્મયી પગ પાસે આવીને પડે છે...'જેની'ની આત્મહત્યાની જેમ મોક્ષના
કાંઠા પર ઊભેલાં તારાં ચરિત્રસ્પંદન....આ વસતિઘરની બધી
રેખાઓ અંતઃકરણના દીવાઓથી ઉજ્જવળ થતા અંધકાર તરફ નીકળી છે.

હવે શિશિર જેવો પોતાની જ વિરક્તિના દેખાવો બદલતો
બેરંગી અંધકાર તારી આંખ પાસે છે. તે આંખો, ભૂરી ઘેરી હોવા છતાં
ફિક્કી જાંબુડી હંસનારાયણીની સિતાર તેમના કર્મોમાંથી ઢળે છે....
મારા વિભૂતિપૂર્ણ હાથથી હું આ ખરેલાં સુક્કાં પાંદડાં વીણી લઈશ, વાવીશ
ત્યાં શિશિરની સાક્ષીએ બીજું ઝાડ અને આ વેરાન વસતિઘરના
એકાદ શોકમગ્ન થાંભલામાં હાડકાંનો પથ્થર મૂકીશ, કાળના સ્મરણમાંથી
તૂટેલી ચાંદની જેવો.

એક જૂના શ્લોકનું સ્મરણ ☐ ગોવિંદાગ્રજ ☐ જયાનંતી દવે

"જોતાં નેણુથી ને ધ્વનિ પરખતાં કાને, પગે ચાલતાં,
જીભેથી રસ ચાખતાં મધુર આ વાણી અમે બોલતાં,
હાથેથી કરતાં જ કામ અતિશે, વિશ્રામ લેવા ફરી
લેતાં ઊંઘ સુખે, ફરીથી ઊઠતાં એ છે કૃપા ઈશની."
પૂર્વે બાળવયે પ્રસન્નમયતા જ્યારે મળે સૃષ્ટિને
શાળાના રહી; એ લઘુ જગવિશે મેં શ્લોક વાંચ્યો જ આ;
ભોળા બાળમને જ અર્થ પરખ્યો, આનંદ એનો થયો;
શા માટે કરૂણા ભરાય હૃદયે એની સ્મૃતિએ હવે?
જોવું નેણુથી ને ધ્વનિ પરખવો ઇત્યાદિ સર્વે ક્રિયા
ચાલુ છે હજી યે. ઉપાધિ છૂટી ના આ જીવની, તે છતાં
થાકેલો ચહુપાસ દૃષ્ટિ કરતો વિશ્રાંતિ લેવા જ એ
ના નિદ્રા મળતી સુખે, અરર એ ખોવાઈ ઈશકૃપા!

જોઈ સુંદરતા ભર્યા જગતમાં આ પ્રશ્ન ચિત્તે ઊઠે,
જીવે આ જગમાં શું કામ કરવું ક્યાંયે નથી શ્લોકમાં!

આકાશ ધૂણે છે ☐ ચંદ્રકાંત વર્નેકર ☐ જયા મહેતા

આકાશ ધૂણે છે
તરસ્યાં ખેતર–
મન પ્રમત્ત

આકાશ ગદ્‌ગદિત વરસે
દોહદ થયા ખેતરને
મન લીલુંછમ

ઊભી ધારા વર્ષાની
ખોળો ભરેલ ખેતર—
મન-કૂંડાં મ્હોર્યાં

ખાલી ખાલી ઉર
ભરાય છલોછલ.

હું મૃત્યુના સામ્રાજ્યમાં જોઈશ મારી પ્રાણાતીત પ્રેયસી
તેના કંઠમાંથી પીગળતા હશે અંત સાથે
સંગીતના વિશ્વગંભીર આરોહ અવરોહ; અને
સાથમાં મ્હોરેલા કાળા ગુલાબનો મર્મર.
મંદ ગતિથી આંદોલિત થશે તેના સ્વરનાં કંપન.
અને હું લઈશ તેના મૃત્યુમયી અતાગ હોઠનું
પ્રદીર્ઘ પ્રદીર્ઘ ચુંબન; ત્યારે મારા પણ દેહમાં
ખળભળશે મૃત્યુનું સંગીત. રોમેરોમમાં નાજુક
આંદોલન જાગશે ત્યારે ક્ષણભર જ;
ફક્ત ક્ષણભર જ
થંભી જશે મ્હોરેલા કાળા ગુલાબનો મર્મર
તેના માટે, તેના પ્રદીર્ઘ અતાગ હોઠ માટે.

હું કહું છું કે આજથી હજાર વર્ષો પછી હું
હોઈશ મ્હોરેલા કાળા ગુલાબના પ્રદેશમાં
ત્યાંના કાળા ધુમ્મસમાં અસ્પષ્ટ દેખાશે મારી પ્રેયસી
અને ત્યાંના મરણમયી અંધકારમાં હું જોઈશ
મારી ક્યારેય ન જન્મેલી કવિતાઓની શબ્દહીન પંક્તિઓ.

હે સાર્વભૌમ મૃત્યુ! અમારી સંવેદના તને આવાહન કરે છે
આવ, હે સાર્વભૌમ મૃત્યુ! અમારા પ્રાણમાં ભર ચિરંતન
અંધકાર.

ગંધગર્ભ ભૂમિકંદરે મૂકીને સુકાયાં
ભોંયચંપકનાં પાન કેળની નીચે

ક્યાંકથી આ પંક્તિઓ પોતાની મેળે આવી. મન ભરાઈ ગયું. શૂન્યમાંથી રંગ આવ્યા અને શબ્દ પણ. પાછળના બારણાની કેળ નીચે માએ ભોંયચંપો વાવ્યો હતો. પત્નીના પિયરથી એક માણસ ગાયની એક વાછરડી લઈને આવ્યો હતો. કેળ નીચેના પથરા પર નહાતો હતો. શ્રાવણી ઝરમર પણ ઓસરી ગઈ હતી. ભોંયચંપકનાં પાન સુકાઈ ગયાં હતાં – ગંધનો ગર્ભ ભોંયની કૂખમાં મૂકીને. ૭-૧૦-'૫૩નો દિવસ હતો કુડાળને. આ દિવસે આ બે પંક્તિઓ આપી. આ પ્રચંડ કાલચક્રના હિસાબે ૭-૧૦-'૫૩ એ દિવસનું કંઈ જ મહત્ત્વ નથી. પણ મારે માટે નવી બે પંક્તિ આણી. અને શો જાદુ થયો [કોણ જાણે. આ ગંધગર્ભની કવિતા નીચે પહેલી સહી થઈ ને આરતી પ્રભુ. ખરેખર શું કારણ હતું? કાંઈ જ નહોતું. હું સાચું જ કહું છું. એક અતિસામાન્ય] માણસ – વિચારોમાં, વ્યક્તિત્વમાં – આ બે પંક્તિ મને તે દિવસ મળવાનું કંઈ જ કારણ નહોતું. પણ કોઈક ભિખારીના માથા પર આકાશમાંથી જરીની ટોપી પડે તેવું થયું. (અલબત્ત, મારા કોઈ પણ સમીક્ષકની ગેરસમજ ન થાય માટે એક નોંધ: આ પંક્તિઓ મને ફક્ત સંદર્ભને લીધે હંમેશા મોટી લાગે છે. 'ગંધગર્ભ' શબ્દ મારો. પ્રથમ કવિતામાં આવેલો – પણ એક સમીક્ષકે તે પણ બીજાના નામ પર ચડાવ્યો છે.) હું અક્ષરશઃ ભાવવિભોર થઈ ગયો અને પછી તે કવિતા [અજાણતાં જ પૂરી થઈ. એ કવિતા કાગળ પર લખાઈ જ નથી. મોઢે કવિતા – આપોઆપ થયેલી – પછી ફક્ત મેં કાગળ પર લખી. તે દિવસ – કુડાળનો - ભૂલવો અશક્ય છે.

અત્યારે રાત આગિયાની મેદાનમાં ઝૂરે
ભોળી નિર્ઝરી વચ્ચે-વચ્ચે બડબડતી ઝરે.

સૂક્ષ્મ એવી વિપશ્યનાનો સૂર મળ્યો તે પણ એ જ દિવસે—અને 'શૂન્ય શૃંગારતે' જોવાનો યોગ આવ્યો તે એ જ દિવસે. પત્નીના પિયરથી આણવામાં આવેલી વાછરડી —ચોળીયોળી ઊભેલી હંમેશા જ દેખાય છે. આ કવિતા હજીયે ક્યારેક મનમાં ઊભી રહે છે—કે તે વાછરડીનું દર્શન થાય છે. ભોંયચંપાનો ગંધગર્ભ યાદ આવે છે. કેળની નીચે તડકો આવે છે. તેની નીચે નહાવું—જુઓ. કેવું લાગે છે તે. તમારા શરીર પર પાણી મોરપિચ્છ ફેરવે છે–મળે તો બે પંક્તિઓ મળે. હું અવાક થઈ જાઉં છું એ દિવસ યાદ આવે ત્યારે. કવિતા કાગળ પર લખી અને તે કોઈકને વાંચી બતાવું એમ થયું. કોને વાંચી બતાવવાનો હતો? દાદ દે એવો માણસ તે ગામડામાં મળે કોણ? કોઈ નહોતું. મેડી પરની લાંબી-પહોળી ગેલેરીમાં આંટા મારતો હતો. લાલલાલ ધૂળવાળા રસ્તાનું દર્શન ઉપરથી

થતું હતું. સામેનું હનુમાનનું મંદિર દેખાતું હતું. હું આ કવિતા મનમાં જ ગણગણતો આંટા મારતો હતો. છેવટે કોઈ આવ્યું જ નહીં. કોઈ આવવાનું જ નહોતું. તે ન આવનારની વાટ જોતો હતો. ન આવનારની – નહીં આવે એ ખબર હતી છતાં. છેવટે ફક્ત સહી થઈ તે દાદ દેનાર કોઈકની—આરતી પ્રભુ—મન તૃપ્ત થયું. તે દિવસ વીતી ગયો. હવે ૭-૧૦-'૫૩ ના દિવસને અર્પણ કરેલી—કે તેણે મને અર્પણ કરેલી એક 'શૂન્ય શૃંગારતે' એ કવિતા ફક્ત છે. કુડાળમાં બીજું શું મળ્યું ખબર નથી, પણ આવા જ બીજા કેટલાક દિવસો મળ્યા—આ કવિતાના દિવસોમાં કવિતાની જાણવાળા, સામાન્ય રીતે આ ગામમાં દુર્લભ એવા એક મિત્ર મને મળ્યા—પ્ર. શ્રી નેરૂરકર—મારી કવિતા સાથે કુડાળમાં સમરસ થયેલા આ માણસ—એને ભૂલવો અશક્ય છે. પ્ર. શ્રી સમક્ષ કવિતા વાંચવી એ એક દુર્લભ અનુભવ હતો. કવિતાના એ પહેલાવહેલા દિવસોમાં બે મિત્ર મળ્યા—તેમણે જોઈ છે મારી કવિતા—મારો જીવનપ્રવાસ.

૧૧-૧૦-'૫૩ – 'વિચિત્રસે દુઃખ' – આ કુડાળ ગામમાં ગવળદેવનું મેદાન છે—ક્ષિતિજ સુધી ફેલાયેલું આ મેદાન – પવન અહીં હાથીની જેમ ઝૂલે છે અને ઘોડાની જેમ દોડાદોડ દોડે છે પણ ખરો. માણસ મેદાનમાં ઊભો રહે કે ભીતર ને ભીતર ડુબાય છે અને ગણગણે છે. ક્યારેક ક્યારેક તેને બધી વીતેલી જિંદગી યાદ આવે છે અને ક્યારેક ક્યારેક તે બધું જ ભૂલી જાય છે. ગવળદેવના મેદાનમાં એકાદ ખડક પર બેસો તો તમે તમારા મનના પડઘા સાંભળશો અને ક્યારેક ક્યારેક થશે કે પ્રચંડ બૂમ પાડું. સાંજને સમયે સંધિપ્રકાશમાં ડૂબતી જતી દૂરની ડુંગરમાળાઓ શહનાઈની સૂરાવલિની જેમ ક્ષિતિજમાં અંતર્ધાન પામે છે. આવો જ તે દિવસ હતો. બેઠો હતો શાંત આંખે ન આવનાર કોઈકની પ્રતીક્ષા કરતો. અને એક કેડી પર એક કૃશ ડોસો ઊભો હતો. કોંકણી–માલવણી માણસ. બીજા પાસેના ગામમાં જતો હતો. ઑક્ટોબરનું મેદાનમાંનું ઘાસ ગોઠણ સુધી વધ્યું હતું. પાકીને પીળું પડયું હતું. અને હવે સાંજના ધૂંધળાપણાથી વિષણ્ણ હલતું હતું. ડોસો ચાલતો ચાલતો મારી પાસે આવીને ઊભો રહ્યો. સાથે એક સૂકલકડી શિકારી કૂતરો.

"કેમ રે છોકરા? – બેઠો છે? – તારી જેવડો જ હતો રે મારો છોકરો! મુંબઈની મિલમાં પૂરો થયો બિચારો—હા, આમ જ—જુઓ આ કાર્ડ આવ્યું છે!—બે પૈસાના કાર્ડ પર છોકરાનું મરણ લખવું સહેલું હોય છે!" પછી બીડી પીતો બેઠો અને ચાલ્યો ગયો. સાંભળીને બધિર થયો—સહજ મનમાં જ બોલી ગયો. બોજો ઉતારી નાખવાનો એ પ્રયત્ન. પણ ઊતરે તો વધારે જ ભારે થાય તે. તે ભારેપણાને અંત નથી હોતો—આરંભ પણ.

ક્ષીણ થાય છે રંગ અસ્તાચલમાં
કેવળ ધૂંધળું શૂન્ય નાદહીન
સડે છે પર્ણો!

જીવનું જીવ લેનારું
જીરે મૂંગામૂંગા ડાળીડાળીઓમાં
અંધારું ભીંસમાં હલે મ્લાન મ્લાન.

આ પંક્તિઓ ભારે ખખડાટભર્યા વાતાવરણમાં આવેલી. તે ડોસાનાં, ધૂળિયાં રસ્તા પર પડેલાં પગલાંની છાપમાંથી. હજીયે વ્યથિત થાઉં છું. તે ડોસો પોતાને ઘરે એ બે પૈસાનું કાર્ડ લઈ જશે ત્યારે તે અંધારી ભીંસમાં તે ડોસાનું કાળજું જખમી પક્ષીની પાંખની જેમ મ્લાન હલશે—મ્લાન—પાછળ પેલો સૂકલકડી કૂતરો નીકળ્યો—

ક્યાંક પગલામાં
ક્યાંક છાંયડામાં
ગૂંચવાઈને ત્યાંને ત્યાં જ ભમ્યા કરે
દીનપણે શ્વાન
નથી જોઈતું તેને મૌન

કૂતરો તે ડોસાનાં પગલાંની છાપ સૂંઘતો નીકળ્યો હતો. આ છાપમાં કઈ વાસ હતી? એક દ્વિખંડિત બુઢાપાની. કૂતરો પણ અટકતો હતો—ગૂંચવાઈને પાછળ જોતો હતો. સમગ્ર માનવજાતિની પાછળ આ દ્વિખંડિત બુઢાપો હોય છે. અંદાજ કાઢતું હતું તે ચતુર પ્રાણી. તેને પણ તે ગાઢ થતું જતું થર પર થર ચડાવતું મૌન નહોતું જોઈતું.—તે ભસતું—તે ભસવાનો સાંજનું એકાંત ચીરતો ગયેલો અવાજ હજી કાનમાં છે. મિનિટ-ભર તે આમ જ પ્રશ્નચિહ્નાંકિત ભસતો હતો. ઊગતા શાંત નક્ષત્ર નીચે ઊભા રહીને તે સૂકલકડી કૂતરો હાડકું દૂર ફેંકતો હોય એમ ભસ્યો—પગલાંની છાપ સૂંઘતો—સંપૂર્ણ મૌનમાં જ બધિર થઈ—ક્લોરોફોર્મ આપ્યું હોય એમ—અને પછી ફક્ત રિક્તતા જ ફેલાઈ. બે પૈસાના કાર્ડ પર ડોસાના દીકરાના અંતની વ્યથા છાતીએ વળગાડીને તે ઠંડોગાર મેદાન પરનો, લાલ ધૂળથી ભરેલો રસ્તો પણ રિક્ત થયો. ઊઠ્યો—ગળું આપો-આપ ભરાઈ આવ્યું હતું અને હોઠમાં ઝૂરતી વેદનાનો ગણગણાટ રહ્યો હતો. ગવળદેવનું મેદાન ઊતરતી વખતે ગામની ટમટમ દેખાતી હતી. એવી ટમટમ કે જાણે કોઈક વાટ જોતું ઊભું ન હોય!—ગામના ઘરોના નાના નાના દીવા શું ડોસાની વેદનાથી ભરેલા હતા?—પણ આ કવિતા આજે જ્યારે યાદ આવે છે ત્યારે ઉતરાણ પરથી દેખાતા તે નાના નાના દીવા દરેક ઘરના આત્મા જેવા દેખાયા કરે છે. તેમાંના દરેક દીવાને મેદાન પરનાં તે પગલાંની છાપનું પગેરું ક્યારેક મળે જ છે—ક્યારેક વિચિત્રપણે—ક્યારેક સ્વાભાવિકપણે. દુઃખ પણ કોઈ કોઈ વાર દીવાટાણા જેવું હોય છે. ધરિત્રીની કૂખના આ કુડાળ જેવા ગામમાં.

થતું હતું. સામેનું હનુમાનનું મંદિર દેખાતું હતું. હું આ કવિતા મનમાં જ ગણગણતો આંટા મારતો હતો. છેવટે કોઈ આવ્યું જ નહીં. કોઈ આવવાનું જ નહોતું. તે ન આવનારની વાટ જોતો હતો. ન આવનારની – નહીં આવે એ ખબર હતી છતાં. છેવટે ફક્ત સહી થઈ તે દાદ દેનાર કોઈકની—આરતી પ્રભુ—મન તૃપ્ત થયું. તે દિવસ વીતી ગયો. હવે ૭-૧૦-'૫૩ ના દિવસને અર્પણ કરેલી—કે તેણે મને અર્પણ કરેલી એક 'શૂન્ય શૃંગારતે' એ કવિતા ફક્ત છે. કુડાળમાં બીજું શું મળ્યું ખબર નથી, પણ આવા જ બીજા કેટલાક દિવસો મળ્યા—આ કવિતાના દિવસોમાં કવિતાની જાણવાળા, સામાન્ય રીતે આ ગામમાં દુર્લભ એવા એક મિત્ર મને મળ્યા—પ્ર. શ્રી નેરૂરકર—મારી કવિતા સાથે કુડાળમાં સમરસ થયેલા આ માણસ—એને ભૂલવો અશક્ય છે. પ્ર. શ્રી સમક્ષ કવિતા વાંચવી એ એક દુર્લભ અનુભવ હતો. કવિતાના એ પહેલાવહેલા દિવસોમાં બે મિત્ર મળ્યા—તેમણે જોઈ છે મારી કવિતા—મારો જીવનપ્રવાસ.

૧૧-૧૦-'૫૩ – 'વિચિત્રસે દુ:ખ' – આ કુડાળ ગામમાં ગવળદેવનું મેદાન છે—ક્ષિતિજ સુધી ફેલાયેલું આ મેદાન – પવન અહીં હાથીની જેમ ઝૂલે છે અને ઘોડાની જેમ દોડાદોડ દોડે છે પણ ખરો. માણસ મેદાનમાં ઊભો રહે કે ભીતર ને ભીતર ડુભાય છે અને ગણગણે છે. ક્યારેક ક્યારેક તેને બધી વીતેલી જિંદગી યાદ આવે છે અને ક્યારેક ક્યારેક તે બધું જ ભૂલી જાય છે. ગવળદેવના મેદાનમાં એકાદ ખડક પર બેસો તો તમે તમારા મનના પડઘા સાંભળશો અને ક્યારેક ક્યારેક થશે કે પ્રચંડ બૂમ પાડું. સાંજને સમયે સંધિપ્રકાશમાં ડૂબતી જતી દૂરની ડુંગરમાળાઓ શહનાઈની સૂરાવલિની જેમ ક્ષિતિજમાં અંતર્ધાન પામે છે. આવો જ તે દિવસ હતો. બેઠો હતો શાંત આંખે ન આવનાર કોઈકની પ્રતીક્ષા કરતો. અને એક કેડી પર એક કૃશ ડોસો ઊભો હતો. કોંકણી—માલવણી માણસ. બીજા પાસેના ગામમાં જતો હતો. ઑક્ટોબરનું મેદાનમાંનું ઘાસ ગોઠણ સુધી વધ્યું હતું. પાકીને પીળું પડ્યું હતું. અને હવે સાંજના ધૂંધળાપણાથી વિપણ્ણ હલતું હતું. ડોસો ચાલતો ચાલતો મારી પાસે આવીને ઊભો રહ્યો. સાથે એક સૂકલકડી શિકારી કૂતરો.

"કેમ રે છોકરા? – બેઠો છે? – તારી જેવડો જ હતો રે મારો છોકરો! મુંબઈની મિલમાં પૂરો થયો બિચારો—હા, આમ જ—જુઓ આ કાર્ડ આવ્યું છે!—બે પૈસાના કાર્ડ પર છોકરાનું મરણ લખવું સહેલું હોય છે!" પછી બીડી પીતો બેઠો અને ચાલ્યો ગયો. સાંભળીને બધિર થયો—સહજ મનમાં જ બોલી ગયો. બોજો ઉતારી નાખવાનો એ પ્રયત્ન. પણ ઊતરે તો વધારે જ ભારે થાય તે. તે ભારેપણાને અંત નથી હોતો—આરંભ પણ.

ક્ષીણ થાય છે રંગ અસ્તાચલમાં
કેવળ ધૂંધળું શૂન્ય નાદહીન
સડે છે પર્ણો [

જીવનું જીવ લેનારું
જીવે મૂંગામૂંગા ડાળીડાળીઓમાં
અંધારું ભીંસમાં હસે મ્લાન મ્લાન.

આ પંક્તિઓ ભારે ખખડાટભર્યા વાતાવરણમાં આવેલી. તે ડોસાનાં, ધૂળિયાં રસ્તા પર પડેલાં પગલાંની છાપમાંથી. હજીયે વ્યથિત થાઉં છું. તે ડોસો પોતાને ઘરે એ બે પૈસાનું કાર્ડ લઈ જશે ત્યારે તે અંધારી ભીંસમાં તે ડોસાનું કાળજું જખમી પક્ષીની પાંખની જેમ મ્લાન હલશે—મ્લાન—પાછળ પેલા સૂકલકડી કૂતરો નીકળ્યો—

ક્યાંક  પગલામાં
ક્યાંક છાંયડામાં
ગૂંચવાઈને ત્યાંને ત્યાં જ ભમ્યા કરે
દીનપણે શ્વાન
નથી જોઈતું તેને મૌન

કૂતરો તે ડોસાનાં પગલાંની છાપ સૂંઘતો નીકળ્યો હતો. આ છાપમાં કઈ વાસ હતી? એક દ્વિખંડિત બુઢાપાની. કૂતરો પણ અટકતો હતો—ગૂંચવાઈને પાછળ જોતો હતો. સમગ્ર માનવજાતિની પાછળ આ દ્વિખંડિત બુઢાપો હોય છે. અંદાજ કાઢતું હતું તે ચતુર પ્રાણી. તેને પણ તે ચાક થતું જતું થર પર થર ચઢાવતું મૌન નહોતું જોઈતું.— તે ભસવું — તે ભસવાનો સાંજનું એકાંત ચીરતો ગયેલો અવાજ હજી કાનમાં છે. મિનિટ-ભર તે આમ જ પ્રશ્નચિહ્નાંકિત ભસતો હતો. ઊગતા શાંત નક્ષત્ર નીચે ઊભા રહીને તે સૂકલકડી કૂતરો હાડકું દૂર ફેંકતો હોય એમ ભસ્યો—પગલાંની છાપ સૂંઘતો—સંપૂર્ણ મૌનમાં જ બધિર થઈ—ક્લોરોફોર્મ આપ્યું હોય એમ—અને પછી ફક્ત રિક્તતા જ ફેલાઈ. બે પૈસાના કાર્ડ પર ડોસાના દીકરાના અંતની વ્યથા છાતીએ વળગાડીને તે ઢોરોગાર મેદાન પરનો, લાલ ધૂળથી ભરેલો રસ્તો પણ રિક્ત થયો. ઊઠ્યો — ગળું આપો-આપ ભરાઈ આવ્યું હતું અને હોઠમાં ઝૂરતી વેદનાનો ગણગણાટ રહ્યો હતો. ગવળદેવનું મેદાન ઊતરતી વખતે ગામની ટમટમ દેખાતી હતી. એવી ટમટમ કે જાણે કોઈક વાટ જોતું ઊભું ન હોય!—ગામના ઘરોના નાના નાના દીવા શું ડોસાની વેદનાથી ભરેલા હતા?—પણ આ કવિતા આજે જ્યારે યાદ આવે છે ત્યારે ઉતરાણ પરથી દેખાતા તે નાના નાના દીવા દરેક ઘરના આત્મા જેવા દેખાયા કરે છે. તેમાંના દરેક દીવાને મેદાન પરનાં તે પગલાંની છાપનું પગેરું ક્યારેક મળે જ છે—ક્યારેક વિચિત્રપણે—ક્યારેક સ્વાભાવિકપણે. દુઃખ પણ કોઈ કોઈ વાર દીવાટાણા જેવું હોય છે. ધરિત્રીની કૂખના આ કુટાળ જેવા ગામમાં.

તણખો બુઝાતા
પંગુ થયું હવે
વિચિત્ર દુઃખને વેંકે આકાશ
તે જ ઝબક ઝબક થાય નક્ષત્રમાંથી

તે પર સ્પર્શથી ભરાઈ આવેલા મનની આંચ થોડી ઓછી થયા પછી હું પથારીમાં પડયો. ઊંઘ ઊડી ગઈ હતી. તે કૂતરાનો પ્રશ્નચિહ્નાંકિત અવાજ માટીના ઘડામાં તડ પાડતો — કાનમાં હલતો હતો. અમસ્તો જ મનમાં કંપ છૂટયો હતો — આ દુઃખ મારું એકલાનું જ હતું કે ? — તે ઘરડો માલવાણી માણસ એક પંક્તિમાં પૂછી ગયો હતો — "બે પૈસાના કાર્ડ પર છોકરાના મરણના ખબર આપવા સહેલા હોય છે, નહીં?" આ પ્રશ્નનું ઘાસ ખૂબ ઊંચું વધ્યું હતું. મનને ટોચતું, જીવ લેનારું — મેં ઉજાગરાભરી આંખે બારીમાંથી સહજ જોયું — બહાર.

પંગુ થયું હવે
વિચિત્ર દુઃખ વેંકે આકાશ
તે જ ઝબક ઝબક થાય નક્ષત્રમાંથી

તે નક્ષત્રને ફક્ત અર્થ હતો — અને નહોતો પણ. બાકી બધો ભૂરોભૂરો આકાશ-પથારો પંગુ થઈ ગયો હતો. ફક્ત ઝબૂકઝબૂક બાકી હતું — અને તે ઝબૂકવાને તાલ હતો તે ડોસાના હાંફતા જરાજર્જર ઘાયલ પાંખની જેમ સ્પંદન પામતા કાળજાનો. ૧૧-૧૦-'૫૩નો એ દિવસ એક વિચિત્ર દુઃખ કહી ગયો હતો — કે તે દિવસ જ તે ડોસો થઈને આવ્યો હતો કોણ જાણે. કવિતા લઈને આવતા તે દિવસ હતા — કોઈ કોઈ વાર એવો પણ એક વિચાર મનમાં આવે છે: આ જ કેટલીક સારીખરાબ કવિતા મેં બીજે ક્યાંય લખી હોત ખરી? કવિતાને કાળ બાંધી રાખે છે શું? કે કાળનીયે બહાર તેનું અસ્તિત્વ સંભવે છે? — વિશિષ્ટ ઠેકાણે તે જન્મે છે અને — કવિતા ફક્ત જન્મે જ છે? તેને મૃત્યુ પણ હશે કે? — (સમીક્ષકો મારો ઉત્તર આપશે જો કે! મૃત્યુ પામે ના — તારા હાથે) અને આ મૃત્યુનો અર્થ શું? કે કવિતાને જન્મ જ નથી હોતો. તે એક સતતનું જ મૃત્યુ?

ઓગસ્ટ મહિનાનો એક દિવસ. સાલ ૧૯૫૫. સાંજ પડી હતી. આ એક દિવસ યાદ આવે છે. હંમેશા જ હું ન આવનારા કોઈકની વાટ જોતો હોઉં છું. કારણ કે આવનારા મિત્રો ત્યાં નથી. નહોતા. વાચન માટે કવિતાના — ગપ્પાં માટે અંતરંગના — કે આધાર માટે એકબીજાના. તે દિવસ હતો ચોમાસાનો. તમે ચોમાસાના દિવસોમાં કોંકણમાં જાઓ તો તમને યાદ આવશે તમારું ગત જીવન — કોઈક ગુનો — કોઈક આંખો મારનારો, ઘઉં-વર્ણો ચહેરો — કોઈકનું મૃત્યુ — તમે ઉદાસ થશો. વ્યથિત થશો — રોમાંચિત થશો. ત્યાંના એ ચોમાસુ દિવસોને સૂર હોય છે તે સૈગલના દર્દભર્યા ગાંભીર્યનો. આવો જ એક

દિવસ હતો. હોઠ પર બગાસું આવ્યું — એક સ્મરણ થતાં જ આંખ બારી તરફ વળી. આમ જ બેઠો હતો — ને આવનારાં પગલાંની પ્રતીક્ષા કરતો — ને પગલાં પરની મેંદી એક વાર દેખાઈ હતી —

શુભ્ર મિજાજ જૂઈનો
ઊખડે તોયે
અને સૌંદર્ય ભૂમિનું
ઓસરે તોયે

જૂઈની સુગંધ સાંજના રંગો પર મધુર ફરતી હતી. ને સુગંધને સ્પર્શ કરતું મન ચાલતું હતું — સાંજના રંગોનું ગોલું લઈને. એવા મિજાજ ને ઘાટીલા દેહ પર હતા કે તેને માટે એક આખી સાંજ ઈશ્વરે માળી થઈને ખીલવવી. સુગંધ આવી અને ગઈ હતી. ભૂમિનું રૂપ ધીરે ધીરે આવતી સાંજમાં ડૂબતું હતું. તોયે બારી સામેના ને આંબાની ડાળી પર ચંચળ દૃષ્ટિના પાનામાં ઘા કરનારું એક અમોઘ શસ્ત્ર સજાજ કરીને ખિસકોલી આવી નહીં. હું બેઠો હતો — વાટ જોતો. ફળભાર પાકીને તૂટવા આવ્યો હતો. સુખનો પણ એક દુઃખદ ભાર સહન થતો નહોતો.

આજે આવી નહીં હજી
આંબા પર ખિસકોલી
આવ્યા છે પાકીને
તૂટવા ફળભાર

ખિસકોલીની પ્રતીક્ષા કરતી હતી. ક્યાં રામના સેતુ બાંધવામાં ગૂંથાઈ હતી કોણ જાણે. હનુમાનના મંદિરના કઠેડા પર વિઠોબા ગોટકર નામનો એક ડોસો ગોઠણ સુધીનું પંચિયું પહેરીને ઉઘાડો જ બેઠો હતો. ડોસો સદાસર્વદા ખુલ્લોઉઘાડો, પંચિયું પહેરેલા હોય. દિવસને અંતે એકાદ બાજરો મળે તો મળે અને પછી ગામમાં ભટક્યા કરે. હનુમાનના મંદિરમાં બેસી રહે છે. સાંજ પડવા આવે કે તે મંદિરના કઠેડા પર આપોઆપ આવતો. સાંજ અને આ વિઠોબા વચ્ચે આવો સંબંધ હતો. મૂંગામૂંગા બેસી રહેતા. જગતનાં યુદ્ધો વિશે તેને કાંઈ ખબર નહોતી. સંસ્થાન વિલીન થયા પછી ક્યારેક મેં એક વાર તેને કહ્યું, "રાજ ગયો ને વિઠોબા!" તે સ્થૂળ શરીર જરા હલાવતો બોલ્યો, "રાજ? ગયો. મરવા દે, જવા દે." પછી એક બગાસું. આવો આ વિઠોબા ગામના હિસાબે નગણ્ય. પણ સંધ્યાસમયના હિસાબે અતૂટ. હંમેશની જેમ તે હતો કઠેડા પર. પણ ખિસકોલી તે — ન આવનારી આવી જ નહીં. — ફળભાર સજાજ હતો. —

હવે નીલાકાશમાં તારો
ફૂટવા આવ્યો તોયે
અને હોઠમાં બગાસું
ઘેરાઈ આવ્યું તોયે

ખિસકોલી આવી નહીં. તે આવી હોત તો જ નવાઈ હતી. ખિસકોલીના દાંત અડે તો આંબાનું ફળ વધારે મીઠું થાય, એવી એક કોંકણી માન્યતા. પણ દાંત અડ્યા જ નહીં.

કોઈ જ આવ્યું નહીં. સાંજ વીતી ગઈ અને આકાશ ભૂરૂંભૂરૂં થઈ ગયું. હોઠ પર બગાસું આવ્યું. દૂરસ્થ તારો જોઈને — તે એક તારાની આસપાસ સંવેદના ભેગી થઈ હતી — તે તારો નજરમાં બાંધીને પ્રતીક્ષા થઈ રહી હતી. આખી જિંદગીમાં આ પ્રતીક્ષા થઈ રહી છે. મને મિત્રો નથી. મારામાં કંઈક દોષ હશે. પણ આ સાચું છે – કેવી રીતે બોલવાનું હોય છે એ નથી સમજાતું આપણને. પણ કુડાળમાં કેટલાક મિત્રો હતા. એક વાસૂ વર્દમ — પેન્ટર છે, તેના અક્ષર સુંદર — તે ઘર પાસેથી જાય ત્યારે એક મોટી બૂમ પાડે. જવાબની રાહ ન જોતાં ચાલ્યો જાય. બીજો રમણ કામત. એ પણ એવો જ — દુકાન અને રાજકારણ વિશે આમતેમ ગપ્પાં. સિનેમાના, પતરાના થિયેટર તરફ જઈને, શીંગ કલિંગરની ચીર ખાતાં ખાતાં અમે અનેક રાત ભટક્યા છીએ. ત્રીજો મિત્ર ગણપતિ વાલાવલકર — શ્રદ્ધા પર જીવનારો. અનેક માંદગીઓ સામે ટક્કર ઝીલીને — અને રાજકારણમાં દાઝીને પણ ફરી જીવવાની શાન રાખીને પ્રેસ ચલાવતા આ ગૃહસ્થ. જીવવા પર આ માણસને શ્રદ્ધા છે. ચહેરા પર એવું એક હાસ્ય છે કે આ માણસના અંતરમાં નિયતિએ જ એક દીવો પ્રગટાવી રાખ્યો છે એમ લાગે. અમે વધારે ક્યારેય બોલ્યા નથી, પણ જે કાંઈ વાતો થતી તેમાં વહેતા જળની સ્વાભાવિકતા હતી. સમ પર આઘાત થતો. અનેક વર્ષ આ સંબંધો એવા જ રહેશે. કોઈ કોઈ વાર આજે પણ તેમના ચહેરા ક્યારેક સાંજે — ક્યારેક સ્વપ્નમાં દેખાય છે — ભાસ થાય છે. અમસ્તો જ. શાંતિથી બેઠો હોઉં ત્યારે વ્યંકટેશ માડગુળકરની એકાદ માણદેશી કથા યાદ આવે — એવું આ પણ.

**આજે આવી નહીં કેમ**
**ચકલીઓ બારીએ ?**
**દાડમના દાણા લાલ**
**સુકાયા રકાબીમાં**

આ મિત્રો — ઉપર ઉલ્લેખેલા. પણ તે દિવસે ક્યાંય દેખાયા નહીં. એકલાપણાનો સૂર બેઠો હતો. કોઈક આવે એમ થતું હતું. આ બધાની પારનાં ન આવનારાં પગલાં જિંદગીમાં ફરીથી ક્યારે મળશે એની પ્રતીક્ષા થયા જ કરવાની છે પણ માણસો તો ન જ આવ્યા અને ખિસકોલીઓ – ચકલીઓ પણ! દીવા પેટાવનારો ઊંચો ચાંદોબા આવી ગયો. આ એક ઊંચો માણસ હતો. ગામમાં દીવા પેટવવા એ તેનું કામ — શોભતું એ તેને.

દાડમ જેવા પાણીદાર સંધ્યાસમયના રંગ ઓસરી ગયા પછી પણ કોઈ આવ્યું નહીં — તે ક્ષણે મૃત્યુ પણ આવ્યું હોત તો ચાલ્યું હોત — તે ક્ષણ જ એવી હતી — અમસ્તી જ એકલવાયાપણું લઈને આવેલી. ચકલીઓ ઘણી વાર તે ગૅલેરીમાં આવતી. ન જોઈએ ત્યારે એ બાઈસાહેબોની ધીંગામસ્તી ચાલે — ખિસકોલી પણ આંટો મારી જાય, પણ આજે આવ્યું હતું ફક્ત એકલવાયાપણું — તેની પાછળ અકારણપણું હતું

તેવી જ વ્યવહારમાં ફસાયેલી શાણુ પણ ઊભી હતી — ને શાણુનું સામર્થ્ય એવું હોય છે કે તે ખટકનાયે ફુરચા ઉડાવી દે. કવિતા એ જન્મ લોય છે તેમ મૃત્યુ પણ, એ તે દિવસે સમજાયું.

ઓગસ્ટ ૧૯૭૪નો એક દિવસ એવો આવ્યો કે તેણે —

'ઊભી રસ્તાકાંઠે નર તારી માતા'

એવા ઉદ્ગાર કહાવ્યા. તે દિવસ માથા પર મધ્યાહ્નના સૂર્ય જેવો એક બોજો લઈને આવ્યો.

વાસી ભાત પર
છે ચીંથરેહાલ પાલવ
ઉઘાડી મલિન ગૌરવર્ણી જાંઘ
ઊભી રસ્તાકાંઠે નર તારી માતા

દેહની લજ્જા ઉઘાડી રાખીને વાસી ભાત પર પાલવ ઢાંકી રાખનારી એ નિર્ગુણ માતા — પણ તે માની લાજ રાખતી આંખો ક્યાં હતી ઠેકાણે —

ગવળદેવના મેદાનમાં મેં જોયો છે એ કરુણ પ્રસંગ —

ક્યાંક વડ પાસે
જાય વિસામા માટે
ત્યાંયે ફૂંકે છે કોઈ સાંજનો દીવો
કોઈ કહે ત્યાં 'કમ્બે સુવડ'

પીછો ચાલુ હતો તેનો. મેદાન પરનો દીવો પવન ગળી જાય તેમ તે દેહ તે મેદાનમાંની ઝાડી આડે એક પાગલ દારૂડિયાએ પીંખી નાખેલો ઉઘાડી આંખે જોતો પડ્યો છે.

અને અનેક પાગલ આંખોની વાસના શમાવતી તે છેવટે લપાઈ લપાઈને ઈશ્વરને વિનંતી કરવા લાગી —

"મને નવમાસ દે દેવ છાયા"

અને પછી તે પણ એક બોજો સાથે લઈને ફરીથી વાસી ભાત પર પાલવ ઢાંકીને ચાલી પણ ગઈ.

એપ્રિલ ૧૯૭૭નો એક દિવસ આવો આવ્યો. કરાળના એસ.ટી. સ્ટેન્ડ પર આવી છોકરી દેખાય કે —

"કળી નિર્મળ સ્તનોની ખીલું ખીલું થતી.
લાલ હોઠ તોય તેના દૂધિયા રહ્યા"

મારો મિત્ર ઉપાધ્યે બોલ્યો, "ખાનોલકર, આ સૌંદર્ય દેખાય કે થાય, ઈશ્વરને અને સૌંદર્યને પ્રણામ કરીએ."

"શ્વાસ અને ચાંદરણું ચંદ્ર અને રાધા
ત્વચાની અપાર તેનો ગોરોગોરો બાંધો"

તે દિવસને પણ હું હજી પ્રણિપાત કરું છું.—કવિતાના તે દિવસો હતા. કુડાળ ગામ ક્યારેક હું ભૂલીશ કે? હજી કોઈકોઈ વાર લાગે છે—ઊંઘમાં પણ હું કુડાળમાં જ છું.

"આવ રે મેઘ......આવ રે મેઘ." એ પંક્તિ આમ જ ૩ માર્ચ, ૧૯૭૪ને મને સૂઝી હતી. કુડાળમાં તે કવિતા ક્યારેય પૂરી થઈ નહીં. – પણ અનેક વાર તે પંક્તિ હું ગણગણતો. તે કવિતા પૂરી થઈ મુંબઈમાં અચાનક જ. કુડાળ છોડયા પછી હું હંમેશાં એ પંક્તિ ગણગણું છું —

'આવ રે મેઘ...... આવ રે મેઘ.
નહવડાવ મારા મનને"

પ્રવાસ ચાલુ છે. સારુંખરાબ ઘણું જમા થાય છે. અંત વગરની પ્રતીક્ષા ચાલુ છે. પણ આ પ્રતીક્ષાની 'આવ રે મેઘ,' એ વિનવણી કુડાળમાં શરૂ થઈ છે.

□ જીવન આનંદગાવકર □ લીના દલાલ

દિવસ કપાય એ એક બેહિસાબી જિંદગીનો
અપરિહાર્ય ભાગ....દૂરદૂરના લોકોની વ્યથા
આપણને ક્યારે સમજાશે કોણ જાણે.
તેઓ પણ જીવતા હશે.
ઇતિહાસ ઘડનારા લોકો વધુ સુખી હોય છે.
દરેક ગામ પર ઊગતો સૂર્ય આપણે જોતા નથી.
આપણા ઘરમાં—ઊંડા ઊંડા અંધારામાં
બહાર સૂર્ય તપતો હશે એનો
આછો ખ્યાલ પણ આવતો નથી.
શુષ્ક લીલાં વૃક્ષો—ડામરના રસ્તા—ઘસાયેલા પગ
સંકોચાતી, ગભરાતી, ચાલતી નજરો જોઈને આપણે
અજાણતાં જ ઘર તરફ વળીએ છીએ
ત્યાં પણ જોઈતું હોવા છતાં ન જોઈતું અંધારું
આ વ્યથા હશે—નહીં પણ હોય. હમણાં તો
મારી નજર સામે ખોવાયેલા લોકો
સુખી રહો—!



આરતી પ્રભુ (ચિં ત્ર્યં. ખાનોલકર)

# शून्य शृंगारतें

अतां सरी वळवाच्या ओसरू लागल्या
भरे निळी नवलाई जळीं निवळल्या
गंधगर्भ भुईपोटीं ठेवोन वाळलीं
भुईचंपकाचीं पानें कर्दळीच्या तळीं
कुठें हिरव्यांत फुले पिवळा रावा
गगनाश्र मेघांचा हा पांढरा विसावा
अतां रात काजव्यांची माळावर झुरे
भोळी निर्झरी मधेंच वरळत झरे
धुकें फेसाळ पांढरें दर्वळून दंवें
शून्य शृंगारतें आतां होते हळदिवें

७-१०-'६३

कुसुमाग्रज

□ ત્ર્યંબક ખાનોલકર □ જયા મહેતા

ઘરની ઉપર નળિયાં ચડયાં
અને બધો
આનંદ ઠીંગણો થયો....
બારણાંબારણાનાં ચોકઠાંમાં
હવે આ અસ્તિત્વ
શાપની જેમ ભરાઈ પડયું છે....
ભીંતભીંત વચ્ચેનું
પોલાણ....
એટલે જ
હવે
જિંદગી
અને
મરણ પણ.

આ પણ આવશ્યક હોય છે □ દ. ભા. ધામણસ્કર □ કલ્લોલિની હઝરત

મેં પંચાંગને ચૈત્ર ક્યારે છે એ પૂછ્યું જ નથી :
વૃક્ષનાં પોપટી પાંદડાં મને વધુ વિશ્વાસપાત્ર લાગ્યાં ?
સર્વસાક્ષી આકાશને જ પૂછવા જોઈએ એવા પ્રશ્ન
ગ્રહતારાઓને પૂછવા નહીં
એ મોડું મોડું સમજાયું હોય તો પણ સારું.
વૃક્ષના પ્રશ્નો વૃક્ષને પૂછવા, પંખીઓના પંખીઓને
તે પહેલાં વાંચેલું બધું ફેંકી દેવું : પોતાને માટે એ પણ આવશ્યક હોય છે.

ક્લિ્ ક્લિ્ ક્લિ્ ક્લિ્ ક્લિ્
હું બોલ્યો
અને ટી. વી. બંધ કર્યો

ખરેખર તો મારે ત્યાં ટી. વી. નથી
મેં જોયો પણ નથી
તો પણ બંધ કરવો જોઈએ તેમ લાગવાથી
જગ્યા પરથી ઊઠ્યો
બંધ કર્યો.

આંગળાંની પિસ્તોલ કરીને
સીધી નિઃશબ્દ ગોળી મારીશ
મરીને પડીશ
અહીં આરામખુરસીમાં
નિઃશંક

તમે કહેશો :
પરોઢ થયું
ભૈરુ ઊઠ્યો
ભૈરુએ બળદ છોડ્યા
ભૈરુ જંગલમાં ગયો
ભૈરુએ ભાખરી અને કેરીનું અથાણું ખાધાં
ભૈરુ આમ ભૈરુ તેમ

સ્પષ્ટ કહું છું
મારું મડદાપણું હું તોડીશ નહીં
આરામખુરસી છોડીશ નહીં
ચહેરા પરની માખી ઉડાડીશ નહીં
ઊંઘીશ નહીં કે ઘોરીશ નહીં
બહુબહુ તો એકાદ સિગારેટ સળગાવીશ
અંદર ને અંદર બધી વૃદ્ધિ રૂંધી નાખીશ.

□ દિલીપ ચિત્રે □ સુજાતા ગાંધી

વહે છે નરકના લીલા પ્રકાશમાં
આ વરસાદી રાતના શહેરમાં મારી આંખો
તરબોળ વીજળીમાં નાહેલા પિશાચ-વાસ્તુશિલ્પ
કલ્લોલે છે વાતાવરણના લહેરીલા કાચમાં
ઊગે છે પ્રકાશનું એક ટપકું મારા શરીરમાં

અને મારી છાતી આકુળવ્યાકુળ થાય છે
હું શોધું છું મારી પાંપણો અંધારામાં
અને મારું શરીર અહીં અજાણ્યું થઈ જાય છે

શૂન્યના વમળમાંથી વહે છે અંધારાનું પૂર
મારા શરીરમાં અને ધોવાઈ જાય છે
મારાં શુભ્ર વેરવિખેર હાડકાં, ખોવાઈ જાય છે
બુઝાયેલી દીવાબત્તીઓની જેમ આ રસ્તા પર

હું વિખેરાઈ જાઉં છું આત્મહત્યાના કોઈક સમાચારની જેમ
અને આકાશમાંથી થાય છે શીર્ષકોની વર્ષા....

કવિતા □ દિલીપ પરદેશી □ ભાનુ શાહ

પોપટના ટોળાનું
પરમ્યુટેશન—કોમ્બિનેશન
જામતાં
આથમતા મુલાયમ તડકામાં
લીમડાના ઝાડ પર
પોપટી ચાંદરણાં ફરે છે

અને પછી
વાદળાંની છાયા ઊતરે તેમ
બધું ઓલવાઈ જાય છે.
લીમડાની ટપ ટપ
લય સાધી રહે છે
પરોઢ સુધી.

परीक्षित ☐ देवानंद गोरडे ☐ नलिनी माडगांवकर

એક વિરાટ મહામાનવે
પોતાની આંગળીઓની ચપટીમાં પૃથ્વીને પકડી
તો પૃથ્વીનું બોર થઈ ગયું–
જીભ પર છૂટેલું પાણી આંખમાં લાવીને
એની નજર બોરની સપાટી પર સરકતી ગઈ.
અને એક ખુલ્લા છિદ્ર પાસે આવતાં જ
જીભ પરનું પાણી ઓસરવા માંડયું
કારણ છિદ્રમાંથી ઈયળ જીવજંતુઓની જમાત
કોઠી ફૂટી હોય એમ બહાર પડતી હતી.
––તો પણ આ કીડાને ટાળીને ગર તો હશે ને હશે જ
માની એણે પોતાનું સમાધાન કરી લીધું
અને કીડા જોનારી પોતાની વિશાળ
        આંખોને જ નકારીને
એણે પોતાની આંખો બોર જેવડી કરી લીધી
અને બોરની પૃથ્વી.......

☐ ના. ધોં. મહાનોર ☐ જયા મહેતા

કેસરભીના પીળા તડકા વૃક્ષ પર
ઢોળાઈ ગયા પાણી પર
જુવાર વચ્ચેના પીળાધમ્મક પાંદડાં પર
પોપટી પક્ષીઓની પાંખો પર ફર્‌ર્‌ર્‌ર્ ઊડી ગયા આકાશ પર!

□ ના. ઘ. દેશપાંડે □ ગુણવંત ર. શાહ

હવે રાત
ઘેરી કાળી થઈ ગઈ છે
અને વૃક્ષોને
ઢાંકી દીધાં છે અંધારાએ
હવે સૂઈ ગઈ છે આખી દુનિયા
રહ્યા છે ફક્ત તારા
કોઈનું બંધન કે મર્યાદા રહી નથી
હવે મનમાં થાય છે
કે બસ આમ જ
ગાઉં એક મધુર ગીત.

હવે □ નામદેવ ઢસાળ □ જયા મહેતા

સૂર્ય તરફ પીઠ ફેરવીને તેમણે સદીઓનો પ્રવાસ કર્યો
હવે અંધકારયાત્રિક થવાનું નકારવું જોઈએ
આ આપણો બાપ અંધકાર ઊંચકીઊંચકીને છેવટે ખૂંધો થયો
હવે તેની પીઠ પરનો બોજો નીચે મૂકવો જ જોઈએ
આ વૈભવનગરી માટે આપણું જ લોહી રેડાયું
અને પથ્થરિયા ખાણનો ઇજારો મળ્યો
હવે ગગનચુંબી હવેલીઓને સુરંગ ચાંપવી જ જોઈએ
સૂરજમુખી હાથમાં મૂકનારો ફકીર હજારો વર્ષો પછી મળ્યો
હવે સૂરજમુખીની જેમ સૂર્યોન્મુખ થવું જ જોઈએ.

દુઃખ ☐ નારાયણ કવકેકર ☐ ધનવિદ્યા મહેતા

દુઃખ દુઃખ કહે છે તે છેવટે
હોય છે શું ?

દુઃખ એટલે હવા ?
જે હોય છે દૂષિત ને આવે છે અચાનક
ખાણુમાંથી નીકળતા ધુમાડાના ગોટા જેવી
ગૂંગળાવી નાખતી અસાવધોને....?

દુઃખ એટલે શિલ્પ ?
જે પથ્થર કોડચો નિર્મમપણે અનામી હાથે
કોમી હુલ્લડોમાંના માથાની જેમ....?

દુઃખ એટલે માણસ ?
નિકટનાં સગાંસંબંધીની જેમ
જે હોય છે ચોવીસે કલાક એક ખૂણામાં
બેઠેલો દુભાયેલો મૂંગો ભર્યા ઘરમાં....?
દુઃખ એટલે સ્મરણ ?
અષાઢી એકાદશીએ માંસદારૂ ઢીંચ્યાનું....
દેવ સામેના દીવા પર સિગારેટ પેટાવ્યાનું....
કાચી છોકરીને ઊભી જુવારમાં મસળી નાખ્યાનુ ?

....દુઃખ એટલે ઉપરનું બધુ.
અથવા નહીં.

પણ જેણે આપ્યું હશે દુઃખને
દુઃખ એ નામ પહેલી વાર
તે હશે કોઈક નવોદિત કવિ
ભાષાના સામર્થ્ય પર અતિશય શ્રદ્ધાવાળો.
અને શબ્દો કેટલા ઊણા હોય છે
આશયની અભિવ્યક્તિ માટે
એ પણ તેને સમજાયું હશે જ—પણ કાલાંતરે.

## ગાંધારી ! ☐ નારાયણ પેઠણેકર ☐ માલા કાપડિયા

અંધારામાં ગાંધારી
અંતર્પ્રકાશિત
સૂર્યતેજના લાભ
ફળો ભોગવનારી.

અંધકારની જેમ
પરવશ થયેલો
એક અગતિક ધૃતરાષ્ટ્ર
તેની બુભુક્ષિત વજ્રમુઠ્ઠીમાં
તેજની છાયા થરથરે છે!

ગાંધારી,
પાપપુત્રોની માતા

હવે પ્રસ્થાનયાત્રા શરૂ થાય છે
અગ્નિ તરફ.
આયુષ્યના સર્વ હિસાબ ચૂકતે થઈ ગયા છે
હવે અપાર દુઃખ સહિત
આ અગ્નિની રાહ પર
ચાલવાનું છે
અગ્નિની જ્વાળા જે
શીતળ છે
વેદના કરતાં.

તેજરતિ
ક્ષોભ આંખ ઉઘાડ નહીં
ચિરંતન વેદના બાળ નહીં!

આવતા યુગનાં બધાં દુઃખ □ નારાયણ સુર્વે □ જયા મહેતા

આપણે ભૂલી જવું જોઈએ બધું; ભૂલી શકાતું નથી
રોજ જ કહેવું પડે છે વૃત્તાંત, એ ટળતું નથી

ભરતીઊછળતો સમુદ્ર આણવો કેદ કરીને; તેવો આ જીવ
કેટલું સમજાવું તેને; કેમ માંડવું પલાણ સમજાતું નથી

પાલખી લઈને ઋતુઓની શણગારે છે બજારમાં મેળો
એટલે લઈને ગયો પાટિયાં; તો ત્યાં જગા જ નથી

ત્યાંનાં જ વેચાતાં લીધાં પીપૂડાં; આળોટયો રેતી પર
વધારે ઉદાસ થઈને પછી આવ્યો કેમ? સમજાતું જ નથી

ફરીથી રાતે બારી તરફ વળતાં દેખાયો ચંદ્ર
ચમકી ઊઠયો; તે બહુ ઉત્સુક લાગ્યો જ નહીં

આવતા યુગનાં બધાં જ દુઃખો હું પણ ભોગવીશ કહું છું,
આજની વ્યથાનું શું કરવું; કોઈ કહેતું જ નથી.

હીંચકાનું મૃત્યુ □ નિરંજન ઉજગરે □ શકુન્તલા મહેતા

તે હવેલીમાં અનેક વર્ષો રહીને
પોતાના જ પડછાયામાં વિલીન થયેલા માણસો
દરવાજાની ઉઘાડ બંધ
કડી–તાળાનુ મજબૂત અસ્તિત્વ....

ડાર્વિનનો સિદ્ધાંત
મોઢે છે ભીંતેભીંતને
ભીંતોમાં સચવાયેલી ભાવનાઓને...
હથેલીની ચોતરફ વાતા પવનોને
હવેલીની બહારના ઉજ્જડ બગીચામાં
વર્ષોથી ઉજવાય છે
ભગ્ન માંડવા નીચેના
હીંચકાનું ભયાનક મૃત્યુ....

હું તો ☐ નીલિમા પોવળે ☐ રાજેશ મેસ્વાણી

તો એ પછી
ફરીથી
હું આવીશ બધી રેખાઓમાં ભરાઈને
જાણે કે ખૂબ મોટું ખેતર પાક્યું હોય એમ
પીળાધમ્મક પોશાકમાં
જંગલી ફૂલોના
પોષની વાંકી ઠંડીમાં
તું હશે રેખારેખા વંકાવતી
હું તો ઇન બિટ્વીન ધ લાઇન્સ.

વૈશાખ મહિનામાં ☐ પદ્મા ગોળે ☐ ઇન્દુજિત મોગલ

વૈશાખ મહિનામાં નવાં પાંદડાંનાં પુંજ
આકાશ તરફ મીટ માંડીને બેઠાં હોય
એમ મારું ભોળું હૃદય
તારી એકસરખી વાટ જુએ છે.

ધરતી તપ્ત, પવન નિઃશબ્દ,
ઘેરાયેલાં વાદળ,
પગરવ સાંભળીને મારા મનમાં
આર્ત પેદા કરે છે.

વાદળ એમ જ ચાલ્યાં જાય છે ઉપેક્ષા કરીને,
પાન નમી પડે છે
એમ શું કામ કહું કે તેનું દુઃખ
વ્યાકુળ કરે છે મારા હૃદયને.

વૃક્ષો ☐ પદ્મિની બિનીવાલે ☐ નલિની માડગાંવકર

મુશળધાર વરસાદમાં ઝાપટાં ખાધા બાદ
પોતાનું જુદાપણું ભૂલીને
એકબીજામાં ભળી
એકમેકને ગળે હાથ નાંખી
બધું સહન કરતાં
વૃક્ષો માણસો કરતાં કેવાં જુદાં જ લાગે છે.
નિષ્પર્ણ અવસ્થામાં પણ
આપ્યા કરે છે આધાર
એકમેકને દૃષ્ટિથી,
પણ ઋતુ બદલાતાં તે જ વૃક્ષો
દૂર જાય છે એકબીજાથી,
પરસ્પરનું અંતર સાચવતાં
પોતાના જ રંગમાં
પોતાના જ આકારમાં
સજાવ્યા કરે છે
પોતાનું જુદાપણું.

ફૂલોની બહાર અસહ્ય થવાથી
પોતાની જ છાયાને પૂજનારાં વૃક્ષો જોયાં
કે પછી વૃક્ષોને પણ કંઈક ન સમજાય એવું લાગે છે!

[પ્રયાણ □ પુ. શિ. રેગે

રસ્તામાં હું એકલો જ હોઉં છું;
ચાર માણસોમાં હું નથી જ,
જે મનમાં હોય છે
તેની પણ પાર ઓળંગાયેલો.

તને હોય છે એક જ ભીતિ
સતત ચમત્કારિક લોકોનાં પુસ્તકોની,
ખરેખર તું હોય છે
પોતાથી જ ડરીને દિવસ રાત ખોવાયેલી.

હું જો કહું આપણે બન્ને જ છીએ
આ ભટકતા આકાશના પડઘામાં
તો તને પૂરે છે
અપરિચિત ભીંતો, તે ઓળખીતાં પુસ્તકોનાં મ્હોરાં.

પુસ્તકોમાં તેં પુષ્કળ વાંચ્યું હશે
તેમાં હોય છે શાહીના
પણ એક રસ્તાનું એક ભાષાંતર
એમ કટકે કટકે કદીયે થયું નથી.

નિવૃત્ત ▢ પ્રભા ગણોરકર ▢ ઉષા પટેલ

બધે જ થીજાવી દેતી ઠંડી.
બરફ જ બરફ પથરાયેલો.
જેમતેમ પગ ઊંચકીને ચાલતા યોદ્ધાઓ.
તેમના હાથમાં શસ્ત્રો છે.
ચહેરાઓ નિર્વિકાર.
આગળ જઈને ક્યાંક ક્ષણભર અટકવાનું
અને ફરી પાછી યુદ્ધભૂમિ.

યુદ્ધ એટલું જ સત્ય.
તેટલો જ જીવ્યાનો પર્યાય,
અને જીવવા માટે તે શસ્ત્રે
કોઈપણ ક્ષણે ક્યાંય પણ દિશા વાળી શકે

....આવે સમયે આપણે નિવૃત્ત થવું
બરફમાં ખૂપતા જતા જખમી સૈનિકની જેમ.

યુગ માટે કોણ થોભશે ▢ ફ. મુ. શિંદે ▢ નલિની માડગાંવકર

યુગ માટે કોણ કયા સ્ટેશન પર થોભશે
અમે નોમેડ્સ ફાવે ત્યાં ડેરાતંબૂ તાણીએ છીએ
જંગલમાં...હરિયાળી પર....કોઈ વાર તો પોતાની આસપાસ
વીંટી લઈએ છીએ પાંદડાઓનાં કાપડ અને અનુભવીએ છીએ
જાતિની કંગાલિયત વાંઝિયાપણા જેવી
તો પણ અકસ્માત થતા નથી અમારી ક્ષિતિજ પર
અમે બિનધાસ્ત હોઈએ છીએ બીજે મુકામે
આગળનું સ્થળ વિચારમાં સાંધતાં સાંધતાં
અમે નોમેડ્સ થોભતાં નથી યુગ માટે
આ રંગી કાઢેલો યુગ નથી જોઈતો!

## શેને શું કહેવું નહિ? ☐ બહિનાભાઈ ચૌધરી ☐ જયવંતી દવે

કપાસ વિના જે ફૂટે એને કાલું કહેવું નહિ
હરિનામ જે ના ઘૂંટે એને મોઢું કહેવું નહિ.

વાયરાથી જે હાલે નહિ એને પાન કહેવાં નહિ
સાંભળે નહિ જે હરિનામ એને કાન કહેવા નહિ.

નહેર, વાવડી વિનાની એને વાડી કહેવી નહિ
નહિ દેવના દરસન એને આંખડી કહેવી નહિ.

સુવાડે જે ભૂખ્યા પેટે એને રાત કહેવી નહિ
નકારે જે દાન માટે એને હાથ કહેવા નહિ.

જેની અંદર હોય ન પાણી એને હોજ કહેવો નહિ
હાક સૂણીને જે થોભે એને પગ કહેવા નહિ.

વાવમાંથી જે આવે ખાલી એને કોસ કહેવો નહિ
કરે પોતાની જ પૂર્તિ એને પેટ કહેવું નહિ.

નહિ ઓળખે જે કાન્હો એને ગાય કહેવી નહિ
જેને નહિ ન્હાનો એને માડી કહેવી નહિ.

અરે મારગની દોરીને કહી સાપ કહેવો નહિ
વેચે પેટની દીકરીને એને બાપ કહેવો નહિ.

દૂધ પર ચડે ફૂગ એને તર કહેવી નહિ
જેની માયા ગઈ સરી એને માડી કહેવી નહિ.

ઈમાનને જે વિસારે એને કહેવી નહિ નેકી
જન્મદાતાને વિતાડે એ નહિ બેટાબેટી.

જેમાં હોય નહિ ભાવ એને ભક્તિ કહેવી નહિ
જેમાં હોય ના આવેશ એને શક્તિ કહેવી નહિ.

હજીયે ફૂલોમાં સુવાસ આવે છે
હજીયે માટી લાલ ચમકે છે;
ઝાડના ઠૂંઠા પર ચડીને
હજીયે બકરી પાલો ખાય છે.

આકાશનો ભગવો રંગ
અને સામે નાગાં બાળકો
ઝોકાં ખાતાં ઢોર માપે છે
હજીયે બંને વચ્ચેનું અંતર

અહીં ધરતીકંપનો આંચકો
ને ત્યાં યુદ્ધનગારાં
ચારે બાજુ એક જ ઘોંઘાટ
જૂના શબ પર નવા અંગાર

પથ્થરના દેવ જુએ છે ને કહે છે
મારો વિજય ક્યાં થયો?
માણસ કહે છે મારા મનમાં
ચિરંતનના અમલ

ગર્વિષ્ઠ અતડા વાંકા સંબંધો
નશ્વરતામાં પણ બસૂરા નખરા

સીઝતા માંસમાં પણ કોઈકને
સ્વર્ગની બુલંદ ઘેરી સુગંધ આવે

માનવતાની ટીકા સહિતની નોંધો
ફરીથી વાંચી, અર્થ તો તે જ;

આકાશની પેલી પાર સ્પંદન છે,
પણ તેના ટકોરા આ માટલા પર

જીવવું થોડું અને છેવટે મૃત્યુ
આંખોનું જ કેવળ ઊઘડવું મીંચાવું;
અંધારામાંથી રડારતું કિરણ
વીંધતું વીંધતું આગળ વધે છે.

કારતકનો ઘઉંવર્ણો તડકો
જો આવી રીતે મનની
શિથિલ ત્વચાને ફાડીને જુએ છે
જૂના ભયથી અંદરના જખમ;

તો પણ ફૂલોમાં સુવાસ આવે છે,
તો પણ માટી લાલ ચમકે છે;
ઝાડના ઠૂંઠા પર ચડીને
તો પણ બકરી પાલો ખાય છે;

આકાશનો ભગવો રંગ
અને સામે નાગાં બાળકો
તો પણ ઝોકાં ખાતાં ઢોર માપે છે
તે બંને વચ્ચેનું અંતર
—'अहो बत महद्भाग्यं द्रष्टुं व्यवसिता वयम्''—

## પ્રેમ-લેખ ◻ બાલકવિ ◻ જયવંતી દવે

મેઘોના કરી ભૂર્જપત્ર ધરીને અસ્તાચલે હર દિને
સ્વર્ગીના નવ લેખ કુંકુમરસે એ દેવી સંધ્યા લખે.
રાત્રે શાંત ગંભીર અંબુનિધિના આ નીલ પટ ઉપરે
લજ્જાલેખ લખે વિકંપિત કરે એ તારલી સુંદરી.
શ્યામા નિર્ઝરિણી ખસેડતી પુનઃ પોતાનું નીલાંચલ
મુગ્ધા લેખ લખે સુરમ્ય પુલિને મંદોર્મિમાલાકુલ;
વેલીના કરને ધરી સ્વકરમાં એ મંદમંદાનિલ
ક્રીડાલેખ વનસ્થલી પર લખે શા કૈંઈ પોતાતણા.

આ સર્વે મધુલેખ લૈ જગતમાં ઉન્મત્ત નાચે કવિ,
ગાઓ એ સૌના ગીતો, સમજતો મહિમા હું એ સૌ તણા
લજ્જા-મુગ્ધ છતાં શિરઃ કમલને મૂકી ઉરે માહરા
શ્વાસોના કવને લખે પ્રિયતમા એ પ્રેમલેખાવલિ.
લાગે સૌ પછી લેખ તુચ્છ મનના નેત્રો વિષે માહરાં
તેનો અક્ષય લેખ એક જ રહ્યો હું મગ્ન પારાયણે.

## બાર માસની એક ક્ષણમાં [ ] બેકર

ચિત્રોને પુષ્પિત કરતો ચૈત્ર
તારા દેહની માદકતા બન્યો છે
અને વૈશાખ વક્ષસ્થલમાં સ-ફળ થઈને
નવી સુગંધમાં ફેલાયો છે
જેઠ મહિનાએ તારાં અંગોમાં
કોમળ જૂઈની મૃદુતાને ભરી દીધી
અને અષાઢે
આંખમાં ભરી દીધી છે ભીની કાજળની રાત!
શ્રાવણે તારા ચહેરા પર
તડકો અને વરસાદની જાળી ઓઢાડી દીધી
અને ભાદરવાએ રોમ-રોમમાં ભરી દીધો
નવા અંકુરોનો ઉન્મેષ!
તારા શબ્દોમાં આસોના આકાશનો
ચમત્કાર સમાયો છે
અને હાવ-ભાવમાં
કારતક કરે છે શૃંગાર!
તારી ગતિની ભવ્યતામાં
માગશરનું ગૌરવ છે
અને મોહક લાવણ્યમાં
પોષની ચાંદનીની સ્નિગ્ધતા.
તારા સ્પર્શમાં
મહા મહિનાના હૃદયનું આકર્ષણ
અને તારા આનંદમાં
ફાગણ વિખેરે છે સંધ્યાના રંગ!
તારે કારણે એક જ ક્ષણમાં
બારે માસનું આલિંગન શક્ય બને છે
અને સંપૂર્ણ સૃષ્ટિનું સૌન્દર્ય
પીઉં છું
અધરના યૌવનમાં!

☐ ભાલચંદ્ર નેમાડે ☐ ગુણવંત રતિલાલ શાહ

કેવી રંગોળીઓ કાઢો છો તમે અભિજાત વ્યથાઓ!
કેવું લીંપ્યું છે મારા આંગણુને, ખૂણેખૂણો ખીલી ઊઠે,
કેવી સજાવો છો તુળસીવૃંદાવનની દેખાય એ બાજુ,
તોડો છો માંજર બપોરના સુકાયેલા મૃદુ નખોથી,
રોજ નવી હાથ પર કરેલી રૂની વાટથી પેટાવો છો
મારા પાતાળઘરને માટે અંધારું પ્રાર્થતી
દેવઘરની ભેટમાં મળેલી ઊભી દીવી,
અંદરબહાર આવતાંજતાં કેવી ગણગણો છો આરતીઓ
અસ્પષ્ટ શબ્દોના સૂરોની વેણીમાં અર્થ ગૂંથી લઈને
—તે અર્થ હું ફંફોસી જોઉં છું, જોઉં છું
ત્યારે ભીંતને ચીટકીને ઊભેલા મારા
માથા પરના પીપળાની ડાળીએ ડાળી શોર કરતા
કાગડાઓથી કાળીમશ લદાયેલી હોય છે.

આ રસ્તા સુંદર ☐ મ. મ. દેશપાંડે ☐ જયા મહેતા

આ રસ્તા સુંદર
ક્યાંક જતા
અને પક્ષી સુંદર
કંઈક ગાતાં

તું અમસ્તો જ જુએ છે
ફેલાવાનો અંત
કેટલો રમ્ય લાગે છે
નળિયામાં દિગંત

આ પક્ષી સુંદર
ગાતાં નિરર્થક ગીત;
હું નિરર્થકના
સૌંદર્યથી મુગ્ધ.

ઉત્સવ ☐ મધુકર કેશે ☐ નલિની માડગાંવકર

બધા પંથોએ
ઊંચકયા ઝંડા
ઓચીમાંથી પકડી દૂર કર્યા

કોઈ પણ મેળામાં
આવા અધૂરા રંગો
જયાંથી નીકળ્યા ત્યાં જ ઊભા

આગળના ઝંડા
વીખરાઈ ગયા
સમજ ન પડી કોણ કયાં ગયું

વેરવિખેર માર્ગો
જયાં પાછા ભેગા થાય છે
ત્યાંનો ઉત્સવ જોવા દે.

☐ મનમોહન નાતુ ☐ જયા મહેતા

શબ આ કવિનું
    બાળશો નહીં રે,
જિંદગીભર એ
    બળતો જ હતો

ફૂલો પણ તે પર
    ચડાવશો નહીં રે,
જિંદગીભર એ
    ખીલતો જ હતો.

ખંજવાળ ☐ મંગેશ પાડગાંવકર

કાલનાં સ્વપ્નાં સિલક બચ્યાં હોય તો
ઢાંકી રાખ: વાસી રોટલા જેવો તેનો
સ્વાદ હોય છે. વણસેલી જાગૃતિ વેઠતુ
એકાદ વાસી સ્વપ્ન હોય તો સારું.

કાદવ કરીને ચોમાસું ચાલ્યું જાય છે
એનું જ નામ વિકાસ અને ડહાપણ.
કચકચાવીને બાંધવાના સંબંધો ચાલુ હોય ત્યાં જ
નવો કાદવ કરવા માટે વરસાદ આવે છે.
કાલનો તે ઠાઠડી પરનો કોઈ માણસ:
મરણ તેનું ખરેખરું પણ લાગ્યું નહીં,
ફરફરતા વાળ તેના તેવા જ હતા આબેહૂબ:
લાગ્યું, હમણાં જ ટેવથી હાથ ફેરવશે....

એમાં નવું તે શું કહ્યું, કહેશો.
કશું જ નહીં: ભાષાની જ ફક્ત ખંજવાળ:
એટલા માટે જ રાખીશ તો ચાલશે મને
કાલનું એક વાસી સ્વપ્ન ઢાંકેલું આજે.

પોતીકું ગણવું નહીં ☐ મુગ્ધા ટેંબે ☐ ભાનુ શાહ

સવારના તડકાને પોતીકો ગણવો નહીં,
બપોરની ઝાળ પાલવને બાળે છે.
ભૂલેચૂકે માન્યો તોય ઘેલા થવું નહીં,
ભોંકાતું દુઃખ કાળજે વાગે છે.
ચાંદરણાંને કાચ પર ઝીલવા નહીં,
કાચ દગો દે તો ચટકો લાગે છે.
દિવસના પ્રેમમાં સહસા પડવું નહીં
રાત્રિનો સ્વપ્નઝૂલો લટકતા છોડે છે.

મારું શરીર મારું છે
તેમ ક્યારેય કોઈએ મને કહ્યું જ નહોતું
દાદીમાં કહેતાં
"મૂઈ અમાસ લઈને આવી છે શરીર પર
ચંદ્ર કેમ ઊગશે!"
મા બિચારી સહનશીલ
પોતાની દીકરીને લીધે તેના કુટુમ્બને કેટલો ત્રાસ!
પણ રૂપે મારો ડાબો હાથ પકડ્યો
તે માટે તે પણ શું કરી શકવાની હતી?
શક્ય તેટલું તેલ તે મારે માથે ઘસતી.
અઠવાડિયમાં ત્રણ વાર તો માથે ન્હવડાવતી
અને કહેતી, આ એક જ ગુણ આગળ જતાં કામમાં આવશે!
બાપુ માત્ર કહેતા, "છબી, ભણવું હોય તેટલું ભણ
હિંમતથી મેળવ સાથીદાર"
હિંમત એટલે?
એટલે સારા માર્કસ, સારી નોકરી!
તે પણ પાછી "તે"ને મેળવવા જ
એટલે તો હું કહું છું,
મારું શરીર મારું છે
તે ક્યારેયે કોઈએ મને કહ્યું જ ન હતું
કહ્યું છે માત્ર
કે તારો રંગ, તારો આકાર, તારું વક્ષસ્થળ, તારું કૌમ
તારું બોલવું, તારું હસવું, તારો દેખાવ
એ જાણે કેવળ તેમનામાંના કોઈ એક "તે"ને માટે જ
છે, તારે માટે નથી
એમ જ
હા એમ જ!
તારું બુદ્ધિકૌશલ્ય, તારી કેરિયર
તારું આગળ વધવું પણ
તેમનામાંના "તે" ને માટે જ હું કે!

## મારી આ જૂની કવિતા ☐ યશવંત પેંઢારકર ☐ નલિની માડગાંવકર

આ મારી જૂની કવિતા
ફરી પાછી સહજ વાંચી જોતાં
તે ખરી પડેલાં કમળો ડોલવા લાગે છે.

જે ઓળંગી જગતમાં આવ્યો
અને જે યુગો
પાર થઈ ગયા
તેમાં અચાનક ઘૂમવા માંડું છું.

જે સંપત્તિ
અને આપત્તિ ગુમાયેલી
તે ફરી પાછી પ્રગટ
થઈ મારી પાછળ પાછળ ફરે છે.

કે ઢાંકણું ઉઘાડતાંવેંત
બાટલીમાંથી
ફીણ ઊભરાય
અને એમાંથી ભૂતાવળ ધમાચકડી મચાવે

ખોદ્યા પછી
ઉપર આવે
નષ્ટ ઇતિહાસ
તેમ મારી સામે આવે છે મારા જ અવશેષ.

આ મારી જૂની કવિતા
ફરીથી વાંચતાં
સહજ જોતાં
પછી વિચારતાં, કાળજું કકળે છે.

☐ યશવંત મનોહર ☐ નિરંજના સત્રાવાળા

નક્કી જ જેલની દીવાલો લોહિયાળ થઈ હશે
નક્કી જ કેદીઓની મુઠ્ઠીનું પોલાદ ગરમ થયું હશે
શ્વાસ રોકાયો હશે. કંપી હશે મંદિરની ગલીઓ
નક્કી જ જેલ જીવ લઈને નાસવા લાગી હશે
નક્કી જ રણ વજ્રફૂલોનું ઝાડ થયું હશે
ચિતાની રાખને મજબૂત અંકુર ફૂટયા હશે.
ધૂળ તપીને સંતપ્ત થઈ હશે.
મારું અસ્તિત્વ આજ જ્વાળા સાથે મિશ્ર થયું છે
નક્કી જ જેલની દીવાલો લોહિયાળ થઈ હશે.

સાંભળો રે સાંભળો ☐ ર. કૃ. જોશી ☐ જયા મહેતા

કાલે હું મારી સંપત્તિ જાહેર કરવાનો છું

ભાંગીતૂટી
ત્રણ
ખુરશી
ગોબા પડેલાં
ચારપાંચ
વાસણો
સનમાયકામાં
તડ પડેલું
ટેબલ
એક

બે ડિઝાઈનના
બે કપરકાબી
ન ચાલતું લાયટર
લીક
થતો
ગેસ
ભેટ મળેલી બૉલપેન
ગયા
વર્ષની
ડાયરી અને આ કવિતા.

આ ચાર ક્ષણ ☐ રમેશ પાનસે ☐ જયા મહેતા

ઓહો !
જોયું ?
મારી જિંદગીમાં આનંદની મહાન
આ ચાર ક્ષણ!
જેને માટે જીવવાની ઝંખના રાખી હતી !!

આ પહેલી
મુંબઈની ગાડીગર્દીમાં મેં એક મોકળો શ્વાસ લીધો
બીજી
મેં તેને મારી કહેવાનું ઠરાવ્યું.
ત્રીજી
આકાશ સ્વચ્છ દેખાયું ગણગણાટ વગર.
ચોથી
મેં તેને ઓળખ્યો : તે પણ એક માણસ જ.

હું હવે સમાપ્ત થવાની શરૂઆત કરું છું.

ઓટ : ☐ રાજસ કલ્યાણકર ☐ ભાનુ શાહ

ઓટ આવેલા સમુદ્ર જેવું
આયુષ્ય ખાલી ખાલી લાગે છે.
આંખો માટે તે જ ખરી
ભરતીની વેળા હોય છે.

એક ક્ષણ નથી જ નથી જોઈતી ☐ રામ ગોસાવી ☐ નલિની માડગાંવકર

આંગણામાં દાડમના ઝાડ પર ચકલીઓનો કિલકિલાટ
બહાર રસ્તા પર રમનારા છોકરાઓનો કલબલાટ
ઓરડીના બારણા પાસે ફક્ત હું સ્તબ્ધ, મૂંગો
તારી વાટ જોતો

આખો દિવસ આમ હું
અંધકારમગ્ન અગતિક એકાકી
ચાર દીવાલો વચ્ચે પુરાયેલો
અને હવે આ આવી સંધ્યાએ
એકાદ હૂંફભર્યા શબ્દ માટે ભૂખ્યો.

અને પછી એકદમ આંકી દીધેલા
નિયત સમયે તું પાછી આવે છે મંદ પગલે.
સરકાવે છે થાકેલા ચપ્પલ બારણા પાછળ.
મૂકે છે જમવાનો ખાલી ડબ્બો
નોટબુકનો થોકડો અને પર્સ પાસેના ટેબલ પર
રોજની આદત પ્રમાણે.

અને કરડકરડ અવાજ કરતી આરામખુરશીમાં તું
લંબાવે છે,
એક ઊંડો નિસાસો નાખીને.
હૉસ્પિટલમાંની ડેટોલની ઉદાસ વાસ જેવો
તારો નિસાસો આખી ઓરડીને ભરી દે છે.
તારા એકાદ શબ્દ માટે આખો દિવસ તરફડતો જીવ
પછી સુકાઈ જાય છે.

હવે તું મૂંગી અને હું પણ મૂંગો
ચારેબાજુ સૂનકાર છવાયેલો છે.

દેહ પર, મન પર બધે અંધારું ઊતરી આવ્યું છે;
કાળજું ઊતરડી નાખતી એક ક્ષણ
નથી જ નથી જોઈતી.

संवाद वगर ☐ रामचंद्र कदम ☐ कीर्ति महेता

केवळ घटनानी सपाटी परना
वास्तव जेवो आ तडको
अने दोस्तो आपणे वातो करीए छीए.
एटले के तुं एकलो ज बोले छे
अने हुं एकलो ज बोलुं छुं.
वच्चे वच्चे तर्कनियमोना सगवडभर्या दोरा भूलथी ज
क्वचित विनोदना पण.
आपणा अनुभवनुं लोखंड आपणामां ज—
जुदुंजुदुं, भारेखम.
आपणे वातो करीए छीए, संवाद वगर
अने आ रेताळ तडको.
फक्त वस्तु तरीके आ टेबल
अने चाना डाघ.

सूर्य मारो नहीं होय ☐ राजन सादम ☐ जया महेता

कुंतीना आह्वानमां ओगळेलो
स्वत्वने–तेजने–वीर्यने
कुंतीना कुंवारा खोबामां नाखनारो
सूर्य मारो नहीं होय.

हिरण्यगर्भ कहेवडावतो—मगरूरीथी फरतो
माटी छोडीने आकाशमां
पग मूकीने
बूमबराडा पाडनारो
चोटली फरकावतो
सूर्य मारो नहीं होय.

बाई–बिचारी कुंताओने
अमथुं अमथुं वीर्यदान करनारो
कर्णदुःखो जन्मावनारो
सूर्य मारो नहीं होय.

ચારે પગે દોડતો, ધૂળ ઉડાડતો ☐ લક્ષ્મીકાંત તાંબોળી ☐ જયા મહેતા

ચારે પગે દોડતો ધૂળ ઉડાડતો કલ્કીનો ઘોડો આવશે
તે ધૂળમાં ઊડે ઊડે આખું જગત ડૂબી જશે
ગંગાને પણ લાગશે આગ, સૂર્યને પણ રડવું આવશે
શંકરની ત્રીજી આંખ ત્યાંની ત્યાં થીજી જશે
ઊડી જશે બધા કાગડા, બળી જશે માનવકુળ
ખ્રિસ્ત ફરીથી દોડતા આવશે ખભા પર લઈને શૂળી
એક ઘા એવો થશે વિશ્વની આ તૂટશે નાળ
એક ધાર એવી નીકળશે થશે આખું આભ લાલ
—એક દિવસ એવો આવશે, લંગોટીના ધ્વજ થશે
'નીચે માથું : ઉપર પગ' એમ માણસો ચાલતાં આવશે

નકશી ☐ વર્ષા દેશપાંડે ☐ નલિની માડગાંવકર

રસ્તા સુકાઈ જાય છે
ત્યારે વૃક્ષોને પગ ફૂટે છે
વૃક્ષોના પગ લોહીલુહાણ થાય છે
ત્યારે પાનનાં કલેવરો
રસ્તા પર વિખેરાઈ જાય છે.

ફૂલોને પાંખો ફૂટે છે
ત્યારે સુગંધમાં સૂકા પાનના દેવ
પૂજવામાં આવે છે.

સાંજસવારની ભાષામાં
વૃક્ષો જરાક લીલાં થાય છે
ઉનાળુ ચહેરાને દેખતો રસ્તો
ઓળખીતા પક્ષીને
વૃક્ષ પર લઈ જઈને બેસાડે છે

કાચના પ્યાલા પર કોરેલી નકશી
પથ્થરની નજરે આપણા દેહ તરફ
ફરી ફરી જોઈ રહે છે.

બેટ ☐ વસંત કોકજે ☐ કિશોર શાહ

આ બેટ પર ઊતરવું છે?
પણ ના.
પેલા સામેના બેટ પર?
તે તમારો પ્રશ્ન છે!

આ અમારા ગ્રામદેવ!
એમનાં મંદિરો અમે બાંધતાં નથી.
શઢ ફાટેલું જહાજ!
હં! અમારું જ!
પણ ફાટેલા શઢને અમે અડતા નથી!

પડછાયાથી જ ગભરાયો છે
અહીંનો નપુંસક સૂર્ય.
ઝાંખા પડયા તારા, શીર્ણવિશીર્ણ પવન,
ખોવાઈ ગયા છે મોજાંના રસ્તા.
હવાને બાથમાં લઈને અમળાતો
અહીંનો દરેક અવયવ.
કાળજાકાળજામાં ખીલ્યા છે કાંટા!

અમારી સોબતમાં છે
ફૂલ વગરનું ઝાડ.
એક મૃત તારો.

—અને આ કહો છો?
હં! લોહીતરબોળ પંખી!
ફૂટી નીકળેલા અંકુર પાસે જ પીંખાઈને પડયું છે.
કણસે છે?
અમે પંખીને અડતા નથી!

☐ વસંત ગુર્જર ☐ નલિની માડગાંવકર

પાંગળો દિવસ ખોતરતો
પોતાને
ફેરવે છે સર્વસ્વના કોષમાં
હકારનો નકાર બની જાય છે
અને
કંઈ જ નથીમાંથી ઇચ્છા
ફરી ફરી વીખરાઈ જાય છે
કઠણ પરિસ્થિતિ
ઘણી વાર ફક્ત પોતાને જ
ખડો કરી દેવામાં
આગળ આગળ સરકવામાં નખશિખ થાક
સામે આવેલી
આંખોમાંનું આંખોમાં
ખુરશીમાં મૃતવત્ અંગો
અંગોની ખુરશીમાંનું ખાલીપણું
શું બને છે શું નથી બનતું
ખબર નથી.
સર્વસ્વના કોષમાંથી બહાર પડી
રસ્તા પર
સીધું ઊંધું
પોતાનું ચાલવાપણું.

સમુદ્ર ફક્ત જોઈ રહે છે. ☐ વસંત દાહકે ☐ નલિની માડગાંવકર

સમુદ્ર ફક્ત જોઈ રહે છે થાકેલી આંખોથી
એના કિનારા પરના દંગલગ્રસ્ત શહેરને.
એનાં ચશ્માં પર વરાળ બાઝી છે
તેથી તે ચશ્માં કાઢીને હાથમાં લે છે
અને દૂખતી આંખે
એ શહેર ભણી જુએ છે.

મોજાંના હાથથી
એને સ્પર્શવું છે
કણસતા શહેરના કપાળને.
એનો લંબાયેલો હાથ
થરથરે છે.....

તંબાકુનો રસ થૂંકીને એ ઉદાસ હસે છે.
હળવે હળવે અંધારું ફેલાવા માંડે છે
એના જર્જર ચહેરા પર.

સવાર □ વસંત બાપટ □ નલિની માડગાંવકર

મારા સવારના તડકાને બળ મળ્યું
ખીલવવા જેટલું
તેટલામાં
તું તો ખીલેલી હતી
આથમતા તારાઓથી.

મારો સવારનો તડકો
પારિજાતની શય્યા પરથી આકુળ વ્યાકુળ
થતો ઊઠ્યો....
વનવાસી થતાં આકરો થયો
પોતાનામાં જ ઓગળ્યો
તોરમાં ચમક્યો
ઝળકતાં ઝગકતાં પરાભવ ભૂલી ગયો
સવારનો.

ઢળતાં ઢળતાં જ અધખીડી આંખોથી
તને કરમાયેલી જોઈ
અને તારા કરમાવાથી તે જ કરમાયો.
સાંજના હાથમાં
કુમળાં ઝુલફાં પકડાતાં
આળોટ્યો વેરવિખેર જમીન પર
હાથ લંબાવીને
સ્પર્શવા માંગે છે તે જ તારો જ ઉંબરો
પરાભવ ભૂલીને
સવારનો.

## પરમેશ્વરે મને આપેલું મન ☐ વસંત સાવંત ☐ જયા મહેતા

પરમેશ્વરે મને આપેલું મન મારું નથી હોતું ત્યારે મારે હાથે ભૂલો થાય છે.
સ્વપ્નોના રંગ જોતી આંખો વાસ્તવિક જગતનું અસ્તિત્વ નકારતી ચાલી છે
તળાવકાંઠે ફરતાં ફરતાં ધુમ્મસ ઓગળે છે ઝાડમાંથી નાળિયેરીની ટોચ પર
બેસે છે મન

જળ પર વનચિત્ર કાઢનારા જવાબદાર હાથ કોના? કોની આકાશકમાઈ?

નાનકડાં નાનકડાં પતંગિયાં તેમની પાંખો મળે મનને, તેથી હું
અસ્વસ્થ થાઉં છું

પડેલી ભીંતોમાં ઇતિહાસ ગણગણે ક્યાંક ઘંટ વાગતો બંધ પડે
હું દોડું છું ફૂલો સાથે રમવા અને ફૂલોનાં જ દુઃખ મને વીંધી નાખે
કેવું વિચિત્ર છે મન તે સાચે જ સમજાશે નહીં તને કહેવા છતાં

પરમેશ્વરે મને આપેલું મન મારું નથી હોતું ત્યારે મારા હાથે ભૂલો થાય છે.

## શૂન્ય ☐ વા. ના. દેશપાંડે ☐ નિરંજના સટ્ટાવાળા

ગણિતજ્ઞ બોલ્યા :
"ગણિત શું છે?
—તે ઈશ્વરની
પ્રત્યક્ષ ભાષા!
આ જ ભાષામાં
ઈશ્વર બોલે
તમારી–અમારી સાથે!"

હા, ઈશ્વર
બોલે

ગણિતી ભાષા
આપણી સાથે!
માત્ર તેની તે
ભાષામાં
મારા ભાગે
આવે ફક્ત શૂન્ય
—જે શૂન્યની આગળ
એક પણ
નથી હોતો આંકડો!

સુખ ☐ વામન ઈંગળે ☐ અનિલા જોષી

આંખને નેત્ર ન કહીએ
તોયે હવે ચાલે છે
આંસુ પણ અનિવાર્ય નથી
નિયમિત આવતા ચોમાસાની જેમ
વાસણો માંજીને બરછટ થયેલા તેના હાથ
(હવે મને વાંસો જુદો ખંજવાળવો પડતો નથી.)
પગ પેટમાં લઈએ એટલે
ઓઢવાનું વધે છે દશાંગુલ
આંખને નેત્ર ન કહીએ
તોયે હવે ચાલે છે
નેત્રબિંદુની એકાદ શીશી હોય
તો અઠવાડિયા સુધી બધું કેવું સ્પષ્ટ દેખાવા માંડે.

શબ્દ ☐ વામન નિંબાળકર ☐ દિનેશ દલાલ

શબ્દોથી જ પેટે છે ઘરબાર, દેશ
અને માણસો પણ.
શબ્દો બુઝાવે છે આગ પણ
શબ્દોથી પેટેલા માણસોની.
શબ્દો ન હોત તો ઊડયા ન હોત
આંખમાંથી આગના તણખા
વહ્યાં ન હોત આંસુનાં મહાપૂર.
આવ્યું ન હોત પાસે કોઈ
ગયું ન હોત દૂર—
શબ્દો ન હોત તો.



કુસુમાગ્રજ



પદ્મા ગોળે



વસંત ડહાકે



ના. ધોં. મહાનોર



મનમોહન નાતુ



શાંતા શેળકે



સંજીવની મરાઠે



વા. રા. કાન્ત

## ખાલી ટેબલ ☐ વિ. મ. કુલકર્ણી ☐ નિરંજના સટ્ટાવાળા

ટેબલ ખાલી....
ટેબલ ઉપર
અડધી જ પેટીસ—
રસઝરતા જલેબીના ટુકડા....
દીનવદન નરમ કેળાની છાલ
સંતરાના રસમાં છુપાયેલ બી
ઘીનો ચમચો
પડેલો ઊંધો
માથેથી ઘસાયેલી સળગતી સિગારેટ!
થોડાક અડધાપડધા પાણીના ગ્લાસ પર
ફરેલ છે ‘તે તે’ હોઠોની છાપ—
કપમાં બાકી વધેલી મિથ્યાચારી–ચા!
રાખ વળી ગયેલ અગરબત્તીની સળી—
ચિનાઈ માટીના ફ્લાવરપૉટ
ઊભા નિર્વિકાર!
ખાલી ટેબલ....
ખાલી જ ખુરશી!....

ખાલી ટેબલ
ખાલી ખુરશીના કાનમાં કહે—
“સુખી છે તું બાઈ! તારા પર હવે
આ બોજો તો નથી—બોજો તો નથી!”

## આવવા દે ભગવાન તારા ઘરે ☐ વિ. વા. ફડકે ☐ ઉષા પટેલ

લગભગ પુષ્કળ રખડયો બધી જગ્યાએ
આશ્રય ન આપે કોઈ.

મારા મારા કહે છે જેને
ગયા તે ફરી.

હરરોજ ઝઘડયો જેના માટે
વ્યર્થ જ ગયું તે સર્વ.

કંટાળ્યો, હવે નથી આશરો
તારા વગર મારા હરિ.

ઓળખ નથી પહેલેથી જ તારી
આવું તો કયા ઘરે.

આવવા દે ભગવાન તારા ઘરે.

## એવી તારી કલ્પના હતી! ☐ વિંદા કરંદીકર ☐ જયા મહેતા

અપારદર્શક મનનો કાચ કેવો તડાક તૂટ્યો,
કેવું વચક્યું સ્થૂળ ગણિત; વિઘ્નવિરામ કેવાં
જીવનને રસ્તે દીપસ્તંભ થયાં—એ હું તને
કહેતો બેસીશ એવી તારી કલ્પના હતી!
વલોવાનાં મનની નસ કે ણે ટોચી, કઈ હથોડીથી,
અને આંતરડાંએ કેવા ચડાવ્યા પોતાને જ વળ
એ કહીશ, અને ડૂસકાંને ચકિત ભયભીત થતાં દેખાડીને
તું હસાવીશ, હળવી અનાઘ્રાતતાથી, એવી તારી કલ્પના હતી!

અને આવી પણ: પછી ભૂરકી નાખતા વાળને સંભાળતી
તું ફેરવીશ મારાં પોપચાં પરથી તારી આંગળીઓનો
બોખડો સ્પર્શ; બુઝાવી દઈશ મારા અંતરના વજ્રસંગીતને
ફક્ત એક પાંપણના પ્રમાદમાં; અને આ વિક્રમ
પછી ફરી ફરીને કહેતી બેસીશ પોતાની ગલીની
ગોકળગાયોને....એવી તારી કલ્પના હતી!

## જગરંગભૂમિ ☐ કવિ વિનાયક ☐ નલિની નાડગૌંડકર

રંગભૂમિ રચી જગતની. નરનારી—
ભૂમિકા ઘડી સંસારે રમનારી.

દૂર રહ્યા પરમેશ્વર લીલાધારી
પાત્રો રમતાં સહુ જોઈ રમત આ સારી

નટ બન્યા છતાં સહુ ધર્મોના અધિકારી
ફળદાતા ઈશ્વર સર્વ સમર્થ સુવિચારી

કવિ ☐ વિલાસ સારંગ ☐ ઉષા પટેલ

એકસોઆઠ રામાયણ રચાયાં તો પણ
અંત નથી
ફરી ફરીને એ જ ઘટમાળ.

શબ્દસંપત્તિ!

શબ્દોને અર્થની પરવા હોતી નથી
શબ્દ કાગળની આડે રહીને આપણને હસે છે
શબ્દનાં પગલાં ઊંધાં પડે છે
કવિત્વ જાય છતાં શબ્દ શેષ રહે છે.

જ્યારે ☐ વૃન્દા લિમયે ☐ માલા કાપડિયા

ગઈકાલ, આજ અને આવતી કાલને
પોતાની મુઠ્ઠીમાં બંધ કરતી તે ક્ષણ અચૂક જ્યારે ઊગશે

ત્યારે એક સંપૂર્ણ ભાવવિશ્વ આથમી જશે
અને ઋણાનુબંધ અંશતઃ ન્યૂન થશે

આ સાગરનું અર્થહીન નાનું અમથું બિંદુ

ઓગળી જશે સંસ્કારઘન અસ્તિત્વનો એક કણ
સ્પંદનશીલ ચેતના અચેતન
અને વિચ્છિન્ન થશે સંદર્ભ

સત્તા યશ વગેરે વગેરે કાલવશ....

અજ્ઞાતના ઝણકારાનો અછડતો સ્પર્શ
અનુત્તરિત પ્રશ્નોનું થોડાક પણ ખ્યાલ વિનાનું
ઉપર આકાશનું છત્ર ચિરંતન અને રહસ્યગમન.

આવતી કાલ માટે ☐ શરદ સાટમ ☐ જયા મહેતા

કહીને સમજવા જેવું હતું,
મેં સમજાવ્યું નહીં
માગીને મળવા જોગ હતું,
તે પણ લીધું નહીં.

આથમતા દિવસને મેં
એક એક સૂર્ય અર્પણ કર્યો,
એટલા માટે, કે ફરી દિવસ ઊગવાનો જ છે,
તો આવતી કાલ માટે જીવવું.

રોજ સવારે નવું બી વાવવાનો નિશ્ચય કર્યો,
નિશ્ચયમાંથી ડગ્યો નહીં
આવતી કાલ માટે જીવ્યો, તો પણ
ગઈ કાલનો દિવસ મર્યો નહીં.

આરતી પ્રભુ ☐ શંકર રામાણી ☐ જાનકી મહેતા

દિવસ કેવા ચકરડી જેવા ઘૂમરાતા
અને અચાનક તડ પડેલા તારી
અલ્પાયુષી નિયતિના કાચને જડેલા અક્ષય
ધુમ્મસમાં હવે અજ્ઞેયનો રસ્તો પ્રકાશિત થયો છે.
....એમ અમસ્તીઅમસ્તી જ અંતર્બાહ્ય ઉદાસ
સાંજ; શિશિરવૃક્ષોની વ્યાકુળ પીળીધમ્મક
પાનખર અને તળાવ થયેલા દુઃખમાં
કવેળાએ જ થીજી ગયેલું એક કાળુંભમ્મર કમળ.
પણ તેં આખરની રાતે ગાયેલા
દિશાદૂર થયેલા ભૈરવીના સૂર સમૂળ
તોડે છે ફરીથી વિરાટ મધ્યાહ્નનો એકાકી પ્રહર
અને હું જોઉં છું ત્વચાની લાખલાખ આંખોથી
ફૂટુંફૂટું થયેલું અટળ અડવાણું પ્રભાત
તારા નસીબના સંપન્ન ધુમ્મસથી સંપૂર્ણ ઘેરાયેલું.

તેં મને કહ્યું, "આમ બપોરે આવજે, વાટ જોઈશ"
અને હું બપોર પૂરી થયા પછી તારે બારણે આવીને
ઊભો—મોડો મોડો
મને એમ હતું કે તું ચિડાઈને રીસાઈને બેઠી હશે
ઘણી વાર સુધી બારણું પણ નહીં ખોલે! પણ
બારણું જ ખુલ્લું....

સામે અનેક જૂની વસ્તુઓનો દાવ માંડી તું જાણે કે
એમાં તલ્લીન હતી!
આનંદ દર્શાવતાં મને કહ્યું, "આવ, કેવો—
કેવો 'સમયસર' આવ્યો!
આ જો ગજરો તેં વરસો પહેલાં આપેલો
—એ સુકાયેલા ફૂલોને તું મન ભરીને સૂંઘી રહી છે.
આ જો, તને રસ્તામાંથી મળેલી ચણોઠીઓ
મારા માટે લઈ આવેલો અને કહેલું—
"તારા ગાલના ખંજનમાં મૂકવા માટે!"—હસે છે
—અને આ કાચની લીલી ગોટી!
મારી આંખો આવી જ લાગી હતીને તને? તાકીને જુએ છે
આ જો તારો કાગળ—જાગીને લખેલો....'

—તું એ કાગળ છાતીસરસો ચાંપી, ખોવાઈ જાય છે,
એટલામાં મને કહે છે—
"આ ચણોઠી પાસે, આ ગજરા પાસે, આ કાગળ પાસે
તું પણ આમ જરા પાસે બેસને!
એટલે પછી દાવ કેવો પૂરો થશે!"

## જીવન જીવાઈ ગયું ☐ શરચ્ચંદ્ર મુક્તિબોધ ☐ હસમુખ દવે

જીવન જીવાઈ ગયું : હિસાબ શું?
જમા શુ ને રહ્યું બાકી શું?

શબ્દ ઠીક : સ્વપ્ન ઠીક : વિચાર ઠીક
પણ એમાંથી રોકડું હાથ આવ્યું શું?

ઘરેથી નીકળ્યો ત્યારે સાથી અનેક હતા
અર્ધે સુધી આવતાંમાં એ બધાનું થયું શું?

તારાઓના ઝરામાંથી દોડતો નીકળ્યો રથ
બ્રહ્માંડ ફરી આવ્યો તોય એનો અર્થ શું?

ઘડિયાળમાં ઝીણાં ઝીણાં ઝીણાં ચક્રો
ઘડિયાળ ટીક ટીક કરે છે એનાથી વિશેષ બન્યું શું?

શબ્દોનું ભલું થાય, એમનો આમાં શો દોષ?
પોતાના મનને જ કદી પૂછી જોયું છે શું?

ઘૂણાના ભાથા પર તર્યા હોય એવા બહુ થોડા છે
અંદર શોધી જુઓ જરા રાખ સિવાય રહ્યું શું?

ધગધગતું જાગ્રતપણું : એની એ જ જગાએ રહી?
બૂમ મારી હતી ત્યારે હોંકારો દીધો તો શું?

## પારણું ☐ શાંતા શેળકે ☐ ઇન્દ્રજિત મોગલ

ઊંધું આકાશપાત્ર
તેના તળિયા પાસે ઝબૂકતા ચાર તારાઓ
ક્ષિતિજનો આસપાસ ફરી વળેલો ભરડો
એક અદશ્ય હાથ મને હળવેથી ઊંચકી લે છે!

જોતાં જોતાં જમીન નીચે, ખૂબ નીચે ઊતરતી જાય છે....
આકાશનું પારણું આગળ-પાછળ આગળ-પાછળ ઝૂલતું રહે છે
ઉપર ટાંગેલું તારાઓનું રમકડું નજીક ને નજીક આવે છે.

☐ ગ્રિટીંગ પો ☐ માલા કાપડિયા

તારા કરતાં લાગે
મધુર આ એકાંત
સતત તારામાં જ
તરંગતી.

તારા કરતાં તારી
વધુ સ્વપ્નમાં
જાણે ઐક્ય
હૃદયનું.

તારાથી મધુર
તારું ચિંતન
મારા પંચપ્રાણની
વ્યાકુળતા

તારાથી સત્ય
તારો જ આભાસ
છતાં પણ તું જોઈએ
મારા જીવન!

ફેલિબન્ ☐ સદાનંદ રેગે ☐ હરીન્દ્ર દવે

આ બેટ ક્યાં શરૂ થાય છે? ક્યાં પૂરો થાય છે?
એરિએલના મનમાં કોણ સતત ગીત ગુંજે છે?
થોડા દિવસ પહેલાં આવ્યો હતો એકદમ બુઢ્ઢો પ્રોસ્પેરોની ગુફા પાસે
બોલ્યો : શોધું છું હું ખોવાયેલી કડી!
મને ખબર હતી. એ કડી મારા શરીર પરના વાળમાં હતી,
પણ એક શબ્દ પણ મેં તેને કહ્યો નહીં.
શું કામ કરવી અમસ્તી અમસ્તી પૂછપરછ આપણે?
ગમે ત્યાં શરૂ થતો હોય ને બેટ...ગમે ત્યાં પૂરો થાયને!
ફરવું....રખડવું...., હસવું...., રડવું....
ઝાડ થડ પાસેથી જોરજોરથી હલબલાવવું
પણ કોઈ કોઈ વાર થાય છે આટલી એક ઘટના બને.
એક વાર તો તે એકાંતમાં મળે
ને તેની મોહક આંગળીઓમાં હું વીંટી પહેરાવું
ખોવાયેલી કડીની....

ખરેખર કે ☐ સંજીવની મરાઠે ☐ ઉષા પટેલ

તારું મારું મળીને
બોલવું બેસવું વર્તવું
સાચે જ હતું એક વખત
અસ્તિત્ત્વમાં ?

શબ્દોને મળ્યો હતો કે
આપણા તે હોવાપણાનો
આકાર,
અને તે આકારને

શું મળી હતી કે સાચ્ચે જ
અર્થની પરમ સુગંધ?

વિસ્મરણથી ચચરતી
આ આંખોથી
જોઉં છું છતાંય દેખાતું નથી
—જૂનાને નવા કરવાનો કીમિયો
ખરેખર શું જગતમાં
નહોતો!

પ્રતીક્ષા ☐ શ્રીધર શનવારે ☐ સુધીર દક્કર

સત્ય મને જુદું મળે છે,
શબ્દ મને જુદો મળે છે
અને હું રાતદિવસ પ્રતીક્ષા કરું છું
કે એ બંનેય
મને એક સાથે ક્યારે મળે!

આયુષ્ય ☐ સુધાકર ગાયધની ☐ કૃષ્ણકાંત પારેખ

વ્યથાના નજરાણાની સોગાદ લેતી વખતે
આયુષ્ય કેવું ઝોળી ફેલાવીને ચૂપ
ઊભું બુદ્ધનું સ્મિત કરીને
ભિખારીના વેશમાં કોઈ સમ્રાટની જેમ.

## સનાતન ☐ સુનીતા જોષી ☐ ભાનુ શાહ

એક જ આકાશ નીચે આપણે રહીએ છીએ
અને એક જ સમુદ્રના આધારે જીવીએ છીએ
તો ય આકાશના રંગ અને મોજાંના ઘૂઘવાટ
કેટલા જુદા જુદા હોય છે—
આપણા મન પર ઊમટે ત્યારે!
દર વખતે મળતાં, મળ્યા પછી
મને નવી તાજગીથી પ્રતિતી થાય છે....
આમ કેમ?—મને સૂઝયો છે એક ઉત્તર:
(તને પણ સૂઝયો હશે આટલાં વર્ષો પછી)
તારી મારી વચ્ચેનું અંતર હશે આ....
ફરી ફરી જન્મનાર
અને લય પામનાર નજીક આવતાં
તે ચિરપરિચિત આકાશ નીચે
તે જ સનાતન સમુદ્ર સામે!

☐ સુનંદા ભોસેકર ☐ અભય શાહ

આ ભૂંસી નાખ
મારી નજર સામેના હતાશ ચહેરા
ટુકડા ટુકડાના બનેલા,
નહીં તો બુઝાવી નાખ
મારી જ ટુકડા ટુકડા થયેલી આંખો

ચૈત્રની ચાંદની જેવો તું આવ્યો—
ચોરપગલે, લપાતોછુપાતો, આતુરતાથી—
મારા મનનો 'કડવો' લીમડો
મીઠી સુગંધથી મ્હોરી ઊઠ્યો.

પ્રાતઃકાળનો દવ બની તું ટપક્યો—
ટપ્‌ટપ્‌ વરસ્યો—
અંગેઅંગ રોમાંચિત થયાં—
કળી-કળી ખીલવી ગયો.

મેઘનું પાગલપણ તને—આપવાનું,
પૃથ્વીનું ગાંડપણ મને—લેવાનું.
કંઈક આપ્યું, કંઈક લીધું—
જતાં જતાં પણ....
મારી આંખોમાં એક મેઘ મૂકી ગયો.

વેળા-કવેળા વરસનારો—
હૈયાની માટી પ્રફુલ્લિત કરનારો—
પણ તું માત્ર....
ગંધની શોધમાં ભટકનારો—
પાગલ કસ્તૂરીમૃગ જ રહ્યો.

## સ્પર્શ — સુભાષ શેમણ □ માલા કાપડિયા

અતક્ર્ય એક સંધ્યાકાળે આપણે મળવાના છીએ
જ્યારે સરી ગયેલાં આયુષ્યનાં વર્ષો
ખુઝાયેલી ઋતુઓ સાથે વહી ગયાં હશે
અને આપણે કરેલી અગતિક પ્રાર્થનાઓ પણ
તેમના સુધી પહોંચી હશે.
ત્યારે આપણે મળવાના છીએ
માટી નીચેથી જ્યારે આપણને સાદ આવશે
અને લોથપોથ થયેલાં આપણાં શરીર પણ
ઉત્સુક હશે માટી નીચે પથરાઈ જવા માટે
ત્યાંના અતક્ર્ય સાંધ્યપ્રકાશમાં
આપણા હાથ ગૂંથાઈ જશે; ત્યારે જણાશે
આપણને ફક્ત એટલું જ કે આપણા અર્પણને પણ
માટીની તરસ હતી, અને આજે પણ
માટીની તરસ જ સાદ પાડે છે ત્યારે શિશિરના
શબ્દશૂન્ય વાતાવરણમાં
આપણે માગીએ એક જ દાન, અગતિક પ્રાર્થનાનું
ફક્ત જેઓ પહોંચે છે તેના નિરામય સ્પર્શ સુધી.

## તું □ સુરેશ ભટ્ટ

તું મારા આયુષ્યની સવાર
તું મારા કેફનાં મોજાં બેસુમાર

તું ગયા જન્મનો આર્ત સાદ
તું માનસકુંજનો વેણુનાદ

તું મારા અમૃતાભાસનો ચંગરાગ
તું ઓલવાયેલા દેહનો દીપરાગ

તું મારા એકાંતનો પ્રકાશ
તું મારા ગીતનો બાહુપાશ

તું મારા શ્વાસનો પ્રવાસ
તું મારા લોહીની લાલાશ

તું મારાં દુઃખોની ચાંદરાત
તું મારાં સ્વપ્નોનું પારિજાત

તું મારી હયાતીનો અંશેઅંશ
તું મારા ન હોવાનો મધુર દંશ.

તડકો ☐ સુશીલ ☐ ઉત્પલ ભાયાણી

તડકો હળવો, તડકો
પાનપાનમાં ફરતો,
ચાંચચાંચમાં પ્રવેશતો;
તડકો હોંશીલાનો, તડકો શોધનારનો,
બારીમાંથી દેખાતા કળશનો,
છાયાના ભરોસાનો;
તડકો ઊંડે ઊંડે વાવમાં ડૂબતો;
મોજામોજામાં થરથરતો,
વચ્ચે જ અચાનક ખીલતો;
તડકો સાતતાળી રમતો,
ભાગતો વ્યાકુળ સાદને ફસાવતો,
સાંજ ઘંટના સૂર પર બુઝતો....સરતો....

☐ સ્વાતિ ઠકાર ☐ કલ્લોલિની હઝરત

એકએક મણિ પરોવતી રહી
ત્યારે, પછી મણિ પણ અખંડ દેખાવા લાગ્યા
હારબંધ ગૂંથેલી તે સ્ફટિકમાળાઓ
તારો ખોબો ખાલી કરી ગઈ
હવે નહીં પૂછતી સોનેરી કિરણોને
રંગીન ચાંદરણાનું સરનામું....
નહીં પૂછતી ઉપહાસથી
ભરેલા ખોબામાંથી સરી પડવાનાં
મૂગાં કારણો....
તેમનાં ખોબામાં ન સમાવાપણાને
સ્ફટિકમાળાઓમાં ગૂંથીશ?

## ત્યારે ને ☐ હેમંત જોગળેકર ☐ પ્રાપ્તિ કાનાણી

ત્યારે ને,
ધૂળ, ઘાસ અને કાંકરા મારા પગને એકદમ ગદગદિયાં કરતાં.

અમારું સિંહાસન ત્યારે જમરૂખના ઝાડ પર હતું,
બધાં પાંદડાંનો સ્વાદ મને મોઢે હતો,
સહજ હું ફૂલોની અંદર ફરી આવતો હતો.

ત્યારે ને,
કબાટના હિમાલય પર હું સમાધિ લગાવીને બેસતો,
એક વાર આકાશનો ઘુમ્મટ ઊંચકીને મેં બહાર ડોકાઈને જોયું હતું,
પછી પાછો જેમ હતો તેમ તે મૂકી દીધો હતો.

ત્યારે ને,
શીખેલું બધું કેવું સમજાતું હતું ઝટપટ,
બધા રંગ ત્યારે કેવા સરસ નિરાળા નીકળતા,
ઇતિહાસના બધા રાજાઓને મૂછો હોય.

ત્યારે ને, ધનુષ્યબાણ લઈને હું લડાઈમાં જતો.
ત્યારે ને, મુઠ્ઠીમાં માની આંગળી બંધ રહેતી.

તારાં અસંખ્ય રૂપો
વળાંકે વળાંકે
પ્રગટ થયેલાં
જોતાં જોતાં
આ દિવસો ઢળે છે.

નિઃશબ્દ અધોરેખિત....
જોઉં છું હંમેશાં
તેથી કેટલા સ્પષ્ટ દેખાઈએ છીએ
આપણે એકમેક એકમેકમાં?

પડું પડું થતું ચિત્ર તો
પહેલેથી જ
દેખાયું હતું આપણામાં;
તો પણ આપણે હથેળીઓ ઢાંકી
અંદરની સુસ્પષ્ટ રેખાઓનું અસ્તિત્વ
ન ગણકારીને.

પણ તેથી
આપણે જ આપણાથી ગયાં હતાં
કેટલાંય જોજન દૂર.

અંતર ઓળખીને
અધવચ્ચે ફફડયાં
નીચે આપણાં વૃક્ષો સ્થિર જ હતાં
માળાઓના જવાબો ગોઠવીને
આપણા વિકળ અંતની
રાહ જોતાં
દિશાઓ આથમી ગઈ
અનંત અંતરના જીંડવાં વિકસે છે

અંધારામાં
ઘૂરકતો અવકાશ
પગ ખોડીને
માથા પર

અને હવે તો
મારી જ પાસે હું ફરકી નથી
કેટલાય દિવસોથી
બધી જ વાતોની અશકયતા ધ્યાનમાં
લઈને.

☐ લ. ગ. જોગ ☐ ભાનુ શાહ

નાગાસાકીના અંધ ☐ વા. શ. કાંત

નાગાસાકીના અમે દીન અંધ
ચાલ્યા પથ પરે
ધડ અમારું માનવતાનું

અમે જયઘોષ વિશ્વશાંતિનો રક્તલાંછિત
શાંતિનગરીના અમે પ્રજાજન
સ્મશાનવાસી
નિરપરાધ બલિ સંહારના
—ત્યારે
અશ્રુ લૂછવા નિરપરાધીનાં
ઈશ્વર પાસેય નહોતો પાલવ
અમે સુકાયેલા ડાઘ
ધરતીના ગાલે

ચાંપતા કચડતા અમે અમારાં શબોને
ચાલ્યા પથે
વિજ્ઞાનીઓની નિષ્ફળ આશાની
દગ્ધ છાયા જેવું
સામે ઊભું પ્રાર્થનામંદિર
હસતું ભીષણ શરમીંદું
ભાંગીતૂટી ભીંતોનાં બળતાં ખંડિયેરો
પોતાનાં ચીંથરાંથી
પ્રભુકૃપાની લાજ ઢાંકવા મથે
પડયો સામે તૂટીને ઘંટ
શૂન્યને સાદ દઈને થાકયો
અને આ વૃક્ષ
ભરે છે રાખ ઉષાના ખોળામાં
હસે પાગલની જેમ રસ્તાની ધારે
ઝૂકયું આકાશ

ડૂસકું બનીને
—અને આ માણુસો ઘરે બારણે, રસ્તે
ભાવશૂન્ય દૃષ્ટિ
આ સંજ્ઞાવિહીન
માંસના ગોળા બનીને ફરતા
જખ્મો ચાટતા રડતા કણસતા
સ્મૃતિ ગુમાવીને જ્યોત બુઝાવીને
મનની યુગની!

તે દિવસે

પ્રકાશ જોયો ભૂરો જાંબળી
ક્ષિતિજ ચીરીને ઉપર આવતો
સાથે જ સ્ફોટ ભૂગર્ભમાંથી
ધરાનાં આંતરડાં કાપતો દોડયો
ધૂળ ઊઠી
પીવા તેજનાં તેજાબપાણી ભૂરાં-જાંબલી;
પરંતુ પોતે જ
સળગી ધૂળ
બળતી બળતી સ્થિરચરોને
ક્ષણભરમાં થઈ કાળીમસ હસે દિશા
થીજી ઊભાં ધરતી આકાશ
રાખ બનીને
— આવો જોયો પ્રકાશ આકાશે
થયાં આંધળાં તે વેળાથી
આંધળાં ન થયાં એસે જ ફકત
ફૂલોની આંખો
ક્ષણોનાં લોચન
બધાં જ આંધળાં નાગાસાકીનાં
અંધ તમમાં

તોય અમને ધુમ્મસમાં દૂર
સત્ય દીસે,
ઝબકતી વિદ્યુતરેખા જેવું
હિમપ્રલયની ધૂંધળી રાત્રે;
વિજ્ઞાનમત્ત માનવો, જુઓ
જુઓ પૂજારીઓ સંહારશક્તિના
કાચમાંથી નક્ષત્રવેધી દૂરબીનના
ધસમસતો આવે
વિનાશ જીવનરથે બેસીને!

માનવ બન્યો ઘોર નિશાચર
કલ્માષપાદ!
ચાલે ચીખતો પોતાના અંતરમાં
મંતરીને શાપનું પાણી
વિજ્ઞાની માનવ
બાળવા સજ્જ તે કરુણામય માનવતાને
પોતાના પ્રિયજનોની
ગભરાઈને
નાખ્યું તેણે શાપનું પાણી
પોતાના જ પગ પર
સ્વશાપે દાઝયાના જખમ વ્રણવાળા બળતા પગે
વ્યથાથી પીડિત
કલ્માષપાદ વિજ્ઞાની માનવ
પોતાના જ ઉજ્જડ ભીષણ અંતરમાં, ચાલે છે કૂંદતો
ચાલતાં ચાલતાં પથે
જોઈએ આ દૂર
અમે દીન અંધ નાગાસાકીના

ભગતસિંગનું ફાંસીએ ચઢવું, આંદામાનની જેલમાંના અત્યાચાર, જલિયાનવાલા બાગ, ગાંધીજીની દાંડીયાત્રા, આવી રાજકીય ઘટનાઓથી વ્યથિત થઈને કવિઓએ કવિતાઓ રચી છે. ચીની-પાકિસ્તાની આક્રમણો પછી પણ આવી આવેશપૂર્ણ કવિતાઓ રચવામાં

આવી. સાવ નજીકની ઘટના વિષે સારવા માટે એક પણ આંસું ન હોય અને દૂર બનેલી ઘટનાઓને લીધે અતિશય દુઃખ થાય, તે વાત વિચિત્ર લાગે, તો ય ઘણીવાર તે સત્ય હોય છે. (દા. ત. એક ચીની નિરાશ્રિત બાળકને—અનિલ) તેથી જ કેનેડી, કિંગ, લુમુમ્બા જેવાનાં મૃત્યુ બાદ વ્યાકુળ થઈને કવિતા લખનારા કવિઓ પણ હોય છે. એક સાહિત્ય-પ્રકાર તરીકે કવિતા ગજબની વ્યક્તિગત છે. તેથી જ 'તું એક કીડી' જેવી કવિતાઓ પણ રચી શકાય છે. કવિની સફળતા—નિષ્ફળતા સાથે તેમની સફળતા—નિષ્ફળતા સંકળાયેલી હોય છે. સાક્ષાત ઘટના કે વ્યક્તિ જ્યારે કાવ્યનો વિષય બને છે, ત્યારે કવિતા બહિર્મુખ થવાની શકયતા ખૂબ જ રહે છે. સાથે એ પણ ખરું કે, જો કવિપ્રવૃત્તિ તીવ્રપણે અંતર્મુખતા તરફ ઝૂકતી હોય તો આવી કવિતા પણ ઘણીવાર પૂરતી અંતર્મુખ બની શકે છે. 'ગર્જો જયજયકાર' જેવી કવિતા વિશિષ્ટ ભાવના સાથે જોડાયેલી હોવા છતાં, તે વસ્તુતઃ અંતર્મુખ બનીને જીવનનો ઊંડો સાર્વત્રિક તાગ લે છે. શ્રી કાંતની 'નાગાસાકીના અંધ' કવિતા આવા જ પ્રકારની ગણી શકાશે. તેની પ્રેરણા વિશિષ્ટ ઘટનામાંથી મળી હોય, તો પણ તે કવિતા કેવળ તે ઘટના પૂરતી જ મર્યાદિત નથી.

જે ઘટનાને લીધે આ કવિતાનો જન્મ થયો, તે વીસમી સદીની એક અવિસ્મરણીય ઘટના છે. હિરોશીમા અને નાગાસાકી આ બન્ને જાપાની શહેરો પર અમેરિકાએ ઍટમ બૉમ્બ નાખીને અક્ષરશઃ તેમનો વિનાશ કર્યો. લાખો નિરપરાધી માણસો તેથી મરણ પામ્યા. જે જીવ્યા તે વિવિધ રીતે અપંગ થવાથી, જીવન જીવવા, ભોગવવા અસમર્થ બન્યા. હકીકતમાં આ માનવસંહારને પરિણામે જ બીજું વિશ્વ યુદ્ધ જલદી પૂરું થયું, એમ પણ કહેવાની પ્રથા છે! આ ઘટના આ કવિતાના જન્મ સાથે સંકળાયેલી છે. ભગતસિંગ, ડમડમના અત્યાચાર, ઈત્યાદિ સાથે ભારતીયોને ઉત્કટ ભાવનિક સંબંધ છે. નાગાસાકી સાથે આપણને કોઈ જ સંબંધ નથી, છતાં પણ કવિ આટલી આર્તતાથી, તીવ્રપણે પોતાની કવિતામાં નાગાસાકીના અંધો વિષે વ્યથિત થઈને કહે છે. તેની પાછળ કઈ ભૂમિકા હશે? માનવતાનું સમાન મૂલ્ય કવિને આમ કહેવા પ્રેરે છે. વસ્તુતઃ યુદ્ધ જ ન જોઈએ, અહિંસા જ પ્રવર્તાવી જોઈએ, એવું કંઈ કવિને આ કવિતા દ્વારા સૂચવવાનું નથી. કાર્લાઈલે યુદ્ધની એક કલ્પના રજૂ કરી છે. બે યુદ્ધખોરોએ સૈનિકોને પોષવા અને સરખી સંખ્યાના સૈનિકોએ લડવું. જીતે તે વિજયી; હારે તે પરાજીત! આવા યુદ્ધના સંહાર વિષે કવિ આમ વ્યથિત નહીં થાય. એટલું જ નહીં, એક સૈન્ય જો ખરેખર બીજા પર અણુ-બૉમ્બ નાખીને તેનો નાશ કરે, તો પણ આ કવિ આમ વ્યથિત નહીં થાય, પણ નાગા-સાકીના લાખો નિરપરાધ માણસો યુદ્ધખોરોની રમતમાં મૃત્યુ પામ્યા, તે વિષે તેને ગુસ્સો છે, વિરોધ છે.

કલ્પના સ્પષ્ટ છે. 'સ્મશાનવાસી' લોકો પોતાના સાક્ષાત્ અનુભવો અહીં રજૂ કરે છે. પોતાના મૃત્યુ માટે જે જવાબદાર છે, તેમની તરફ આંગળી ચીંધીને તેમને દોષિત ઠેરવે છે. માનવતાનો જયજયકાર કરનારા વિશ્વશાંતિના ઉદ્ઘોષકોનાં અમે ધડ છીએ.

તેમને લીધે 'અમારો નિરપરાધીનો સંહાર થયાનું' તે (હવે હિંમતથી) કહે છે. 'માનવતા' નામક મૂલ્યોએ અમારું બલિદાન શા માટે લીધું, એ તેમનો પ્રશ્ન છે. માનવતાને જિવાડવા માટે માનવોનો જ સંહાર આ વિરોધાભાસ તેઓ કટાક્ષ દ્વારા ઉપસાવવા માગે છે જીવનમાં માનવીનું બીજું શ્રદ્ધાસ્થાન એટલે ઈશ્વર. ઈશ્વરને દયાનો સાગર કહે છે પણ અમે લાખો નિરપરાધીઓનું બલિદાન લેવાયું ત્યારે નિરપરાધીનાં આંસુ લૂછવા ઈશ્વર પાસે પાલવ ન હતો. ધરતી માતાના ગાલ પર સુકાઈ ગયેલાં (લાલ લાલ) અશ્રુ એટલે મૃત્યુ પામેલા અમે ઈશ્વરનું નિવાસસ્થાન જ જ્યારે જમીનદોસ્ત થયું, ત્યારે માનવીનો તારણહાર કોણ? તે અંધોની ટ્રેજેડીનો વધુ ઉત્તર આપવાની જવાબદારી કોના કોના પર આવે છે? 'વિજ્ઞાનમત્ત' માનવીએ જ માનવતાનો આવો નાશ કર્યો. માનવી સંહારશક્તિનો પૂજારી થયો, ત્યારે જ તેના જીવનરથમાં વિનાશે પોતાનું સ્થાન દૃઢ કર્યું.

નાગાસાકીના આ અંધોની વ્યથા માત્ર તેમના પૂરતી મર્યાદિત નથી. માનવીનો વિનાશ તેને સમજાયો હશે કે? એક વાર શાપ માટે હાથ ઊંચો કર્યો પછી ઈચ્છા હોય તો પણ તેને નીચે લાવી શકાતો નથી. શાપ માટે ઊંચા કરેલા હાથના પરિણામરૂપ ભીષણ ઘટનાનું નિર્માણ અટળ હોય છે. માણસે આ અણુસંશોધન શા માટે હાથ ધર્યું? અને બાટલીમાંથી છટકેલા રાક્ષસની જેમ અણુ જ માણસની છાતી પર સવાર થયું કે? નાગાસાકીના અંધોની વ્યથા આ તીવ્ર ભાવિ વિનાશ માટેની છે. માનવીને જે ક્ષણ પોતાના વિજયની લાગી, તે ક્ષણ, તેના સંપૂર્ણ પરાભવના આરંભની હતી. વિજ્ઞાન પ્રબુદ્ધ માનવ કલ્માષપાદની જેમ પોતાના જ પગ બાળે છે. પોતાનો જ સંહાર પોતે જ કરનાર આ કલ્માષપાદ તરફ અંધોના મનમાં એક પ્રકારની કરુણા ઉપજી છે. 'માંસના ગોળા બનીને', 'જખ્મો ચાટતા', કરનાર તે અંધોએ સંતાપથી માનવતાને શાપ આપીને 'માનવતાનો નાશ થજો', એવું કહ્યું હોત તો, તે સુસંગત થયું હોત. અહીં તેવું દેખાતું નથી. માનવીના જીવનમાં વિનાશનું આ નવું પર્વ ઉદય પામે છે. તેની વ્યથા પણ તેમના મનમાં ભરેલી છે. એક જ સાથે કટાક્ષ અને કરુણાથી સભર અંધોની આ કથાનું કાંતે નિર્માણ કર્યું છે.

આ કાવ્યાનુભવ રસથી તરબતર, જીવંત, કઈક જુદો, વિશ્વાત્મક સ્વરૂપનો છે. જે જમાનામાં કવિતા સંકુચિત આત્માનુભવનાં ગાણાં ગાતી હતી, તે સમયે કાંતે આ એક વિશ્વાત્મક અનુભવ રજૂ કર્યો. આ તેમનું અને મરાઠી કવિતાનું એક કાળવૈશિષ્ટ્ય કહી શકાય. કાંતની શરૂઆતની કવિતા વસ્તુત: આવા જ પ્રકારની હતી. કાંતની હમણાંની કવિતા તેવી નથી. પણ કુસુમાગ્રજ, કાંત, કરંદીકર (પહેલા સંગ્રહના), આ ત્રણેય કવિઓએ આ પ્રકારની પુષ્કળ કવિતાઓ રચી છે. આ અનુભવ નાજુક ન હોતાં નક્કર છે. મોહક નથી, તો દાહક છે. તે અનુભવને કાવ્યદૃષ્ટિએ પણ બીજા કેટલાંક અંગો છે. ઉદા. ચિત્ર ખડું કરવાનું સામર્થ્ય જે શક્તિ તે બૉમ્બ પડયો, તે સવારનું પ્રતીતિકારક ચિત્ર ઊભું થયું છે. ધરતીનાં આંતરડાં કાપતાં કાપતાં ધસમસતો ભૂગર્ભમાંનો સ્ફોટ, ઝેર જેવો ભૂરોજાંબળો પ્રકાશ, કાળીમસ આગની દસેય દિશાઓ, સળગીને પ્રસરેલી ધૂળ, આ બધાનાં

જાણે વિચિત્ર રસાયણોના બનેલા પ્રકાશને નાગાસાકીના નિરપરાધ દેખતા માણસો આંધળા બન્યા, તે સમગ્ર આલેખન કાંતે ખૂબ અસરકારક રીતે કર્યું છે. આ ભીષણ ચિત્રની સાથે કવિતાની એકંદર શબ્દ યોજના પણ નોંધપાત્ર છે. ધડ, રક્તલાંછિત, ભાંગીતૂટી ભીંતો, સળગતાં ખંડિયેરો, થીજેલું આકાશ, જખ્મો ચાટતા માણસો, ધસમસતો આવતો વિનાશનો રથ, ચીખતો કલ્માષપાદ, ઉજ્જડ ભીષણ અંતર, ઈત્યાદિ શબ્દસમૂહો તે દાહક અનુભવને ઉત્કટ જીવંત રૂપ આપે છે. તેમાંય માનવીને કલ્માષપાદ કહીને સંબોધવાને લીધે તો તે વિચારને એકદમ, આકસ્મિક ભવ્યતા પ્રાપ્ત થઈ. કલ્માષપાદનો બધો સંદર્ભ અહીં બંધબેસતો નથી પણ કલ્માષપાદનું રાક્ષસ બનવું અને પછી મુક્તિ માટે માર્યામાર્યા ભટકવું, પોતાના જ પગપર અભિશાપનું પાણી રેડીને પોતાનો જ નાશ વહોરી લેવો, ઈત્યાદિ બધી કલ્પનાઓને કલ્માષપાદનો સંદર્ભ કેવો ઉપકારક નીવડયો છે, તે જોવા જેવું છે. આવા સંદર્ભોને લીધે ઘણીવાર કેટલી રમણીયતાનું નિર્માણ થાય છે તે 'કહેશે આ અગસ્ત્ય હવે' (સાવરકર) 'નવા મનુમાં ગિરિધર પૂતળું.' (મર્ઢેકર.) 'પૂર્ણ આંધળો તું ધૃતરાષ્ટ્ર' (યશવંત) જેવી પંક્તિઓ દ્વારા સ્પષ્ટ થઈ શકશે. આ કવિતાના સૌંદર્યમાં આવાં બીજા પણ કેટલાંક અંગો છે. ઉદા. આનો મુક્તછંદ ને પણ આ તીવ્ર દાહક ભીષણ અનુભવને સજીવ કરવામાં ઉપકારક નીવડયો છે. પંચમહાભૂતોની બનેલી આ સૃષ્ટિ જ્યારે ભીષણ રૌદ્ર રૂપ ધારણ કરે છે, ત્યારે ધરતીના ગાલ પર સૂકાયેલા ડાઘ, ડૂસકું બનીને રહેલું આકાશ, ભૂરુ જાંબળી તેજાબપાણી, રાખ જેવો પ્રકાશ, કવિ વર્ણવે છે. અહીં કવિએ પવનનું રૂપ વર્ણવ્યું હોત, તો વધુ પરિપૂર્ણતા આવી હોત. આ આખા આલેખન માટે મર્યાદિત ખંડોમાં પુનરાવૃત્ત થતી વૃત્તરચના બહુ યોગ્ય થઈ ન હોત. આવી જ બીજી પણ એક ગૌણ બાબત નોંધપાત્ર છે. ભગ્નતાનું, અસહાયતાનું આલેખન કરતાં ચૈતન્યહીન ઘંટની સાથે સાથે ચૈતન્યદાયી એવા એક વૃક્ષનું આલેખન જોવા મળે છે. માત્ર ઘંટ 'શૂન્ય'ને સાદ દઈને થાક્યો, તો ઝાડ રસ્તાની ધારે પાગલની જેમ હસતું રહ્યું. ચેતન-અચેતનની આ ભીષણ હોળી પણ વાચકનું ધ્યાન વેધનારી બનશે. 'ક્ષણોનાં લોચન' વાળાં ફૂલોની આંખો પણ અંધ બની. આખું નાગાસાકી જ અંધ બન્યું. વસ્તુસ્થિતિનું આવું વિદારક અને પ્રતીતિકારક આલેખન તે કવિતાને ગૌરવ આપે તેવી વિશિષ્ટતા હોય તો પણ કવિતાની સફળતાનું મુખ્ય બિંદુ નથી. મુખ્ય બિંદુ છે –

'અંધ તમમાં
તો ય અમને ધુમ્મસમાં
દૂર સત્ય દીસે.'

નાગાસાકીના અંધ આવું જ્યાં કહે છે ત્યાં! આ કવિતા પાછળનો ભાવ વધુ મહત્ત્વનો બને છે તે આને લીધે જ. આ અંધોને 'જીવનરથમાં બેસીને ધસમસતો આવતો વિનાશ' દેખાય છે, અને દેખતી દુનિયાને તેની જાણ પણ ન હોય, આ પ્રત્યક્ષ વિરોધ ધ્યાનમાં લેવા જેવો છે. વિજ્ઞાન નિષ્ઠાના વૃક્ષને આવેલ આ ભીષણ ફળને લીધે માનવીનું

ભાવિ કેટલું અમંગળ છે, તેનું નિવેદન આ અંધો કરે છે. સ્મશાનમાંથી જેઓ પાછા આવવાના નથી, જેમનો ફક્ત પડછાયો પણ બચવાનો નથી, તે અંધોએ જીવંત સૃષ્ટિ પર કેટલી ઘેરી કરુણ છાયા નાખી છે? માનવીના બીપણ અંતનું દૃશ્ય—

'ચાલતા (મૃત્યુ) પથે
જોઈઓ આ દૂર
અમે દીન અંધ નાગાસાકીના.'

આવું કહેતાં કહેતાં તે અંધો દુનિયાને બતાવવાનો પ્રયત્ન કરે છે. દેખતાએ આંધળાને રસ્તો બતાવવો જોઈએ. પણ અહીં અંધ દેખતાને રસ્તો બતાવે છે. આ ઘટના વધુ વિચાર કરતા કરનારી બનશે.

એક દૃષ્ટિએ જોતાં જે મર્યા તે છૂટ્યા તો ખરા. ફક્ત જે જીવ્યા, તેમનું જીવવું મરણ કરતાં પણ ભયાનક છે. કારણ જે જીવ્યા તે અંધ તો થયા જ, પણ 'સંજ્ઞાવિહીન' થયા. સંજ્ઞા વિનાના માનવીનું જીવવું એટલે જીવનની ક્રૂર હાંસી જ હોય છે. તેમને જે જખ્મો થયા તે કદી પણ સારા થવાના ન હતા. મહારોગી જેવા તે નાઈલાજ પોતાનાં ગલીચ શરીર રસ્તા રસ્તા પર ફેરવવાના હતા. જેમનાં મિત્ર, પુત્ર, માતા, પત્ની, બધાં સગાંસંબંધી મરણશરણ થયાં, તેઓ જીવનમૃત સ્મૃતિભ્રંશ થઈને આ સૃષ્ટિ પર સુખચેનથી રહેવાનાં હતાં. મૃત્યુ કરતાં ય વધુ બીપણ એવું આ જીવન કવિએ પ્રતીતિકારક રીતે આલેખ્યું છે. જીવન મરણ કરતાં ય બીપણ, આ વિચાર જ વાચકને પૂરતો અસ્વસ્થ બનાવનાર છે. તે ન ઉકેલી શકાય તેવી ગૂંચ છે. વિશિષ્ટ ઘટનાના સંદર્ભમાં એક જીવનવિષયક દૃષ્ટિકોણ રજૂ કરતી આ એક સર્વકાલીન કવિતા છે. અનેકોની 'એકોક્તિ' જેવું પણ તેનું બાહ્યરૂપ છે. એકોક્તિ હોય તો પણ તે મરેલાઓએ જીવતાઓના જીવન તરફ કારુણ્યથી જોયેલું છે. પોતાને 'દીન અંધ' કહેતા હોવા છતાં, તેઓ મારનારા તરફ દયાર્દ્ર દૃષ્ટિથી જોનારા એવા અદ્વિતીય 'નાગાસાકીના અંધ છે.



## કવિ અને કારકુન □ પ્રહ્‌લાદ કેશવ અત્રે □ નલિની માડગાંવકર

કશાક ગર્વથી હસતાં કારકુને કવિને કહ્યું,
"મારામાં છે તે તારામાં પણ દેખાય છે—જાણે આપણે દોસ્તો!"

"દિવસરાત આપણે બંને કંઈ ને કંઈ ખરડયા કરીએ છીએ
શું આપણને જન્મારાના જ આંગળી પર આ ઘેરાકાળા ડાઘ પડયા છે?"

"મારા અક્ષર શું કોઈથી ઉકેલાય છે—ખુદ ભગવાન આવે તો પણ!
બ્રહ્માના પિતાને પણ તારો કાવ્યાર્થ ક્યારેય સમજાયો છે!

મારી પાસે જે કાગળ આવે છે તેની હું નકલ કરું છું
તું પણ શું એવી જ નકલ નથી કરતો—જેમાં અક્કલની જરૂર નથી!

રૂપિયા આના પાઈનો હિસાબ કરું છું—જેનાં દર્શન થતાં નથી,
તારકફૂલને ન જોવા છતાં પણ તેનું વર્ણન તું શું નથી કરતો?

પેટનાં રોદણાં જેમ હું વેળાકવેળા રડું છું
તેમ તારું કાવ્યરુદન ત્રણે કાળમાં સતત ચાલે છે."

"દોસ્ત, આ બધું બરાબર," કવિ બોલ્યા, "પણ તારી જેમ
મારા, મૂર્ખપણાને દર મહિને કોણ વેતન આપે છે!"

"કવિતાને નહીં નડે ભાષા કે કાળ"

# કવિતા

(દ્વૈમાસિક)

તંત્રી : સુરેશ દલાલ

સળંગ અંક : ૯૫

વર્ષ ૧૬ : અંક ૫ : જૂન, ૧૯૮૩

મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

---

**કવિઓના ફોટોગ્રાફ્સ : 'મૌજ' અને જયા દડકરના સૌજન્યથી**

**આ અંકના અનુવાદકો :**

અનિલા જોશી, અભય શાહ, ઇન્દ્રજિત મોગલ, ઉત્પલ ભાયાણી, ઉષા પટેલ, કલ્લોલિની હઝરત, કિશોર શાહ, કીર્તિ મહેતા, કૃષ્ણકાંત પારેખ, ગુણવંત શાહ, જયા મહેતા, જશવંતી દવે, જાનકી મહેતા, દિનેશ દલાલ, ધનવિદ્યા મહેના, નલિની માડગાંવકર, નિરંજના સટ્ટાવાલા, પન્ના નાયક, પ્રાપ્તિ કાનાણી, ભાનુ શાહ, ભાર્ગવ કાનાણી, માલા કાપડિયા, મૂળરાજ કાનાણી, રાજેશ મેસ્વાણી, લીના દલાલ શકુંતલા મહેતા, સુજાતા ગાંધી, સુધીર ઠક્કર, સુરેશ દલાલ, હરીન્દ્ર દવે, હર્ષા શાહ, હસમુખ ગાંધી, હસમુખ દવે.

---

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. **નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.**

**લવાજમ :** દેશમાં ૩૦ રૂપિયા, પરદેશમાં ૪૦ રૂપિયા આ અંકના છૂટક ૭ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતિ છે.

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.



જગદીશ જોષીના ઘરમાં : ગંગોત્રી ટ્રસ્ટના મરાઠી કવિતા અષ્ટકના પ્રકાશન વખતે — નારાયણ સુર્વે, વસંત બાપટ, ઉમાશંકર જોશી, જયંત શુક્લ, કૃષ્ણવીર દીક્ષિત.

## चर्र विझलेला कावळा

माझ्या नशिबाच्या वळणावरती.
त्याच्या चोचीच्या चुलीत
नभनिवडुंग उगवलेला.
शून्यावर उगारलेला
स्तंभित डोळा.

त्याचा प्राणपारा
दाखवतो हवेचे स्वर्गमान.
उचंबळतो कावळ्याचा आत्मा
माझ्या सळसळणाऱ्या डाव्या खांद्यातून.
आणि तडीला नेतो उमलून
ओसंडणारे उड्डाणफूल
स्वर्गलक्षी
व हवाई.

त्याचा चरित्रदेठ
जिथे कुंठित होतो
तिथे बहारदार कलाटणी घेतात
त्याच्या प्राणपाकळ्या
माझ्या नशिबाच्या वळणावरती

**अरुण कोलटकर**

उपहार: ☐ कांत

(गुजराती काव्यम्) ☐ अनु. जशवंती दवे

व्यहरम् त्वत् सार्धं, प्रियतम्सखे ! सौम्यवयसि
प्रभातानि पश्यन् विकसितभवन्त्यद्रशिखरे;
अपि कुंजे कुजे अश्रुणवमहं घास–उपरि
ध्वनिता वै केका सरति तरसा यत्र गगने !

तरंगाणां स्वप्नस्मितमथ लसति यत्र सरिति
विलोकय विकीर्णः विमलकुसुमानां गण, अथ
सरन् गच्छन् आसीत् रसिकरमणीनां उरसि सः
समीपस्था तत्र विटपिनः स्थिता उत्सुकभूता !

प्रतिस्थानं तिष्ठ्वा, प्रकृतिमखिलां चानुभूतवान्
कृता उद्गारा ये बहवः नभसि ते नु विलीनाः;
अपि केचित् शिष्टा गभीरदरीषु हे प्रियसखे !
निपुणं तन्त्र्यां वै त्रुटितान् इव युनज्मि अधुना !

अथैतान् तरलान् उपहरामि च ते चरणयोः,
स्वीकुर्याः चेत् रुचिः अतीतसमयस्मारककृते !

ઉપહાર ☐ કાન્ત

ફર્યો તારી સાથે, પ્રિયતમ સખે*! સૌમ્ય વયનાં
સ્હવારોને જોતો વિકસિત થતાં શૈલશિખરે;
અને કુંજે કુંજે શ્રવણ કરતો ઘાસ પરના
મયૂરોની કેકા ધ્વનિત ધસતી જ્યાં ગગનમાં!

તરંગોના સ્વપ્નસ્મિત સરિતમાં જ્યાં વિલસતાં
વિલોકીને વેર્યો વિમલ કુસુમોનો ગણ, અને
સરી ચાલ્યો તે તો રસિક રમણીના ઉર પરે,
અને ત્યાં પાસેનાં તરુવર રહ્યાં ઉત્સુક બની!

ઠરી સ્થાને સ્થાને, કુદરત બધીને અનુભવી,
કર્યા ઉદ્ગારો, તે બહુ બહુ હવામાં વહી ગયા;
સખે! થોડા ખીણો ગહન મહિં તોયે રહી ગયા,
કલાથી વીણામાં ત્રુટિત સરખા તે અહિં ભરૂં.

અને તેને આજે તરલ ધરું તારા ચરણમાં,
ગમે તો સ્વીકારે ગત સમય કેરા સ્મરણમાં!

* આ સંબોધન પ્રો. બલવંતરાય કલ્યાણરાય ઠાકોરને છે.

કવિ □ નલિન રાવળ

પ્રમુખ મોટા ગજાના ક્રાન્તદર્શી કવિએ
પ્રથમ તો
શબ્દનો ફુગ્ગો ફુલાવ્યો,
પછી
ઊંચે અને ઊંચે જતા
એ શબ્દફુગ્ગા પર જઈ નિરાંતવા બેઠા
નિહાળી સૃષ્ટિ એ આનંદથી ડોલ્યા
અને આશ્ચર્યથી બોલ્યા—
અહો!
ચાંદો સૂરજ તારા નિહારિકા ગ્રહો
એક ફૂદકો....ને બધા ગજવે
પણ એટલામાં
મોટા અવાજે ફટાક એ ફુગ્ગો ફૂટ્યો ને ધબ્બ દઈ
પ્રમુખ મોટા ગજાના ક્રાન્તદર્શી કવિ
ધરતી ઉપર હેઠા પડયા.

### વિવેચક ☐ નલિન રાવળ

એક કીડી
ક્યાંકથી આવી ચડી
આરામખુરસી પર ઢળેલા
અર્થચિંતનમાં ડૂબેલા
વૈશ્વિકદૃષ્ટિ પ્રાપ્ત સુવિખ્યાત વિવેચકની
ટચલી આંગળીના ટેરવે બેઠી
"મારી આંગળીના ટેરવે કીડી!
અદ્‌ભુત ઘટના વિશ્વની."
આશ્ચર્યથી બોલી સહજ ડોલી
વિવેચક
જ્ઞાનભારે શીર્ષને નમવી
દૂરગામી દૃષ્ટિથી
કીડીને નીરખી રહ્યા.

### વેદના ☐ ફિરોઝ હસનાણી

જ્યારે
હું તારી
તસ્વીર જોઉં છું
ત્યારે,
એક ધક્કા
સાથે અતીતના
પારદર્શક કાચ ઉપર
પછડાઈને તૂટી પડું છું!

ગઝલ ☐ હનીફ સાહિલ

સ્પર્શભીના થવાની પળ શોધે
હાથ રેતાળ બની જળ શોધે

આંખ જેની સમુદ્ર થઈ ગઈ છે
લોહીમાં કઈ રીતે વમળ શોધે

હુંય શોધું ઉદાસીનું કારણ
તુંય વીત્યા સમયના સળ શોધે

આ સતત શોધનો ક્યાં અંત હવે
જળ હું શોધું અને તું છળ શોધે

ચાલ ફેરો હનીફ ફોગટ છે
કોણ એંધાણ વિના સ્થળ શોધે

☐ મુકુલ ચોકસી

દ્વાર કોનાં આટલાં ખખડયાં હતાં—કોને ખબર?
ગાત્ર કોનાં આટલાં ફફડયાં હતાં—કોને ખબર?
વચ્ચે સૈકાઓનું અંતર રાખી કોણે દૂરથી....
કોને બાહુપાશમાં જકડયા હતા—કોને ખબર?

☐ મુકુલ ચોકસી

એનો વાંધો કોઈને નહોતો કદી—કે
એક સરોવર ઓઢીને તું નીકળે છે
પણ ખભે ઊંચકીને રણ જે જાય, તેને
કેમ જાણીજોઈને સામે મળે છે?

## એક આષાઢી સવારે ☐ નલિની બ્રહ્મભટ્ટ

ભીના સૂર્યની સ્વર્ણિમ આભામાં,
બકુલવૃક્ષ નીચે
થોભી જાય છે મારાં ચરણ—ક્ષણ એક.
ઝરી ગયેલાં પુષ્પો
કચડાઈ જાય તે પહેલાં
મારી ફીકી આંગળીઓ વીણવા મથે છે.
પણ ફૂલો તો આકાશના તારા—
વીણ્યા વીણાય નહીં.
એના સ્નિગ્ધ સ્પર્શની સુગંધ
ભુલાવી દે છે સંદર્ભો—
સ્થળ અને કાળનાં, પ્રિય!
અને ત્યારે—
હું 'હું' નથી રહેતી.
હું-લુપ્તા સરસ્વતીનું જળ
પૃથ્વીના ગર્ભમાં
અકળાતું, અટવાતું, કુંવારું વહેતું જળ.
ઝંખું છું—
પાષાણને શીર્ણ-વિશીર્ણ કરતો
તારો હીરક આઘાત
જેથી
આ અંધારું પીતાં જળ
ઝીલી શકે તપ્ત સૂર્યને પોતાના ગર્ભમાં
અને
સાર્થક થાય એનું જળત્વ

## તૂટી ગયો ☐ ભગવતીકુમાર શર્મા

ગઝલ

છલોછલ હતો ગ્લાસ, તૂટી ગયો
બટકણો, બરડ શ્વાસ તૂટી ગયો

છતાં પૂર આવ્યાં નહીં આંખમાં
હતો બંધ ઉપરવાસ, તૂટી ગયો

કોઈ એક કિલ્લાનું ખંડેરનું,
કે ભૂતકાળ અનાયાસ તૂટી ગયો

ચહેરેથી મ્હોરું ગયું ઊતરી
અરીસાનો આભાસ તૂટી ગયો

સવારે ન ઝાકળ હસ્યું ફૂલ પર
હતો સિલસિલો ખાસ, તૂટી ગયો

અમે આંખ મીંચી દીધી જે ક્ષણે
સ્વયં એક ઇતિહાસ તૂટી ગયો

## આવી બેઠા ☐ ભગવતીકુમાર શર્મા

ગઝલ

ભીની ભૂખરી સાંજને આરે આવી બેઠા
ક્યાંથી નીકળ્યા, કેમ તે ક્યારે આવી બેઠા?

તળેટી છે કે ટોચ હશે? સહુ ઝાંખું-પાંખું;
ભાંગ્યા-ભટક્યા ભેખડ-ધારે આવી બેઠા

આમ બધું વેરાન તોય છે સુગંધ આછી
કદાચ તારા ગુલાબ-ક્યારે આવી બેઠા

રાતનાં કોરાં પગલાં સોપો પાડતાં આવે
હજી અમે હમણાં જ સવારે આવી બેઠા

હવે એકલાં દર્પણની વસતિ છે ચોગમ
હતો ડાયરો ભરચક જ્યારે આવી બેઠા

છેડો છે કે શરૂઆત ધરતીના પટની?
અમે તમારા ઘરના દ્વારે આવી બેઠા

□ દિલીપ પરીખ

હા, પ્રેમનો બનાવ ગઝલ હોઈ પણ શકે,
ને રૂપનો પ્રભાવ ગઝલ હોઇ પણ શકે!

પાયા ઉપર ચણાય છે મંદિર જે ઊર્મિનાં,
એમાંનો ભક્તિભાવ ગઝલ હોઈ પણ શકે!

તારા જીવનને હું જો કવિતા સમું ગણું
મારો હૃદયસ્વભાવ ગઝલ હોઈ પણ શકે!

ઘાવો ઝીલ્યા પછી જે ઘૂંટાયો છે મન મહીં
પીડાનો એ પડાવ ગઝલ હોઈ પણ શકે!

એ પળ ભલેને થઈ શક્યું છે આપણું મિલન
પણ આપણો લગાવ ગઝલ હોઈ પણ શકે!

ગઝલ □ મુકુલ ચોકસી

જેમણે લખવું હતું તેઓ કલમ લઈને ગયા
કાવ્ય કરનારા તો પોતાને સ્વયમ્ લઈને ગયા

આપવા માટે અમે આખો જનમ લઈને ગયા
તેઓ એમાંથી ફક્ત ચપટીક અહમ્ લઈને ગયા

આમ આવ્યા'તા અહીં અકબંધ ઇચ્છાઓ લઈ
ને ગયા તો એક ભાંગેલો ભરમ લઈને ગયા

ઘર બળ્યું ખુદનું તો આવી ટાઢમાં લોકો સહિત
આપણે પણ એક બુઝાયેલી ચલમ લઈને ગયા

ઈડરિયા પ્હાડો ☐ મણિલાલ પટેલ

પ્હાડો વૃક્ષો ઝંખે
ઝંખે પહાડો જંગલ
ભૂખરતાનાં મોજાં ઉપર મોજાં ઢળે
કળ કેમ કરીને વળે?

પથ્થર, ચહેરા જેવા મરુણ-કાળા
તપીતપીને આળા
મટિયાળા રંગો પહેરીને ઝૂરે
પાણી-તરસ્યા પહાડો
પહાડો ઝૂરે જળમાં!
પહાડો ઊંટોનાં ટોળાંઓ
પહાડો ઘેટાંનાં ટોળાંઓ
ઢોળાવોના જખમ ઉઘાડા
ચ્હેરેચ્હેરે કાળકોતર્યાં ચાડાં!
ભેંકાર
કોટકાંગરાકિલ્લા કાળા એકાકાર
સઘળું પથરાકાર
ગીધોના પડછાયા તરતા
સર્પગતિમાં સરતા.
સૂનકારના ડાકુઓનો ચારે બાજુ કેર
નીચે
ઢળ્યાં પોપચાં જેવું નિર્જીવ શ્હેર
સાંજ પડે ને મોર બોલતાં—
પહાડો આંખ ખોલતા, હળવે
મંદિરોની જીર્ણ ધજાઓ ભેળા
ફરફરવા લાગે પ્હાડો
ચરવા લાગે ઘાસ પહાડો
ગીધોના પડછાયા જેવી રાત પડે,
ઘરડો ચાંદો
અંધારાના ટેકે ટેકે
પ્હાડ ચડે!

## રામ ખાયણાં ☐ હસિત બૂચ

કોઈ જીવાતે
ખેતર આખું ખાધું;
મન બધાએ વાળ્યું: 'જે-જે રામ; જે-જે રામ!'

તણખે નાને
મોભ-ઝરુખા બાળ્યા;
રાખના ઢગલા વાળ્યા!-'જે-જે રામ; જે-જે રામ!'

કડવે ટીપે
જળ બધુયે ડોળ્યું;
બોલનારું સૌ બોલ્યું: 'જે-જે રામ; જે-જે રામ!'

વાયરે ગાંડે
ગોખનો દીવો ઠાર્યો;
રામને પૂરો ડાર્યો!- 'જે-જે રામ; જે-જે રામ!'

પથરા નામે
નાવડું રામે તાર્યું;
કામ પોતાનું સાર્યું!-'જે-જે રામ; જે-જે રામ!'

## તારું રૂપ ☐ ગિરીન જોષી.

હવે હું તારા રૂપની
વ્યાખ્યા કરી શકતો નથી.
તને જોયા પછી
મારા શબ્દોએ
સંન્યાસ લઈ લીધો છે.

ગઝલ ☐ લલિત ત્રિવેદી

સહવાસની ક્ષણોનો એક ફોટો મળી ગયો
રસ્તો મળ્યો નહીં, અને નકશો મળી ગયો.

ચશ્માંના કાચ પર પડેલ માવઠા સમો
તારા સ્મરણનો આંખને પડદો મળી ગયો.

પડઘા પડયા ને પર્વતો ઘેરી વળ્યા મને
તને દીધેલા સાદનો પરચો મળી ગયો.

જંગલ બનીને કોઈવાર ગૂંચવી જશે
આ જે તો તારા ખ્યાલનો રસ્તો મળી ગયો!

ગઝલ ☐ આશ્લેષ ત્રિવેદી

યાદની આ પળોને શું પૂછું?
વન વિશે મૃગજળોને શું પૂછું?

મ્હેકની તીક્ષ્ણતા હતી કેવી?
ફૂલ વિશે બાવળોને શું પૂછું?

ભીંજવી તો શકે છે આંસુ પણ
જળ વિશે વાદળોને શુ પૂછું?

જઈ શકું ભીંત પાર સીધો હું
ઘર વિશે સાંકળોને શું પૂછું?

કયાં મળું એ ખબર મને કયાં છે?
સ્થળ વિશે અટકળોને શું પૂછું?

## સાંજ ☐ રમેશ પારેખ

ગાંધીનગરમાં હોય છે ગાંધીનગરની સાંજ
વૃક્ષોને પાનખરની પડેલી ખબરની સાંજ

મનહૂસ તંબૂ જેવી ઉઘાડી ને લોથપોથ
છે શિસ્તમાં ઊભેલ મકાનો ને ઘરની સાંજ

ઢાંકી શકે ન સૂર્યના કરપીણ મોતને
ઠંડા ઉદાસ માર્ગની ખુલ્લી કબરની સાંજ

ડાઘુનો ચહેરો છે અહીં હર એક શખ્સને
હર એક પાસે હોય છે એની સહરની સાંજ

બત્તીના મૂર્ખ થાંભલા, તપખીરિયો પવન
ખુશબૂ વિનાના ફૂલની, માણસ વગરની સાંજ

આ સાંજ સૌને સૌની અલગ આગવી જણસ
શું છે રમેશ, તારા ચહેરા ઉપરની સાંજ?

☐ કિશોરસિંહ સોલંકી

બારે મેઘ ખાંગા થઈને તૂટી પડે
અને ખેંચી જાય ગોકુળ
એ પહેલાંથી મારામાં તોળાઈ રહ્યો છે
ગોવર્ધન
અને યમુનાનાં કાળાં કાળાં જળમાં રહેલો
સહસ્રફેણી કાળીનાગ
મારામાં ફૂંફાડી રહ્યો છે—
હું કૃષ્ણ!

પ્રાતઃકર્મ ☐ રમેશ પારેખ

આપણે આપણો ધર્મ સંભાળીએ
સૂર્યને ન્યાળીએ, ઘાવ પંપાળીએ

ઢાળીએ રાતનું ઢીમ ઘરમાં અને
જીવને ઝાટકી વાસીદું વાળીએ

હોય અંગત છબી, તેહમાં ડબડબી
આજ અથવા અબી હોય તે ટાળીએ

શ્વાસ કરતબ કરે, જાય પાછો ફરે
જોઈએ ખેલ તાળી દઈ તાળીએ

વિશ્વમાં પેસીએ, ટેસથી બેસીએ....
ટેસથી આંખને ટાંગીએ ગાળીએ

મૂછને તાવ દઈ, આપણી નાવ લઈ
રાહ દરિયાવની દેખીએ જાળીએ

જોતજોતામાં ☐ રમેશ પારેખ

સ્વપ્નનું પોત જોતજોતામાં
ફેરવાઈ ગયું મસોતામાં

છબીઓ તોડી આવ્યા વરસાદો
બધું જ દાઝયું પોતપોતામાં

નીચોવ્યો જીવને ચહેરા પર
લીલાશ ક્યાં હતી એ છોતામાં?

હું હોત વૃક્ષ, હોત પાણી તું
જંગલો હોત હોતહોતામાં

છે વિશ્વ કાળી ચીસ જેવું, રમેશ
તમે છો એના ખાસ શ્રોતામાં

☐ મુકુલ ચોકસી

મન કશુંક જૂદું જ કહેતું હોય છે
ને શરીર બીજે જ વહેતું હોય છે
કઈ ક્ષણે? ક્યારે? ને ક્યાંથી ક્યાં સુધી?
કોણ કોના ઘરમાં રહેતું હોય છે?

## કલમને કાગળ ધાવે □ રમેશ પારેખ

(કેટલાક અગ્રજોને તથા કેટલાક અનુજોને અર્પણ...)

(૧)

કલમને કાગળ બચબચ ધાવે રે
બચકારા બહુ બોલે સંતો, દૂધડિયાં નવ આવે રે

જલમભૂખ્યા આ અક્કરમીને શાહીની એલર્જી
ઝરત કલમનાં થાનોલેથી અહો, શાહી સુંદર જી

અહુમહુ અહુમહુ થપ્પે થપ્પે પસ્તી થઈ જોખાવે રે

ઘણાં અહલ્યાવેડાં કીધાં, મિલ્યો નહીં રે રામ
એટલડું ઓછું તે ઉપર અક્ષરિયા શ્રી ડામ

દાસ રમેશ ચણાવત પાન હિંડોલ ઝુલૈયા ખાવે રે

(૨)

કલમને કાગળ બચબચ ધાવે રે
કિયે ભરોસે દૂધમલ મોઢું બચકારા બોલાવે રે?

ઉપર તો કે' સૂરજ તપતા, નીચે ભાષા સુક્કી
ગામ પલાયન હુવું શાહીના ખડિયે જીવતર મૂકી

જીભ વસૂકી ગૈ, દૂઝાણાં ઈસ બિધ કયું કવરાવે રે?

કાગળિયાજી ધાવણ કે બિન ધરમમકાઈ ખાશે?
જ્ઞાનમૂળા ભચડાવશે કે પછી કાવ્યમ્ કંડુ ખુજાશે?

દાસ રમેશ ચણાવત પાન હિંડોલ ઝુલૈયા ખાવે રે

(૩)

કલમને કાગળ બચબચ ધાવે રે
મૂઈ માતનાં થાનોલેથી કિતનાં દૂધડાં આવે રે?

કાગળ હાળો શ્યામ નથી કે કલમ નથી કૈં પુતના
કાગળ ઉપર ટપકે કેવળ અક્ષર મોહનસૂતના

મોહનસૂત પાસે ચીતરેલાં મહીમાખણ-તે લાવે રે

બચબચ થાતું એનો બીજો અરથ થતો સન્નાટો
પોતાનાં ચરમાં સોંસરવી પંડિતની પછડાટો

હાસ રમેશ ચબાવત પાન હિંડોલ ઝુલૈયા ખાવે રે

(૪)

કલમને કાગળ બચબચ ધાવે રે
વત્સ-જનેતા હુશિયારીથી હેતહેતા થાવે રે

ઈંડું નથી કે ફૂટે કોચલું અને નીકળે પોતે
ઊડતાં ઊડતાં ભૂલો પડે તો મા આવીને ગોતે

કલમ ધાવતી, કાગળ નિજનું શ્વેતપણું ધવરાવે રે

શ્વેત સલ્તનતનો સૂબો પણ કલમ કને તો માગણ
દૂધને બદલે કાગળજીને સાંપડતાં સમરાંગણ

હાસ રમેશ ચબાવત પાન હિંડોલ ઝુલૈયા ખાવે રે

(૫)

કલમને કાગળ બચબચ ધાવે રે
ધવરાવણુકી ઔર ધાવણુકી બેઉ કલા બતલાવે રે

અણિશુદ્ધ શાહીનાં ધાવણ રહે નિરંતર વહેતાં
એમાં પર્વત ડૂબે પણ કાગળજી ભૂખ્યા રહેતા

કાગળના આ અગત્સ્યવેડાં કૌન કિસે સમજાવે રે?

ધાવણુકા ઔર ધવરાવણુકા રચા હૈ કિસને ખેલા?
કવિઓ ચાલ્યા ખભે ઉઠાવી પ્રશ્નોના આ થેલા

દાસ રમેશ ચબાવત પાન હિંડોલ ઝુલૈયા ખાવે રે

(૬)

કલમને કાગળ બચબચ ધાવે રે
કલમ બિચારી ઉલટાવો તો મલક થઈ ધવરાવે રે

વત્સ–જનેતા હુશિયારીથી હેતંહેતા થાવે.
ધવરાવણુ કી ઔર ધાવણુ કી બેઉ કલા બતલાવે

બચકારા બહુ બોલે સંતો, દૂધડિયાં નવ આવે રે

કલમ ધાવતી, કાગળ નિજનું શ્વેતપણું ધવરાવે.
મૂઈ માતનાં થાનોલેથી કિતનાં દૂધડાં આવે?

દાસ રમેશ ચબાવત પાન હિંડોલ ઝુલૈયા ખાવે રે.

કોઈ એક જિરાફના સ્મૃતિલેખ માટે □ ગૌરકિશોર ઘોષ □ નલિની માડગાંવકર
(બંગાળી)

માણસ બહુ અજબ હતો
માણસ બહુ આઝાદ હતો
માણસ બહુ જ અજબગજબની વાતો કરતો
કહેતો, ભાઈ માણસને સાંકળ ન પહેરાવો
એ ફૂલ ખીલવશે
પછી શું થયું!
હા… હા…. એ બહુ મજેદાર વાત છે
મજેદાર વાત

લોકોએ કહ્યું આ માણસ નથી જિરાફ છે
લોકોએ એને પ્રાણીઘરમાં પૂરી દીધો
દોસ્તો કોઈ કોઈ વાર એને ઘાસ પાણી આપી આવે છે
આહા! એને કેટલો પ્રેમ કરે છે.

□ મુકુલ ચોકસી

આ ઉદાસીના ઘેરાવામાંથી
તું મને દૂર ક્યાંક લઈ જા ને!
અથવા મારી ઉદાસી જોઈને
તુંય થોડી ઉદાસ થઈ જા ને!

□ મુકુલ ચોકસી

આખું જીવન ભલે અલગ હો પણ
અંત આવો જ છેક થઈ જાયે
જેવી રીતે અલગ અલગ મોજાં
કાંઠે આવીને એક થઈ જાયે

મળસ્કું હતું.
હું જાગ્યો.
ગલીનો લૂલો દીવો મારી બારી સામે તાકતો હતો
અને દુનિયા શાંત હતી, ગૂંચવાયેલી.
જાણે કે એ વિચારોમાં ખોવાઈ જશે એનાથી
ભયભીત ન હોય!
હું રાહ જોતો હતો
આજ અને કાલની વચ્ચેના
મૌનને ચીરી નાખતા
અવાજની અને વરસતા વરસાદની.
દૂર દૂરના એક વૃક્ષ પર
એક હળવી હવા
કોઈ પણ પ્રકારની ગુસપુસ વિના
અંધકારનાં પાંદડાંને ઓળતી હતી.
અને મારી બારીમાં ડોકાયાં
મારાં સપનાંઓ, ભય અને મારો પ્રેમ—
જે આજની ઘડી લગી હતાં ન હતાં.
અજાણપણે જ હું મારી હથેલીઓને ભેગી કરી દઉં છું
અને જેને એક વાર ચાહી હતી એને યાદ કરી લઉં છું
પણ લાગે છે કે એને કોઈ બીજો ચહેરો હોય!
મારા પિતા, ઉદાસ ચહેરાળા પિતા!
માત્ર મારાથી જ ભરાયેલા
આ ખાલીખમ ઓરડાથી તમે કેટકેટલા દૂર છો!
ત્યાં બહાર
પેલું કાળું ઝાડ
મારી જિંદગીમાં
એકેય હરફ ઉચ્ચાર્યા વિના
પોતાના મોત સામે ઝૂમે છે.

એક નીરવ વિશ્વ
મારી કને તર્યાં કરે છે.
કાલે કદાચ હું એવું પણ સાંભળીશ
કે
મારા દીકરાનો ચહેરો લઈને
મારા પિતા મૃત્યુ પામ્યા.
આ એક એવી ઘડી છે જ્યારે
બન્ને વચ્ચે કોઈ અંતર નથી.
જાગૃતિની આ ક્ષણ
જ્યારે
મારો વાણીવિહોણો અવાજ
મારા પિતાથી મારા દીકરા સુધી
પડઘાય છે
અને
થાકેલા રાત-પક્ષીની જેમ
દીવાના થાંભલા પર વિસામો લેવા આવે છે.

મુક્તક ☐ વિપિન પરીખ

સુખ
ચાલીના નળમાંથી માંડમાંડ ટપકતું પાણી—ટીપે ટીપે,
દુઃખ
ચર્ચગેટના સ્ટેશન પર
ઊતરતા ટ્રેનમાંથી એક પછી એક
માણસોનાં મોજાં,....
દરિયો....

હું એની રાહ જોતો અહીં બેઠો છું
મારા ખભા પર ઢળી પડેલી
ખાલીખમ લબડતી ચામડી સાથે
આ જ ખુરશીમાં
આ જ બારી પાસે
આમ જ હું
કેટલીય વાર અહીં બેસી ચૂકયો હતો.
ક્યારેક મેં મારી નોંધપોથી ખોલી હતી
ને મારા જ લખેલા શબ્દોને
મેં કાગળની બીજી બાજુ જોયા હતા—
મારા જ પોતાના માંસની અગ્નિદાહની ભૂમિમાં ધુમાડો થઈને.
હું મીંચી દઉં છું મારી થાકેલી આંખો
અને ગયે જ મહિને છેલ્લી વાર મળેલી
અઢાર વર્ષની કન્યાની સહજ હૂંફાળી ત્વચા વિશે
વિચાર ન કરવાનો પ્રયત્ન કરું છું.
માફ ન કરી શકાય એવા સ્મિતમાં
મારા એકલવાયા હોઠને પહોળાવું છું.
મારા ઓરડાના અંધકાર તરફ નજર કરી
હું એમાં ડોકાઉં છું:
પણ અત્યારે મને યાદ નથી
કે મારી દાઢીએ ઊગવાની શરૂઆત ક્યારે કરી હતી.
કલાકને પળેપળ ખેરવતી પળને
હું જમીન તરફ ઢળવા દઉં છું
પણ પ્રત્યેક સમયે એ પાછી આવે છે.
અને આ બધું
મારે ફરી ફરીને કરવું પડે છે
મનને ઠેકાણે રાખવા.

વરસતા વરસાદમાં
તરછોડાયેલા બગીચાના સૂના બાંકડાના ઘાટ જેવા
મારા ખભાને સ્પર્શું છું.
શું મારામાં કોઈ પ્રકારનું પરિવર્તન આવી રહ્યું હતું
કે પછી
એ હતી સમયની ખાલીખમ લબડતી ચામડી—
લોહીમાં ભ્રમણ કરવાનું બહાનું શોધતી
કે
એને ટકાવી રાખતી?
આ રહી મારી નોંધપોથી
અને મારી સ્વરૂપવાન પત્ની પણ.
એમની સાથે પ્રેમમાં રહ્યા રહ્યા ખાસ્સો સમય નીકળી ગયો.
એમણે મારી કોરને
ધીમે ધીમે ઘસીને બુઠ્ઠી કરી દીધી છે
અથવા એમને કારણે ન પણ હોય.
હું જ્યાંથી આવ્યો છું
એનું કદાચ
મને એકાએક ભાન થઈ રહ્યું છે
કે હકીકતમાં હું કોની રાહ જોતો બેઠો હતો.
જીવનને શોધતી મારી જિંદગીનો જવાબ આપવા જાઉં છું
ત્યાં જ એ તો
બીજે રસ્તે વળી ચૂકી છે
જ્યાં હું એને કદીયે મળી નહીં શકું.
એકેય શબ્દ બોલ્યા વિના
એની રાહ જોતો
એ જ બારી પાસે
હું પાછો વળું છું.
પરાજિત યુદ્ધમાં
ફરકાવેલી સંધિ-પતાકાની જેમ
લબડતી ચામડી ફરકયા કરે છે.

હેમિંગ્વેની જેમ તમે પણ....?
તમે પણ આ ઠીક ન કર્યું!
લોકો કહેશેઃ બહુ બુદ્ધિશાળી હોવાનું આ ફળ છે.
વધુ વાંચવાથી મન ચકડોળે ચડે છે, પ્રશ્નો પૂછયા જ કરે છે
અને જીવનભર કળ વળતી જ નથી.
સ્ટીફન ઝ્વાઈગ જેવું સંવેદનશીલ હૃદય પણ ઠીક નહીં.
લોહી ટપકતું હૈયું લઈ આ દુનિયાના બજારમાં ચાલવું સહેલું નથી
અહીં તો રોજરોજ હિરોશીમા-નાગાસાકી,
સીઝર-બ્રુટસના પાઠ જુદાજુદા સ્વાંગમાં ભજવાયા જ કરે છે.
તમે કયાંક ભોળાભલા ખેડૂત હોત, અથવા
થાકીને લોથપોથ સૂઈ જતા મજૂર હોત!
પણ તમને તો શાપ હતો શહેરના બુદ્ધિજીવી થઈ જન્મવાનો.
થોડીક શ્રદ્ધા જોઈએ, કોસ્લર સાહેબ!
ઈશ્વરમાં—શુભમાં!
અઢારમે દિવસે વિનાશના અસ્થિઢગ પાસે
સંતપુરુષની જેમ સ્વસ્થ, નિશ્ચલ બેસતાં આવડવું જોઈએ.
તમે હિંદુ હોત અને મંદિરમાં જતા હોત
તો આમ ન થાત!
પણ એમ તો
સાને ગુરુજી કયાં હિંદુ નહોતા?
અને હું પણ
મંદિરમાં કયાંનથી જતો?

ગઝલ □ બરકત વીરાણી 'બેફામ'

અકાન માર્ગમાં કોઈ અવાવરું નીકળે,
તો વસીએ એમાં કદાચિત કોઈ ચરૂ નીકળે.

હજાર સુખનાં જૂઠાં સ્વપ્નમાં જીવું છું હું,
એ આશ લઈને કે એકાદ પણ ખરું નીકળે.

મને છે બીક કે તમને જ વાગશે પાછું,
તમારું તીર હૃદયથી જો સોંસરું નીકળે.

હું ધારું છું—કોઈ એને ન ઓળખી શકશે,
અગર એ પરદો હટાવીને રૂબરૂ નીકળે.

ગલીમાં એની ઓ દિલ, ચાલ મસ્ત થઈ ફરીએ,
નથી કંઈ એવું કે હરએક બાવરું નીકળે.

નથી પ્રસારતો કંજૂસની સામે હાથ કદી,
કે નીકળે મારી શરમ, એની આબરૂ નીકળે.

સૂરીલી ઠેશ મને પગમાં વાગી છે, કિન્તુ
જો જોવા જાઉં તો તારું એ ઘૂંઘરું નીકળે.

જીવનની કેદથી છૂટીને ક્યાં જશો બેફામ?
મરણની બાદ કબર પણ જો પીંજરું નીકળે.

એક સાંજે □ ગુણવંત રતિલાલ શાહ

મુંબઈમાં
એક સાંજે
અચાનક
વીજળી ગઈ
અને
લોકોને માથે
વીજળી પડી.

હેમિંગ્વેની જેમ તમે પણ....?
તમે પણ આ ઠીક ન કર્યું!
લોકો કહેશે: બહુ બુદ્ધિશાળી હોવાનું આ ફળ છે.
વધુ વાંચવાથી મન ચકડોળે ચડે છે, પ્રશ્નો પૂછ્યા જ કરે છે
અને જીવનભર કળ વળતી જ નથી.
સ્ટીફન ઝ્વાઈગ જેવું સંવેદનશીલ હૃદય પણ ઠીક નહીં.
લોહી ટપકતું હૈયું લઈ આ દુનિયાના બજારમાં ચાલવું સહેલું નથી
અહીં તો રોજરોજ હિરોશીમા-નાગાસાકી,
સીઝર-બ્રુટસના પાઠ જુદાજુદા સ્વાંગમાં ભજવાયા જ કરે છે.
તમે ક્યાંક ભોળાભલા ખેડૂત હોત, અથવા
થાકીને લોથપોથ સૂઈ જતા મજૂર હોત!
પણ તમને તો શાપ હતો શહેરના બુદ્ધિજીવી થઈ જન્મવાનો.
થોડીક શ્રદ્ધા જોઈએ, કોસ્લર સાહેબ!
ઈશ્વરમાં—શુભમાં!
અઢારમે દિવસે વિનાશના અસ્થિઢગ પાસે
સંતપુરુષની જેમ સ્વસ્થ, નિશ્ચલ બેસતાં આવડવું જોઈએ.
તમે હિંદુ હોત અને મંદિરમાં જતા હોત
તો આમ ન થાત!
પણ એમ તો
સાને ગુરુજી ક્યાં હિંદુ નહોતા?
અને હું પણ
મંદિરમાં ક્યાંથી જતો?

☐ સુરેશ દલાલ

પરદેશમાં પારકા શહેરની સડક પર ચાલતાં ચાલતાં
આંખમાં સ્વજન જેવાં આવતાં આંસુથી
હોઠનું સ્મિત સ્હેજ ભીનું થાય છે.

કોઈક રળિયામણું દૃશ્ય જોઉં છું
અને તું સાથે નથી એ હકીકતથી
આંખમાં જાણે કે ભાલો ભોંકાય છે.

અને જો કોઈ આ ક્ષણે પૂછે
કે કઈ કરુણ પંક્તિ તારી સ્મૃતિમાં જડાઈ ગઈ છે?
તો મારો આ એક જ જવાબ:
"Time, Place and the loved one are never together."

મનની કેસેટ પર અંકિત થયેલા
કોઈકની ગઝલના ઘાયલ શબ્દો પણ
વાતાવરણમાં ઘૂમે છે:
"અજનબી શહેર કે અજનબી રાસ્તે
મેરી તન્હાઈ પર મુસ્કુરાતે રહે."

વસંતના વૃક્ષોમાં એકાએક પાનખર ડોકાય છે.

ચેતવણી ☐ એ. કે. રામાનુજ ☐ જયા મહેતા

ગરીબાઈ જીરવવી સહેલી નથી.
શરીર પહેરવું સહેલું નથી.
જો તેઓ જન્મ લેવા તત્પર હોય તો
હું કહું છું મારાં અણજન્મ્યાં સંતાનોને કે ચેતજો.

☐ સુરેશ દલાલ

વાંસળી જેવી સવાર ઊગે, મોરપીંછ જેવી રાત:
મંદિરની બ્હાર મીરાં-માધવ ઊજવે છે મધરાત.

હળવે રહીને મનમોહન તો
મીરાં-ઘૂંઘટ ખોલે રે;
મીરાંબાઈનાં ઘૂંઘર ઝીણી
વાત હૃદયની બોલે રે.
એક હવાની લહર મચાવે મીઠો ઝંઝાવાત.
મંદિરની બ્હાર મીરાં-માધવ ઊજવે છે મધરાત.

મેવાડની તો વાડ તૂટી ગઈ
વૃંદાવનની વાટે રે
ભવભવની આ ગાંઠ છૂટી ગઈ
હરિવર કેરા હાથે રે.
એકએક આ પળ તો જાણે અનંત માઝમ રાત
વાંસળી જેવી સવાર ઊગે, મોરપીંછ જેવી રાત.

☐ મારિયા વીને ☐ ધનવિદ્યા મહેતા

દર્પણ
એક ઉજ્જડ ઓરડામાં.
પ્રસન્ન છે
પોતાના ચહેરા પર
ધૂળના કણ બાઝતા જોઈને
એ પણ છુપાવા ઈચ્છે છે કોઈકોઈ વાર
બેશરમ આંખો
અને લપેડાયેલા ચહેરાઓથી..

જળને ઝંઝાવાતે પણ નહીં નમે
એવું એક દરિયાઈ ઝાડ મને ગમે.
પારેવાના શ્વાસની જેમ
પવન તો ઊપડે અને શમે.
પોતાના વિક્રમે મત્ત અને ઉન્મત્ત એવો
ગરુડ જેવો ઝંઝાવાત પણ એને નહીં દમે.
ફૂલનો જ્વાળામુખી ફાટયો હોય એમ
કેટલીયે હોડીઓ અજવારે કિનારે
સવારે બપોરે મધરાતે
દીવાદાંડીની દૃષ્ટિ લઈ ભમે.
મોજાંઓના પારદર્શક ભીતરમાં
ગલપક્ષીઓના પડછાયાઓ માળો બાંધીને વિરમે.
સૂરજનાં કિરણો માછલીઓને વાદળની હથેળીએ પંપાળે
અને આખું આકાશ શંખલાં અને છીપલાંમાં પૂરી દઈને આથમે.
રાતનો જિપ્સીટિપ્સી ચંદ્ર
ઝાડના મૂળમાં પ્રવેશી જઈ
જળને સગર્ભ કરી પાંદડેપાંદડે રમે.
મિલનના ફૂલદુપટ્ટાઓ અને વિદાયના પાનખરી રૂમાલથી
ગર્ભાશય ઘેરાય અને વ્હેરાય
ગમે તે થાય,
પણ જળને ઝંઝાવાતે નહીં નમે
એવું એક દરિયાઈ ઝાડ મારા લોહીમાં લ્હેરાય.

□ જયા મહેતા

જતાં પહેલાં બધું વિવર્ણ કેમ થતું હશે?

શ્વાસ ઊંડા ઊતરવા માંડે
આંખ નિસ્તેજ થતી જાય
જીભ થોથવાવા માંડે
શરીર આખું શિથિલ થઈ જાય....

આવું બધું થાય એ પહેલાં
અહીંથી વિદાય ન લઈ શકાય?

ગુલાબની પાંદડીઓ પરથી
ઝાકળ હળવેથી અદૃશ્ય થાય....એમ

દૂધમલ બાળક ખિલખિલ હસતું જાગે
ને નિદ્રા સરી જાય....એમ

નવીનવી પાંખો ફફડાવતું
પંખીબાળ માળામાંથી ઊડી જાય....એમ

કોશેટાના તાંતણા વીંધી
રંગરંગ પતંગિયું
બહાર નીકળી જાય....એમ

નૂરજહાનના કંઠમાંથી સરતા સૂર
ધીરેધીરે હવામાં વિલીન થાય...એમ

બધું વિવર્ણ થાય એ પહેલાં....

□ મારિયા વીને □ ધનવિદ્યા મહેતા

દર્પણ મુગ્ધ છે જળ પર
જળમાં
જુએ છે પોતાને
અને પામે છે કે
પોતે પણ પથરાયેલું જળ છે

ક્યારેક આસ્તિકો નાસ્તિકોને કહે છે: "તમે ભગવાનમાં માનો છો?" ભગવાન (જો હોય તો) પ્રશ્ન કરતા હશે: "તમે માણસમાં માનો છો?"

?!

(ર. વ. કામદાર)

## મિત્રો □ શરતકુમાર મુખોપાધ્યાય □ ઉત્પલ ભાયાણી
(બંગાળી)

સવારના પહોરમાં ઊઠતાંની સાથે જ
એ મરી ગયો છે એમ સાંભળું,
એ આશાએ હું દરરોજ રાત્રે સૂઈ જાઉં છું

મારું એ સ્વપ્ન છે કે મારા જેવું
કોઈક એનું શબ ઊંચકે
એની અંતિમક્રિયા વખતે કંઈક બોલે

પણ માણસ મરતો નથી
આખો દિવસ એ મને વળગી રહે છે
ભસે છે, કરડે છે
ઊલટું મારા મૃત્યુની પ્રાર્થના કરે છે

આમ તમે જોયું કે પરસ્પર ધિક્કારનું
આ અમૃત અમને જીવવામાં
કેવું મદદરૂપ થાય છે
પરંતુ અમને એકમેકને
ચેનથી ન જીવવા દેવા માટે
એ એટલું જ મક્કમ છે.

## □ જયા મહેતા

અનંત આકાશ નીચે
વિશાળ ધરતી પર
તસુતસુ જમીન માટે
યુદ્ધો ખેલાય

અનંત આકાશ નીચે
ગંગા–ગોદાવરીની ભૂમિ પર
ખોબોખોબો જળ માટે
ખૂનામરકી થાય

અનંત આકાશ નીચે
સુફલા ધરા પર
કણકણ અન્ન માટે
હેવાનિયત આચરાય

અનંત આકાશ નીચે....

પ્રિય સુરેશભાઈ,

'કવિતા'ના એપ્રિલ, ૧૯૮૩ના અંકમાં મને ગમી હોય એવી કવિતા વિષે લખવાનું તમે આમંત્રણ આપ્યું ત્યારે સ્વીકાર્યું તો ખરું પણ સાહિત્યને બદલે માનસશાસ્ત્રની વિદ્યાર્થિની રહી હોવાને લીધે અહીંથી જ મારી ખરી મુશ્કેલી શરૂ થઈ એમ મને લાગે છે.

... પણ પછી તો લીધેલું કામ પૂરું કર્યે જ છૂટકો એટલે ખચકાતા મને એક પછી એક કાવ્યો વાંચી ગઈ. એ જે માત્ર ગમ્યાં, વિશેષ ગમ્યાં અને સૌથી વિશેષ ગમ્યાં એમ ખાનાવાર યાદી કરતી ગઈ ત્યારે નિર્ણય લઈ શકાયો.

શ્રી નલિન રાવળના 'કબંધ' શીર્ષક કાવ્યની છેલ્લી બે પંકિતઓએ "રાત્રિની ઊંડી ઊંડી ખીણો મહીં પડે ધડાક.

(સાંભળું ફૂટે પ્રભાત)" નર્મદના દીસે અરુણું પ્રભાતની યાદ દેવડાવી. નલિનભાઈએ પોતાના આશાવાદને સુંદર રીતે પ્રગટ કર્યો છે; તો શ્રી જયંત પાઠકના "રૂમાલ" કાવ્યની લીટીઓ

"રાતે
વાદળાં વચ્ચે ઊઘડયો
આકાશનો એક ટુકડો

—ભૂરો ભૂરો રૂમાલ" પણ ઉપમાને કારણે ખૂબ જચી ગઈ. સાથે સાથે શ્રી હિમાંશુ વ્હોરાનું "કોરા કાગળ જેવું કોરું કોરું ચોમાસું" લયને કારણે ગણગણવાનું મન થાય એવું લાગ્યું. વળી શ્રી મેઘનાદ હ. ભટ્ટ રચિત "એક નાજુક ક્ષણ"ની "હર્ષોલ્લાસથી કયા પિના "કુર્યાત્ સદા મંગલમ્" ઉચ્ચાર્યા વિના રહી શકે—સોનલ?" પણ હૃદયને સ્પર્શી તો ગઈ જ છે. પણ કવિ શ્રી રમેશ પારેખ રચિત "ફાગુગીતિ" શીર્ષક કાવ્ય એમાં વ્યકત થયેલ ટીખળ અને નિર્દંશ કટાક્ષની સાથે ગેયતાને કારણે મને સૌથી વધુ ગમ્યું છે. આપણા સમાજમાં જેવા મળતું બે પેઢી વચ્ચેનું અંતર કવિએ એમની કટાક્ષપૂર્ણ બાનીમાં સુંદર રીતે હળવાશથી વ્યકત કર્યું છે. ભાઈ રમેશ પારેખને મારાં હાર્દિક અભિનંદન.

માનસશાસ્ત્રના અભ્યાસીને આ રીતે અનેક કાવ્યો ફરજિયાત માણવાની તક ઊભી કરી આપવા માટે હું તમારો આભાર માનું છું.

—હર્ષિદા પંડિત

## વીણા પણ છું ☐ મહાદેવી વર્મા ☐ માલા કાપડિયા

વીણા પણ છું હું તારી રાગિણી પણ છું.
નિદ્રા હતી મારી અચલ નિસ્પન્દ કણકણમાં,
પ્રથમ જાગૃતિ હતી જગતના પ્રથમ સ્પંદનમાં.
પ્રલયમાં સરનામું મારું પદચિહ્ન જીવનમાં;
શાપ છું જે બન્યું વરદાન બંધનમાં;
કુળ પણ છુ કુળહીન પ્રવાહિની પણ છું.

આંખમાં જેની જલન એ તૃષિત ચાતક છું,
પતંગ જેના પ્રણમાં એ નિષ્ઠુર દીપક છું,
ફૂલને ઉરમાં છુપાવી વિકળ બુલબુલ છું,
એક છતાં પણ દૂર તનની છાયા ચંચલ છું;
દૂર તારાથી અખંડ સુહાગિની પણ છું.

આગ છુ જેનાથી સરકતા બિન્દુ હિમજલના,
શૂન્ય છું જેની તળે છે ગાલીચા પલના,
પુલક છું એ જે ખીલ્યું છે કઠિન પ્રસ્તરમાં;
છું એ જ પ્રતિબિમ્બ જે આધારના અંતરમાં;
નીલ મેઘ પણ છુ કનકની દામની પણ છું.

નાશ પણ છું હું અનંત વિકાસનો ક્રમ પણ,
ત્યાગનો દિન પણ ચરમ આસક્તિનો તમ પણ;
તાર પણ આઘાત પણ ઝંકારની ગતિ પણ,
પાત્ર પણ મધુ પણ મધુપ પણ મધુર વિસ્મૃતિ પણ,
અધર પણ હું અને સ્મિતની ચાંદની પણ છું.

## Promise ☐ Amita Modi

Promise is a link between two minds.
When a promise is broken the link is broken.
Mind without a link is lonely.

## અભિનેતાનું ગીત ☐ ગુણવંત રતિલાલ શાહ

મરતાં મરતાં મર્યો નથી ને જીવતાં જીવતાં જીવ્યો નથી.
ફાટેલો પોષાક કદીયે બખિયા મારી સીવ્યો નથી.

સ્ટેજ ઉપર હું ઢળી પડું
ને લોકો પાડે તાળી.
ખુરશી ઊછળી પડે; મરણની
મારી અદા નિહાળી.

ડાળ ઉપરથી ખર્યો નથી ને વસંતમાં હું ખીલ્યો નથી
મરતાં મરતાં મર્યો નથી ને જીવતાં જીવતાં જીવ્યો નથી.

માલિક મારા! મરવાની યે
કેવી મને છે ફાવટ.
જીવવા માટે મારે કેવી
કરવી પડે બનાવટ.

પડઘાઓને રહી સાંભળી: મારો સાદ મેં ઝીલ્યો નથી.
મરતાં મરતાં મર્યો નથી ને જીવતાં જીવતાં જીવ્યો નથી.

## સેલ્ફ પોર્ટ્રેટ ☐ એ. કે. રામાનુજન ☐ જયા મહેતા

હું દરેક જેવો દેખાઉં છું
પણ મારા સિવાય અને કોઈક વાર જોઉં છું
દુકાનની બારીઓમાં
પ્રકાશવિજ્ઞાનના
જાણીતા નિયમો છતાં,
અજાણ્યાની છબી,
તારીખ અજ્ઞાત;
ખૂણા પર સહી ઘણું ખરું
મારા પિતાની.

## વીણા પણ છું ☐ મહાદેવી વર્મા ☐ માલા કાપડિયા

વીણા પણ છું હું તારી રાગિણી પણ છું.
નિદ્રા હતી મારી અચલ નિસ્પન્દ કણકણમાં,
પ્રથમ જાગૃતિ હતી જગતના પ્રથમ સ્પંદનમાં.
પ્રલયમાં સરનામું મારું પદચિહ્ન જીવનમાં;
શાપ છું જે બન્યું વરદાન બંધનમાં;
કુળ પણ છુ કુળહીન પ્રવાહિની પણ છું.

આંખમાં જેની જલન એ તૃષિત ચાતક છું,
પતંગ જેના પ્રણમાં એ નિષ્ઠુર દીપક છું,
ફૂલને ઉરમાં છુપાવી વિકળ બુલબુલ છું,
એક છતાં પણ દૂર તનની છાયા ચંચલ છું;
દૂર તારાથી અખંડ સુહાગિની પણ છું.

આગ છુ જેનાથી સરકતા બિન્દુ હિમજલના,
શૂન્ય છું જેની તળે છે ગાલીચા પલના,
પુલક છું એ જે ખીલ્યું છે કઠિન પ્રસ્તરમાં;
છું એ જ પ્રતિબિમ્બ જે આધારના અંતરમાં;
નીલ મેઘ પણ છું કનકની દામિની પણ છું.

નાશ પણ છું હું અનંત વિકાસનો ક્રમ પણ,
ત્યાગનો દિન પણ ચરમ આસક્તિનો તમ પણ;
તાર પણ આઘાત પણ ઝંકારની ગતિ પણ,
પાત્ર પણ મધુ પણ મધુપ પણ મધુર વિસ્મૃતિ પણ,
અધર પણ હું અને સ્મિતની ચાંદની પણ છું.

## Promise ☐ Amita Modi

Promise is a link between two minds.
When a promise is broken the link is broken.
Mind without a link is lonely.

□ 'સુધાંશુ'

ઊપડયા લઈ પયગામ,
હંસલા! સરવરનીલ સલામ;
ગગનવિશાળા ગામ,
હંસલા! સરવરનીલ સલામ.

અમે રહ્યાં સરવર ને સાચા
સાગર રચ્યા બેફામ;
તમે અતિથિ અનહદ જાતા
કુરનીશ સભર સલામ.
હંસલા! સરવરનીલ સલામ.

પવન સ્હેજો ને ઘનને કહેજો
વીજશિખર પર ધામ;
તમે તમારા સ્વયં ઘોડલે
બનજો બિન લગામ.
હંસલા! સરવરનીલ સલામ!

ઊપડયા લઈ પયગામ,
ગગનવિશાળા ગામ;
હંસલા! સરવરનીલ સલામ!

□ બાથો □ જયા મહેતા

દીવો ધીમો બળે છે,
તોયે એ માણસ ઊભો થઈ શકતો નથી
દીવો ઓલવી નાખવા.

શું કરવું તે જાણતો નથી,
એ ખેંચી કાઢે છે એ સ્ત્રીના રાત્રિવસ્ત્રનો કમરપટો

## આજ સવારથી જ ☐ ઉશનસ

આજ સવારથી જ મન ભારે ભારે છે
સાવ નાની નાની વાતોથી;
એને કેમ લઈ જવાશે હળવું ફૂલ કરી
છેક સાંજ સુધી?
સાંજ તો મારે અજવાળવી છે, ભરી દેવી છે
નાની નાની વાતોના આનંદથી.
કેવી સાવ નાની નાની વાતો છે આમ તો?
– આજે સવારે સામા વૃક્ષ ઉપર એકે પંખી નથી આવ્યું,
– આજ સવારથી જ સામા ઘરની બારી નથી ઊઘડી,
– આજ સવારથી જ તું નથી બોલી એક્કે અક્ષર મારી સાથે;
કોઈને આવી વાત કરીએ તો હસે, ગાંડામાં જ ગણી કાઢે;
પણ આવી નાની નાની વાતો જ....
આજ સવારથી જ મન ભારે ભારે છે
સાવ નાની નાની વાતોથી.


 શૃંગારકાવ્ય વિશેષાંક 

દિવાળી અંક : ઑક્ટોબર ૧૯૮૩

સંસ્કૃત, પ્રાકૃત, ગુજરાતી અને અન્ય ભારતીય ભાષાઓ

તથા

અનેક વિદેશી ભાષાઓનાં શૃંગારકાવ્યો

કવિઓના અને અન્ય ફોટોગ્રાફ્સ

લગભગ ૧૫૦ પાનાંનો દળદાર અંક

છૂટક નકલની કિંમત રૂ. ૧૦/-

ગ્રાહક થનારને લવાજમ પેટે જ આ દળદાર અંક મળશે.

ચિકુ— ☐ ઈન્દુ પુવાર

એક ટ્રાન્સફોરમેશન!

ચિકુ....ચિકુ....જો બરાબર જો
ધસમસતી ધસમસતી નદી ભરપુર ભરપુર
કાળા ભમ્મર પાણી ધસમસતાં ધસમસતાં આગળ ને આગળ
એમાં તણાતો આવતો તૂટેલો દર્પણનો ટુકડો એક
તૂટેલા દર્પણનો ટુકડો એટલે આગળથી તીર જેવો
નીચેથી વાંકોચૂંકો તૂટેલો લગભગ ત્રિકોણાકાર
પણ એક્ઝેટ એવો નહીં, ખાંચાખૂંચીવાળો
આવો તૂટેલા દપણનો ટુકડો તણાતો આવે છે તણાતો આવે છે....
તને તો ખબર છે ચિકુ કે રોજ હું આ નદી લઈ
એક ખૂણામાં ઊગેલ છોડ પર ખીલેલું ખરુ પણ
ઊંઘતું ફૂલ થઈ જાઉં છું પછી ડોલું છું બસ ડોલું છું
એમ જ.
ધસમસતી નદીમાં તૂટેલા દર્પણનો ટુકડો તણાતો આવે છે
તણાતો આવે છે
એમાં પ્રતિબિંબાય બે અડધપડધ ઘસાતાં પડખાં
ઘસાતાં પડખાંની વચ્ચેથી ફૂટતી જૂઈની વેલ
આ વેલ પર મકાન રસ્તો મેટર માટી
માટીમાં પડેલી તિરાડ તિરાડમાં થતી ખીણ
ખીણમાં હું ક્યાંક બૂમ થઈને બેઠો છું હું બરાડું
છું હું ખીણ છું ખાણ છું ભૂરું ભૂરું ઊભું પેલું
મોટું મોટું આભ છું આકાશ છું આ આકાશમાં
ધીમે ધીમે આળસ મરડતી એક વાત છે અથવા
તો એવું રાખો ભર્યો ભર્યો ઠાઠ છે બાઠ છે
તોય ચિકુ!
ધસમસતી નદીની કાળાશમાં દીવો ડોકિયાં
કેમ નહીં કરતો હોય? તેથી જ કદાચ હું રોજ
ધીમે ધીમે ચિકુ થતો જાઉં છું

મને ડાળિયો ફૂટે છે પાંદડાં ચારે બાજુ લહેરાઈ ઊઠે છે
લીલાશ લઈ એક એક પાંદ પર ધસમસતી એક નદી.
કાળાં ભમ્મર પાણી સાથે ધસમસતી ધસમસતી બસ
તૂટેલા દર્પણનો ટુકડો લઈ બસ
ટુકડામાં બે અડધપડધ ઘસાતાં પડખાં લઈ બસ
એમ જ ખાલી....ખાલી....ખાલી....



ચિકુ ચિકુ
તને ખબર છે કે આજકાલ
                    આજકાલ
તારામાંથી લાલ લાલ ચટ્ટાક પાંદડીઓ ખર્યા કરે છે
                                        ખર્યા કરે છે
તારી નીચે હું પથરાતો જાઉં છું પથરાતો જાઉં છું
                                ઢગલો થતો જાઉં છું
ના, ના ઢગલો શું કામ?
વર્તુળાકાર સરસ મજાની ડિઝાઈન થતો જાઉં છું
બધે લાલ લાલ ચટ્ટાક પાંદડીઓ જ પાંદડીઓ
ડિઝાઈનના થર પર થર થર પર થર
આ ડિઝાઈનમાં અનેકાનેક ચિકુ પોતાનાં ડોકાં આમ તેમ
                            આમ તેમ હલાવી રહ્યાં છે.
                            આમ તેમ
જેમ જેમ થર જામતો જાય છે એમ એમ આ
બધાં ચિકુની લંબાઈ વધતી જાય છે
            આ બધાની સામેની ધારે-રસ્તે
            એક વિકરાળકાય પશુ પોતાની જીભ બહાર
            કાઢી હાંફ્યા કરે છે ક્યારેક આંખ ઊંચી
            કરે છે ક્યારેક આંખ નીચી કરે છે
પેલાં એકે એક ચિકુ ધીમે ધીમે વધતાં વધતાં
પીળાં પીતાંબર જરકસી જામા કેડે કંદોરા
ઢાલ તલવારના ઠઠારા માથે મુગટ પહેરી
આમતેમ આમતેમ આમતેમ ફર્યા કરે છે.

પેલું વિકરાળ કાય પશુ ધીમે ધીમે ઘટતાં ઘટતાં
સરસ મજાની પેઈન્ટ કરેલી ચોક્કસ ચોરસ
આકારની એમાં ભાતભાતની ડિઝાઈનવાળી ફરફર
ફરફર થતા પડદાધારી બારી થઈ ઇશારા કર્યા કરે છે.
હવે જો હું તને સમજાવું આખી વાત ચિકુ
આ ફર્યા કરવું એટલે હું તું તે
પેલા ઇશારા કર્યા કરવા એટલે એ બે કે
આ હું તું કે એ બે શું?
ખુલ્લાં લાંબાલચ ભર્યાં ભર્યાં એકલદોકલ વૃક્ષવાળાં
લીલાછમ ઘાસવાળાં મેદાન બસ મેદાન લીલાછમ ઘાસમાં
ઝાકળનાં સંખ્યાબંધ બિન્દુ, આ બધાં બિન્દુમાં રહેલા
સંખ્યાબંધ સૂરજ, આ એક એક સૂરજમાં ઊડતું પંખીનું ટોળું
એમાં જણાતી પંખીની કાળાશભરી ઊડાન, પંખીની કાળાશભરી ઊડાન
એટલે આકાશવાણી એની પર ઊભેલો થાંભલો એક થાંભલાના માથે
લાલ લાઈટ એક કે જે સતત ઝળકયા કરે છે સતત ઝળકયા કરે છે
સતત સતત સતત....

બસ બસ ચિકુ, આ હું/તું/એ બેનું બ્રહ્માંડ હાંફી ગયું છે એને અહીં જ છોડી ચાલ, આપણે આગળ વધીએ—



ચિકુ, બરાબર પાંચ વાગે છે ને ફટ ફરતીકને ચોંટડુંક વિદ્યા પ્રાપ્ત થાય છે એ સાથે હું મારો પડછાયો માપવા લાગી જાઉં છું ત્યાં રણ વધતું જાય છે/વધતું જાય છે

કયાં કશું ઓછું ચોટયું છે આપણને કે આપણે કયાં ઓછાં ચોંટેલા છીએ એકને/બીજાને, અનેકને/મનેખને....પછી પાંપણનું નામ લઈએ એટલે લીલા લીલા કેવળ લીલા આંખને ગમતી લોભામણી.... લોભામણી લોભામણી....

ચિકુ ચિકુ ચિંતા એક વાતની છે;
એક સુંદર મજાનો પારદર્શક અપારદર્શક રાતોપીળો લાંબોલચ

ગબડાવો તો ગબડે ગબડ બોલાવો તો બબડે બબડ હાથ
અડકાતો મીઠો મધ ઉપર બેસો કે ચોંટડુક ચટ્ટ
આવો એક ગોળો સ્થિર થતો જાય છે
આ ગોળા પર મનેખ જ મનેખ અનેક હાથમાં કરેણનાં
કે મોગરાનાં ફૂલ લઈ લાગણીનાં લાડેકોડે ફૂલેકાં કાઢી કોઈ
ઓળઘોળ રાત થતાં જાય રાત થતાં જાય...

હું ચકલી નથી ચિકુ નહીંતર માળો ગમે ત્યાં બાંધી લેત
શાપિત નજરની સાત ચોકીઓ વટાવી જેવો દરવાજો ખખડાવું
છું કે ફરી પાછું ચોંટડુક!

હમણાં હમણાંથી ચિકુ મને કેવળ અશ્વો દોડતા દેખાય છે
એક નહીં/બે નહીં સંખ્યાધિક અશ્વો કોરેમોરે ફરફરતી કેશવાળીએ ની હવા

નજર નામનું ગામ બની જાય છે, ગામનાં
ગલુડિયાંના બચકારા બચ બચ થતા મારી
હથેલીમાં હાલતી ચાલતી વ્હીસલ થઈ સચવાઈ
જતા હોય તે સમયે હું કોના નામની બૂમ
પાડું છું એ ભેદ ઉકેલાતો નથી મારાથી.

જો કે અશ્વોની પલાણ માટેની માગણી હજી ઊભી છે
ભલે સૌ સૌનું કામ કરે ચિકુ આપણે ખોદી ખોદીને કેટલું ખોદીશું?
એના કરતાં ચિકુ! તું ઊગવા માંડ/બસ ઊગવા માંડ
મનને એક પછી એક ફૂમતાં ફૂટવા માંડે એમ ઊગવા માંડ
ઝૂમખે ઝૂમખાં બેસવા દે કેમકે સાતતાળી રમવા આ મનેખ હાજર છે
સ્થિર થતો જતો ગોળો હાજર છે મીઠું મીઠું મધ હાજર છે માગ માગ
માગે તે આપુ કહેનાર મહાદેવજી પાર્વતીના નામે પ્રાણનો પ્રશ્ન લઈ હાજર છે
વન મિનિટ પ્લીઝ ચિકુ રીંગ વાગે છે
રિસિવર ઊંચકું છું હલો કરું છું ત્યારે હાથમાં નવરંગી આકાશ હોય છે
પણ રિસિવરમાં સમુદ્ર રણ થતો જાય છે રણ થતો જાય છે પછી તો
ઊંટોનો કાફલો/ઊડતી ધૂળ/દઝાડતી લૂ/ધૂળમાં દટાતાં પગલાં પર પગલાં
બસ પગલાં........
ચિકુ; ચણિયો–ચોળી પહેરવા સારું મનેખનું ઊગવા પરનું
ભાષ્ય વાંચવું પડે છે એટલી સમજણ આવી ગઈ છે માની
ઊગવા માંડ ઊગવા માંડ ઊગવા માંડ...........

શ્રી સુરેશભાઈ,

તમારા જૂન ૧૯૮૩ના 'કવિતા'ના અંકમાં અમુક કાવ્યો તો ખૂબ જ સુંદર છે, પણ આ કાવ્યસૃષ્ટિમાં પુરુષ-પ્રકૃતિ જેવાં બે કાવ્યો ઉત્તમ લાગ્યાં – અનુવાદ તથા કાવ્યમાં વર્ણવાયેલી સાર્વભૌમ ભાવના એમ ઉભય દૃષ્ટિકોણે.

'દુ:ખ' દુ:ખ એટલે હવા? શિલ્પ? માણસ? સ્મૃતિ? આ બધું જ કે પછી આમાંનું કશું જ નહીં? શ્રી નારાયણ કવઠેકરે લખેલું આ કાવ્ય, પ્રથમ તો મારે મન કોઈ અજ્ઞાત વ્યક્તિએ લખેલું કાવ્ય. પહેલી વાર એમનું નામ સાંભળ્યું અને પહેલી વાર જ એમની કવિતા વાંચી – જે ભાવસાગરમાં તરતી તરતી વિચારતલને પણ સ્પર્શી ગઈ.

અનુત્તર પ્રશ્નને પ્રશ્ન કહેવો કે નહીં એ પણ એક સમસ્યા છે. દુ:ખ – તત્કાલીન ઘા, ચિરંતન યાતના, શબ્દવેદના, આરામનું ન હોવું, તણાવ, સ્વપ્નભંગ, આક્રોશ, જલન, મન:પીડન, આત્મવિલોપન, શૂળી કે ગોળી? ઈશુને શૂળી પર દુ:ખ નહીં પરંતુ કદાચ જીવનની સાર્થકતા સાંપડી હશે. ગાંધીજીને ગોળીના ઝાટકા નહીં, પરંતુ કદાચ જીવન-સંતૃપ્તિની ક્ષણો મળી હશે – તો આ દુ:ખ એટલે શું અને એ કોણ નક્કી કરે? – શબ્દ??

પણ પાછો 'દુ:ખ' એ શબ્દ જ કેવો છલનાત્મક છે – અન્ય શબ્દો જેવો જ. ઠગારા સંબંધો, ઠગારો દૃષ્ટિ-સ્પર્શ, એવો જ આ ઠગારો શબ્દ. શબ્દમાં તો ફક્ત અનુભવનું વર્ણન મળે, સંવેદનાભિવ્યક્તિની પૂર્ણતા તો નહીં જ – અને કદાચ શબ્દની આ જ ઊણપ માનવીને માનવી સુધી પહોંચવા નથી દેતી.

બીજું કાવ્ય છે શ્રી ચંદ્રકાંત પાટિલનું – જીવનના માધ્યમ દ્વારા મૃત્યુ સાથેનું સંવનન. એમના કાવ્યમાં અનુભવાય છે મૃત્યુનો પદચાપ, મૃત્યુમાં ઉત્પન્ન થતી ભાવના અને જીવનને સામે પારનું ધુમ્મસાચ્છાદિત રહસ્ય.

મૃત્યુનું સ્થાન તો હું અને તમે. મૃત્યુ આપણામાં જ પાંગરતું હોય છે. આપણા દરેક શ્વાસમાં એ ધબકે છે. આપણા જીવનની દરેક ક્ષણ આપણને મૃત્યુની નજીક લઈ જાય છે – કેવું રોમાંચિત – આમ જીવન સાથે મૃત્યુનું ચાલવું. જીવનના ચુંબનમાં મૃત્યુનું સંગીત.

શ્રી નારાયણ કવઠેકરની જેમ શ્રી ચંદ્રકાંત પાટિલનું આ કાવ્ય પણ એક સાર્વભૌમ સત્તાનું કાવ્ય છે – જે સત્તા સમગ્ર વિશ્વ માટે આજ સુધી રહસ્યમય રહી છે.

મૃત્યુ એટલે શું વ્યક્તિનું અચાનક ગેબમાં ઓગળી જવું? કે પછી ચાલ્યા જવું, બદલાઈ જવું, નષ્ટ થવું, ન હોવું, ખોવાઈ જવું, નિયતિ, ઘટમાળ, શરણાગતિ, ઉદ્ભવ, પૂર્ણાહુતિ, સત્ય, માયા, વિભાજન, સંયોજન, આદિમ અંધકાર, પૂર્ણ પ્રકાશ કે અગમ પ્રવાસ? પણ આ કવિ માટે તો એ નિશ્ચિત પ્રવાસ છે અગમનો. Hadesમાં વહેતી Styx નદી પરનો પ્રવાસ.

કુદરતી ઐશ્વર્ય, ભક્તિ, પ્રણયાસક્તિ, સામાજિક સ્થિતિ, દમન અને જીવન પર તો ખૂબ લખાય–વંચાય છે પણ મૃત્યુંજય થવા માટે મૃત્યુને આહ્વાન આપતી કવિતાઓ તો ઓછી જ. જીવવું તો મરીને અમર થવા માટે જ, બાકી અશ્વત્થામાની જેમ જીવવું શું કામનું?

શ્રીમની ધનવિદ્યા મહેતા તથા શ્રીમતી માલા કાપડિયાને એમની આગવી પસંદગી તથા ઉત્કૃષ્ટ અનુવાદ માટે હાર્દિક અભિનંદન.

આ ઉપરાંત કેશવસુતની 'અમે કોણ?' ઇન્દિરા સંતની 'છાપું' તથા નામદેવ ઢસાળની 'અમે,' આ ત્રણ કવિતાઓ તથા એમના અનુવાદ પણ સરાહનીય છે.

—આપનો
બંકિમ.

☐ નીતા રામૈયા

હું ગીત વિનાની ગીતા છું.
રામને લમણે લખાયેલી સીતા છું.
નહીં ઘાટ કે નહીં ઘૂંટ
એવી કવિતા છું
નહીં છૂટ કે નહીં છાટ
એવી સરિતા છું.
હું હવા વચ્ચે કેદ છું.
હું ધરતી ને આકાશની વચ્ચે
અજવાળાનો મેદ છું.
આ-પાસની દુનિયાનાં
આ ડમ ડમ ડમ ડમ ડમ ડમ વચ્ચે
વાંદરીનો ખેલ છું.
શાહીના ખડિયામાં હું તો
રેલમછેલમ રેલ છું.
કલમ કુસ્તી કરે ત્યારે
હું કાગળનો સુક્કો છું.
હું વારે વારે વાતે વાતે
કુચ્ચર કુચ્ચર કૂચ્ચો છું
હું પોકળ છું ને રોક્કળ છું.
સૂકી નદીના પટમાં થાતો
પાણીનો કકળાટ છું.
કોઈની વાહ વાહની વાતમાં
હું ભમરીનો દંશ છું.
સાપના સોગન ખાઈને કહી દઉં કે
હું ઝેરીલો અંશ છું.
દોસ્તીનાં બે પડની વચ્ચે
વેરણછેરણ વીખરાયેલાં
ધૂળ કાદવ ને રાખ છું.
પળે પળે તૂટી પડતાં
સમય નીચે એક દટાયેલી લાશ છું.

## ગીત ☐ જયન્ત પાઠક

ભીનું હસે છે કોઈ સામું ભાળી ને એની
ફરફર ઊડે છે મારી આંખમાં,
ઊડતાં પાણીડે એની છલકી તલાવડીની
છાલક વાગે છે મને પાંખમાં!
ઉપર છવાઈ રહ્યાં વાદળની છાંય હેઠ
ભડકે બળતી મારી ભોમમાં
અડતું કશુંક એવું પડતું કશુંક એવું
અત્તરની મ્હેક ઊગે રોમમાં!
પ્હેલો વરસાદ કો'નો પ્હેલો વરસાદ બધું
નવલું લાગે છે મને રાનમાં;
પોચા લાગે છે મને પ્હાણા ને બોલ મારા
ઓગળાતા ઝરણાના ગાનમાં!
ભીનું હસે તે ઠેઠ ભીતરમાં જાતુંકને
વમળ ચઢે છે ઊંડી ખીણમાં
ઘુમ્મરીએ ઘુમ્મરીએ ઘેરાતું જાય
મારું ભાન કોઈ ફગફગતા ફીણમાં!

## ગઝલ ☐ જયન્ત પાઠક

પાંપણો વચ્ચેથી કીકી નીકળે
એક જંગલમાંથી સૂરજ નીકળે!

આ હથેળીના સરોવરને તીરે
પોયણાંશી આંગળીઓ પીમળે!

આમ તો ચરણો જ જાણે દિલરૂબા
ત્યાં વળી પાયલની ઘૂઘરીઓ ભળે!

પ્હાડ જેવા પ્હાડ બે તુંગ સ્તનો
ને ઝરણ વચમાં વહે શી ખળખળે!

દેરી જેવા દેહને જોયા કરું
દેવ જેવું કંઈ ગભારામાં મળે!

જીવણલાલને શુભેચ્છા ☐ હેમન્ત દેસાઈ

સવારે
દાઢી કરી રહ્યા પછી
તમારા સ્વચ્છ સુંવાળા ગાલને
ઝૂંછળાંવાળા રૂમાલથી લૂછતા હો છો ત્યારે
તમને ખ્યાલ નથી હોતો કે
એ રૂમાલ તમારો નથી.
એવી ક્ષુલ્લક ચીજને સહારે
કોઈ મોટું કાવતરું રચાઈ રહ્યું હોય
તે તો તમે ક્યાંથી જાણો ? !
અગિયારે
ઑફિસના મસ્ટરે
તમે સહી કરતા હો છો ત્યારે
સામેની ખુરશીના હાથા
તમારી નવી બૉલપેનને તાકી રહેતા હોય છે.
એ હાથાની ભૂરકીથી તમે હથિયાર
બનવાના છો તેની તમને કદાચ
ખબર નથી.
ખૂણાની ખુરશી પર ટીંગાયેલી આંખોએ
દિવસના અજવાળામાં આપેલાં
દ્યૂત રમવાનાં પેંડિંગ નિમંત્રણને
લંચ ટાઇમે સહસા સ્વીકારી લો છો તમે–
સુંવાળા કેશવાળી રમણીના અનૈસર્ગિક
હોઠની લાલાશ જોતા જોતા
ત્યારે
પ્રમોશનના પાસે છતાં
દૂર ને દૂર રહેતા મૃગલાને
તમે વીંધી શકશો કે નહિ તે વિશે
વિચારવાનું માંડી વાળો છો.

તો પણ
ધીરે ધીરે તમે સમજતા થાઓ છો કે
ઓફિસની ફાઈલોથી રૂંધાયેલાં તમારાં મનને
કેન્ટીનમાં પ્રફુલ્લ કરી દેનારા
તમારા બુશશર્ટના કાપડની ને
તમારા પેન્ટની સિલાઈની તારીફ કરનારા
તે જ તો છે
તમારા પરાજયના પાસા રમાડનારા
શકુનીઓ.
સાંજરે
ઘરે જતાં, બ્રીફકેઈસમાં દબાયેલી
વિમલસાડી – પત્નીની બર્થડે પ્રેઝન્ટ
વિશે તમે મલકાટ અનુભવતા હશો ત્યારે
તે ઘર વિશે કોઈ લિસ્સા પત્રમાં
પ્રથમ મિલનનાં સંભારણાં રૂપ બયાનને
નજરથી પંપાળતી હશે
તે ન જોઈ શકતી તમારી
બંધ આંખોની આસપાસ
રાતરે
વારવાર
નગરના હૃદયસમા એરિયામાં
તૈયાર થયેલા તમારા ફ્લેટને લઈને
નવી ફિયાટ કાર પ્રદક્ષિણા કરે છે.
અચાનક બારણું ઊઘડી જતાં
ગોઝારા અકસ્માતના ભયે
તમે ઝબકી ઊઠો છો ત્યારે
પાછા ઊંઘતા પહેલાં જાણી જાઓ છો
કદાચ કે
પ્રવચનનો કીડો તમારા

ઘેઘૂર અંતરને લાગી ગયો છે
અને તોયે
તમારે ગોઠવણોના ચંદનલેપની
સુવાસને જોરે જીવ્યે જવાનું છે.
બધું ભુલાવી દે એવું છાપું આવે ત્યાં સુધી
તમે ઘસઘસાટ ઊંઘો છો.
જાગો છો ને જીવો છો.
અરે આમ જુઓ; જીવણલાલ!
ગઈ કાલે પાડોશીના ટી. વી. પર
તમે નહોતું સાંભળ્યું
આસમાની સુલતાનીની થપાટોથી
ઘડાયેલા
ને આપણી ભોળી જ દેખાવા માંગતી
પ્રજાના તારણહાર
મિનિસ્ટરનું પ્રવચન?
લગભગ એવું જ છે તમારું જીવન.
એ તમે માણો તોય શું
ને ન માણો તોય શું?
પણ આજે નવા વર્ષે
મારી તમને શુભેચ્છા છે કે
સુખ તમને મળો ન મળો
ભ્રાંતિભંગનું તમારું દુઃખ સહાય ટળો.

## તે અનુસરતા નથી, પણ રસ્તામાં હોય ત્યારે

☐ એ. કે. રામાનુજન ☐ જયા મહેતા

પીળાં વૃક્ષો ઢળે છે તૂટેલા કાચ પર
અને સેન્ટ્રલ જેલની દીવાલો
ઝરે છે વસંતનો લેબર્નમ
પીળો, પીળો પીળચટ્ટા રંગની છટાઓ સાથે,

હું ભૂલી જાઉં છું મારા પગ પરનું ખરજવું,
મારા જોડાનાં બે છિદ્રો : અચાનક મને ખ્યાલ આવે છે
મારે એક ચપળ ને કોમળ દીકરી હશે,
ક્યાંક બુઢાપો હશે, હું હવા પર ચાલું છું,

હું પાણી પર ચાલું છું, ધરતી પર ચાલવાનું
પણ સહી શકું મારી પત્ની માટે
અને હું કોઈક દિવસ કોઈ પણ રીતે સામેલ થઈશ

ભાષામાં, અગ્નિમાં એ સ્વચ્છ પહેલા માળામાં
જેની ટેકરી દેખાતી હોય, અને ખાઈશ
સુખડના એક પુરાણા બારણા પર.

બાગમાં સુવાસ સુવાસ
પતંગિયાની પાંખમાં
શ્વસે છે સુવાસ

*

શિયાળુ સપાટો
વાંસના વનમાં અદૃશ્ય થાય છે
અને શાંતિમાં શમે છે.

*

સમુદ્ર અંધારો થતો જાય છે
અને એક જંગલી બતકનો અવાજ
ઝાંખો શ્વેત.

*

વરસ પછી વરસ
વાનરના મુખ પર,
વાનરનું મહોરું.

*

જ્યારે જ્યારે હું બોલું છું
ત્યારે મારા હોઠ થીજી જાય છે—
શિયાળુ પવન.

*

અહીં રસ્તો—
કોઈ પ્રવાસી આવતો નથી
આ શિયાળાની સાંજે.

*

ક્રિસેન્થિમમનાં ફૂલો
મ્હોરે છે—પથ્થરોની વચ્ચે
પથ્થરના વેપારીના વાડામાં.

*

ક્રિસેન્થિમમનું અત્તર—
બગીચામાં, ઘસાઈ ગયેલું
જોડાનું તળિયું.

*

પ્રેમવછોયો જીવ
ઊડતો ફૂલોની છાયામાં
જેને એ ઝંખતો હતો.

ઈચ્છું હું પણ તેમ કરી શકું
પૂર્ણચંદ્રને એ દિવસે.

*

એમને ઘરે લઈ જવાને બદલે
રાંધવા માટે, એ જવા દે છે
પોતે ભેગી કરેલી કોળીઓને.

પ્રશાંત અવાજ બુદ્ધને પ્રાર્થતો
સંભળાય છે ઝાડીમાંથી.

પૂર્વગ્રહ ☐ શમ્સુર રહેમાન ☐ ઉત્પલ ભાયાણી
(બંગાળી)

ઘાસમાં સંતાઈ રહેલા ઝેરીલા સાપને હું ચાહું છું
લુચ્ચા દોસ્તથી એ કંઈ વધુ ક્રૂર નથી
આંધળી વાગોળને હું ચાહું છુ
ટીકા કરનારાથી એ વધુ ભલી છે
રોષે ભરાયેલા વીંછીના ડંખને હું ચાહું છું
એનો દઝાડતો ઘા, પ્રેમમાં હોવાનો દાવો કરતી
બેવફા સ્રીના ચુંબનથી વધુ સારો હોય છે
ગાઢ જંગલમાં છુપાયેલા દેખાવડા વાઘને હું ચાહું છું
સરમુખત્યારની જેમ એ એની હત્યાઓની યોજના ઘડતો નથી.

☐ મારિયા લીને ☐ ધનવિદ્યા મહેતા

શોધું છું ગુલાબ
પામું છું બરફ
શોધું છું બરફ
પામું છું ગુલાબ

કાંઈ પણ શોધતી નથી ત્યારે
પામું છું બંને
ગુલાબ અને બરફ

## સ્ટીલ લાઈફ્ ☐ એ. કે. રામાનુજ ☐ ઉત્પલ ભાયાણી

બપોરે જમ્યા પછી
એ મને છોડીને જતી રહી
પછી મેં થોડોક વખત વાંચ્યા કર્યું
પણ અચાનક મારે
એને ફરી જોવી હતી
અને મારી નજર સમક્ષ
સઘળું—અડધી ખાધેલી સેન્ડવીચ,
પાઉં,
કચુંબર—
એના કોળિયાનો આકાર પામેલું હતું.

## પ્રાકૃત કવિતા ☐ અનુ. હ. ભાયાણી

### માત્ર

અહીં ભમ્યા
અહીં રમ્યા સંગમાં
અહીં ખીજયા–
અહીં રીઝયા–
માત્ર પ્રદેશો રહ્યા
જનો સૌ ગયા

## કંઈ નદીના આરે* ☐ નીતા રામૈયા

કંઈ નદીના આરે
મારે વાદળ થઈને રોવું.
ફૂલ પૂછે ભમરાને આજે સૂરજ ક્યાંયે જોયો
આંખો પૂછે કોયલને તારો સૂર તેં કેમ ખોયો
આકાશના પોલાણમાં બેઠું બળબળતું એક ફોરું
જોવું નહીં, નહીં સુણવું હવે તારું બધું ય હોવું
કંઈ નદીના આરે
મારે વાદળ થઈને રોવું
આવ્યો આજે એક નદીનો આરો ને ઓવારો
કૂવે પાણી ખૂટી ગયાં ને ખાલી છે ગોખારો
પાતાળના પોલાણમાં જઈ બેસે મારું દિલ પોલું
કેમ ચાહવું ને નિભાવવું હવે તારા વિના મારું હોવું
કંઈ નદીના આરે
મારે વાદળ થઈને રોવું.

---

* મોરબી જલપ્રલય તા. ૧૧-૮-૭૯ની યાદમાં બા તેમ જ બકુલને અર્પણ.

## મારો પ્રસ્તાવ ☐ લોકનાથ ભટ્ટાચાર્ય ☐ ઉત્પલ ભાયાણી
(બંગાળી)

મારો પ્રસ્તાવ છે : આ રાતને બાળી નાખો.

મારો પ્રસ્તાવ છે : આ દેખીતી અર્થહીન વસ્તુઓ, આ અંધકાર,
આ પવનની ગેરહાજરી, એમને ઊંચીનો અવાજ આપો

મારો પ્રસ્તાવ છે : મારા ઓરડાના શાંત ખૂણાને બબડાટથી ગાંડો
બનાવી મૂકો. ઘણાં બધાં ભૂલકાંઓનું હાસ્ય
લાવો, અજબગજબનાં રમકડાં લાવો અને વધુ
ઉજ્જવળ પ્રકાશ, સુખ લાવો.

મારો પ્રસ્તાવ છે : ભૂલી જઈએ આપણે આ શિયાળાને, ગુમાવ્યાની
આ શાશ્વત સંવેદનાને; ભૂલી જઈએ આપણે
આ નિદ્રાધીન, નિદ્રાવિહીન થાકને.

મારો પ્રસ્તાવ છે : એમને જિંદગી આપો.

જવા–ની ગઝલ ☐ હેમન્ત દેસાઈ

૧

પાછા જવું અહીંથી હવે દુર્નિવાર છે,
તેડે છે શિખર તેજ-ધવલ ત્યાં સવાર છે.
આંખોમાં સ્વપ્નચેન, વદન પર વ્યથા ભરી
દર્પણ દઝાય એવા અમારા દીદાર છે!
પથ્થર હતા; રહ્યા, ન થયા શિલ્પ કદાપિ-
ઝરણાંનો નિત્ય સંગ, પહાડોનો પ્યાર છે!
લુંટાવ્યાં રાજપાટ અને વનગમન કર્યું,
ખોવાયા–વગોવાયા–ગુનાઓ અપાર છે!
આંખોમાં હતો આંજ્યો પછી ઓગળી ગયો.
ટપકી ગયો બધો ક્યાં રહ્યા અંધકાર છે?
ચઢશું જ્યાં શિખર કેસૂડાંની લાલિમા હશે
સામાં એ રૂપ–રંગનાં સ્વાગત–સ્વીકાર છે!
આગળ ધપીશું અશ્વછટાએ વિજય ભણી
હોંશિલી મળી હૂંફ જે તે પર મદાર છે!

૨

વીંટળાઈ રહે ઘેરી આ ઘર શેં છોડું?!
રસ્તામાં સામું ઊભું નગર શેં છોડું?!
સળગે છે સમુંદર આ વિરહ જ્વાળાએ
ભેટીને રડે નમ્ર શિખર શે' છોડું?!
બિસ્તરમાં વીત્યાં વર્ષ રહ્યાં લેટી ને
ફેલાઈ બધે ગંધ સભર શેં છોડું?!
સંબંધ લીલા લિસ્સા કશા લહેરાતા
મુરઝાતાં વદન ઝરતી નજર શેં છોડું?
સન્ધ્યા ને ઉષા જેણે ગજાવ્યાં નિત્યે
એ મૌન ક્ષિતિજોના ઉંબર શેં છોડું?!
ઝૂકીને ઝહું હાથ નમસ્કાર કરતા
ઉભરતી અસર ઝીલ્યા વગર શે છોડું?!

એડજસ્ટમેન્ટ □ ઇન્દુ પુવાર

કાળું ગુલાબ કાળું કાળું કામણગારું કહ્યાગરું મજાગરું
રાતું ગુલાબ રાતું માતું કદી ન કરતું વાતું ગાતું ગાતું નિજની લીલા
કાળું ગુલાબને તોડવા હું સાત વાર પ્રયત્ન કરું છું
આઠમી વારનો પ્રયત્ન સંમોહન સંમોહન સંમોહન ખલાસ.
કાળું ગુલાબ કાળું તળાવ ઊંડે ઊંડે ઊંડે રાતું તળાવ
કાળું તળાવ રાતું તળાવ ઘસાય ઘસાય ફસાય ફસાય
આમાં હું ક્યાં એડજસ્ટ થાઉં છું એનો વિચાર તમને આવતો હશે
મને લાગે છે કે બધું હું જ છુ અને પરિસ્થિતિઓને લઈને સૂતો છું
એમાં ભળે છે પીળું ગુલાબ પીળાશનું પ્યારુંપ્યારું વન હું તનમનથી
ગળે ઢોલ ભરાવી નાચ્યા કરું છું વગાડયા કરું છું નાચ્યા કરું છું
Adjust છું known છું કોઈ problem છે નહીં.

ત્રણે ગુલાબ ને હું જઈ રહ્યાં છીએ રસ્તે છીએ એકબીજાથી
પરિચિત છીએ હવે ચાલતાંચાલતાં જ અમે બદલાવા લાગીએ છીએ
પરિસ્થિતિથી નહીં, કાળું રાતું પીળું હું ગુલાબ રાતું કાળું પીળું હું તળાવ
હું ફેલાઉં છું હું ખીલવા માંડું છું પાંદડિયો અમારું પરિણામ છે.
પછી ચૂંટાઈ જઈશું ખવાઈ જઈશું અથવા વેરાઈ જઈશું
So what? I know all this!

તારતમ્યના તાંતણા કરેણના ધોળા ફૂલમાં ફૂટયા છે
કોઈને ગમે કોઈને ના ગમે કોઈને ખપે કોઈને ના ખપે
હળવાશના હલકા હલકા ફુગ્ગા ઊડી રહ્યા છે બધે
એકએક ફુગ્ગો બધાના હાથમાં પકડાવી દીધો હોય તો?
not bad idea... done? done!

પ્લીઝ બીજી વાતમાં દોરી ના જશો. કરેણના ધોળા ફૂલની
શક્યતા સ્વીકારી લીધી. ટચલી આંગળીનો નખ ખતરોળવાની
સ્થિતિ કાળું ગુલાબ માટે છે. જીભ ચાટવાની પરિસ્થિતિ રાતું ગુલાબ
માટે છે. મારે માટે રાતું કાળું પીળું ગુલાબ નિર્વ્યાજ અભિવ્યક્તિ છે
ખરું છે ખરું છે ખરાં છે ખરાં છે.

આ 'ખરાં' વિશે ચોખવટ હોવી જરૂરી છે
વનાં આદમી નહીં થા કામકા! શેર તુમકો ખા ગિયા?
લેકિન તુમ તો જિન્દા હો! હા મુન્નુ યે જીના ભી કયા જીના હૈ....
વાહ ત્રણે ગુલાબોએ મને હાર તરીકે પહેરી લીધો છે
મારી નીચે કરેણનું ધોળું ધોળું ધોળું ફૂલ ક્યાંક ક્યાંક હલ્યા કરે છે
તાંતણા બચારા ઊડયા કરે છે થોડુંક થોડુંક હું Adjust છું known છું
સજાગ છું સાંડસી છું.
ધોળી ધજા હમેશાં હાથમાં રાખ્યા કરું છું ફરકે તો ઠીક ના ફરકે તોય વાંધો
નથી. ઢોલ વાગવાનો એટલે વાગવાનો હું નાચવાનો એટલે નાચવાનો
બત્રીસ પૂતળીઓનો ખેલ થવાનો એટલે થવાનો ખેલ ચાલે ત્યાં સુધી
આપણે ત્યાં અને પછી પાછા હતા ત્યાં ને ત્યાં.

મેં ખલો હજી કોઈને આપ્યો નથી હાર પહેરવાની વાત વીસર્યો નથી
કશીક તમા સાથે પરિસ્થિતિને પકડી લો રસ્તાના વળાંક આપણે ઊભા કરવાના
પરિસ્થિતિને આ વળાંકમાં ઘુસાડો જ્યાં સુધી જિગર ચાલે ત્યાં સુધી. બસ
પછી પેલા એડજસ્ટ કે નોઅન કે પ્રોબલેમ આ બધાને ચાવતા
જાઓ ચાવતા જાઓ

થૂંકતા જાઓ થૂંકતા જાઓ પેલાં 'ખરાં'ની ચોખવટ અહીં પૂરી થાય છે, એમ
માની હું પાછો હું બનું કાળું ગુલાબ કાળું બને છે. રાતું, રાતું. પીળું, પીળું.
ધોળું, ધોળું પણ કરેણનું.

કાલે શહેરમાં વીજળીકાપ આખા દિવસનો હતો. હળવાશના હલકા હલકા ફુગ્ગા
માણસે પકડયા કે નહીં, ઊડયા કે નહીં કોઈ ખબર નથી. ખબર છે એટલી કે
પછી હું ચૂંટાઈ જાઉં છું સૂંઘાઈ જાઉં છું ઊતરી જાઉં છું ઊંડે ઊંડે રાતું રાતું
કાળું કાળું પીળું પીળું થતો થતો થતો થતો.
તવેતો છે કડછો છે સાંડસો છે લોટો છે લાડુ છે
કૂતરો છે ભાદરવો છે સીઝન છે ચકલો છે તણખલાં છે
લાવે છે બાંધે છે ચકલી છે આ લોકો ભી આવી જ વાતો
કરી રહ્યાં છે ભેગાં થઈને એડજસ્ટમેન્ટ શું છે? શું છે? શું છે?

ચાલ વરસાદની મોસમ છે, વરસતાં જઈએ —હરીન્દ્ર દવે

તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૯૬
વર્ષ ૧૬ : અંક ૬ : ઑગસ્ટ, ૧૯૮૩
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)



સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. **નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.**

**લવાજમ : દેશમાં ૩૦ રૂપિયા, પરદેશમાં ૪૦ રૂપિયા. આ અંકના છૂટક ૫ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફટથી મોકલવા વિનંતિ છે. પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.**

આનંદવર્ધન ▢ જયંતી દવે

(સંસ્કૃત)

| | |
|---|---|
| शृंगारी चेत् कविः काव्ये | શૃંગારી હોય કવિ કાવ્યે |
| सर्वं रसमयं जगत् । | થાયે રસમય જગત |
| स एव चेदशृंगारी | એ જો હોય ન શૃંગારી |
| नीरसं सर्वमेव तत् ॥ | નીરસ બધુંયે થતું. |

લખો છો ભાવથી : અંક આગામી જે દીપોત્સવી
શૃંગારકાવ્યનો થાશે, કૃતિ મોકલજો કવિ.

શૃંગાર રસનો રાજા, ઠંડોગાર હું રંક જ
મોકલું કૃતિઓ કેમ, પદ્મ હું નહીં, પંક જ.

ભયમાં વિસ્મયે થોડું હાસ્યમાં જીવને રમ્યો
કવને તેમ ને અંતે નિર્વેદે જઈને શમ્યો.

શૃંગાર બે કહ્યા શાસ્ત્રે સંભોગ વિપ્રલંભ ચ
કથામાં નાટકે કાવ્યે વર્ણવ્યા જે પ્રસંગ ચ.

ગાઢ આલિંગને સૂતાં ગોઠડી કરતાં જતાં
રાત ક્યારે થઈ પૂરી તેય વ્હાલાં ન જાણતાં!

અંગેઅંગ મળ્યાં ના ને હોઠે હોઠ મળ્યા નહીં
પ્રિયના મુખને જોતાં અંત સંભોગનો સહી.

કામાસક્ત જનો જુએ શબને નાવ, સર્પને
રજ્જુ ને પ્રિયની પાસે પહોંચે જીવજોખમે!

સંગ્રામ નામથી માત્ર ગાત્ર જેનાં ધ્રૂજે ગળે!
સુરત-સંગ્રામમાં તેઓ છૂટે ના વળગ્યા ગળે!

'શૃંગારરસ થયો' કહેતાં કંઈ શૃંગાર થતો નથી
શાસ્ત્રીઓ કાવ્યના કહેતા ખરું ખોટું નથી નથી.

એટલે વીનવું કોઈ રસિયાને કામ ભાળવો
એમ શૃંગારનું તેમ મારુંયે માન જાળવો!

આદિધર્મ ☐ અમૃતા પ્રીતમ ☐ માલા કાપડિયા

જ્યારે મેં તને ઓઢી લીધો
આપણાં બંનેનાં શરીરો હતાં ધ્યાનસ્થ
હારમાંનાં ફૂલોની જેમ હાથ પરોવાયેલાં
અને અર્પાયેલાં
આત્માની યજ્ઞવેદી પર,
સુગંધી અર્પણ, તું અને હું.
એકમેકનાં નામ ઉચ્ચાર્યાં આપણે
બની ગયાં પૂજાના મંત્ર.
આ હતો યજ્ઞ
તારા અને મારા અસ્તિત્વનો
ધર્મ અને કર્મનો પુરાવો
ઘણો મોડો આવ્યો.

એક સ્તબ્ધ ચિત્ર ☐ અનુ. હ. ભાયાણી
(સંસ્કૃત)

પૂર્વ-અભિમુખ બેસારી
નવવધૂ ઉમાને
સૌ શણગાર સજાવવા બેઠી લલનાઓ—
ને આભરણો ઘડીએક રહ્યાં હાથે લટકી:
નીરખી રહી નિરવદ્ય રૂપશ્રી.
('કુમારસંભવ' ૭–૧૩)

૧. વયપ્રાપ્ત કન્યાને

તું ભાભીકાજ તવ, વાટતી ઘૂંટતી લીલી
મેંદી, રતુંબડ સ્વયં જતી મેંદીશી ખીલી.
આ ઘૂંટનાર તવ હાથ-હથેલીઓ મહીં
મેંદી, –મૂકયાવિણુ જ ઊઘડી આપ શી રહી!

શું વાટતી! વળી શું ઘૂંટતી! શું વિચારતી!
ઝાંયો કળાય તવ આનન આવતી-જતી;
લજ્જાની કૈં અરુણિમા તવ દેહ મેં દીઠી;
મીઠી, તું શોભ, ચઢશે જ તનેય તે પીઠી;

તું ભાભીકેરું નવજાતક વાસ તેડતી,
શું ચૂમતી ઝૂકીઝૂકી (જનનીત્વ ખેડતી?)
ઊંચે ઉછાળી હળુ ગેંદની જેમ ઝીલતી,
તું કૌતુકે જનનીથીય વિશેષ ખીલતી!

બાલે! તું પુષ્પિત, હવે ખમી થોડું જા તું,
આવો તુંયે પ્રસવી કાલ શકીશ જાદુ.

૨. વસંત

તેં હાથ તારો મુજ હાથે જ્યાં ધર્યો
કે વિશ્વને કાનન વાયરો ફર્યો,
વનોમહીં ફૂલ ખીલી ગયાં અને
હિમાચલે રક્તિમ ઝાંય ઊઠી
થીજેલ સ્નેહ તવ મેં લીધ જ્યાં હથેળીમાં
માંડયો જ એ પીગળવા તતખેવ મુઠ્ઠીમાં;
વાસંતી મારી કરની ગ્રહી હૂંફ, એ રહ્યો

નીકોમહીં નીતરી, ભાગ્યની ઊંડી રેખમાં
ઝંઝંઝર્યો શરીર બેયની નાડીઓમાં
ઝંકારતાં ઉભય બાજુ પ્રચંડ વેગમાં
રૂહેતો વહી રુધિરમાં પડછંદ પાડતો
ત્રૈલોકયની ગહન ગહ્વરમાં, ઉછાળતો
કો સિંહ યાળ, ત્યમ સૂરજ ક્ષુબ્ધ ત્રાડતો;
મેં લાડતો કર લીધો તવ જ્યાં હથેળીમાં.

## ૩. પ્રેમનો શિલ્પસર્ગ

વસંતમાં ધીમેથી જ જ્યાં મેં તને કહ્યું કે
'હું તને ચાહું છું' કે શ્રુતિ તારી
મારા શબ્દ માત્રે જ ગર્ભવન્તી;
જ્યાં પ્રેમની એક આર્દ્ર નજરે મેં તને જોઈ
કે આંખ તારી સગર્ભા, મારી છબીથી છલોછલ!
હું તને સ્પર્શ્યો કે રોમરોમ તારું ગર્ભવન્તું મારાથી,
તાણેલા તંતુવાદ્ય જેવું રણકતું;
હું તને આશ્લેષ્યો કે તું પરિપુષ્ટ મારા સર્વસ્વથી;
તું હવે કેવળ અલૌકિક ને અદ્ભુત,
તું હવે તારાથીય થોડીક અપરિચિત
કેમકે તું હવે મારાથી જ પ્રપૂર્ણ.
તારા એકાન્તમાં હવે મારી જ વસ્તી;
તું હવે માત્ર બ્રહ્માની જ નહીં, મારીય કૃતિ
કેવળ હ્લાદૈકમયી અને અનવદ્ય;
મારો પ્રેમ જ તારો પિતા ને પતિ;
ને તું હવે પ્રસવશે તે પુત્રેય.

૪. બ્રેઈલ લિપિ

હું કામ અને તું રતિ;
આપણે કાલિદાસીય કૃતિ!
હું અંધ
અને તું તો હે સજની કો ગ્રંથ
આ મધુરજનીમાં હીરદોરીએ બંધ;
કોઈ કસ્તૂરીમૃગની નાભિસ્થળની ગંધ
આખા શયનખંડમાં પમરે ઉગ્ર અને અકબંધ;
એક તો હું અંધ અને વળી રાતતણું અંધારું;
રાત્રિ અને હું અધીર, સ્થિર ફાનસને ફૂંક મારું—
રાણું
ને અવ ગ્રંથવિમોચન ટાણું,
હીરની દોરીને તાણું,
ગ્રંથને ખુલ્લો ‘મૂકું, ઝૂકું હું અંધ;
અને હું હવે
સ્પર્શમાત્રથી ટેરવે ટેરવા
પીપી તુજને માણું–અડીઅડીને અક્ષરઅક્ષર વાંચું
પાનપાન ઉથલાવી ઉથલાવી તુજને વાંચું
તું જે ઊંચાનીચા આરોહે અવરોહે ઊપસી
સ્પર્શક્ષમ શી બ્રેઈલ લિપિમાં છપી!
અહો – તું તો છો લિરિક સરિખડી કૃતિ
શિખરિણી છંદે અંકિત!
હું વિગલિત વેદ્યાન્તરઃ
રસ પીધો તો
બ્રહ્માનંદસહોદર!
અહો, રૂપસી!
હું કેવળ અધૃતિ.
આપણે કાલિદાસીય કૃતિ
હું કામ અને તું રતિ.

એ શું છે □ ગેવીન એવર્ટ □ ઉત્પલ ભાયાણી
(અંગ્રેજી)

એ બરાબર છીંક જેવું છે
જે સંકલ્પ કરીએ તો અંશતઃ રોકી શકાય એમ છે
એ માત્ર મુલતવી રહ્યું છે, એ ચોક્કસ પાછું થવાનું છે
અને મોકૂફીમાં, વિલંબિત વિસ્ફોટમાં પુષ્કળ આનંદ હોય છે

એ લાકડા વહેરવા જેવું છે,
સોંસરા ઊતરી જાય ત્યાં સુધી
પ્રત્યેક ગોદા સાથે ઝડપ વધારતા
લયના પરમાનંદમાં બે હાથાવાળી કરવત સાથે
બે માણસો પ્રવેશે છે.

એ સહેજ મૃત્યુ જેવું પણ છે
સભાનતાની આરપાર જઈ વિસ્મૃતિમાં ફેંકાવું
નિઃશસ્ત્ર યુદ્ધ, સંઘર્ષ પછીની
એક વિશિષ્ટ પ્રકારની શાંતિ—
ઉદ્યમ પછીનો ઊંડો વિરામ.

□ જયવતી દવે
(સંસ્કૃત)

વિયોગે મિલનોત્કંઠા
સંગે ડર વિયોગનો
ન વિયોગ ન સંયોગ
તમારો સુખ આપતો.

વીજળીઘર ☐ જ્યાં લેસ્યુરે ☐ ઉત્પલ ભાયાણી
(ફ્રેન્ચ)

તારા હાથનો ભાલો, લોહી વહે છે
અને તારું મુખ મારો ઘા છે
મારો અવાજ તારા મૌનને પરણે છે
તારી ગેરહાજરી મારો સમુદાય છે
મારું ગાંડપણ તારા ડહાપણમાંથી જન્મ્યું છે
મારો અંધકાર તારા પ્રકાશથી બન્યો છે.

ભરબપોર મને મધરાત વિષે કહે છે
મધરાતે હું દિવસને
ઊનાળાના ઘંટ વગાડીને ટાઢો પાડતો સાંભળું છું
તેં મને મરવા માટેનો સમય કહ્યો છે
અને જીવવા માટેનો પણ કહ્યો છે. અર્થાત્ પ્રેમ
અવિભાજ્ય રીતે વિશ્વાસઘાત સાથે સંકળાયેલો છે

મરેલાની શાહી સૂકવવા માટે
તું ઊંઘી જાય ત્યારે મને જગાડવા માટે
દરિયાના પેટાળમાં ખડક બનવા માટે
મારી સુંદર યુદ્ધનૌકા, તને ચીરીને ખોલી નાખવા માટે
અને ડૂબી જવા માટે મારી પાસે એ જ આવેશ છે.

તું ડુબાડી દેશે મારું કાંટાળું વૃક્ષ
કઈ વસંતમાં, કઈ રાતે
કયા જળથી તારા શ્વેત દાંત
કયા ઘાસથી તારા ઉઘાડા પગ
કયા બગીચાથી તારું હાસ્ય
તું બોલે ત્યારે હું મારો અવાજ સાંભળું
જો તું આક્રંદ કરે તો શૂન્યાવકાશ થઈ જાય
અને હું આપણા મૃત્યુ પર સૂતો છું
તું કે હું કોઈ ત્યાં નથી.

બાર્બરા ☐ જેક પ્રિવર્ટ ☐ ઉત્પલ ભાયાણી

(ફ્રેન્ચ)

યાદ કર બાર્બરા
એ દિવસે બ્રેસ્ટમાં કેવો મુશળધાર વરસાદ હતો
અને તું સ્મિત વેરતી ચાલી જતી હતી
વરસાદમાં
પુલકિત મઝાનું ઝરણું વહેતું હતું
યાદ કર બાર્બરા
બ્રેસ્ટનો કેવો મુશળધાર વરસાદ હતો
આપણા રસ્તા રૂ દ સિઆમ પર મળતા હતા
અને તું સ્મિત વેરતી હતી
અને મેં પણ સામે સ્મિત કર્યું
યાદ કર બાર્બરા
ભલેને હું તને જાણતો ન હતો
અને તું મને જાણતી ન હતી
એ છતાં યાદ કર
યાદ કર એ દિવસ
ક્યારેય એ ભૂલતી નહિ
છાપરા નીચે ઊભેલા એક માણસે
તને સાદ પાડ્યો હતો
બાર્બરા
અને વરસતા વરસાદમાં તું એની પાસે દોડી ગઈ હતી
વહેતું ઝરણું, મઝાનું, પુલકિત.
અને તું એના બાહુપાશમાં સમાઈ ગઈ હતી
યાદ કર, વ્હાલી બાર્બરા
નહિ, તું વાંધો ન લેતી
જો હું તને વ્હાલી કહું તો,
કારણ કે જેને હું ચાહું છું
એ બધી જ છોકરીઓને

ભલેને પછી હું એમને માત્ર એક જ વાર મળ્યો હોઉં
અને પ્રેમમાં પડેલી બધી જ છોકરીઓને
ભલેને પછી મેં એમને જોઈ સુદ્ધાં ન હોય
હું તો વ્હાલી કહીને જ બોલાવું છું
યાદ કર બાર્બરા
ક્યારેય એ ભૂલતી નહિ
તારા ચહેરા પર પડતો, સુખી ગામ પર પડતો
પેલો ભલો, પેલો સુખી વરસાદ
અને દરિયા પર
શસ્ત્રાગાર
અને ઉશાન્ત હોડી
ઓ બાર્બરા
આ નફ્ફટ લડાઈ
આ લોખંડી વરસાદની નીચે
આ અગ્નિના વરસાદની નીચે, આ પોલાદના વરસાદની નીચે
આ લોહીના વરસાદની નીચે
તારું હવે શું થયું છે
અને જે માણસે તને પ્રેમથી જકડી રાખેલી
એ મરી ગયો છે, ખોવાય છે કે હજી જીવતો છે
ઓ બાર્બરા.
બ્રેસ્ટમાં વરસાદ વરસે છે
પહેલાં વરસતો હતો એમ જ,
પણ એ પહેલાં જેવો રહ્યો નથી, દૂષિત થઈ ગયો છે.
આ તો શોક પળાય છે, એક ભયંકર, એક પાયમાલ વરસાદ
અરે પેલા લોખંડનું, પોલાદનું, લોહીનું વાવાઝોડું
સુદ્ધાં એ નથી
એ તો છે કૂતરાની જેમ ફાટતા ગુમાનથી પુલાયેલાં માત્ર વાદળો
મરી ગયેલાં,
બ્રેસ્ટને પાર કરી ઊતરતા પ્રવાહમાં તરતા
દૂર સુધી જઈ કોહવાઈ જવાના
જ્યાં કશું બાકી નથી રહ્યું
એવા બ્રેસ્ટથી દૂર, ખૂણખૂણ દૂર.

☐ બ્રુસ ગિલ્મોર ☐ કિશોર શાહ
(અમેરિકન)

મારું ચાલે તો
હું તને ઊજળા સૂર્યકિરણથી છલકતા દિવસોની
અને સુંવાળી સુક્કી લ્હેરખીઓની
તારી તમામ ગ્રીષ્મ માટે ખાતરી આપું છું.

મારું ચાલે તો
જે શિશિરને તું ચાહે છે
એને માટે હું તને આપું ચોખ્ખા ઠંડા દિવસો
અને સ્વચ્છ બરફ

અને મારું ચાલે તો
હું તને પગથી માથા સુધી
આપું શરદઋતુ
જે મહામૂલી ક્ષણે
તું પરિવર્તન ઝંખે છે.

27203

હું તને જે રીતે સદાયે યાદ કરું છું
એમ તું મને યાદ કરે એવું જો હું ઇચ્છું
તો હું તને મોકલીશ
ઠાઠમાઠ વિનાની
સાવ નગ્ન
વસંત

☐ જશવંતી દવે
(સંસ્કૃત)

સાસુજી અહીં સૂએ છે ને
હું અહીં, જોઈ લે દિવસે
નહિ તો પથિક! રતાંધળો તું
પડશે શય્યામહીં મુજ.

સૂર્ય □ ડી. એચ. લૉરેન્સ □ ઉત્પલ ભાયાણી
(અંગ્રેજી)

પુનઃ એકવાર નગ્ન અને પીગળેલા સૂરજે દરિયાની કોર પરથી ચળકતા ચળકતા પોતાની જાતને ઊભી કરી. ઘર દક્ષિણ-પશ્ચિમે હતું. જુલિયટ એની પથારીમાં પડી હતી અને એને ઊઠતો એવી રીતે તાકી રહી હતી જાણે આ પૂર્વે એણે સૂર્યને ઊઠતાં જોયો જ ન હોય! પોતાનામાંથી રાત્રિ ખંખેરીને, નર્યા દરિયા કિનારા પર જ ઊભા થતા નગ્ન સૂર્યને સાચે જ જુલિયટે કદી જોયો નહોતો.

સૂર્યમાં નગ્ન થઈ જવાની ગુપ્ત રીતે એનામાં વાસના ફૂટી. કોઈ રહસ્યની જેમ એણે પોતાની આ વાસનાને હૃદયમાં જ રમાડ્યા કરી.

એને તો ઘર છોડીને લોકોથી દૂર ચાલ્યા જવું હતું. પરંતુ જ્યાં ઑલિવ વૃક્ષે ને પણ આંખો હોય અને દરેક ઢાળ દૂરથી જ નજરે પડતો હોય એવા પ્રદેશમાં છુપાઈને ચાલ્યા જવું સહેલું નથી હોતું.

પરંતુ એણે જગ્યા શોધી કાઢી: સૂર્ય અને દરિયા તરફ ધકેલતો પથરાળ કિનારો અને ચોમેર ફેલાયેલા મસમોટા થોર, જેને કાંટિયા થોર કહે છે. થોરના આ ભૂરા રાખોડી ટેકરામાં નિસ્તેજ, જાડા થડ અને ઉપર નીલગગનમાં ઝૂકતી, લહેરાતી ટોચવાળું સાયપ્રસનું એકમાત્ર વૃક્ષ ઊભું હતું. દરિયા પર નજર રાખતા વાલી જેવું અથવા તો જેની વિશાળ જ્યોત પ્રકાશની સામે અંધકાર બને એવી નીચી રૂપેરી મીણબત્તી જેવું એ લાગતું હતું; જાણે ધરતી પોતાની ઉદાસીની ગર્વિષ્ઠ જીભ બહાર કાઢતી હતી.

જુલિયટ સાયપ્રસના વૃક્ષ તળે બેઠી અને એણે એનાં વસ્ત્રો ઉતાર્યાં. મચડાયેલા થોરનું બિહામણું છતાં મોહક અરણ્ય બની ગયું હતું. એ બેઠી અને એણે પોતાનાં સ્તનો સૂર્યને ધર્યાં. પોતાની જાતને આમ સોંપી દેવાની ક્રૂરતા સામે હજી પણ, એક ચોક્કસ કઠોર દર્દના નિઃસાસા નીકળતા હતા.

પરંતુ જતાંજતાં એનાં કિરણોને મોકલતો સૂર્ય તો ભૂરા સ્વર્ગમાં કૂચ કરી ગયો. સમુદ્રની મૃદુ લહેરને જુલિયટે એનાં સ્તનો,

એમ લાગે કે જે કદી પાકવાનાં જ નથી એવાં સ્તનો પર અનુભવી. પરંતુ એનાં સ્તનોએ સૂર્યને ભાગ્યે જ અનુભવ્યો. એનાં સ્તનો—જે સુકાય પણ પાકે નહિ એવાં ફળ.

સહસા સૂર્યને એણે પ્રેમ પણ કયારેય થયો હોય એથી વધુ ઉષ્માભર્યો, દૂધ કે બાળકીના હાથ કરતાં પણ વધુ ઉષ્માભર્યો, એનાં સ્તનોની અંદર અનુભવ્યો. આખરે, આખરે ભરબપોરમાં એનાં સ્તનો લાંબી સફેદ દ્રાક્ષ જેવાં હતાં.

જુલિયટે એનાં બધાં જ વસ્ત્રો સરકાવી દીધાં અને તપતા સૂર્યમાં એ તદ્દન નગ્ન થઈને પડી. સૂતાં સૂતાં એની આંગળીઓ વચ્ચેથી એ, બાહ્ય કોરમાંથી ઉજ્જ્વળતા વહાવતા કેન્દ્રીય સૂર્યને, એના ભૂરા ધબકતા વર્તુળાકારને નીરખી રહી. અદ્ભુત ભૂરાશ સાથે ધબકતો અને જીવંત અને એની કોરમાંથી શ્વેત આગ્ન વહાવતો—સૂર્ય! સૂર્યે જુલિયટ તરફ નીચે પોતાની ભૂરી જ્વાળાથી દૃષ્ટિપાત કર્યો અને એનાં સ્તનોને અને એના ચહેરાને, એની ગ્રીવાને, એના થાકેલા પેટને, એના ગોઠણોને, એની જાંઘોને અને એના પગને ઢાંકી દીધાં.

એની આંખો બંધ હતી અને પોપચામાં ગુલાબી જ્વાળાનો રંગ હતો. આ અસહ્ય બનતું જતું હતું. એણે થોડાંક પાંદડાંઓ લીધાં અને એની આંખો પર મૂક્યાં. ફરીથી એ આડી પડી. જાણે એક લાંબું સફેદ તૂંબડું પક્વ થઈને સોનેરી બનવા માટે પડયું હતું.

એનાં હાડકાંઓ સુદ્ધાંમાં તીક્ષ્ણતાથી ઘૂસી જતા સૂર્યને એ અનુભવતી હતી, નહિ એથી પણ આગળ એની સંવેદનામાં, એના વિચારોમાં એ અનુભવતી હતી. એની સંવેદનાની ઘેરી તંગદિલીઓએ રસ્તો આપવાનો શરૂ કર્યો, એના વિચારોના ઠંડા ગાઢ ગઠ્ઠાઓ પીગળવા માંડયા. નખશિખ એને ઉષ્માનો અનુભવ થતો હતો. પડખું ફરીને એણે એના પગને, એના કટિપ્રદેશને, એના નિતંબોને, એની પાનીઓ સુદ્ધાંને સૂર્યમાં ઓગળી જવાં દીધાં. પોતાને જે થઈ રહ્યું હતું એ બાબતે જુલિયટ વિસ્મયથી લગભગ દિગ્મૂઢ થઈને પડી હતી. એનું કંટાળેલું, ટાઢું હૃદય પીગળતું હતું અને પીગળવામાં બાષ્પીભવન થતું હતું.

એણે કપડાં પહેરી લીધાં અને ફરીથી એ સૂતી. પવનની લહેરમાં આમતેમ ઝૂલતી સાયપ્રસના વૃક્ષની ટોચને અર્થાત્ એક મૃદુ તંતુને એ ઉપર તાકી રહી. જો કે એ દરમિયાન સ્વર્ગમાં રખડતા સૂર્યથી તો એ સભાન હતી.

બાવરી બની એ ઘરે પહોંચી, અડધું જ જોતી, સૂર્યાંધ અને સૂર્યબધિર. એનો અંધાપો એને માટે સમૃદ્ધિ સમાન અને એની ઝાંખી ઉષ્માપૂર્ણ, ભારે અર્ધ સભાનતા એને માટે સંપત્તિ સમાન હતી.

□ ભર્તૃહરિ □ જશવંતી દવે
(સંસ્કૃત)

યાદ કરો તો પાપ લાગે
જુઓ તો ઉન્માદ જાગે
સ્પર્શો તો મોહ પમાડે
એ તે શેની પ્રિયતમા?

□

સ્તનપર્વતથી દુર્ગમ
કામિનીની કાયાના અરણ્યમાં
જઈશ નહિ હે મન-મુસાફર!
ત્યાં તો છે કામ–તસ્કર.

□

દીપક હોય, અગ્નિ હોય
હોય તારા સૂરજ ને ચંદ્ર
બાળહરણ શાં નેત્રવાળી પ્રિયા ન હોય
તો અંધકારમય આખુંય વિશ્વ.

ગમે છે ☐ સુરેશ દલાલ

આ તારા કેશ નથી
પણ અગ્નિની ભડભડ બળતી જ્વાળા છે.
મને એમાં સળગવું ગમે છે.

આ તારાં સ્તન નથી
પણ ઝુલઝુલના ફૂલગુલાબી માળા છે.
મને એને વળગવું ગમે છે.

આ તારા પગ નથી
પણ જળના આરસ મુલાયમ સ્તંભ છે
મને એમાં વલખવું ગમે છે.

આ તારા હાથ નથી
પણ સાપણનું સુંવાળું રૂપ છે
મને એને જકડવું ગમે છે.

આ તારા હોઠ, તારી આંખ,
તારો આખોય દેહ—
તારો જીવ—
આ બધામાં કશુંય તારું નથી.
બધુંય મારું છે
અને હું પણ મારો નથી.
તમામ આસક્તિ સાથે
મને તારામાં પીગળવું ગમે છે.

☐ જશવંતી દવે
(સંસ્કૃત)

આ પથ્થરિયા ગામમાં
જરા જેટલુંય પાથરણું નહિ મળે પથિક!
ઉન્નત પયોધર જોઈને,
અહીં રહેવું હોય તો રહે.

રાતના વળાંક પરથી પારિજાતક નીચે ગંધવતી થઈ;
અને પગદંડીએ એક નાનકડો વળાંક લીધો, તે રસ્તા પર
આગળ કેટલીયે વાર ઠુમક ઠુમક ચાલી હતી અને ડોકની
મંદારમાળાનાં બે ફૂલો ખરી પડયાં હતાં.

ત્યારે તારું ત્રીજું પગલું વાગ્યું નહોતું;
તે જૂઈએ ઝીલ્યું હતું....કેવી તરેહ તરેહની તૃતીયા હતી,
અને હોઠનો તોરો હતો. ઉપર ઉપર પાલવથી સાચી હતી;
અને લોહીની લુચ્ચી હતી. હુરા* પણ મૂંઝાયો હતો.
....અગર ઓળંગતા અલ્લડ જેવી અબોલ હતી.

ત્યારે તારું સાતમું પગલું વાગ્યું નહોતું;
તે ઓરસલીએ ઝીલ્યું હતું...ક્ષિતિજના વળાંક વળાંકમાં
તારા વળાંકની તાણ હતીઃ વેલી પરનો વીંટો હતો;
વિઘ્નો પીને પણ સાદી હતી....

ત્યારે તારું દશમું પગલું વાગ્યું નહોતું;
તે મારા ઉંબરાએ ઝીલ્યું હતું, કારણ હું જ ઉંબરો હતો.
તારી રેશમી ઘેરમાં ગળાબૂડ ડહોળાયો હતો. જ્યારે અચાનક
વાળમાં કિરણબંબ ખોસીને મુખડું મરડતી આગળ આવી;
અને સમ પર કેશરનો કોગળો કરીને લયલીન થઈ.

....ત્યારે તારું ચૌદમું પગલું ઝાકળભીનું થયું હતું.

[મરાઠી કાવ્યસપ્તક]

* હુરા–એક વૃક્ષનું નામ. જેનાં પાનને વાળીને, ચીરો પડે ત્યાં નીકળતા રસનું પડ થાય, તેમાંથી પ્રિય વ્યકિતને જોવાથી, તે તેને ચાહતી થાય, એવી પ્રાદેશિક માન્યતા છે.

## કંચુકીબંધ છૂટયા ને ☐ પ્રિયકાન્ત મણિયાર

કંચુકીબંધ છૂટયા ને હટયું જ્યાં હીર-ગુંઠન,
હૈયાનાં લોચનો જેવાં દીઠાં બે તાહરાં સ્તન.
વૃત્તિઓ પ્રેમની સર્વ કેન્દ્રિત થઈ જ્યાં રહી;
પ્રીતના પક્ષીનો માળો રાતી નીલી નસો મહીં.

અગમ્ય રૂપનાં કિન્તુ ત્વચા તો પારદર્શક,
મનનાં લોહને મારાં ચુંબક જેમ કર્ષક.
દીસંત આમ તો જાણે ઘાટીલી નાની ગાગર,
જાણું છું ત્યાં જ છૂપા છે શક્તિના સાત સાગર!

મન્મથ-મેઘ ઘેરાતા કાયના વ્યોમમાં લસે,
તારા ત્યાં સ્તનના જાણે મોરલા ગ્હેકી ઊઠશે!
દીઠું મેં એવું એવું કૈં ભાવિ ને ગત કાલની
વસંતો ઊર્મિઓ વેરે સાંપ્રતે ત્યાં જ વ્હાલની;

કંચુકીબંધ છૂટયા ને—
રહસ્ય-બંધને બાંધ્યો....

'પ્રતીક'

## પોઢેલા પિયુના ☐ રામનારાયણ પાઠક

પોઢેલા પિયુના પરે ઝઝૂમતી કો રંગભીની વધૂ,
વિશ્રંભે ચૂમવા ચહે નીરખીને એકાન્ત આવાસનું,
ઓચિંતાં પિયુનેન ત્યાં ઊઘડતાં છાયે મુખે લાલિમા,
થંભ્યો અદ્ધર ઊગતો ક્ષિતિજથી, તેવો દીસે ચન્દ્રમા!

'શેષનાં કાવ્યો'

☐ સુરેશ દલાલ

કોઈ ઢાંકપિછોડો નહીં: તને હું ખુલ્લેખુલ્લી વાત કહું.
તારી સાથે એક રૂપાળી, એક સુંવાળી, એક હૂંફાળી રાત ચહું.

અંધકારનો અશ્વ: એની છલાંગ – જવાળા
સાથે તાલ મિલાવશે મારા લોહી–ઉછાળા

અંગ અંગ પર ચુંબનનાં કૈં મ્હેકી ઊઠે ફૂલ: શરીરને બાગ કરું.
સાવ ખાલીખમ થાઉં અને છલકાઉં ને શીતળ આગ ભરું.

આરપાર દેખાય એવા દેહ આપણા: જાણે કાચ બિલોરી
બે આંખો કે બે હોઠથી કહો કેટલી પીવાય અંગની સુધા-કટોરી?

આપણને આમ મસ્ત સૂતેલાં જોઈ સૂરજને થાય કે કોને વાત કરું?
આપણને તો સવાર સાથે નહીં કોઈ લેવાદેવા: દિવસની રાત કરું.

☐ બકિમ

સાંજ
હળવેહળવે ટપકે છે
પ્રસરે છે
બસ આમ જ
કાગળ પર ફૂટતી શાહીની જેમ
અને હું
તારી પાસે બેઠોબેઠો
ઝંપલાવું છું તારી કીકીઓની રજનીમાં
મારાં સ્વપ્નોની શોધમાં

હજી ઊંચે ને ઊંચે □ રોડ મેકકુએન □ અભય શાહ
(અમેરિકન)

હું તારી આંખોને ઊજવું છું
કારણ કે સંયમ કે શરમ વિના
એ મારી તરફ જોતી હતી.

કાળીમસ રાતમાં
હું તારાં સ્તનને ઊજવું છું
મને એ આંધળાં અને સુસ્ત જણાય છે.

મેં કશુંક કર્યું છે
એને માટે એ રડતાં હોય તો પણ
હું તારાં આંસુઓને ઊજવું છું.

હું ઊંઘમાં હોઉં છું
ત્યારે તું મારી સાથે જે ક્રીડા કરે છે:
....હું તને ઊજવું છું.

રાતના તારા તમામ નાદને
ઊજવું છું
પણ
ઊંઘમાં થતી મારી સાથેની તારી વાતચીત સાથે સંમત નથી.

કશાય બદલાની અપેક્ષા વિના
જેણે મને તને આપી
એ ઈશ્વરનો
આ બધાંમાં સૌથી વધુ ઓચ્છવ મનાવું છું.

ઘટના ☐ સુરેશ દલાલ

નવમી માર્ચે એક ઘટના બની
        પછી બધી તારીખને મેં ફાડી નાખી.
તારી તે સંગમાં મારી આ જિંદગીને
        આખી ને આખી ઉઘાડી નાખી.

અંધકારનો ઓચિંતો દરિયો ઊછળ્યો:
        અને ખુલ્લંખુલ્લા અમે સૂતાં પાસે.
ભીડીને બાથ અમે એવાં પડયાં:
        જાણે જીવી રહ્યાં અમે એક જ શ્વાસે
સ્તનના મેળામાં ભળ્યા છાતીના વાળ:
        અને હાથે તો વાંસળી વગાડી રાખી.

રેશમી પથારી આ સળવળતી રહી
        અને અધમીંચી આંખ રહી જાગતી.
રતિ અને કામદેવની છાયા મળે
        પછી જિંદગી કશું નથી માગતી.
હોઠોમાં હોઠ: કેવળ ભરતી: નહીં ઓટ:
        અમે શબ્દોની નાવને ડુબાડી નાખી.

☐ જશવંતી દવે
(સંસ્કૃત)

નીલકમલથી નયન ને પંકજથી વદન
કુન્દની કળીથી દંતાવલિ ને નવપલ્લવથી અધર
ચંપાની પાંખડીઓથી અંગઅંગ
ઘડીને વિધાતાએ
આ કાન્તાનું હૃદય
પથ્થરથી કેમ ઘડયું હશે?
('શૃંગારતિલક')

મને માણવાની આવે મજા: કે એકરાર કરતો નથી.
જેમાં કાલનો કોઈ હોય ભાર એવો પ્યાર કરતો નથી.
આ રાતના અંધારાના સમ:
વફાને હું જાણતો નથી.
હું તો ઊજવું છું મારી મોસમ:
કે પ્રેમને હું નાણતો નથી.
હું તો પળપળમાં ગળાડૂબ જીવું કે ઈંતેજાર કરતો નથી.
જેમાં કાલનો કોઈ હોય ભાર એવો પ્યાર કરતો નથી.
મને ફૂલમાંયે રસ: મને ફોરમમાં રસ:
પણ હું થોભું નહીં ને બસ ચાલ્યા કરું
કોઈનેયે વળગું નહીં: ક્યાંય કદી સળગું નહીં:
હું તો મારી મનમોજથી મ્હાલ્યા કરું.
હું તો બારીઓને ખુલ્લી રાખું ને બંધ દ્વાર કરતો નથી.
જેમાં કાલનો કોઈ હોય ભાર એવો પ્યાર કરતો નથી.
હું તો પવન છું: પંખીનો માળો નહીં
મારા મનમાં શિયાળો કે ઉનાળો નહીં.
હું તો જિંદગીને જીવભરી ચાહું કે ધિક્કાર કરતો નથી.
જેમાં કાલનો કોઈ હોય ભાર એવો પ્યાર કરતો નથી.

બાશો ☐ જયા મહેતા
(જાપાની)
આવ્યો એ તું હતો
કે ગઈ એ હું હતી—
મને યાદ નથી.
એ સપનું હતું કે વાસ્તવિકતા?
હું ઊંઘતી હતી કે જાગતી?

ગોધૂલિમાં ☐ મરીના સ્વેતાયેવા ☐ સુજાતા ગાંધી
(રશિયન)

એક વણથંભી વિશ્વવ્યાપી યાત્રા ગોધૂલિ વેળાએ
શરૂ થઈ,
વૃક્ષો અંધકારથી ઘેરાયેલી ધરતીની પરિક્રમા
કરવા લાગ્યાં,
દ્રાક્ષના ઝૂમખા ઝૂમવા લાગ્યા સોનેરી શરાબમાં
ડૂબીને
તારાઓ ઘૂમવા લાગ્યા એક ઘરેથી બીજે ઘરે,
થઈ ગયો-વિપરીત પ્રવાહ-ગતિશીલ નદીઓ ચંચળ
અને હું વ્યાકુળ છું તારા વક્ષ પર માથું
મૂકવા અને સૂવા માટે આ ક્ષણે!

☐ મનમોહનજી ☐ સુજાતા ગાંધી
(હિંદી)

પ્રેમ, એક-બીજાને સ્પર્શીને જન્મેલી ચકમકની ચિનગારી
જ નહીં
પ્રેમ, એક-બીજાને માટે તલસીને ફાટેલા હોઠોની તિરાડમાં
બેસીને
જિંદગીભર લાંબી પ્રતીક્ષા પણ છે...
એ હવામાં તરતા રૂના પોલ જેવો છે.
જે ક્યારેક ક્યારેક, કોઈ કોઈ, દીવાલ—આંગણામાં રોકાય
અથવા આવીને તમારી પાસે બેસે—સાંભળી લે
ગૂપચૂપ તમારી વાત
તો આ ભરપૂર સત્યનો ઇન્કાર કરવો
ઉંબરા પર આવેલા સત્યનો તિરસ્કાર પણ છે
પ્રેમ—એક વિસ્તાર છે. ખુમારી છે, પરિમાણ નથી.

તારું નામ ☐ મરીના સ્વેતાયેવા ☐ સુજાતા ગાંધી
(રશિયન)

તારું નામ—જાણે મારા હાથમાં એક પંખી
તારું નામ—જાણે મારી જીભ પર બરફનો ટુકડો.
મારા હોઠની ગતિનું એક માત્ર કારણ,
તારું નામ--પાંચ અક્ષર.
ભાગતો દડો જાણે પકડી લીધો,
જાણે કંઠમાં રૂપાની ઘંટડી.
જાણે એક શાંત તળાવમાં ઉછાળીને ફેંકેલો પથ્થર
ડૂસકું ભરે છે જ્યારે લોકો બોલે છે તારું નામ
રાતના ડાબડાના હળવા પડઘામાં
તારું ખણખણતું નામ ગૂંજી ઊઠે છે જોરથી.
અને મારા કાન પર તારું નામ લખાઈ જાય છે,
ઘોડો દબાયાના પડઘાયેલા ઠક અવાજથી.
તારું નામ આહ, આટલો જુલમ ન કરો!
તારું નામ છે ચુંબન આંખો પર
ખામોશ પાંપણોની કોમળ કઠોર શીતળતા પર.
તારું નામ છે બરફનું ચુંબન
એક ઝરણાના નીલ બરફીલા પાણીનો એક
ઘૂંટડો,
તારા નામની પછી—મારી મદહોશી કેટલી ઘેરી
થઈ જાય છે.

મારિયા વીને ☐ જાનકી મહેતા
(રશિયન)

આપણે બધા
આપણા પગની અકળામણને
એક ઊડતી પાંખમાં
બદલી નાખવાના પ્રયત્નમાં છીએ.

વસંતની એક ઢળતી બપોરે
વહેતા જળની સાક્ષીએ
લીલીછમ હરિયાળીમાં
કિનારા પાસેથી
પસાર થતી હોડીની જેમ
કોઈ પંખીનો ટહુકો
સાવ અચાનક
મારા કાનમાં
માત્ર મને જ સંભળાય એ રીતે
"પન્ના, પન્ના" કહીને
એક ક્ષણ
મારા અસ્તિત્વને ઢંઢોળી ગયો.

ટહુકાની એ લિપિ
હું ઉકેલું ન ઉકેલું ત્યાં
જાણે કે ચૌદ લોકમાંથી
અજવાળું ઊતરી આવ્યું હોય એમ
પરબીડિયામાં મને મોકલ્યું
એક સૉનેટ
જાણે કે
પોતાની અસલ વાત કહેવાની
તાલાવેલીની એક ભેટ.
વાંચીને હું તો ક્યાંય પહોંચી ગઈ
સમયની પાર ઠેઠની ઠેઠ.
કોઈ ક્યારેય
પોતાની કે અન્યની
અસલ વાતને
પૂર્ણપણે જાણી શક્યું છે ખરું ?
પૂર્ણપણે માણી શક્યું છે ખરું ?

વાત ક્યાં કેવળ શબ્દથી જ થાય છે?
શબ્દ સિવાય પણ એક ભાષા છે.
એ ભાષા છે
સ્મિતની, આંસુની, શોકની, હર્ષની....
................સ્પર્શની.

નસેનસમાં જે લોહી વહે છે
એ લોહીનો વિલય થશે કે ઉદય?
આકાશમાં હજી જે ચન્દ્ર ઊગ્યો નથી
એનો ઉદય થશે કે ક્ષય?
સમાજનો ભય નડશે, કનડશે કે નિર્ભય?
જળની જેમ જ વહી જતી આ વય
એમાં કેવળ વસ્ત્ર ઉતારવાનાં છે
કે પછી મનના વાઘા
કે પછી બન્ને?
ભીતરનાં ચક્ષુ વડે આત્માને પામું તો ખરી
પણ આત્મા ક્યાં શરીરની બહાર રહે છે?
આત્મા ને શરીર વચ્ચે
આપણે માનીએ છીએ એવી દ્વિધા નથી હોતી.
પણ એવી કોઈ વિદ્યા હોય છે ખરી
જ્યાં આત્મા અને શરીરનું અદ્વૈત હોય?
અને પ્રેમમાં ક્યાં હોય છે
નફા અને નુકસાનનો હિસાબ?
અદાલતમાં ઊભા રહીને
ક્યાં પૂછવાના હોય છે સવાલ
કે આપવાના હોય છે જવાબ?

આથમેલા સૂરજની ગણતરી ભૂલીને
કોઈક નવું આકાશ
કોઈક નવા સૂરજની
કે કુમળી લાગણી જેવા
એના સવારનાં કિરણની વાત

શું કામ ન કરીએ?
પથ્થરની વાત ભૂલીને ઝરણાની વાત
શું કામ ન કરીએ?
જીવન એટલે જ જળ.
જળ વહી જાય છે ખરું
પણ જળ તો વહેતું જ રહે છે.
અને જળ વહે છે ત્યારે
એને કાંઠાની તમા નથી હોતી.
જળ જો કાંઠાનો વિચાર કર્યા કરે
તો એ કુંઠિત થઈ જાય
કેટલીય લાગણીઓ
આપણી જ દ્વિધાઓનાં વસ્રોમાં
અવગુંઠિત થઈ જાય.

મને ખબર છે
તારે મને કંઈક કહેવું છે.
પણ
આ કાચની દીવાલ શા માટે?
આ મથામણ, આ ગભરામણ શા માટે?
હોઠ ઉપર સ્મિત
અને આંખમાં શ્રાવણ શા માટે?
પ્રણય ભીરુ નથી હોતો
ભેરુ હોય છે.
અસલ વાત જ્યારે કહેવાતી નથી હોતી
ત્યારે જ આકાશ ઘેરું હોય છે.

કોઈ હાંફેલા હરણાની જેમ તરસવાને બદલે
હું આકાશને કહું છું
કે
ગરજવાનું છોડી
વરસવા માંડ.

ધરતી પર
આકાશને માથા પર રાખી
તરણું
જે શ્રદ્ધાથી
ઊભું રહે છે
અને પવનના સ્પર્શે
લયના આંદોલનમાં ઝૂમી રહે છે
એ રીતે
જગતના રંગમંચ પર
મારાં ચરણને ટેકવીને
આખાય આકાશને
મારા આશ્લેષમાં લેવા
હું અંગેઅંગે ઝૂમી રહું છું.
હું નાચી ઊઠું છું ત્યારે
મારા પગમાં
ઝરણાંનો ધ્વનિ
કલરવ કરી ઊઠે છે
શિવધનુષની જેમ વળતી
મારી કાયામાંથી
મેઘધનુષના રંગોના ફુવારા ફૂટે છે.
હાથ
પંખીની પાંખની ગતિના લાવણ્યથી
લહેરાય છે
અને
મારો આત્મા
એક ક્ષણ માટે
શાશ્વતીને સ્પર્શવા માટે
મારી જ કાયામાં રહીને
મારી જ કાયાની બહાર નીકળી જાય છે.
મારા અસ્તિત્વની આસપાસ
કોઈ અદૃશ્ય લયનાં ગીત
લૂમખેઝૂમખે લચી પડે છે.
મારા હોઠ પર
મારી આંખમાં
હાથની મારી આંગળીઓમાં
મારા શ્વાસમાં
કેટલીય સિમ્ફની
પાગલ થઈને
મને વીંટળાઈને
મને મુક્ત કરી રહી છે
મુક્તિનો આ લય
ધરાથી મને ઊંચકી લે છે
અને
આકાશમાં વાદળની સોડમાં
સૂરજ અને ચન્દ્રને
એકી સાથે
મારાં સ્તન પાછળ સંતાડીને
વીજળીની જેમ ચમકી ઊઠું છું.
હું
જ્યારે ધરા પર
મારા પગ
ફરી પાછા
ટેકવું છું ત્યારે
આખીય પૃથ્વી
મને નૃત્ય કરતી લાગે છે
અને
આ નૃત્યના સાક્ષી
માત્ર બે જ છે—
હું
અને
ઉપરનું આકાશ.

સ્પંદન □ પ્રતિમા સેનગુપ્તા □ ધનવિદ્યા મહેતા
(બંગાળી)

હું તને ચાહું છું કે નહીં એમ પૂછે છે?
શું સાંભળવું છે –
"હા, હા, તારા વગર હું જીવી...."
ના ના
એવું બધું કાંઈ નહીં,
હું જાણું છું હું તારાં વગર પણ જીવીશ.
મારું શરીર મૂળવિચ્છેદાયેલા મનિપ્લાન્ટની જેમ વળગી રહેશે
પકડી રાખશે ફૂલદાનીને, અને
તારી આનંદભરી ફૂલપર્ણઘટાનો
એક સુંદર આકાર રચાઈ જશે
મારી ચારે બાજુએ વીંટળાઈ વળશે કેટલાયે હસતા ચહેરા;
હું લહેરથી જીવ્યા કરીશ.

□ માલા કાપડિયા

રાત્રિની સઘનતામાં ઊભો એ:
એકલો, કાળમીંઢ, પરિતૃપ્ત.
શુભ્ર તરંગિણી તેની પ્રિયા
પડખું ફેરવી અલસતી મદાલસા!
સ્તંભિત હવા રતિસ્વેદથી થાય સ્પંદિત
ઝૂકે નાળિયેરી સહેજ
અને થાય ઉન્મત્ત
કહેવા આકાશને
નીરવ પ્રિયાના નૂપુરે
કાનમાં ફૂંકેલો
પ્રણય-રહસ્યનો શંખધ્વનિ!

તારો માનવ ચહેરો ☐ એલન બોલ્ડ ☐ સુધીર ઠક્કર
(અંગ્રેજી)

હું જ્યારે જ્યારે જોઉં છું તને
અને તને અને તને અને તને અને તને અને તને
ત્યારે જે તારા હોઠ પર ભજવાય છે એ આછા સ્મિતનું મને વિસ્મય છે.
તે દેખાડાનો અંશ છે?
મેં પૂછ્યું કારણ કે
બધાને એમ લાગતું હોય એ વિષે મને શંકા છે.
જો કે બધાને એમ લાગતું હોય એમ જણાય છે.
કોઈક દિવસ કે રાતે
તારી વિશ્વાસુ અભિવ્યક્તિની પાછળ
હું જોઈને જ રહીશ
જે પ્રગટ કરે છે કે
તું કોઈક નાના અમથા સંતાપથી ઊગરી ગઈ છે.
તું તારા વિષેની ઓળખપટ્ટીએ નકારે છે.
અને તું કયો કસબ અજમાવે છે.
ને ત્વચાની પાછળ શું શું ચાલી રહ્યું છે
તે હું નવા નિશાળિયાની જેમ સમજાવીશ.
આપણા નાનકડા નક્ષત્ર મંડળની આસપાસ
એનો એ જ નજાકતભર્યો જામ રજૂ કરતો
ચંદ્ર ઘૂમે છે.
આપણે એનો તાગ પામી ગયા છીએ.
પૃથ્વી પર મનુષ્ય એ સીધીસાદી હકીકત નથી.
એ જાણવા માટે ખાસ્સો લાંબો સમય ગયો.....
જ્યારે તારે કશોયે ઢાંકપિછોડો કરવાનો ન રહે.
ત્યારે જ માત્ર તારી બીજી બાજુને જોવાની મને પરવાનગી આપજે.

દ્વૈતાદ્વૈત – ☐ નીરજ ☐ નિરંજના સટ્ટાવાલા
(હિન્દી)

આપણે એક પુસ્તકનાં બે પાનાં છીએ—
એકમાં ગૂંથાઈને પણ આપણે બે છીએ,
એક સૂત્રમાં સૂત્રિત થઈને પણ આપણે બે છીએ.

જો કે મારા પર અંકિત અંતિમ વાક્ય
તારા પર આવીને પૂરું થાય છે,
અને તારા પર અંકિત પહેલું વાક્ય
મારાથી શરૂ થાય છે.
તોપણ આપણે બે છીએ.

જો કે તારા અર્થનો સંદર્ભ હું,
અને મારા અર્થનો સંદર્ભ તું છે,
તો પણ આપણે બે છીએ.

જો કે આપણા બાંધનારે
વાળીને આપણને એમાંથી એક કર્યાં છે,
તો પણ આપણે બે છીએ.
કેમકે આપણે પુસ્તકનાં બે પાનાં છીએ.
અને પુસ્તક એક પાનાનું નથી હોતું.

નંદવાયેલાં સપનાં ☐ યુગો વિલિયમ્સ ☐ સુધીર ઠક્કર
(અંગ્રેજી)

સ્ત્રીઓ સૂતી છે.
અમે તેમનાં સપનાંમાં તેમને શોધીએ છીએ.

અમે જ્યારે દૃશ્યના ટુકડામાં ધબ્બ થઈને પડીએ છીએ,
ત્યારે તે ખરી પડે છે, તેમને જગાડીને.

તેઓ આંખો ખોલે છે ખંડિત પ્રેમથી સભર.
પ્રેમ, જેને અમે ખંડિત કર્યો છે.

'તારે માટે' ☐ કિકુઓ ટાકાનો ☐ ધનવિદ્યા મહેતા
(જાપાની)

સામ સામા
બે અરીસાની જેમ
આપણે એકબીજાને
આપ્યું
એક સરખું.
તને
યાદ છે આપણે પહેલી વાર
મળ્યા ક્ષિતિજ સમાન્તર
સુક્કા ઘાસ ઉપર
આપણે જોયું એ જ
આકાશ એ જ વાદળો એક
હાથ મૃદુતાથી સ્પર્શ્યો બીજા
હાથને
આપણે રડયાં પણ નહીં.

દરેકે દરેક વસ્તુથી દૂર
કશાનીયે તરફ નહીં
તેં કહ્યું
મેં માન્યું.
મૌન આપણે
બધું જાણતાં હતાં
શાંતિપૂર્વક
પણ બિલકુલ જાણતાં નહોતાં.
તેં તારા પ્રેમનું તરકટ કર્યું. મેં
મારા.

☐ અનુ. જશવંતી દવે
(સંસ્કૃત)

સુરત સમયે વસનવિનાની પણ અનુરાગભરી પ્રિયા જેવી
અલંકાર વિનાની તોય સરસ વાણી આહ્લાદે છે ચિત્તને;
આભૂષણોથી સજાવેલી ઢીંગલી જેવી
અલંકૃત છતાંય નીરસ વાણી રુચે ના મનને.

☐ નીરજ ☐ નિરંજના સટ્ટાવાલા
(હિન્દી)

જે પુણ્ય કરે છે તે દેવતા બની જાય છે
જે પાપ કરે છે તે પશુ બની જાય છે
પરંતુ જે પ્રેમ કરે છે તે માનવ બની જાય છે!

મધુરજની ☐ લલિન ત્રિવેદી

(ગઝલ)

ક્યારેય રાતરાણીની ખૂશ્બૂ ભૂલ્યો નથી
મધુરજનીના એ આભમાં સૂરજ ઊગ્યો નથી

લ્હેરાઉં છું એ કેશના સુખડમાં થૈ પવન....
વેણીનો મઘમઘાટ જરી પણ શમ્યો નથી.

પુષ્પોથી લખ્યાં આપણાં નામોથી મઘમઘું....
સળ થૈ ગયેલ પુષ્પ બહાર નીકળ્યો નથી.

પીઠીની શીળી જૂઈમાં તરબોળ હોઉં છું....
આશ્લેષ સભર શ્વાસ કદી ઓસર્યો નથી.

એ હોઠના પાણીની તરસ છીપતી નથી,
એ લાલ લાલ રંગ હજી ઊતર્યો નથી.

સાથે મળીને સ્વપ્નમાં બાંધેલ એક મ્હેલ,
કંકર એ મ્હેલનો હજી એકે ખર્યો નથી.

હે સૂર્ય ! મારું બારણું ખખડાવ મા નાહક
મધુરજનીનો એ ચાંદ કદી આથમ્યો નથી

આભૂષણોમાં રણકતી એ રાત જેમ લલિત....
સળવંતી એ સવારને પણ હું ભૂલ્યો નથી.

☐ જશવંતી દવે

(સંસ્કૃત)

આ શિકારી બાળા
ભ્રૂકુટિના ધનુષથી
ફેંકે કટાક્ષનાં બાણ
ને વીંધી નાખે મારા મન-મરગલાને.

(શૃંગારતિલક)



છોટમ .... 'મરીઝ' .... જયવદન તક્તાવાલા

## તું મળે.... ☐ સોલિડ મહેતા

[પૃથ્વી]

નિબિડ સ્વપ્નમાં તું •ળે....
અફાટ મનમાં લળી અરવ અન્ધકારે ભળે....
કદી લહર જેવડું ફરફરે કશું શ્વાસમાં
ફરી ગગન ઊતરે પમરવા જરી આંખમાં
પછી સકળ તંતુઓ અધવચાળ ઘેરી વળે...
નિબિડ સ્વપ્નમાં તું મળે....
સળંગ ક્ષણ ચાકળા દિવસરાત ઝૂલ્યા કરે
પ્રસંગવશ બારણાં સતત આમ ખૂલ્યા કરે
અને દરમિયાનમાં સ્મરણ સામટાં ઓગળે....
નિબિડ સ્વપ્નમાં તું ....મળે
હજીય દરિયો અહીં સફળ અર્થમાં ઘૂઘવે
અનંકુરિત સ્પર્શની તરસથી મને ભીંજવે
હવે કડડભૂસ આ ક્ષિતિજ પાર દરિયો ઢળે
નિબિડ સ્વપ્નમાં તું મળે....

## આકૃતિ ☐ ચન્દ્રકાન્ત ટોપીવાળા

નહિ તિરાડ અવાજ, ન આંચકો.
ક્ષણિક ભંગુર ઝાકળની ત્વચા
ત્વરિત પાર કરી ગયું આભ કો
અખિલ, આ અણુભીતર ઉચ્છ્વસે.

નહિ તણાવ, ન ગૂંચ, ન ઝાટકો.
તરલ તંતુની જાળ કરોળિયે
રચી હતી, સુબદ્ધ થઈ સ્વયં
અચલ યાળ ઊભો મહીં સિંહ કો.

નહિ છલંગ છકોર, ન છાલકો.
મુખ લગોલગ બેઉ સરોવરો
ઘડી બિડાય ઘડી વળી ઊઘડે
સ્થિર છતાંય હું જોઉં સપાટીઓ—

તરત ત્યાં ઘડીમાં જ વિભક્ત બે
સકલ આકૃતિ મારી ધસે, હસે.

## યાદ છે? ☐ નલિન રાવળ

યાદ છે?
આસવ છલકતો ચન્દ્ર ત્યારે આભમાં ચગતો
હતો
ને
પર્ણપર્ણે ઉલ્લસિત પવન સરતો
હતો
ને
દૂર મ્હોરી આમ્રકુંજે મત્ત ટહુકો મોરનો બળતો
હતો
ને
ક્યાંક મહુવર સૂર અણદીઠ સીમમાં બજતો
હતો
ત્યારે
મ્હેકી ઊઠેલી ચાંદનીમાં
શ્વેત જૂઈના ફૂલનું ચુંબન
પ્રિયા!
તે મને દીધું હતું
તે
યાદ છે?

## હજીય ☐ અનુ. હ. ભાયાણી

(પ્રાકૃત)

સાંકડી ગલી થકી
જતાં જતાં
અચાનક
પ્રિય-અંગનો લગાર સ્પર્શ
અંગને થયો—
અંગ મારું યે
હજીય સ્વેદ-આર્દ્ર.

## આંખ મીંચાય તે પહેલાં... ☐ જયા મહેતા

મારી
આંખ મીંચાય તે પહેલાં
આંખમાં ભરી લઉં

તારો ઊંડો ઘેરો આર્દ્ર મધુર અવાજ
જાણે ચોમાસાના ભર્યાભર્યા ઊછળતા અફાટ સમુદ્રનો ઘૂઘવાટ
અને
તારું ખડખડાટ મુક્ત હાસ્ય
જાણે એકએક કણ ચણતા કબુતર-ટોળાની અચાનક ફ્રરરર ઊડાઊડ
અને તારો સુંવાળો હૂંફાળો ઉષ્માભર્યો સ્પર્શ
જાણે મહાબળેશ્વરની લાલલાલ માટી પર પથરાયેલી લીલીછમ સુંવાળપ
અને
તારી પ્રેમનીતરતી નજરનું તેજ
જાણે અમાસની મધરાતે ઝગમગ તારકપુંજ
અને....

આંખ મીંચાય તે પહેલાં
ભરી લઉં આંખમાં
નખશિખ તને
અને મને
જાણે પુરુષના આશ્લેષમાં પ્રકૃતિ.

☐ અનુ. જયવંતી દવે
(સંસ્કૃત)

દંશાયે અધરોષ્ઠ તે ચકિત થૈ ઠેલી હિયે હાથને
'છોડી દે શઠ' કે'તી વેણ કપરાં વાંકી કરી ભૂલતા
સંકોચાયાં નેણ સી સી કરતાં, એવી ચૂમે માનિની
પામ્યા તે અમૃત વૃથા શ્રમ કર્યો દેવે મથી સાગર.

## રિણાવર ☐ ચન્દ્રકાન્ત ટોપીવાળા

રિણાવર રેલતા આવો ને રૂમઝૂમ વહાણુમાં
ઊંચે તાકીને ઊભા ખડકો, ટેકરા
એને વાદળ વિહોણા તડકા આકરા
એણે વહેતા જોવાના નરદમ કાંકરા
રિણાવર રેલશો તો સોનું રળીશું ખાણુમાં.
સૂકાં મોજાંઓ ખખડે છે અહીં પાછલાં,
ઊની રેતમાં તરે છે અહીં માછલાં
ભીનાં સપને જઈ આવે અહીં છીપલાં
રિણાવર રેલશો તો પાણી ચઢશે પહાણુમાં.
ભૂરા ઘૂઘવે ખાલીપા એક સામટા,
ધોળા લૂણના ફરકાવે સો સો વાવટા
કાળા પડછાયા ઊડે છેક છાકટા
રિણાવર રેલો તો રાતાં લોહી ઝાણુમાં

## બે ગઝલ ☐ શોભિત દેસાઈ

### ૧

નભની ભીની વાત–કહું કે ?!
ઝરમરતો વરસાદ–કહું કે ?!
કાચની ઉપર ઝિલાઇ જાતા
સૂરજનો આભાસ–કહું કે ?!
તમને મળતાં થાય છે જે કંઈ
એને હું થડકાટ– કહું કે ?!
પવન પ્રસરતો જાય ધોધમાર
પર્ણોનો ફફરાટ – કહું કે ?!
કાન ધર્યો છે સાવ અચાનક
એને પેલી વાત–કહું કે ?!

### ૨

એક ઝાકળનું ટીપું ખોલું – તો !
સાવ લાગે એ પોલું પોલું–તો !
ઘેન ચઢતું રહે વિચારોનું
એકલો એકલો હું ડોલું – તો !
એ નીકળવાના હોય એ વખતે
ઇન્તેઝારીને આવે ઝોલું–તો !
ડાળીના સુક્કા આસોપાલવથી
રેશમી અવસરોને તોલું – તો !
તારું મોસમ બનીને મળવાનું
જો બની જાય આખાબોલું–તો !

## વિચિત્ર કૅલેન્ડર ☐ લિન્ડા ગુડમૅન ☐ નીતા રામૈયા

હું કેવડો છું ?
વીસ ઉપર એક દિવસ વીત્યાનું મને કબૂલ નથી છતાં
આવતી નાતાલે હું બાણુંનો થઈશ
બધી જ વર્ષગાંઠનાં અભિવાદનો
છૂટાં પાડી અને ઉપર નીચે ઉથલાવી લીધાં પછી પણ
ઉંમર નક્કી કરવી મુશ્કેલ છે.

તારામાં હું ગબડી પડ્યો ત્યારથી
હું ઓછામાં ઓછું પાંચસો વરસનો તો થયો છું
તેમ છતાંયે હું "દેડકો અને રાજકુમારી" જેવી
પરીકથાઓમાં હજુયે માનું છું
કદાચ હું ખરેખર તો ત્રણેકનો જ હોઉં ?

હું કેવડો થયો તે તું ક્યારેય નહીં જાણે
પણ ચાલ હવે હું તને કહી દઉં
આપણે મળ્યા તે સમયે હું જન્મ્યો
અને આજે તો માર્યો ગયો.

## ચાંદનીરસ્યું સૂર્યતેજ ☐ ડેનિઅલ સ્ટીલ ☐ નીતા રામૈયા

શું
કરે છે
તું
શાને માટે
મારી સાથે
મને ?
તું
મોકલે છે
રૂપેરી
ચમકાર

મેઘગર્જન
ચાંદનીરસ્યું
સૂર્યતેજ
કંપન
મારી
આરપાર
સોંસરે
સોંસરું.

નાગચૂડ ☐ ધીરેન્દ્ર મહેતા

ફરી ઊઠી સિત્કાર શિરા, આ છે શિરા કે સાપ?
કરંડિયા શી ખાલી આંખે જોઈ રહ્યા શું આપ!
લોહીમાં ઊઠયાં કાળાં ઝામાં,
ઝબાક ઝબાક વીંઝે
ધમરક ધમરક લાખ ઉધામા,
ક્યાંના મારગ ચીંધે?
ભચાક ભચાક ભીંસ મહીંથી ભાગ્યું કોઈ દઇને થાપ?
કરંડિયા શી ખાલી આંખે જોઈ રહ્યા શું આપ!
લબકે લબકે લબકારા મારું?
મારું મન્ને ડંખ;
હું શું ભૂલું ને શું ધારું?
શ્વાસમાં વાગે શંખ!
ફેણુ ફૂંફવે રૂંવે રૂંવે નેણ-નખમાં એની છાપ?
કરંડિયા શી ખાલી આંખે જોઈ રહ્યા શું આપ!

☐ અનુ. જશવંતી દવે
(સંસ્કૃત)

વિયોગિની
પ્રણમે છે,
જુએ છે,
ચૂમે છે
રોમાંચિત અંગે આશ્લેષે છે
પિયુના સંગ માટે
ફરકતી વામબાહુલતાને

☐ ભર્તૃહરિ ☐ જશવંતી દવે.
(સંસ્કૃત)

ભવના આ સાગરમાં
મદનમાછી
નાખે છે સ્ત્રી નામનો ગલ
ને ઝટ લઈને પકડી લે છે
એનાં અધરાસ્વાદના લોલુપ
માનવ–માછલાંઓને,
ને પછી
શેકે છે એમને
અનુરાગના અગ્નિમાં.

## હું બાવળ વાઢવા નીસરી રે □ નીતા રામૈયા

હું બાવળ વાઢવા નીસરી રે મા જોગમાયા
મને જંગલે ભરડો લીધો
મૂઆ કેસૂડે ચટકો દીધો
મને લીલુડો આફરો ચડયો રે મા જોગમાયા
હું બાવળ વાઢવા નીસરી રે મા જોગમાયા
મને લીલોતરા ઘાસે ફૂટવી
રોયા કાળોતરા ડુંગરે ફસવી
મને અષાઢી મેઘલે ભીંજવી રે મા જોગમાયા
હું બાવળ વાઢવા નીસરી રે મા જોગમાયા
મારા હાથમાં ડોલે ડુંગરા
બેય પગમાં કૂદે ઝરણાં
હું તો લાગું બારે વરવી રે મા જોગમાયા
હું બાવળ વાઢવા નીસરી રે મા જોગમાયા
બેસું ગુમસુમ વાવડીની પાળે
જોઉં રૂમઝૂમ બોરડીની ડાળે
મારે અંગે શૂળનો સણકો રે મા જોગમાયા
હું બાવળ વાઢવા નીસરી રે મા જોગમાયા

## ક્રિસ્ટોફર માર્લો □ નીતા રામૈયા

લાગ્યું કે નહીં જિતાઈ, છતાં તે હતી
છેવટે જિતાઈ :
સ્ત્રીઓ લગાડે કામે કેવળ અર્ધશક્તિ
હોય જ્યારે આવી લડાઈ.

તને મૂંઝવે □ હરીન્દ્ર દવે

વરસાદી વાદળનો ઘેરો ઘટાટોપ એ પાર
(કાળી લટનો શુભ્ર વદન પર ભાર!)
તને હું તડકો આપું
ઝળહળ ઝળહળ તેજનગરનાં સાવ નિકટ છે દ્વાર
છતાં કાં અકળાવે અંધાર!
રાહ સંગાથે કાપું.
ઉજ્જ્વળ નભની ઊંચાઈ પર આસમાનનો
નીલોનીલો રંગ,
કોઈ અરૂપ-અનામી જેની તું-હું કરતાં ખોજ
એહનો અણદીઠેલો સંગ,
સંગનો હૂંફાળો આધાર થઈને સૂરજ ઝળકે
ચાલ, પરમ એ સેતુ સ્થાપું.
વિસ્ફારિત નયનોનું વિસ્મય જાય એટલે ઊંડે, ઊંચે
નજર કરું છું,
તારા સ્વપ્નિલ કોડતણા સરવરમાં મારી
પહોંચ કશી ક્યાં!
છતાં તરું છું!
આંખ મહીં આકાશ, અને આકાશ સુધી
વિસ્તરતી તારી નેત્રસુધાને શેણે માપું?

□ અનુ. જશવંતી દવે
(સંસ્કૃત)

પિયુ નજરથી દૂર એની ન એટલી વ્યથા
પણ આ સામે તોય દૂર એ તો સહેવાયે નહિ.
સૂરજમણિ
રાતે થાતો મ્લાન
પણ દિવસે તો ભડકે બળે.

☐ હરીન્દ્ર દવે

એકાદો ઘૂંટ લઈ જામ કર્યો મીઠો,
જીવતરમાં એવો કદી કેફ નથી દીઠો !

આંગળીથી સરતી'તી અલગારી પ્રીત,
આંખડીમાં છલકી'તી વ્હાલપની જીત,
અંતરમાં ઘુમરાતો રંગ કો અદીઠો,
જીવતરમાં એવો કદી કેફ નથી દીઠો

પાંપણ ભીની ને હજી હોઠ રહ્યા કોરા,
સગપણનો રાહ તપે તરસે છે ફોરાં,
રહી રહીને યાદ ચડે સ્વાદ એ અજીઠો,
જીવતરમાં એવો કદી કેફ નથી દીઠો.

☐ હરીન્દ્ર દવે

આંખથી તો આંબવાનું કોરે રહ્યું કે
મને મ્હેકતો અવાજ હજી અડકયો નથી.
કયાંક પગલાંનો રહેતો અણુસાર,
પાછો વીંટળાઈ વળે એકાકી ભાર,
અંતરમાં ઘૂમરાતી લાગણીય કહેશે
કે તૂટયો છે બંધ છતાં છલકયો નથી.
શમણાંમાં રહે છે કોઈ સંભળાતો સાદ
સાંભળ્યું તો ભ્રમણ : પણ સાચી છે યાદ,
બ્હાવરી સરળતાથી પડઘાતું મૌન
છતાં વેણનો ઘડો તો લેશ ઝલકયો નથી.

આત્મકેન્દ્રિત □ 'તલઅત' ઈશારત □ અનિલા જોશી

(ઉર્દૂ)

ખામોશીનો નાગ મારા અસ્તિત્વના ખોળિયાને ડંખે છે ત્યારે—
ક્યારેક થાય છે કે
જો બધી ભાવનાઓ મરી જાય
પ્રત્યેક અનુભૂતિથી વંચિત થઈ
હું સુખનો રસ્તો અપનાવી લઉં.

આ પંથ પર ભૂલ્યા–ભટક્યા
તમે જો મને ક્યારેક મળી જાઓ
તમારી હસતી, ગાતી, જીવતી-જાગતી, કશુંક કહેતી આંખોથી—
બધા સાથે વાતો કરતાં કરતાં
જ્યારે તમે મારી તરફ જુઓ
થોડા પોતાપણાથી, થોડા પરાયાપણ થી
એ બોલતી–સાંભળતી આંખોથી
હું તેનો સંદેશો ન સમજુ
તેની બોલી ન સમજુ

વિચારું તો એટલું જ વિચારું
"કેટલી મૂંગી આ આંખો
તોબા–આને દૂર ખસેડી લો"
કાશ, તમારા પ્રેમનો
અણદીઠો પહેરો તોડી શકું તો
જીવના દુશ્મન એવા રોગથી છૂટું
હરકોઈ ઇચ્છા, હરકોઈ સંજોગથી છૂટું

પણ—આ વિચાર મને વ્યાકુળ કરી દે છે
કદાચ—ત્યારે હું, હું નહીં રહું
તારું સ્વરૂપ જુદું બનશે તો
શું મને જ ઓળખી શકીશ ?

તારું નામ જે મારા આત્મામાં ડૂબી ગયું છે
મારામાં છે અને મારાથી જુદું છે
તારું નામ અલગ બનશે તો—
મારું નામ પણ મટી જશે
ત્યારે હું મારા પ્રેમની બેલગામ ઇચ્છા પર
ખામોશીના નાગ સામે—
સ્મરણોના દેહને મૂકું છું.

ભોળપણ ☐ વિદ્યાપતિ ☐ અનિલા જોસી

(બંગાળી)

બળજબરીથી જો તું પાછો મને અડકશે શ્યામ
તો તો હત્યાથી આ તારા હાથ થશે બદનામ.

અહો! પ્રેમના સ્વામી
અનુભવથી તું ભારે લુચ્ચો થઈ ગયો હરામી
મને ખબર નહીં
પ્રેમ મીઠો, કે કડવો:
હું કંપી ઊઠું જેવું સાંભળું અહો પ્રેમનું નામ

કહે વિદ્યાપતિ
જો હું જાણું સત્ય
તો એમ કહું
તાજાં લીલાં ફળમાં ક્યાંયે મીઠાશનું નહીં નામ.

થોડા સારા પ્રશ્નો □ લુઈસ વાઈસ □ અનિલા જોષી

(અમેરિકન)

જવાબો જાણવાનો દંભ હું નથી કરતી.
મારી પાસે મારું પોતાનું કંઈ નથી.
બળિયાનાં ચાઠાંવાળી દુનિયામાં
મેં એક અભિજાત ઉત્તર શોધ્યો છે.
તારા બાહુપાશમાં
હું શીખી
સુંદર હંમેશાં સૌમ્ય નથી હોતું,
છતાંય મૃદુ કઠણ હોઈ શકે.
શાતામાં પરિણમે તો જ
ઉષ્મા, એ ઉષ્મા હોય છે.
દિવસ કરતાં રાત હંમેશાં વધુ સારી નથા હોતી.
પહેલાં વરસાદ હોય તો જ
સૂર્ય સૂકવે છે.
ઉદ્વેગ વરદાન પણ છે
અને શાપ પણ છે.
ફરીથી ગોઠવવું
એટલે પરિવર્તન નહિ
પ્રેમ સામાન્ય શરદીને મટાડતો નથી.
અને કોને ખબર છે કે શું સાચું છે?
ઠીક, પ્રેમ છે
મેં કહ્યું તેવો.
જવાબો જાણવાનો દંભ હું નથી કરતી,
પણ તેં મને શીખવ્યા છે
કેટલાક સારા પ્રશ્નો.

પ્રિય સુરેશભાઇ,

કવિતાના ઓગસ્ટ ૧૯૮૩ અંકમાં મને ગમી હોય એવી કવિતા વિષે લખવાનું તમે આમંત્રણ આપ્યું ત્યારે તે સ્વીકારી ખૂબ જ આનંદ થયો. કારણ કે કવિતાના પ્રથમ અંકથી હું તેનો ફક્ત ગ્રાહક જ નહિ, ચાહક પણ છું. ત્યારથી તે આજ સુધી કવિતાઓ કેવળ વાંચી નથી, માણી પણ છે.

કવિતાના અંકમાંથી કઈ કવિતા મને ખૂબ જ ગમી તેને માટે તો, રાત્રીના અંધકારમાં ધ્રુવનો તારો ક્યાં છે? એ કયો છે? તેવી પ્રતિતી થઈ છતાં પણ...

અમુક ગમી છે જેવી કે મણિલાલ પટેલની "પહાડો વૃક્ષો ઝંખે, ઝંખે પહાડો જંગલ." તેમ જ રમેશ પારેખની 'કલમ કાગળ ધાવે' વાળી.

"જાલમ ભૂખ્યા આ અક્કરમીને શાહીની એલર્જી
ઝરતા કલમના થાનેલેથી અહીં, શાહી સુંદરજી"

બરકત વીરાણીની ગઝલ પણ ખૂબ જ જચી ગઈ કે

"હજાર સુખના જૂઠા સ્વપ્નમાં જીવું છું હું.
એ આશ લઈને કે એકાદ પણ ખરું નીકળે"

સાથેસાથે ગુણવંતભાઈનું અભિનેતાનું ગીત પણ લલકારાઈ ગયું કે,

"મરતાં મરતાં મર્યો નથી અને જીવતા જીવતા જીવ્યો નથી."

જો કે નીતા રામૈયાની

"હું ગીત વિનાની ગીતા છું. રામને લમણે લખાયેલી સીતા છું."

માં સારું એવું દર્દ આવી ગયું છે. તેમ જ હેમન્ત દેસાઈની જીવણલાલને શુભેચ્છાવાળી, જીવણલાલને નવા વર્ષે શુભેચ્છા મળે છે કે

"પણ આજે નવા વર્ષે, મારી તમને શુભેચ્છા છે કે
સુખ તમને મળો ન મળો, ભ્રાંતિભંગ તમારું દુ:ખ સદાય ટળો"

જો કે આ બધામાં જો ખૂબ જ ગમી હોય તો એ છે મૃત્યુની કવિતા.

જયા મહેતાની કવિતા પ્રમાણે જો મૃત્યુ આવે તો કેવું સારું કે—

"ગુલાબની પાંદડીઓ પરથી
ઝાકળ હળવેથી અદૃશ્ય થાય...એમ
દૂધમલ બાળક ખિલખિલ હસતું જાગે
ને નિદ્રા સરી જાય...એમ
નવી નવી પાંખો ફફડાવતું
પંખીબાળ માળામાંથી ઊડી જાય...એમ
કોશેટાના તાંતણા વીંધી
રંગરગ પતંગિયું
બહાર નીકળી જાય...એમ

જયા મહેતાની આ કવિતા સવિશેષ ગમી એમાં પ્રયોજાયેલી કલ્પનની તાઝગીને કારણે...પ્રત્યેક વ્યક્તિ ઝંખે છે ઇચ્છા મૃત્યુ. આ કાવ્ય સાથે ક્યાંક મારી સંવેદનાનો તાર મળતો હોય એમ મને લાગે છે. જોકે મારો તાર મળે એટલા માટે જ હું કાવ્ય નથી વાંચતો.

પણ આ કાવ્ય મને ખરેખર ગમ્યું છે. અને તેને હું ઈનામને યોગ્ય ગણું છું.

—સુધીર ઠક્કર

એક છોકરો + એક છોકરી + કંઈક બીજું ☐ રમેશ પારેખ

(૧)

એક છોકરાએ સિટ્ટીનો હિંચકો બનાવી એક છોકરીને દીધું: 'લે, ઝૂલ'
છોકરાએ સપનાનું ખિસ્સું ફંફોસીને
સોનેરી ચોકલેટ કાઢી રે
છોકરીની આંખમાંથી સસલીનાં ટોળાંએ
ફેંકી દૈં ચિઠ્ઠીઓ અષાઢી રે
સીધી લીટીનો સાવ છોકરો ને પલળ્યો તો બની ગયો બેત્રણ વર્તુલ

છોકરીને શું ? એ તો ઝૂલી
તે પછી એને ઘેર જતાં થયું સ્હેજ મોડું રે
જે કાંઈ થયું એ તો છોકરાને થયું
એનાં સાનભાન ચરી ગયું ઘોડું રે
બાપાની પેઢીએ બેસી તે ચોપડામાં રોજરોજ ચીતરતો ફૂલ

☐ જયવંતી દવે
(સંસ્કૃત)

પ્રિયનો સમાગમ થવા છતાં
સુરત સમયની અનેક
નર્મગોષ્ઠિઓની વાતો કરતી સખીઓ !
તમે સાચે જ ધન્ય છો !
તમારા સમ,
નીવિ તરફ પિયુનો હાથ આગળ વધતાં જ
મને કશુંય યાદ રહેતું હોય તો !

(૨)

એક છોકરી ન હોય ત્યારે
કેટલા અરીસાઓ સામટા ગરીબ બની જાય છે!

બીજું શું થાય?
કૈંક પથ્થર થઈ જાય, કૈંક ચોખડી ચીજ બની જાય છે

શેરીના છેવાડે ઊભેલા છોકરામાં
શું-શું નહીં થતું હોય, બોલો!
હાથમાં ને હાથમાં જ મોગરાનું
ચીમળાતું ફૂલ બની જાય ફરફોલો

અંધારું સાંજ પ્હેલાં આંખોમાં ફરી વળે એવો બનાવ બની જાય છે.

સૌ-સૌનો સૂરજ સૌ સાચવે પણ
છોકરીના હિસ્સાના સૂરજનું શું?
આમ તો સવાલ આખા ગામનો છે
પણ કેવળ છોકરાને આવે આંસુ

ગામ વચ્ચે ઓગળતો ઓગળતો છોકરો કૈં પણ નથી જ બની જાય છે

☐ અનુ. જયવંતી દવે
(સંસ્કૃત)

સખિ!
ઉપવનમાં,
તારાં સ્તનોના શૈલમાં
ને ઊંડા સરોવરને તળિયે
આશ્રય લે છે
ગ્રીષ્મે હાંકી કાઢેલી શીતળતા.

(૩)

એક છોકરીની બાજુમાં છોકરો બેઠો છે
એના સહિયારા ફોટા પડાવવા

છોકરીના એંગલથી નીરખીએ તો
એની કાનની બૂટો છે લાલચોળ
તે પર પરસેવાના દાણા તબકે છે
જાણે કંકુ પર મોતીનો ઢાળ

ફોટામાં ઝડપાશે નહીં જે વરસાદ
એ તો છોકરીમાં વરસે ખાસ્સો
સ્પોટ લાઈટ્સ ઓન થતી બેત્રણ બહાર
એના છોકરીમાં સેંકડો ઉજાસે

બન્નેની જાણ બહાર છાનકો બગીચો પણ માંડયો છે ગરદન ફુલાવવા

છોકરાની નાડીઓમાં ધણધણતી તોપ
અડે છીણી, પછડાય છે હથોડા
ફોટામાં એ કૈં નહીં આવે કે
પ્રાછટે છે કેટલા આ છોકરામાં ઘોડા

મૂછોની ત્રંબાળુ બરછટતા ઉપર જે
ખરબચડો પરસેવો છે તે
ઘૂઘવતા દરિયાના ટશિયા છે:
એમ કહે દરિયાના પંડિતો છે તે

છોકરાની બાજુમાં છોકરી બેઠી છે એના સપનાંને સોને મઢાવવા

(૪)

એક છોકરીએ જ્યારુકથી મૂક્યું છે ફૂલ એના સર્પિલા વાળમાં
ત્યારુકથી ફર્યા કરે પાછળ ને પાછળ બગીચા પણ સંભાળમાં

વિઠ્ઠલ પંડયાની કે કોલકની નવલકથા
હમેશાં વાંચનાર છોકરી
વાંચે છે, ખૂણામાં જઈ જઈને
કોઈની ટપાલનાં મળેલી કંકોતરી

વાંચે છે એમ નહીં, ડૂબે છે, ડૂબીને પ્હોંચે છે સાતમા પાતાળમાં.

કોઈને લખાયેલો કાગળ આ છોકરી
જેના પર સરનામું બાકી
અંદરના અક્ષરોને એટલી છે જલ્દી જે
પરબીડિયે રહે નહીં ઢાંકી

એક સાથે ઘરમાંથી સોળ નદી દોડે ને વળી જતી પાછી પરસાળમાં

☐ અનુ. જશવંતી દવે
(સંસ્કૃત)

જો, હે કમલાક્ષિ!
ગગનસરોવરનું શ્વેતકમલ,
મદનબાણનો સરાણ-પથ્થર,
સંધ્યાંગનાનો ક્રીડા-કંદુક
આ શરદનો ચંદ્ર
ઊગી ગયો છે.

(૫)

એક છોકરી પાસે એક છોકરો ગયો
એના પગમાંથી કાંટો કઢાવવા

'સોય લાવ!' છોકરીએ કીધું તો છોકરાએ મૂક્યો નિસાસો એક ગાઢ
છોકરીને કાકલૂદી કરી: 'સોય નથી', તારી અણિયાળી આંખોથી કાઢ'
ગામના પંચાતિયાએ કીધું: 'તું કાંટો નહીં, આવ્યો કાં આત્યમો કઢાવવા?'

ઊભી બજારે હડતાલ પડી, પડી ગયો ઘેરઘેર કંટીલો સોપો,
આખું યે ગામ બન્યું આખડું ને કાંટાંની સામે મંડાઈ ગઈ તોપો,
ડોસાંડગરાંનેયે ખુન્નસ ચડ્યું ને એય મંડી પડ્યા બાંયો ચડાવવા

કંકુ ને ચોખા લઈ ગામની કુંવારકાઓ બોરડીઓ પૂજવાને જાતી
કંટક અગિયારસના પૂજનની, માત્યમની, પરચાના પારાયણ થાતી
અણસમજુ છોકરાઓ કાચી કાચી મૂછો માંડ્યા મરદાનગી ચડાવવા

□ અનુ. જયન્તી દવે
(સંસ્કૃત)

અભિસાર માટે ઉત્સુક
વનિતાઓ માટે હે સખિ!
વાદળ એ જ સૂર્ય છે,
રાત્રી દિવસ છે,
અન્ધકાર પ્રકાશ છે,
વન ઘર છે,
અને
વિમાર્ગ એ જ માર્ગ છે.

(૬)

એક છોકરાએ છોકરીને પૂછ્યું :
‘તેં રઘુવીર ચૌધરીની નોવેલો વાંચી છે ? ’

છોકરીએ કીધું કે, ‘વાંચી’તી, પણ એની લવસ્ટોરી સ્હેજે ના જામી
હમણાં વાંચું છું એ ટોપ છે, લેખક છે મોહનલાલ ચુનીલાલ ધામી’
છોકરો કહે : તારો ટેસ્ટ બહુ High છે, સમજણ પણ તારી ના કાચી છે’.

છોકરી કહે : ‘આવી ટોપ ટપ નોવેલો વાંચતાં જ થાય-વાહ ધામી ! ’
છોકરો કહે : ‘તેં મને ચિઠ્ઠી આપી’તી એ નોવેલો કરતાં બી જામી’
છોકરીએ શરમાતાં કહ્યું: ‘મારા સમ ખાઈ બોલ, તારી વાત બધી સાચી છે?’

☐ અનુ. હ. ભાયાણી

રત્નમયી

પરવાળાં
આ બિંબાધરની દ્યુતિ સ્વપ્ને પણ પામશે ?
મૌક્તિકો
તાપસ્યા કરીને પણ
આના જેવી હાસ્ય શ્રી મેળવશે ?
સુવર્ણ
સો વાર અગ્નિમાં ઝંપલાવીને પણ
આની કાન્તિ સાધશે ?–
આ રત્નમયીને છોડી જતા હે પ્રવાસી !
તું એવું તે કયું ધન રળવા જઈ રહ્યો છે ?

એક છોકરીના હાથથી રૂમાલ પડે
તે લેવા આખુંયે ગામ વળે નીચે
જુવાન આંખ ફાડે : બુઢ્ઢાઓ આંખ મીંચે

નામ કોનું રૂમાલમાં આ છોકરીએ ભર્યું છે
તે બાબત પર ઠેર ઠેર ગરમી
પડયા ગામના બગીચાઓ ખાલીકુંજાર
અને નાસ્તિકો થઈ ગયા ધરમી

કારણ કે મંદિરે જાય છોકરી તો લોક શું કરવા ટળવળે બગીચે ?'

ગંધ છોકરીની આવી જે જીવને
તે જીવની ગંભીરતામાં પડી ગયો ગોબો

સહુ છોકરાને અરીસાઓ ઠપકો આપે કે
'જરા મોઢાંઓ માંજો ને શોભો!'

કારણ ફળિયાના હીંચકે આ છોકરી એકલી બેસીને રોજ હીંચે.

☐ અનુ. હ. ભાયાણી

પ્રવાસે જતાં

'એક પ્રહર પછી તો પાછો આવી જઈશને ?
કે મધ્યાહ્‌ને? અપરાહ્‌ને?
કે પછી આખો દિવસ વીત્યે ?'
સો દિવસે પહોંચાય તેવા દેશે
જવાનું કરતા પ્રીતમે,
બાલાનાં આવાં અશ્રુગદ્ગદ વાક્યોથી
જવાનું માંડી વાળ્યું.

(૮)

એક છોકરો ગંજીપાનો કાચો મહેલ
　　એક છોકરી યાને કે નરી ફૂંક
સામસામી બારીએથી કરતાં : હાઉક

છોકરાની મૂડી એની અધકચરી મૂછ
　　અને છોકરીની મૂડી એના ગાલ
બેઉએ મળીને એવો વેપલો કર્યો કે
　　એના નફાનો સરવાળો વ્હાલ

છોકરાના અંગત ખાતામાં જમા છે થોડાં વાદળાં ને થોડા ચાબુક

છોકરીના હસ્તક છે સેંકડો ઉજાગરા
　　ને મોઢે મલાજાનું ગરણું
ચારે બુઢ્ઢાંઓ કથા સાંભળે :
　　'ફલાણાના તીરે વીંધાઈ ગયું હરણું'

કોયલનાં ઈંડાં સેવતી આ છોકરીને મા કહે : 'ચૂલો સંધૂક!'

☐ અનુ. હ. ભાયાણી

અનેરું ચિત્ર

ચિત્રાલેખન તુજ ચિંતવતાં,
સ્મરની પણછ ચડી ધનુષે.

અંગુલિ વતી જ્યાં પીંછી પકડી,
શરસંધાન થયું પણ છે.

ચિત્રકર્મ આરંભ્યું ત્યાં તો,
ધનુષ્ય વછૂટયા શરે વીંધી—

ભીંત અઢેલી રહી હજી એ
સ્વયં અનેરું ચિત્ર બની!

શોણુ નદીના છીપરા ઉપર લૂગડાંને ધોકાવતી કાળી છોકરીનાં સ્તન હલેચલે
નિરખી ન હોય કોઈ દી' જાણે ષોડશીને એમ વાયરાને ખજવાળ કાં હાલી?
છોકરી સામે જળનાં ટીપાં ફેંકતો, સીટી મારતો એ ઓઘડ મવાલી

ઘરડાંખુઢ્ઢાં ઝાડવાં હાળાં છોકરીને ફોસલાવવા માટે ફૂલનાં આણાં
પાથરી કહે: 'અલે....અલે....'

છોકરી ઘસે લૂગડાં ઉપર, સૂરજ ઘસે છોકરીની શ્યામ પીંડીએ; સાણુ
આવળ બાવળ જળને તાજાં મન ઊગ્યાં ને મન વચ્ચે સ્ત્રીલિંગનું ધાણું

સેંકડો વખત ઊંચકી માથું જળ આ જોણું માંજરી આંખે ટગરટગર
માણતું કહે: ભલે ...ભલે'

છોકરી ન્હાવા બેસશે ત્યારે કંચવો કાઢી નાખતાં હોનારત-એવી અટકાળ કાંઈ
હે પંડિતો, શોણુ નદીના છીપરે ડૂચો થાય તમારાં વ્યાકરણોની ચાંપલી બાધાઈ

સસલું પુલ્લિંગ, ચકલું પુલ્લિંગ, ટેકરી પુલ્લિંગ છોકરી સંભોગવા માટે
સાબદાં ઊભાં : સ્થલે....સ્થલે....

☐ અનુ. હ. ભાયાણી

ખળખળતાં

ખળખળતાં યમુનાનાં જળ
ખળખળતી વેતસકુંજો
ખળખળતી યમુના કરી કોએ
કૃષ્ણ મથુરા પળતાં.

(૧૦)

એક છોકરો વંઠું વંઠું થાય છે
ને ગામ છે તે મંદિરે હરિગુણ ગાય છે
છોકરો જે થોડુકલી ચિટ્ટીનો ઢગલો
ને થોડુકલી મૂછનો ઉઘાડ હોય
એને ક્યાંથી મંદિરની ઝાલર સંભળાય ?
એના છોકરાપણાને શેની આડ હોય ?

નવી વારતાનું પાનું લખાય છે
ને ગામ છે તે મંદિરે હરિગુણ ગાય છે

છોકરાના વંઠવાના કારણમાં દિવસો,
અરીસો, બગીચો ને પોતે છે
ઉપરાંત સપનાનું માતેલું ધાડું
જે સામેથી છોકરાને ગોતે છે

અને છોકરાનું લોહી વલોવાય છે
ને ગામ છે તે મંદિરે હરિગુણ ગાય છે

□ અનુ. હ. ભાયાણી

અભિનંદન

નૃત્યનાં અભિનંદન આપવાને મિષે
એક ગોપી ચૂમે છે
પાસેની ગોપીના
કપોલ પર પ્રતિબિંબિત કૃષ્ણને.

એક છોકરીની ત્વચા તળે એવો વરસાદ થયો, એવો વરસાદ થયો
એવો વરસાદ થયો રે
કે હોનારત થઉં થઉં થઉં થઉં થાય

હેય, જેનાં નેવાં છલકાણાં તે બુઢ્ઢાઓ
ડોળાને ઊટકવા મંડી પડયા રે
હેય, જેની શેરી છલકાણી તે તરવૈયા
અધકચરા ખાબકવા મંડી પડયા રે

હેય, પછી પોતે છલકાણા છલકાણા એ જીવ
કયાંક વહી જઉં વહીં જઉં થાય

અરે, પછી છોકરીઓ–દરિયાના જાસા–
–મરજીવાની ભીંતે ચોડાઈ ગયાં રે
અરે, પછી ઓસરીએ ઓસરીએ થાપા
અમરેલીના દલ્લા લૂંટાઈ ગયા રે
અરે, પછી ખ્હારવટાં પડી ગયાં એધે
તે જાસાઓ દઉં દઉં દઉં દઉં થાય

☐ અનુ. હ. ભાયાણી

પત્રલેખા

કંપમાન ને સ્વેદભીની
બે આંગળીઓની પકડ થકી
સરકી જતી લેખણ
'સ્વસ્તિ' પણ પૂરું લખી ન શકી—

(૧૨)

એક છોકરાએ એક છોકરીના કરતલમાં જોયો તલ તો ઝાલ્યો હાથ ને કહ્યું : 'અરે !'
તલખવલખ છોકરી બોલી : 'ઝટ કહે કે શું છે? પછી જાઉં હું મારા ઘરે.'

છોકરો કહે : 'ફીંડલું વળેલ નાગ જેવો જુંજાર આવો મેં તલ ન જોયો કદી'
છોકરાના તલસ્પર્શી અભિપ્રાયથી રોઉં રોઉં થયેલી છોકરી ઝીણું વદી :

'હાય, આ જેને નાગ જેવો તલ હોય એ મરી જાય ? કહેને ? થાય મને રઘવાટ'
છોકરો કહે : 'ના રે, એના ભાગરભુગર ડંખથી છાતી તોડતો રે તલસાટ

નિંદરા તો તલભાર આવે નહીં, પંડયમાં તો તલવારની અણી અવળસવળ ફરે
તલપીડા ઉતરાવવા માટે ઘરમાં બેસી નાગનાં પાટલાપૂજન કરે.'

છોકરી કહે : 'થાતું ન્હોતું કૈં ન્હેણાં તો થાય છે હવે તલમાં ઊઠી લ્હાય !'
છોકરો કહે : 'થાય, એવુંયે થાય ! તું કયારે ન્હેલવારુકી ઘેર માથબોળ ન્હાઈ ?'

છોકરી વેઢા ગણતી ત્યાં તો છોકરો કહે : 'નાગપૂજાથી ટળતી બધી જ બલા.'
છોકરી કહે : 'શિખવે તું જે રીત એ પ્રમાણે જ તલેતલ નાગ હું પૂજું, ભલા !'

છોકરો કહે : 'થઈ છે તું તલપાપડ તો લે, કહું—કે, તું ફૂલની થોડી કળી
ચડાવ, તારા નાગ જેવા આ ચોટલે અને બેઉ આંખોમાં ફરવ સૂરમાસળી

હું આ તારી નાગના કઠણુ રાફડા જેવી છાતીએ મૂકું નખના તાજા દીવા
ત્યાર પછી જો નીકળી આવે નાગ તો પૂજા કરજે, મંતર બોલજે—'નમો શિવા'

છોકરી હતી આસ્થાવાળી, કર્યું બધું તેમ, વિધિ એકકેય ન છાંડયો રે
નાગપૂજાથી તલપીડા ગૈ એટલે તલ—અચ્છેર બન્નેએ તલવટ ખાંડયો રે

સાંભળ રે તું સજની માહારી, રજની ક્યાં રમી આવી જી ?
પરસેવો તને ક્યાં વળ્યો ? તારી ભમ્મર ક્યાં ભિંજાણી ?
સાચું બોલો જી.'

'વનમાં હું તો ભૂલી પડી ને અતિશે મૂંઝાણી જી,
પરસેવો મને ત્યાં વળ્યો, મારી ભમ્મર ત્યાં ભિંજાણી.
સાંભળ સજની જી.'

'કાલે મેં તારી વેણી ગૂંથીતી, છૂટી કેમ વિખરાણી જી ?
એવડી ઉતાવળ શી પડી જે જૂલડી નવ બંધાણી ?
સાચું બોલો જી.'

'કાળો ભમરો શિર પર બેઠો, ઉરાડતાં સેર છૂટી જી
જેમ તેમ કરીને બાંધતાં વચમાંથી નાડી તૂટી.
સાંભળ સજની જી.'

'આ ચોળી અતલસની પહેરી, સૈયરે વખાણી જી,
ચોળીની કસ ક્યાં તૂટી ? તું આવડું ક્યાં ચોળાણી ?
સાચું બોલો જી.'

'હૈયું મારું દુઃખવા આવ્યું, વાએ કરીને કાંપ્યું જી;
પીડા ટળવા કારણે મેં કળે કરીને ચાંપ્યું;
સાંભળ સજની જી.'

'આવડાં પુષ્પ ક્યાંથી વાટે, તુજને કોણે આપ્યાં જી ?
એવો રંગરસિયો કોણ માળેયો ? પ્રેમે કરીને થાપ્યાં ?
સાચું બોલો જી.'

'સૂરજ કળાએ હું જાતી હુતી, વાટે મળ્યા વનમાળી જી;
સમ ખાઈને મને તેણે આપિયાં, તેની પ્રતિજ્ઞા પાળી.
સાંભળ સજની જી.'

'અવળો ચણિયો કેમ પેહેર્યો છે ? જેમ તેમ વીંટી સાડી જી;
સજક થઈને સુંદરી હવે વસ્ત્ર પહેરોને વાળી.
સાચું બોલો જી.'

'સાથ ના સઈઅરે કીધો, ઉતાવળી વેગે ચાલી જી;
અવળો ચણિયો પહેરી દીધો, હવે વસ્ત્ર પેહેરીશું વાળી.
સાંભળ સજની જી.'

'નીકળી હતી તું સઉથી પહેલી, સાથ અમારો મેલી જી,
પછવાડે તું રહીને હવડાં, ક્યાંથી આવી છેલી?
સાચું બોલો જી.'

'નીકળી હતી હું સૌથી પેહેલી, સાથ સૈયરનો મેલી જી.
વાટે હું ભૂલી પડી ગઈ, ત્યાં જઈ બેઠી એકેલી.
સાંભળ સજની જી'

'કસ્તુરી અંગે બેહેકે છે, આ વનમાં કોણે છાંટી જી?
સરવે શરીરે તારે વ્યાપી રહી છે, તે કેમ જાયે ઢાંકી?
સાચું બોલો જી.'

'મૃગશલ્યાએ મૃગલો બેઠો, તેને મેં જઈ ઝાલ્યો જી,
તેની વાસના મારા અંતરમાં પેઠી, તેનો સુગંધ ચાલ્યો.
સાંભળ સજની જી.'

'અધર દંત બેઠા દીસે છે, છાતીએ નખ વાગ્યા જી,
તારુણી તારા તનમાં પેઠી, કામબાણ ક્યાં વાગ્યા?
સાચું બોલો જી.'

'મધુરાં વાયક પોપટ બોલ્યો, તેને મે જઈ ઝાલ્યો જી,
ચચળ ચાંચ ભરીને ત્યાંથી તતક્ષણ ઊડી ચાલ્યો.
સાંભળ સજની જી'

'શ્યામસુંદર તને મળ્યા દીસે છે, તે અંગે તું પરસાઈ જી,
જે જે પૂછું તેના ઉત્તર આપે, એ બધી તુજ ચતુરાઈ.
સાચું બોલો જી.'

'જે વાટે હરિ મળ્યા હીએ, તે વાટે નવ જાવું છું,
આજ વાટે હરિ મળ્યા હોય, તો કહો તેવા સમ ખાઉં જી.
સાંભળ સજની જી'

'મારે એવી પ્રતિજ્ઞા જે પરપુરુષ ભાઈબાપજી,
દાસ દયાના સ્વામીને ભજતાં, ટળે તાપ ને પાપ.
સાંભળ સજની જી.'

□ જયા મહેતા

આવવાનું તેં વચન આપ્યું હતું
પણ હવે તો
પ્રશાંત મહાસાગર જેવું
મારું મન
ખાબોચિયાની જેમ ડહોળાઈ ગયું
મારી ભીતર મ્હોરેલું
અશોક વૃક્ષ
કરમાઈ ગયું
વસંતને અવગણીને
પારધીએ ક્રૌંચવધ કરી નાખ્યો
અગ્નિની જ્વાળાઓએ
મારા ભીતરને
રક્તોજ્જ્વલ કરી દીધું
આંખને ખૂણે અટકી ગયેલાં
આંસુમાં
મેઘધનુષ્ય જોવ તું
ન આવ્યો તે ન જ આવ્યો.

મારીશીકો □ કિશોર શાહ
(જાપાનીસ)

આપણે એકમેકના પ્રેમી થયા એ પહેલાંના
મારા વિચારો વિશે તું પૂછે છે:
જવાબ સાવ સીધો છે
તારા મિલન પહેલાં
મારી પાસે વિચારવા જેવું કશું જ ન્હોતું.

પ્રેમનું સંવિભાજન □ લુઈસ વાઈસ □ અનિલા જોશી
(અમેરિકન)

હું જે માનું છું.
એ જ તારે માનવાની જરૂર નથી.
પણ પહેલાં જો આપણે
માન્યતાનું સંવિભાજન કરીએ
તો પ્રેમનું સંવિભાજન કરવું
સરળ પડશે.

## પછી ☐ મનમોહન ☐ જયા મહેતા
(મરાઠી)

વાળ છૂટા રાખેલી આ અમાવાસ્યાના ચોકઠામાં
તું પણ વાળ છૂટા રાખીને ઊભી છે હમણાં
ક્લાન્ત હું પડચો પડચો તારી સામે જોઉં છું.
તોફાનમાં ટકી રહીને આવેલા જહાજ જેવી તું.

તુષારે તારા ગૌર અંગ પર ટપકાં કર્યાં છે
તારા વાળમાંનો ગજરો હું વચ્ચે વચ્ચે સૂંઘું છું.
અંધારું આંધળાનું ચિત્ર કાઢે તેમ તે પ્રવાહિત ચિત્ર
ધૃતરાષ્ટ્ર વેચાતું લે, તેવો હું અને તું ચિત્રલેખા

થોડી વાર તું એમ જ ઊભી રહે ગૂઢ થઈને
અંધારામાં તારી કોણીઓ, હાથના પંજા કટિની દીર્ઘ સઘનતા
ષટ્પદ જેવાં દેખાય છે, તારી જાળમાં હું અપડાયેલો જ,
થોડી વાર પહેલાં મારા બંને હાથ તેં વાળથી બાંધ્યા જ હતા

પરંતુ હવે પડછાયા જેવી ઊભેલી તું–તારી
પ્રકૃતિ હું છું, મારો પારો લાગેલી તું બિલોરી.

## તારાં પગલાં ☐ લક્ષ્મીકાંત તંબોળી ☐ ધનવિદ્યા મહેતા

તારાં પગલાં—
રહેવા દે આમ રઝળતાં
મારે બારણે
જતી નહી—

ફક્ત શ્વાસ વાવીને
આમ પાછી
જવાની હોય
તો ભાંગી નાખ મારું વક્ષ, મારું શરીર....
રહેશે એટલી જ
તારા પગ પર મારી
એક નિશાની !

કવિતાથીયે કોમળ તેના અંગ ☐ દિલીપ ચિત્રે ☐ જયા મહેતા

કવિતાથીયે કોમળ કૃશ તેનાં અંગ, રાત્રિઓ ચૂમે, શ્રાવણ શીતલ
અધીર હોઠોથી

તેની ઝૂકેલી આચ્છાદિત ડાંખળીઓ
પંખીઓ નમાવે. આકાશ પાંખડીઓ
ખરી પડે. માટીમાં સમુદ્રમાં સાંજ પડે.
એકાકી નમતા નિર્મમક વેગમાં ઝૂકતો જતો
મારો એક દિવસ આમ જ સમાપ્ત થાય. તેને માટે. એક
એકલવાયાપણાની યાચના કરતાં કરતાં.

ક્ષણિક ☐ કુસુમાગ્રજ ☐ કલ્લોલિની હઝરત

મસ્તક મૂકીને
ગઈ જ્યારે
અગતિક મારા
પગ ઉપર
આ પગને
અદમ્ય ઇચ્છા
હોઠ થવાની
થઈ હતી

વસ્ત્ર ☐ ગુરુનાથ ધુરી ☐ કલ્લોલિની હઝરત

તેણે ઉતાર્યાં વસ્ત્રો અને પંપાળવા લાગી અંગઅંગ
તો વસ્ત્રો જ અંધારામાં જોવા લાગ્યાં અંગભર આંખોની લાલસાથી....
ને શરમથી ચકચૂર !

☐ નલિની માડગાંવકર

પ્રિય,
તારી ઓથે
આજે
મેં
સૂરજને છુપાવી દીધો છે.

પ્રિય,
તારા પડછાયાને
ફરી ફરી
ચૂમું છું.
કારણ....

મારા લજ્જાત્યાગને
એ નિર્લજ્જ બની
જોતો નથી.

પ્રિય,
આંખે પાટા બાંધી, રાતને
મેં મોકલી છે
ચંદ્ર શોધવા.
કદાચ,
એ તને જ નહીં જકડે ને!

ચુંબન ☐ રવીન્દ્રનાથ ટાગોર ☐ નલિની માડગાંવકર
(બંગાળી)

અધરના કાને જાણે અધરની ભાષા
બેયનાં હૃદય જાણે અન્ય પાન કરે–
ઘર છોડી ભમતી આ બેવડી ચાહના
તીર્થયાત્રા કરી રહી અધરસંગમે.
યુગલ તરંગ જાગે પ્રેમના નિયમે
મળી મળી છૂટા થાય અધર અધરે.
વ્યાકુળ કામના બંને ચાહે પરસ્પરે–
દેહની સીમાએ આવી, બંનેનું મિલન
પ્રેમ લખી રહ્યો ગીત કોમળ અક્ષરે–
અધરના સ્તરેસ્તરે ચુંબનની ગાથા.
બંને અધરોએ થયો કુસુમસંચય–
માળા ગૂંથવાને કાજે જઈ રહ્યાં ઘર!
અધરેઅધરનું આ મધુર મિલન
સ્મિતે સ્મિતે રંગાયેલું વાસરશયન.

૧

સંભોગ

ઓચિંતું આ આંખનું કશું ફરકવું આમ!
મીંચવા જઉં તે પ્હેલાં તો હૈડે પ્હોંચ્યા શ્યામ!
અંગેઅંગ ઉમંગના અણધાર્યા અંઘોળ
સોળ વરસનીએ સજ્યા શા શણગારો સોળ!
અંગ કિ છત્રપલંગ! શી હૈયું હૂંફતળાઇ
શ્વેત શ્વેત સ્મિતની કશી ચાદર ચારુ બિછાઈ!
સંતાપો સઘળા ઠર્યા શીતળ કરને સ્પર્શ
શય્યાખંડ ભરી ભરી શો ઊછળતો હર્ષ!
સુખનું ઊઘડયું ફૂલ ને મઘમઘ અંદર-બ્હાર
હોઠે એના હેઠ, હચો, બોલું કેમ લગાર!

૨

વિપ્રલંભ

તમે ગયા-ના વ્હેણમાં મોજાશું આ મંન
પડતું-ઊપડતું વહે જોજનના જોજંન!
અનહદશો આઘાત ને હૈયું હદમાં બંધ
ફડફડ પાંખો પાંજરે—ને અંતર અકબંધ!
પીપળપાન ખરી ગયાં, ઊડયા મોભથી કાગ
ઝળઝળ આંખે ઝાંખપો, ફિક્કા ફાગણ ફાગ.
લાંબી જોઉં વાટ ને છેવટ એકાકાર
અધવચ્ચે ઊગી જતી આભ ઊંચેરી વાડ!
વિરહા સહણુ ન જાય—ની કોને કહીએ વાત—
મ્હેણાં મારે: નેહ જો સાચો, કેમ જિવાત?!

શુભ્ર હીલિઅટ્રોપ* ☐ આર્થર સીમન્સ ☐ રાધેશ્યામ શર્મા

જબરજસ્ત ઓરડો અને પેલી શ્વેત શય્યા,
ખુરશી પર પડેલાં અસ્તવ્યસ્ત સ્કર્ટ્સ,
હેટ, હેરપીન્સ, પાવડરફૂલ અને પેઈન્ટિંગ્સ વિખરાયેલાં
છે ત્યાં એક અધખૂલી નવલકથા પડી છે.

એની ગુપ્ત ગહરાઈઓના ઊંડાણમાં,
જે દર્પણે તારા ચહેરાને ચૂસી લીધો છે
ત્યાં એણે સંમોહિનીની વિસ્મૃત સ્મૃતિઓને
સંકોરી રાખેલ છે;

અને તું અર્ધ વસ્ત્રાવૃતા અર્ધજાગૃત
વક્ર નયને ત્રાહિત નજરે જોતી મને
અને હું, અનિદ્ર કણસતી આંખે
સુસ્તીભર્યો નિહાળતો તને,

આથી (બીવાની જરૂર ખરી? ના, આશા રખાય ખરી?)
તો સ્મૃતિનું પ્રેત બેઠું થશે, જો હવે
કદાપિ મારો હાથરૂમાલ
શુભ્ર હીલિઅટ્રોપથી સુગંધિત કર્યો છે તો–

---

* હિલિઅટ્રોપ, જાંબુડિયાં રંગનાં, સૂર્યોન્મુખ પુષ્પોવાળો, સુગંધી એક છોડ છે.

☐ અનુ. હ. ભાયાણી
(પ્રાકૃત)

કલમગોપી

આકાશે પોપટની ટોળી
પંથમહીં પથિકોની ટોળી
ખેતરમાં હરણાંની ટોળી
ડાંગર રખોપતી ગોપીના ગીતરવે
એક ડગલુંયે ખસતી નથી

પ્રેમ, તું નીચે ઊતરી આવ ☐ તનુશ્રી ભટ્ટાચાર્ય ☐ નલિની માડગાંવકર
(બંગાળી)

પ્રેમ, તું ઘણાય દિવસોથી
રાણીની જેમ પલંગ પર સૂતો છે.
જરિયાન વાઘા ઉતારીને, પ્રેમ,
તું નીચે ઊતરી આવ.

પ્રેમ, તું ઘણા ઘણા દિવસથી
ઉઘાડે પગે રસ્તા પર ચાલ્યો નથી.
પ્રેમ, તુ રખડ શહેર જંગલના રસ્તા પર
તારા બે પગે લાગવા દે
બકુલફૂલની રજ.

પ્રેમ, તું કેટલાય દિવસ, બોલ, કેટલાય દિવસથી
રડી શક્યો નથી –
તારી આંખોનુ પાણી
નર્યું જામેલું મોતી થઈ ગયું છે.

પ્રેમ –
તું એક વાર આક્રંદને જોરથી વહેવા દે.
ફકત આંખનાં પાણીમાં જ નહીં
પ્રત્યેક રોમકૂપમાં
પ્રસ્વેદ બનીને ઝરવા દે તારા અસ્તિત્વને
પ્રેમ, તું ઘણા દિવસથી
પ્રેમ કરી શક્યો નથી. તેથી
નગ્ન થઈને આવ.

પ્રેમ, તું ઘણાય દિવસોથી
રાણીની જેમ પલંગ પર સૂતો છે
જરિયાન વાઘા ઉતારીને, પ્રેમ,
તું નીચે ઊતરી આવ.

## ગેઇશા ગીતો □ જયા મહેતા

(જાપાની)

રાખની સપાટી સરખી કરીને
મેં 'હિબાચી' બનાવ્યું છે
અને ત્યાં મેં લખ્યું છે મારા પ્રિયતમનું નામ,
મારી આંખો છલકાય છે આંસુથી



આજની રાતે એકલી સૂતી છું ત્યારે
હું મારી આંસુની પથારી પર છું
ઊંડા સમુદ્ર પર
તરછોડાયેલી હોડીની જેમ



થોડી વાર પહેલાંના શૃંગારો
અને તમાકુનો ધુમાડો
હણહણ મૂકી જાય છે
કેવળ રાખ



મારી સામે
જ્યારે હું અરીસામાં જોઉં છું ત્યારે
મારા પ્રિયતમનો ચહેરો
આવતો અને જતો લાગે છે.



તું અને હું
એક ઈંડાની અંદર રહીએ છીએ
હું, હું તેમાંનો સફેદ ભાગ છું.
અને મારા શરીર વડે તને વીંટળાઈ વળું છું.



હું જેને ચાહું છું તે માણસ માટે
હું મધ રેડું છું ત્યારે
એ પીએ તે પહેલાં
ચેરીના ફૂલની જેમ હું ગુલાબીગુલાબી થઈ જાઉં છું



બીજાઓ શું કહે છે
તેથી શો ફેર પડશે
તારે માટે મારો પ્રેમ વધતો ને વધતો જ રહે છે.
વણથંભ્યો.

□ અનુ. હ. ભાયાણી
(સંસ્કૃત)

સંધ્ય -અર્ચના
'વ્યોમે રવિ રક્તરંગી બનતાં, હે દેવી,
તારા વદનકમળ સમાં કમળોની,
જો, આવી દશા થઈ રહી છે' —
આમ કહી
બિડાતાં કમળનું અનુકરણ કરવા મિષે
અંજલી રચી,
પાર્વતીની વંચના કરીને
શંભુએ સંપન્ન કરેલી સંધ્યા–અર્ચના
અમારી રક્ષા કરો.

## તું આવશે ! ☐ નલિની માડગાંવકર

તારાં ચુંબનોનાં અગણિત સ્પંદનો
સંધ્યાના રંગમાં ફેલાય
એ પહેલાં તું આવશે !

રાતરાણીના પ્રથમ સ્પર્શનો ઉન્માદ
ફૂલ બનીને આંખ ખોલે
એ પહેલાં તું આવશે !

તારાં સ્વપ્નોનાં આલિંગન
શિથિલ બને
એ પહેલાં તું આવશે !

પ્રતીક્ષાની ક્ષણેક્ષણ
દરિયો બનીને છલકાય
એ પહેલાં તું આવશે !

જો,
આ સાંજની મહેકતી જૂઈ તારા આગમનની
વાત લઈ આવી છે.
અને,
ડૂબતા સૂર્યની રશ્મિઓએ ફરી એક વાર
સજાવ્યો છે મારા દેહને,
તું આવશે ! !

☐ સુરેશ દલાલ
મારાં આંસુ :
રૂમાલમાં જાણે સંકોચાઈ ગયેલો
આખો ને આખો દરિયો.

લાચારી ☐ સુરેશ દલાલ

આ હોઠને એક જ છે કામ: નામ તારું જપવાનું:
આ આંખને એક જ છે કામ: ચૂપચાપ ઝરવાનું.

આ હાથને એક જ છે કામ: નામ તારું લખવાનું.
આ હૈયાને એક જ છે કામ: પળેપળ વલખવાનું.

આ પગને તો એક જ છે કામ: તારે રસ્તે વળવાનું.
તારે રસ્તેથી રોજ વળી પાછા નિસાસો લઈ નીકળવાનું.

આ હાથ, પગ, હૈયું ને હોઠ બધા કેવા ભેગાં મળ્યાં.
—મિલનનું કેવું બ્હાનું!

આ આપણે અભાગી કેવા ઠોઠ: કે વાંક વિના છૂટા મળ્યા.
—વિરહનું હુકમ પાનું.

મને મરવાને મળે નહીં મુકામ: ત્યાં લગી જીવવાનું:
જીવને હવે એક જ કામ: રાતદિવસ બળવાનું.

☐ અનુ હ. ભાયાણી
(પ્રાકૃત)

સપરિવેશ ચંદ્ર

અગાસું ખાઈ
આળસ મરડતી બાલાના
આંકડા ભીડેલા ભુજયુગલે
વદનકમળ ફરતું મંડળ રચ્યું—
જાણે પરિવેશમંડિત ચંદ્રબિંબ.

વ્હાલ-વર્ષણ ☐ રાજેન્દ્ર શાહ

પ્રિય ! વ્હાલ તું વરસત એવું
ઝીણું પૂનમની ચંદની જેવું.

અમિયલ અમલમહીં શ્યામલ પણ
ઉજ્જ્વલ શી વનરાઈ !
પર્ણમહીં જાગ્રત પંખી કો
મૃદુલ રવે રહ્યું ગાઈ.
ચર અચરનું કંપન કેવું....!

તું તો અમિત ગગન સમ
અવની ઉપર સ્હેજ ઝળુંબે,
ને હું સભર વહું સઘળે
આ નિખિલ ભીતર મુજ ડૂબે
જેવું લહું તવ, મારુંયે તેવું.

મારે અંતર હવે ઈતર ના
કોઈ અધિકતર યાચ્ના,
ઘર આકંઠ ભરેલ ન જલપે,
સ્મિત-સંવર મુજ વાચા.
જલ જલશું અભિન્ન રહેવું.

☐ અમરુ ☐ અનુ. હ. ભયાણી

મન્યુ બન્યો પ્રિય
કપોલ પરની પત્રવલ્લિનું કરતલ-અવરોધે મર્દન,
કંઠે વળગી બાષ્પ કરે શું કુચતટ કેરું આકંપન !
સૂસવતા નિઃશ્વાસો પીતા મધુરી અધરસુધા અરુણ
મન્યુ બન્યો શો તારો પ્રિય, પણ અમે નહીં,
હે નિષ્કરુણ !

☐ મણિલાલ દેસાઈ

સવાર
મારા હોઠ પર ચુંબન કરે છે.
મને લાગે છે
હોઠ વાટે મારું લોહી હમણાં જ ચૂસી લેશે.
સાંજ
પોતાનાં કઠિન ઉષ્ણ સ્તનો
મારા ખુલ્લા વક્ષ પર દબાવે છે.
મને લાગે છે
હમણાં હું સળગી જઈશ.
રાત
કામાંધ ભીલકન્યાની જેમ
પોતાના બે સાથળોની વચ્ચે
મને પૂરી રાખે છે.
જિંદગી....
ત્રાસ ત્રાસ ત્રાસ
મારે જીવવાના પ્રયત્નો છોડી દેવા જોઈએ.

'રાનેરી'

લેડી સુવો ☐ જયા મહેતા
(જાપાની)

તારા હાથનું ઓશીકું કર્યું
ફક્ત વસંતની રાતના સ્વપ્ન માટે,
હું થઈ છું કુથલીનો વિષય,
જો કે કાંઈ કરતાં કાંઈ બન્યું નથી છતાંય.



જવાહર બક્ષી



લાભશંકર ઠાકર, 'મરીઝ', જવાહર બક્ષી, શૂન્ય પાલનપુરી,
પ્રફુલ્લ પંડયા, ચંદ્રકાંત શાહ, ઉદયન ઠક્કર.

## કાન, મને દેને ☐ મુકુંદરાય પારાશર્ય

કાન, મને જોવા દે રૂપ છટા તારી.
કે નૈન મને શીદ દીધાં ?

કાન, મને કરને હેતાળ વાત તારી :
કે કાન મને શીદ દીધા ?

કાન, મને સૂંઘવા દે શીશ અંગ તારાં
કે નાક મને શીદ દીધું ?

કાન, મને દેને આલિંગન તારું
કે તન મને કેમ દીધું ?

કાન મારી પૂરી કર કામના તારી
કે મન મને શીદ દીધું ?

કાન મને દેને ચિંતન એક તારું
કે અંતર તેં શીદ દીધું ?

કાન મને કરને આ નારને તારી
કે નાથપણું શીદ લીધું ?

કાન, તું તારી જાળવ પત પૂરી
કે જીવપણું શીદ દીધું ?

કાન, મને કરવા દે સેવ સદા તારી
કે કાય મને શીદ દીધી ?

કાન મને દેને સમજણ સહુ તારી
કે મૂઢતા શીદ દીધી ?

કાન, મને દે ને અનંદની લ્હાણી
કે ઓછપ તેં શીદ દીધી ?

☐ અનુ. હ. ભાયાણી
(પ્રાકૃત)

નિર્જન ગામ
ખેડૂત-સુખીની પોટ્ટી
લેવા કેસૂડાનાં ફૂલ
પહોંચી સીમમાં –
તરુણો ય સૌ ઊપડયા ત્યહીં :
અવ ગામ આખું નિર્જન.

કાન, મને સૂવા દે સંગમાં તારી!
કે નીંદ મને શીદ દીધી?

કાન, મને ગળવા દે નૈણકી તું માં
કે હું પણું શીદ દીધું?

કાન, મને મરવા દે ખોળલે તારે
કે મોત મને શીદ દીધું?

મધુવન ભલે પધાર્યાં □ ચંદ્રકાન્ત શેઠ

ઝમઝમ ઝમઝમ વરસે મધુમય ધારા,
માટીમાં આકાશ ઊઘડતું
તિમિરે તગ તગ તારા,—

નસે નસે છલકાય છાંદસી,
પદે પદે ઝણકારા,
ઘટમાં છલકે કશો ગેબ-રસ!
ડૂબે બધા કિનારા!
રાતરાણીએ મ્હેકે મારા હસ્તીના સૌ ક્યારા.—
શૂન્ય શિખર પર ગાજવીજ શી
રૂમઝૂમ રાધા જાગે,
એક મોરલી નીરવ નિકુંજે
મીઠી મીઠી વાગે,
સકલ કુલ ગોકુલ થૈ રહેશે, મધુવન ભલે પધાર્યાં—

## શતરંજ ◻ પન્ના નાયક

હું
મારાં તમામ વસ્ત્રોને ફગાવી દઉં છું
અને અરીસા સામે ઊભી રહું છું
ત્યારે
અરીસો એકાએક કેમ દીવાલ થઈ જાય છે?
મારા શરીર સાથે
કોઈ શતરંજ રમતું હોય
એમ કેમ મને લાગ્યા કરે છે?
મારા સ્તન પર
એનો હાથ તો છે
પણ
એ હાથ ઉઘાડો નથી
એમાં લોહીનો ધમકારો નથી
જાણે કે
કોઈ હાથમોજાં પહેરીને
મારા સ્તન સાથે
ક્રીડા કરવાનો ચાળો કરતો હોય
એવું કેમ મને લાગ્યા કરે છે?
આંગળી ફરે છે
પણ
ટાઈપરાઈટર પર ફરતી હોય એમ.
મારા હોઠને
કોઈ ચુમે છે
પણ
એ રબરના હોઠ છે
એમ કેમ મને લાગ્યા કરે છે?
શરીર આટલું સોહામણું
અને
પ્રેમ આટલો બધો બિહામણો?

◻ બાણ ◻ અનુ. હ. ભાયાણી
(સંસ્કૃત)

કોણ જાણે
ક્યાંથી ફૂટી બાળ વનલતાને ફૂંપળ
તરુણીચિત્તે અનુરાગ-અંકુર.

## મને યાદ છે ☐ સ્ટેવી સ્મિથ ☐ રાધેશ્યામ શર્મા

મને યાદ છે મારી લગ્નરાત્રિ
તોંતેરનો બુઢ્ઢો માણસ,
મારા બાહુમાં એક ક્ષયગ્રસ્ત છોકરી,
મારી વહુને લઈ હું સૂતો હતો.
લડાઈનો સમય હતો, જર્મનો
હેમ્પસ્ટેડ ઉપર ખાસ કરીને,
ભારે છાપો મારતા જતા હતા.
પજવીને, તેઓ કદી ટકરાણાં ખરાં કે?
આવું ક્યારેય બન્યાનું હું નથી ધારતો
ઓ મારી નવવધૂ, નવવધૂ!

## ગીત ☐ રાવજી પટેલ

આપણને જોઈ
પેલા બગીચામાં લીલોતરી સળવળે
આપણને જોઈ
પેલાં પતંગિતાં હજીય તે ઊડયા કરે!
આપણને જોઈ
પેલી ડાળીઓ મ્હેરી લે છે ફૂલ-મોડ.
આપણને જોઈ
પેલાં ઝૂમાં આણી સારસની એક જોડ!
આપણને જોઈ
પેલાં છોકરાંઓ વર-વહુ બન્યા કરે.
આપણને જોઈ
પેલાં ઘરડાંને ચપોચપ દાંત ફૂટે!

'અંગત'

☐ ઇર્શાદ સાહિલ

એ રીતે એહસાસમાં ઢાળી તને
મેં ગઝલના પ્રાસમાં ઢાળી તને

હાથમાં મારા ઉદાસીનો છે રંગ
ને ધવલ અજવાસમાં ઢાળી તને

એકધારું તવ સ્મરણ ને ઝંખના
શાશ્વત સહવાસમાં ઢાળી તને

તારી સામે દર્પણો મૂકી દઈ
સત્યને આભાસમાં ઢાળી તને

તોય તે એકાંત ખાલીખમ રહ્યું
શ્વાસ ને ઉચ્છવાસમાં ઢાળી તને

નામ પર તારા કરી દઈને ગઝલ
મેં વિરલ ઇતિહાસમાં ઢાળી તને

પાત્રમાંથી પેય ઢોળી દઈ હુનીફ
એક અણબૂઝ પ્યાસમાં ઢાળી તને

રસ્તાની કહાની ☐ આભા ☐ સુજાતા ગાંધી
(હિંદી)

હું તારી જિંદગીની/એક પળ પણ નહીં ચોરી લઉં
કારણકે મારી મુઠ્ઠીમાં કેદ થઈ ને
એક, માત્ર એક પળ
—ખૂબ એકલી થઈ જશે.
અને તારી જિંદગીની પળોને
એકલા જીવવાની આદત નથી.

☐ હનીફ સાહિલ

આમ અળગો થઈ અને એક પળ તને
હું ફરી દઉં સ્હેજમાં વિહ્વળ તને

શબ્દનું તારા લલાટે દઈ તિલક
લે કરી દઉં, સૂર્ય શી ઝળહળ તને

શ્વાસવત્ સંઘે તને આ ઘ્રાણને
સ્પર્શવત્ અડકે કશે અટકળ તને

તારી તૃષ્ણામાં અહીં સળગું છું હું
ને સ્મરણ મારું કરે જળ જળ તને

આશ્લેષીને કહું છું અશ્રવિદ્ધ
કે દ્રવી જઈને કહું ઓગળ તને

કેટલીયે વાર છેકીને હનીફ
હું લખું છું જો ફરી કાગળ તને

ભ્રષ્ટ બનાવાયેલ તરુણી ☐ હેડીલોસ ☐ રાધેશ્યામ શર્મા

મદિરા અને સ્નેહસિક્ત શબ્દો અને શપથો સમેત
એણે મને પથારીમાં પોઢાડી અને આંખો મારી વાસી
ઊંઘણશી, બેવકૂફ નિર્દોષ....તો હવે મારા
વિસ્મયની લૂંટને અર્પણ કરું :
મારા કુંવારા પ્રદેશ, મારા ઉરોજોને વીંટળાયેલ રેશમને
લાલનપાલન કરેલું પાવિત્ર્ય જળવાયું નહિ મારાથી.
હે દેવી, યાદ રહે અમે સૌ એકલાંઅટૂલાં હતાં,
ને તે તો હતો ખડતલ—અને હું અર્ધસુપ્ત.

□ હનીફ સાહિલ

રોજ નિશ્ચય કરું ને તૂટે છે
આમ છૂટીને કોણ છૂટે છે

જે ક્ષણે હોઉં છું હું નિંદ્રામાં
તે ક્ષણે કોણ પીઠ ઘૂંટે છે

આમ એકાંત ઉમટે ભરચક
આમ ખાલીપણુંય ખૂટે છે

એક પળનો જ માણીએ મેળો
એક પળ હાથથી વછૂટે છે

કેમ કરતાં ગઝલ લખું છું હું
ઘેન જેવું આ કોણ ઘૂંટે છે

શી ખબર શ્વાસની સફર લાંબી
આજ ખૂટે કે કાલ ખૂટે છે

□ અનુ. હ. ભયાણી

નગરચોક

ઓસર્યો વિશ્રંભ—
પ્રેમ–હા કંઈ કેટલો ! – વિગલિત થયો,
વિલીન વાર્તાલાપ વિધવિધ પ્રણયરમ્ય, વિચિત્ર.
પ્રીતમ અવ અતિ વિનયી વિવેકી—
રે હૃદય, બન્યું તું સૌ દુઃખોનો હવે
નગરીચોક.

ગઝલ □ અમૃત ઘાયલ

આમ મારામાં મન ઝબોળ્યા કર,
સ્પર્શનું મળશે સુખ ડહોળ્યા કર!

રસ નહીં આવે સ્વર્ગમાંય મળે
આંખ મીંચી મને જ ઘોળ્યા કર.

મૂળ એમાં છે મૂળ મેંદીના,
મુગ્ધ લોહીમાં હાથ બોળ્યા કર.

આંખ ઊંચી કરી ભરી દે મન,
આંખ ઢાળી "અમી"ન ઢોળ્યા કર.

હું નહીં ઊતરું અણુ ઓછો,
બે ધડક કટકે કટકે તોળ્યા કર.

ક્યાં અહીંની હવા વિષે ઠંડક?
શ્વાસ ઠંડા શરીરે ચોળ્યા કર.

છે હવે તળિયે વાસ 'ઘાયલ'નો
દોડી દોડી તટે ન ખોળ્યા કર!

□ અનુ. હ. ભાયાણી
(પ્રાકૃત)

વલ્લરી

સદ્યસ્નાને અધિક નિર્મળ ગાત્ર
ને આભા કસુંબની સ્ફુરે કમનીય અંગે:
મદનને અર્ચતી સોહે
કૂંપળછાઈ ડાળીએ કો વલ્લરી.

ઝંખના □ જગદીશ જોષી

ક્યારેક એમ થાય છે
કે આકાશમાં પથરાયેલી સાંજની છાયામાં
તારા ભૂતકાળની હરિયાળીનો
એકાદ પરિચય તો આપ
તારા આકાશમાં
ક્યારેક તો મેઘધનુષનું સરોવર રચાયું હશે,
ક્યારેક તો આનંદની અવધિ
અશબ્દ થઈને અવતરી હશે,—
તો મુલાયમ મૌનની એ રેશમી રાતને
ક્યારેક તો
મારી આંગળીઓમાં અંગૂઠીની જેમ સરકાવી દે.
નિદ્રાની કેડીએ આવતાં સ્વપ્નની જેમ
સાંજની પાછળ પાછળ અંધકાર આવે છે
અને આ અંધકારમાં
ગુલમહોરના અસ્તિત્વમાં લપાયેલી વસંતને
મારે તો નિર્વસ્ત્ર જોવી છે.

'વમળનાં વન'

પ્રાકૃત કવિતા □ અનુ. હ. ભાયાણી

અંગારાનાં ચુંબન

સંગમહીં બનતું
જે સ્તબ્ધ વિસ્મયે,
ઇતર-ભાવ-વિગલિત,
સુધા – ઝબકોળ્યું,
એ જ હૃદય વિરહે અનુભવતું
અંગારાનાં ચુંબન

મદનની ઉક્તિ ☐ ઉમાશંકર જોશી

તું તારા સજી લે સાજશૃંગારો હૃદયેશ્વરી,
આંખમાં ભરી લે શોભા વિશ્વસોહાગનીતરી.
પાંપણે વિરહશ્રીનાં સારી લે પ્રિય અંજન,
યુગ્મગોષ્ઠિસુધા કર્ણે નચવો દગખંજન
ભરી કપોલ સ્મિતથી, ઓષ્ઠસંપુટ ચુંબને,
અનાસ્વાદ્યા રસે હૈયું, શોભજો નિત્યયૌવને.
બોળી લે તે કરતલો નવદંપતી રાગમાં;
ચરણે લાલી હો લાગી પ્રિયાના પદઘાતમાં.
નિતંબે વીંટયું વસન પદ્મોની પાંદડીનું હો,
મિલનો ગુંજતી કાંચી કામ્યે કટિતટે સુહો.
રચ્યો હો બિસતંતુનો કંચુક કુચમંડલે,
અને અનિલથી આછું ઉત્તરીય હલો, હલે!
અંગોઅંગે દીપો દીપ્તિ મ રા હૃદનુરાગની,
વામાંક ભરી તારે છે બેસવાનું સુહાગિણી!

'પ્રાચીના'

☐ અનુ. હ. ભાયાણી

કવણ અંતરે

ગૂંથી અરુણ અંગુલી, ઉભય બાહુ નામ્યા, ત્યહીં
ઢળ્યું વદન શૂન્ય, નિઃશ્વસન-કંપી રક્તાધર,
સ્રવે અધખીડી દગો: પ્રતિદિને, કહે, દીનતું
સ્મરે કવણ અંતરે સુહૃદ–

પ્રિય, અપ્રિય વા.

ખજુરાહોનાં ઉત્તેજક શિલ્પો □ એલન રોસ □ જયા મહેતા

પ્રદીર્ઘ રાત્રિ પછી
પરસ્પરની અતિનિકટ, તેમની નક્કર
પણ સાદી જરૂરિયાતો સંતોષાય છે તેમનાં સુખ દ્વારા
આવા પ્રેમમાં કુશળ, તેઓ જાગે છે
બુલબુલના ઝીણા કંકણ જેવા ટહુકે
આકાશ કલીંગરની ચીર.

અને ઊતરતાં
ખજુરાહોના લાંબા ઉડ્ડયન પછી,
રન-વે પરની સાઇડલાઈટ જેવી બળદની આંખો,
સુકાયેલા લોહીની ટેકરીઓ,
તેઓ હજી માણે છે એકબીજાને,
નસોમાં અનુભવે છે આકાશ જેવો ભૂરો.

કેવળ મંદિરોમાં,
હરિયાળી અને પુષ્કળ હલચલનાં સ્થળોએ
જ્યાં પ્રેમ ચેસની જેમ

ધર્મના વિચારો તેમનામાંથી સરી ગયા,
પાંપણોમાંથી ઊંઘની જેમ, સૂર્ય બંધ થયો છત્રીથી.

□ અનુ. જશવંતી દવે

(સંસ્કૃત)

(આલિંગન સમયે)
પતિનાં પુલકથી એનાં ગાત્રો દુઃખે છે
પોતાની છાયા જોઈને એ બીએ છે
તે તારી પ્રિયતમા હે સુભગ!
અંધારામાં કાંટાઓને કચડતી
તને મળવા અભિસારે નીકળે છે.

ભજનની કડી ☐ મુકુંદરાય પારાશર્ય

જ્યાં ગાઉં ભજનની કડી,
શરદપૂનમની યમુના તટની વનસ્થલી ગૈ જડી. જ્યાં૰

ઠુમક ઠુમક ઠુમ હળવે નાચતાં મેલી હરિએ હડી
કંકણવંતી ગોપીવૃન્દે દીધી તાલની ઝડી. જ્યાં૰

બબ્બે ગોપકન્યકા વચ્ચે રૂપમાધુરી ખડી,
આવો હરદમ કૃષ્ણસંગમાં રાધારમણે ચડી, જ્યાં૰

તૂટયું ભજન આવી જ્યાં અંતિમ આલિંગનની ઘડી,
ધન્ય જીવન અનુભવનારાને જાય સંગ ઘસડી. જ્યાં૰

મકન મર્યો આલિંગન ટાણે છાતી વચ્ચે પડી,
ઐક્ય વિષે કયાં ગયો ન એની ભાળ કયાંય પણ જડી. જ્યાં૰

☐ અનુ. હ. ભાયાણી
(સંસ્કૃત)

નેત્રની મૈત્રી
કહેવાય છે –
એનાં નેત્રોની ચારુતા પાસે કુવલય નિર્માલ્ય.
ચંદ્ર તો એના વદનનો દાસ,
કાન્તિ એના દેહનું ઉપરણું,
વાણી એની મધઝરતી:
એવી જનકાત્મજાને જોવા,
હે હૃદય,
આ રાવણ વીશ હાથ જોડી તને યાચે છે કે
તું નેત્રોની મૈત્રી કર.

## આ કોણ સમયનું રૂપ? ☐ ચન્દ્રકાન્ત શેઠ

આ કોણ સમયનું રૂપ?
—બે આંખોને ઊંડાણ તારે રમ્યાં કરે ગૂપચૂપ?—

શાંત હવા છે, દીપ શાંત છે,
શાંત નાવ છે કાંઠે,
સ્થળની સાથે બંધાયો છે,
સમય રેશમી ગાંઠે,
તારું હોવું આ એકાંતે, જેમ પમરતો ધૂપ!—

જલની ઝીણી રેખે વીંધ્યો
પાંપણ લસે ઉજાશ,
મૌને ઘૂંટ્યો સુરીલ તારી
આસપાસ અવકાશ,
કોણ જલમથી જાગ્યા મારા તળિયે સૂતા કૂપ?—

## હું કેમ તને દૂર માનું! ☐ ચંદ્રકાન્ત શેઠ

હું કેમ તને દૂર માનું?
મારા શ્વાસે રક્તે તારી વ્હાલપનો લય માણું.—

ફૂલથી ફોરમ હોય એટલી તું દૂર મારા મનથી,
રાત સુખડ-શી મઘમઘ તારા હોવાના જ સ્મરણથી,
આટઆટલે ટહુકે તારું ગગન રહે કે છાનું?—

હું કેસર, તું કળી, સમયની એક ડાળ પર ઝૂલીએ,
સહજ આપણે એકમેકમાં વહેતાં વહેતાં ખૂલીએ,
હવે જામતો સ્વાદ, આપણું મિલન હવે ફળવાનું,
ત્યાં કેમ તને દૂર માનું?—

☐ મુકુન્દરાય પારાશર્ય

ઓ બુલબુલ,
ગુલાબવન-વસંતમાં પેસી,
ઓસરતી ચાંદનીમાં બેસી,
તૃપ્ત પ્રણયના મધુરાલાપો
ગાતાં તો શીખવ!

ઓ બુલબુલ,
નિષ્ઠુરમાં જે પ્રણય જગાવે
રતિ, ઉન્નતિ સંતૃપ્ત અપાવે
તદાકારતા સાધે એ મધુ
પાતાં તો શીખવ!

ઓ બુલબુલ,
એ ન બને તો અંતરપ્રાન્તે,
વૃન્દાવન સમ કો એકાન્તે,
પાવનકારી પ્રણયસ્મરણમાં
ન્હાતાં તો શીખવ!

તું—
કોઈ પણ સમયે આવજે—
અને મારી જિંદગીની
એક-એક પળને,
એક-એક કરીને,
પોતાની કેદમાં બંધ કરી લેજે.
મારી જિંદગીની બધી પળોને,
તારી ગુલામીની આદત પડી ગઈ છે

પ્રેમ ૧૯૪૪ ☐ ટેડેઉજ રોઝેવિક
☐ જયા મહેતા
(હૉલેન્ડ)

નગ્ન સંરક્ષણ વિહીન
હોઠ પર હોઠ
આંખો પહોળી ખુલ્લી

સાંભળતાં

અમે તણાયાં
આંસુ અને લોહીના સમુદ્રની
સામે પાર.

## સુધામય વારુણી ☐ નિરંજન ભગત

એક ચૂમી,
મત્ત પાગલ મેહુલા જેવું ઝૂમી
બસ એક ચૂમી મેં લીધી;
શી સ્વર્ગની જ સુધા પીધી!

એકેક જેનું બિન્દુ
એ બિન્દુ નહીં,
પણ ઘોર વડવાનલ જલ્યો સિન્ધુ!
વળી તો એ જ બિન્દુ
પૂર્ણિમાની ચંદની ચંદન સમી વરસાવતો ઇન્દુ!

અહો, બસ એક પણ એ એક તે કેવી ચૂમી
કે આગની ને રાગની જ્યાં એક થૈ જાતિ ભૂમિ!
'છંદોલય'

☐ અનુ. હ. ભાયાણી

## વિરહગીત

કાલિન્દીના તટ-કુંજે
વંજુલના છાયે બેસી
રાધાના નવાનુરાગે
ઉત્કંઠિત શ્યામ ગાય ગીત-
પાષાણ-સ્ખલિત જળ-ઝંકારે એ સંવલિત
સૂણી રહે વાછરુ સૌ શ્રવણ-લંબિત.

☐ અનુ. હ. ભાયાણી
(સંસ્કૃત)

દુર્વાર ભ્રમર
થોડાક ભ્રમર
નીલ કમળની કે બંધૂક પુષ્પની શંકાથી નેત્ર પર,
થોડાક, પદ્મબુદ્ધિથી કર પર,
થોડાક, મહુડાનાં ફૂલની ભ્રાંતિથી ગાલ પર,
તો થોડાક, સ્વજનો મળ્યાના મોહથી અંબોડા પર
ઝૂમી રહ્યા છે—
તરુણી, આ દુર્વાર ભ્રમરોથી
તું કેટલાં સ્થાન બચાવીશ?

શૃંગાર દીપ ☐ મેલૉગર ☐ રાધેશ્યામ શર્મા

પ્રેમ-રાત્રિ અને એક પ્રદીપ
અમારા શપથોના નિર્ણાયક:
કે તેણે મને સર્વદા ચાહવો
અને મારે તેને કદાપિ તજવી નહિ.
પ્રેમ-રાત્રિ અને તું, પ્રદીપ સમેત
આ કરારનામાનાં સાક્ષી

આજના દિવસે શપથ આવા રહ્યા છે:
'આવી પ્રતિજ્ઞાઓ પાણીછલા શબ્દો છે.'
આજની રાત્રિએ, પ્રદીપ
કો'કના બાહુઓમાં બદ્ધ તેને
—સાક્ષીરૂપે તાકી રહ્યો છે.

ચિઠ્ઠી–દુહા ☐ હર્ષદ ચંદારાણા

તું મધમીઠી શેરડી, રસની પૂરી પુરાંત
હું અણિયાળો દાંત, (પણ) ખેતરવા છેટા રહ્યા

હું સાકરનો ગાંગડો, તું શેડકઢું દૂધ
ખરણી–ઓઘરણે બંધ, આપણ (તો) અળગા રહ્યા

કોઈ એક અમાસની, તું અંધારી રાત
હું સૂરજની જાત, મહિનોમાસ વલવલું

કૂણા–માખણ દેહથી, આઘું રહેવું ઠીક
અડતા લાગે બીક, જાય જરામાં ઓગળી

આ કોઈ ચિઠ્ઠી નથી, છે મારો જમણો હાથ
મને ગણી સંગાથ, ચાંપી દેજે છાતીએ

☐ મારીશીકો ☐ કિશોર શાહ
(જાપાની)

તારી સાથે પ્રેમ કરવો
એ દરિયાનું પાણી પીવા જેવું છે
જેમ જેમ હું પીઉં છું
તેમ તેમ મારી તરસ વધતી જાય છે,
તે એટલે સુધી
કે કશું જ મારી તરસને છિપાવી શકે એમ નથી
સિવાય કે હું આખો ને આખો દરિયો પી જાઉં.

## ક્રિયાકાંડ ☐ સુરેશ દલાલ

કેટલી મુગ્ધતાથી હું પ્રવેશી હતી
ફૂલોના બગીચામાં
રંગના ઊછળતા દરિયાને
પથ્થરોની આકર્ષક નકશીદાર દીવાલોની સલામતી હતી.

મહેલના એકએક ખંડમાં
ઝુમ્મરો હતાં
એ ઝુમ્મરોની નીચે ટેબલ
ટેબલને વીંટળાયેલી ખુરશી
ખુશીનો શરાબ ભર્યો હોય એવી સુરાહી
આસપાસ પારદર્શક જામ
મારા હૃદય જેવા—કે અમારા પ્રેમ જેવા.

શયનખંડમાં પલંગ
આસપાસ સોફા
અરીસો
નાઈટલેમ્પ
ફ્લાવરવાઝમાં ફૂલો
બંધ પડદા
ફોન
દીવાલ પર ખજુરાહોનાં શિલ્પના ફોટોગ્રાફ્સ....
અંધકાર:
આશ્લેષ: આલિંગન:
જીવનનો પ્રારંભ.
પછી
ખબર ન પડે એમ પછી
ઓસરેલી ઉત્કટતા
પ્રેમનો પર્યાય જાણે દંભ

શરીર હવે શરીરને સ્પર્શે છે
પણ રોમાંચ વિના.
હોઠ પર હોઠ મુકાય છે.
પણ એ ચુંબન નથી.
નરી આદત સે મજબૂર ક્રિયા છે.
વસ્ત્રો ઊતરે છે વસ્ત્રો પહેરાય છે.
વચ્ચે જે થાય છે તે થાય છે.
શરીરની વેદીમાં લાગણીનો હવન....લાગણીનો ક્રિયાકાંડ
રાત જીવે છે એક અભિનેત્રીની જેમ
મેક-અપ કરીને
યાંત્રિકતાથી ફોનનું રિસીવર ઊંચકે
એમ લે છે મારાં સ્તન.
નથી એને પડખે સ્પંદન.
નથી મારે પડખે મન.
માત્ર હું સાંભળી શકું એવું એક ક્રંદન
છુપાવ્યું છે ખુશીના બખ્તરની પાછળ.

શયનખંડમાં પલંગ આસપાસ સોફા અરીસો નાઈટલેમ્પ
ફ્લાવરવાઝમાં ફૂલો બંધ પડદા ફોન દીવાલ પર ખજુરાહોનાં
શિલ્પના ફોટોગ્રાફ્સ

માત્ર વસ્તુઓ....
વસ્તુઓ....અમે પણ બે જણ....માત્ર વસ્તુઓ

વસ્તુ લટકાં કરે વસ્તુ પાસે....



વિધાતાએ મારાં સ્તન ઉપર
અદૃશ્ય અક્ષરે લખ્યું છે:
આયુષ્યનો ઉજાગરો
આ અક્ષર મારી આંખને જ ઊકલ્યા છે.
આ શાપનગર જેવા મારા શરીરમાં
જીવવાનો હું પ્રયત્ન કરું છું એટલું જ
(આત્મહત્યા એ પાપ છે—એવું સંભળાયા કરે છે
પરંપરાની ટેપ પર)

તાજું પ્રેમકાવ્ય [ ] ઈન્દુ પુવાર
(મારી ના સમજાયેલી પ્રેસેસ)

એક મોટું મોટું રળિયામણું નગર છે.
આખા નગરને એની મોટી મોટી ડામરની સડકો
એક નવો લે-આઉટ આપે છે, નવો ટચ આપે છે. વાહ કયા બાત હૈ!
આવા આ નગરની મોટી મોટી ડામરની એક સડકના એક ખૂણામાં
મરક્યુરી ગોળાના પ્રકાશનો એક ટુકડો પડયો છે, અમુક હદ સુધી પથરાઇને.
જેમાં આકાશી તારા ઝબક ઝબક થાય છે સૂર્યો ઓગળી ગયા છે
નક્ષત્રો નખશિખ તંતોતત બંધાઈ ગયાં છે
અચાનક એમાં ડામરની ઓગળતી સડક દેખાય છે.
સખી! સડક ઓગળવા કેમ માંડી હશે?
સડકનું ઓગળવું ને તારું યાદ આવવું આ બે ઘટનાઓ
મારી બે આંખો થઈ સમગ્ર નગરને જોયા કરે છે જોયા કરે છે.
આ બાજુ સડકનો સંભોગ શૃંગાર ને પ્રિયે તારો વિપ્રલંભ શૃંગાર
બંનેએ વાતોનાં વહાણ વહેતાં કર્યાં છે.
સૌમ્યા! પરાપૂર્વે નગરજીવનના નાગરિકોની સભાએ
એકત્ર થઈ ઠરાવ કર્યો છે; ફક્ત સડક સાથે પ્રણયના ફાગ ખેલવા
અન્યથા પ્રિયે વિરહમાં ખાલી તરફડયા કરવું
તરફડયા કરવું.
તેથી ઝંડાઝૂલણ વેશ છે મારો
શૃંગારી બાવાની ચાવી હાથે રાખી ફરતો બેલ્લી મારો
ચણીબોરના લાલ ચટ્ટાક રંગપાં કળું ટપકું થઇને બેસી જગત જોવાનો
ક્રમ રાખ્યો છે.
હું હજારમી વારભી ઠરી ઠરીને ઠામે બેઠો છું
માટીનો ગુણ ભુલાતો જ નથી ગમે ત્યાં વેરાયેલી માટીમાં આંગળી ફેરવી
ચાટી લઉં છું હું સડકથી છ.નુંછપનું આ બધું કરી લઉં છું, કેમકે
મારા જીવિત્ સાથે મેં હોડ બકેલી છે કે મારી આંખોમાં દેખાશે તો
ક્ષણે ક્ષણે રોમાંચ દેખાશે અન્યથા આંખો પર ચશ્માં રહેશે. ખબર નહી
પછી શું થયું છે મને યા તને હું ભુલતો ગયો છું ભૂલતો ગયો છું, સખી!

હું પ્રતીક્ષામય થઈ ગયો છું ક્ષણે ક્ષણે કશુંક ખાઈ રહ્યો છું.
ટપકું થઈ ગયો છુ કાળો રંગ ખૂબ પિવાઈ ગયો છે કે શું હું હણાઈ ગયો
છું ટુકડે ટુકડામાં વ્હેંચાઈ ગયો છું. પછુથી શરૂ થતો પ્રશ્ન થાંભલામાં
હંસો ઊડતા કરી દે છે ભર્યા સરોવરે કમળ ખીલતાં થઈ જાય છે પાળ
બંધાઈ જાય છે એક પાળથી બીજી પાળે જવા પુલ રચાય છે એની
ઉપર ઉગાડવામાં આવે છે ડામરની લિસ્સી લિસ્સી સડક
મારી બણુડી! હું પથ્થર ઊંચકી શકું છુ ઘડી શકતો નથી નથી
મારી સાથે અત્યારે ટેમલ ચશ્મા ચાવી કીડી બસ ફર્યા કરે છે ફર્યા કરે છે
આ કીડીને ફરવા દેવી હોય તો ફરવા દેવાય ચોળી નાખવી હોય તો
ચોળી શકાય. શૃંગારની કોઇ ફરિયાદ હજી સુધી કોઈ કોર્ટમાં નોંધાઇ નથી
રતુમડી! તારો લાલ રંગી રણકાર સંભળાય છે મને સમજી?
ખટારાના હોર્નનું દૂર દૂર વાગવું, અહીં મારી ચેતનાનું માથે હાથ દઈ
બેસવું સમજોને વરસતા વરસાદમાં એક માછલી તણાઇને આવી છે. બડી
શૃંગારિક દેખાતી માછલીની આંખમાં સમગ્ર મનુષ્યજાતિ ટાપુ શોધતી
ફરી રહી છે, જમીન જોઈએ જમીન, પગ મૂકવાનું સ્થળ જોઈએ સ્થળ.
મૂળ નાખ્યા પછી સલામતીની શોધ આદરવાની છે એવું તણાઇને આવેલી
માછલીની શૃંગારિક પાંખો કહી રહી છે સ્વામિની! ક્યાંક તો ઊભવા
દે સડક સારી વાડી, તેં ડામરનાં ઢગલાબંધ ફૂલ ઉગાડ્યાં છે પછી
અટવાવાનું ક્યાં છે હેં?
હે મારી પ્રણયિની! તારા કેશમાં ગૂંથવા ખોબો ભરીને ફૂલ લાવ્યો
છું તું રોપાઓ ઉછેરવાનું બંધ કરીશ તોય ચાલશે. હું ઊગી
શકું છુ એ ભ્રાંતિ ક્યારનીય ત્યાગી દીધી છે.
ડામરની સડક પર ચાલીને ભૂલા પડવાનો આનંદ છે ને ઓહોહોહો
જાણે ઈન્સ્ટન્ટ કોફી પીતાં પીતાં ફીણ ફીણ થઇ ગયા હોઈએ કપમાં
બસ ક્ષણે ક્ષણે વીઝયુલાઇસ થઇને ફૂટતા હઈએ ફટ્ ફટ્ ફટ્ પિવાતા
હઇએ ફૂટતા હઇએ આખરે રણકવાનું હતું એટલે જલદી રણકી લઈએ
તોય શું ખોટું? કોફીના કપમાં શૃંગાર ઘૂમરાઈ રહ્યો છે ઉઘાડો ફેગ છે.
ટપકું જમીન સડક શૃંગાર સાથે આપણો એક સંબંધ સ્થપાઈ ચૂક્યો હોય
ત્યારે કેવળ પાણી કેમ યાદ આવ્યા કરતું હશે પ્રિયે? ખબર છે મને કે

હું ક્યારેય કોઈને સંતોષી શકવાનો નથી મારી જાતનેય નહીં
કારણ કે હું હવે અદ્ધરતાલ છું જોડાઈ શકું કેવળ અદ્ધર અદ્ધર
તરસ્યાં વન હવેલીમાં ગાદીએ બેઠાં છે એવે સમયે લીલાશ તારી આંખને
ગમતી હોય છતાં હું લાવું તો શું લાવું પદ્મમણી !
સ્વાભાવિક છે મરક્યુરી ગોળા વધારે ને વધારે ઝબકતા જાય છે ઝબક ઝબક
હું એક લાખ ક્યાસી હજાર સમથિંગ સે નેવું પંચાણું થાઉઝન્ડ જેટલી
ઘટનાઓ સાથે જોડાતો જાઉં છું જેવો બહાર આવું છું ત્યારે શક્યતા
થઈ ગયો હોઉં છું મેં મારી એબ્સર્ડીટી સડક સાથે જોડી દીધી છે.
હું વિદૂષકપણું પહેરી ઊભો છું મારી સામે શૃંગાર ઊભો છે બંને મીરર
ગેઈમ રમીએ છીએ હાથ હલાવીએ, જીભ કાઢીએ, કીસ કરીએ, દાંતિયાં
કરીએ, મોં મચકોડીયે હસીએ પણ હા હા હા હા હો હો હો.હો પડઘા પડઘા
વીઝયુલાઇઝ થતાં થતાં થતાં સખી, કહેને મારા કયા રૂપ પર મોહી છે તું ?
હું એક નગરની આંખમાં વસ્યો છું ને બીજા નગરની સડક પર ચાલી રહ્યો છું.
મારા આ શરીરનું હોવું એટલે નગરનું હોવું સડકનું હોવું નદીનું હોવું
લાંબા લાંબા વાદવિવાદનું હોવું ચિપિયા સાથે શૃંગારી બાવાનું હોવું
હું ક્ષણ સડક ને રોમેન્ટીસીઝમ કોમ્બીનેશન ઉત્તમ છે સહ્ય છે ગ્રાહ્ય છે.
કીડી હમણાં મારા હાથ પર ફરતી હતી ફટાક દઈને એને ઉડાડી મૂકી
એની સડક ઊડી ગઈ, નગર ઊડી ગયું, નદી ઊડી ગઈ, શૃંગારી બાવો ઊડી
ગયો છતાં સરકવું ગમે ત્યાં ધૂળમાં ઢેફામાં પાનમાં વ્હાણમાં કોઇ
સરરિયલ અનુભવ નહીં / કોઈ મેટાફિઝીકલ પ્રોબલેમ નહીં.
હોવાની હણહણાટી દોડયા કરે છે દોડયા કરે છે
ખબર હોવી ના હોવી કીડી હોવી ના હોવી સડક હોવી ના હોવી
પુલના થાંભલા સણસણાટ સરતા જાય છે એક પછી એક હંસ ઊડતા જાય
છે એક પછી એક સફેદ પાંખો તરી રહી છે એક પછી એક એમાં એક
સડકનો ટુકડો........

ને ડામર ઓગળી રહ્યો છે ઓગળી રહ્યો છે
સખી, સખી આપણા દિવ્ય પ્રેમની ભાષા વિદૂષકોને ફાવી ગઈ છે ફાવી ગઈ છે
તેઓ એના અર્થ પરત્વે નહીં રૂપ પરત્વે મોહ્યા છે મોહ્યા છે
એને જોઈ જોઈ તેઓ રાજીના રેડ થઈ નાચ્યા કરે છે નાચ્યા કરે છે

મારો શૃંગાર સ્થિતપ્રજ્ઞ અવસ્થામાં બેઠો બેઠો બધું જોતો જોતો જોતો....
હણહણાટી દોડી રહી છે દોડી રહી છે દોડી રહી છે.......
સખી! શૃંગાર શી ચીજ છે એનો કોઈ અનુભવ હોય જો તને તો એ નિરાંતે
મારી સાથે બેસી પાન ચાવી હોઠ લાલ કરી મને ઉછીનો આપી શકીશ? હેં?
બોલને સખી! હું ઝંડાઝૂલણનો વેશ ઉતારી નાખીશ, બસ!

## કામાતુર કૃષક–કન્યાનું ગીત □ કરસનદાસ લુહાર

કોઈ મારી દોમદોમ લીલપને લૂંટે....!
છીંડેથી વાડીમાં ચોરપગે આવીને
ફૂલ, પાંદ, ડાળખાંય ખૂંટે!
કોઈ મારી દોમદોમ લીલપને લૂંટે!

ફળફળતા ઓરતાની ફેલાવી ફેણ
મને ભરડી દે એરુની ભીંસથી,
વણબોટયું નામ મારું લોહીઝાણ થાય,
ભલે ચિરાતી હું ય મારી ચીસથી
કામનાની વાડમાં હું કોળતી કરેણ
મને કાળાંચટ્ટાક ફૂલ ફૂટે!
કોઈ મારી ૦
રગરગમાં હાવળતી ઘોડાર્યું લાલઘુમ્મ,
શ્વાસોમાં સવળે સાપોલિયાં;
ગમતીલા ગારૂડી ગાંડો થઈ આવ્ય
તને રોમરોમ ઢાળી દઉં ઢોલિયા!
ચાહિયાને જોઉ અને એવું તે થાય
અરે એવું તે થાય.
જાણે મેઘધનુ મલકાતાં તૂટે!
કોઈ મારી ૦

ગઝલ □ ભગવતીકુમાર શર્મા

મેં તને એક ભીનાભીના શ્વાસમાં ચૂમી હતી
ગુલમહોરી છાંયડે કે ઘાસમાં ચૂમી હતી

શી ખબર ઊગશે ગઝલ કે ગીત મ્હોરી ઊઠશે?
મેં કવિતાના ચસોચસ પ્રાસમાં ચૂમી હતી

આંખ મીંચી કે તરત અંધાર ઊતર્યો મ્હેક મ્હેક
ને તને ફરિયાદ કે અજવાસમાં ચૂમી હતી!

જે શરદ પૂનમ થઈ ખીલી હતી તે તો અમાસ
મેં તને લયલીન થઈને રાસમાં ચૂમી હતી

ઊપસી આવ્યા છે લીલા ડાઘ કંઈ રૂંવે રૂંવે
મેં તને વિષપાન જેવી પ્યાસમાં ચૂમી હતી.

ગઝલ □ ભગવતીકુમાર શર્મા

આપણે મળતાં રહ્યાં જળની સમીપ
શ્વેત ઝાકળ, પીળા મૃગજળની સમીપ

આપણું પરપોટવું શાશ્વત હતું
તે છતાં જીવી ગયાં પળની સમીપ

મ્હેકથી પગરવ કંઈક પરખાય છે
ફૂલ ખીલ્યું એક અટકળની સમીપ

ભીનીછમ રેતીમાં બેઠાં આપણે
આમ જળ ને આમ તો છળની સમીપ

☐ ફિરાત વકીલ

ઉપરછલ્લી વાતો ને આ અંદરછલ્લી પ્રીત;
છીપમાં બંધાતા મોતીમાં સાગરનું સંગીત.

એક હવાની લહર
 વૃક્ષને વીંટળાઈને વાત કરે.
રાતરાણીની મ્હેકને પીતો
 સમય તો સંવાદ કરે.
હોઠ ઉપરની ચૂમી એ તો મૌનનું માદક ગીત;
ઉપરછલ્લી વાતો ને આ અંદરછલ્લી પ્રીત.

જળની કાયા કોમળ
 એની ઉપર ઢળે ચાંદ
મિથુનની આ માયા જોઈ
 પલકે લીલાં પાંદ
જગથી જૂના કામ ને રતિ તોય એ નૂતન-નિત;
ઉપરછલ્લી વાતો ને આ અંદરછલ્લી પ્રીત.

☐ જ્હોન હોલ વ્હીલોક ☐ કિશોર શાહ

(અમેરિકન)

ભૂખરી સાંજે હું ભટકતો હતો ખેતરો અને પર્વતોમાં—
બેચેન રખડુઓ જેવાં ફિક્કાં વાદળાંઓ મારી ઉપર હતાં;
અને જ્યારે દિવસ આથમ્યો અને બધાં જ ખેતરો શાંત થયાં
ત્યારે તારા વિશેનો વિચાર હજારો તારા જેવો.

☐ રથિન શાહ

તું માને કે નહીં માને ઊંઘ વેચીને ઉજાગરાને ખરીદવાને હું નીકળ્યો છું
—હું તમને ચાહવા નીકળ્યો છું.

ચાહવું એટલે ચાહવું એટલે ચાહવું એટલે ચાહવું
ઊગવું, ડૂબવું, આથમવું ને રણરેતીથી નાહવું
કોઈ પણ બ્હાને જીવનેજીવત મરી જવાને હું નીકળ્યો છું.
—હું તમને ચાહવા નીકળ્યો છું.

શરીર એટલે શરીરમાં રહી શરીરની બ્હાર નીકળી જાવું
ખારાઉસ સમદરમાં સાકર–પૂતળી થઈને પીગળી જાવું
કોઈ નહીં પૂછો શાને મારું નામ ભૂંસવાને નીકળ્યો છું.

☐ કિરાત વકીલ

ટેબલ ઉપર સફરજન ને પલંગ ઉપર સ્તન
બેઉ વચ્ચે છરીના જેવું કાતીલ કામુક મન.

રેશમની આ રજાઈ નીચે શરીરના ધબકારા
આંગળીઓના નખમાં જાણે વીજળીના ચમકારા.
કયા પવનથી ચોંકી ઊઠ્યું વાળનું કોમળ વન?
ટેબલ ઉપર સફરજન ને પલંગ ઉપર સ્તન.

એક એક આ પર્વત: એની નીચે ઊંડી ખીણ.
અંધકારના વાદળ નીચે રાત બને રંગીન.
અરસપરસના માદક સ્પર્શે મ્હોરે છે સ્પંદન.
ટેબલ ઉપર સફરજન ને પલંગ ઉપર સ્તન.

## છત્રીના વર્તુળની બ્હાર ☐ રથિન શાહ

હું તો તારી તે છત્રીને ઓઢી ઊભી
તોયે બીજાના વરસાદથી ભીંજાઈ રહી, હાશ!
હું તો તારા તે પડખામાં પોઢી છતાંય
એક સપનામાં આંખ આ અંજાઈ રહી, હાશ!

તારી તે છત્રીના વર્તુળ બ્હાર
એક લીલુંછમ મોટું મેદાન
તારી તે છત્રીના સળિયાઓ વાગે
મને કનડે ને કરતા હેરાન
તારા તે બાગમાં રોપાઈ હું છતાં
હું તો કોઈના તે જળથી સીંચાઈ રહી, હાશ!

તારા તે ઘરની દીવાલોને ઓળંગી
ખુલ્લામાં રૂમઝૂમ નાચ્યું
પરબીડિયા જેવું મારું આ નામ
એમાં વ્હાલમનો કાગળ હું વાંચું.
મને તારું અજવળું હવે અળખે પડ્યું
હું તો કોઈના અંધારે અંજાઈ રહી, હાશ!

## મારીશીકો ☐ સુધીર ઠક્કર

( જાપાનીઝ )

તું મને પ્રેમ કરતો હતો એટલે લઈ ગયો'તો
કે પછી પ્રેમ વિના જ લઈ ગયો'તો?
કે બસ આમ અમથો જ લઈ ગયો'તો
મારા હૃદય પર અખતરો કરવા?

☐ જયા મહેતા

પ્રેમ ક્યારેક નવજાત શિશુના હોઠ જેવો હોય છે:
કુમળો ગુલાબી ગુલાબી

પ્રેમ ક્યારેક મધ્યાહ્નના સૂરજનાં કિરણો જેવો હોય છે:
ખળખળતો ધીખતો આકરો

પ્રેમ ક્યારેક મરુભૂમિની રેતી જેવો હોય છે:
શુષ્ક ખરબચડો ઝાંખો

પ્રેમ ક્યારેક દરિયાની ભરતી જેવો હોય છે:
ઊછળતો ભર્યોભર્યો ભીંજવતો

પ્રેમ ક્યારેક નદીના ઘોડાપુર જેવો હોય છે:
ડહોળાયેલો ધસમસતો તાણી જતો

પ્રેમ ક્યારેક ઘટાદાર વૃક્ષ જેવો હોય છે:
પર્ણપર્ણ ઝળૂંબતો છાયા પાથરતો

પ્રેમ ક્યારેક કેવળ પ્રેમ જેવો હોય છે:

મારીશીકો ☐ કિશોર શાહ

(જાપાનીઝ)

આજની રાતે ચાલ, આપણે સાથે સૂઈ લઈએ.
કાલે, કોને ખબર આપણે ક્યાં સૂતા હઈશું?
કદાચ કાલે આપણે ખેતરોમાં પડ્યા હઈશું,
અને ખડકો આપણાં ઓશીકાં હશે.

એક ગીત ☐ ચંદ્રકાંત શાહ

એક આંખમાં પવન છીછરું પતંગિયું 'ને એક આંખમાં ભરચક લીલાં ફૂલ
મ્હેકમલકતી એક છોકરી મારી અંદર જાય સદંતર કરી મને સંકુલ

ફૂલત્વચાળી કોણ કુજાણે કેમ લોહીમાં જરી ફરીને વૃત્તિઓને મારધાડ મ્હેકાવે
આ કોણ ક્યારનું વાવંટોળે, હવા તરીકે મને સખત વીંટળાઈ વળી લહેરાવે
હોઠ ઉપરથી છલક છલકતી કોઈ ઝૂલે-નિઃશબ્દ, અને હું મારામાં મશગુલ!
મ્હેકમલકતી એક છોકરી મારી અંદર જાય સદંતર કરી મને સંકુલ—

શબ્દો'ને સુંદરતા વચ્ચે હું તો જાણે સ્થિર, તોય એ ધનધનાધન સંવેદન પ્રસરાવે
મારા અંગત કવિ સ્ખલનને કોઈ નઠારી, ટપક આંખ ટપકારી શાને અડાબીડ ઉપજાવે.
અક્ષરવેડા નોખાં નોખાં, તો ય શ્વાસમાં એકરૂપ છે અહીં અમારું મૌનસામ્ય બિલકુલ
મ્હેકમલકતી એક છોકરી મારી અંદર જાય સદંતર કરી મને સંકુલ.

લોકગીત ☐ પ્રવીણકુમાર રાઠોડ
(નેપાલી)

મારા હાથની ચૂડીઓએ
મારા હાથને છોલી નાખ્યા;
મારા ગામની વાતોએ
મારા મનને ખોતરી નાખ્યું.

મારીશીકો ☐ કિશોર શાહ
(જાપાનીઝ)

મારા વાળની અવ્યવસ્થા
મારા એકલવાયા અનિદ્ર ઓશીકાને કારણે
મારી શૂન્ય આંખો અને મારા નિસ્તેજ ગાલ
એનો દોષ તારો.

ગાતાં વેરાનમાં ☐ પ્રફુલ્લ પંડ્યા

હવે ફરશું તો ફરશું વિમાનમાં
મારી સાથેના તારા ફરફરતા દિવસોનો લખવો અનુભવ એકતાનમાં....
હવે ફરશું તો ફરશું વિમાનમાં....

પર્વત પર્વત કે લીલા વૃક્ષોની વચ્ચેથી આપણું પસાર થવું આભમાં
જાણે કે કોઈ એવા દૂરનું ઉડાણ જ્યાંથી રસ્તા અનેક જાય આભમાં....
વહેતી હવામાં એકતાન બની રહેવાનું આપણાને આભના સંધાનમાં....
હવે ફરશું તો ફરશું વિમાનમાં....

ચરણો કહે છે દોટ મૂકવાનો અર્થ ક્યાંથી પ્રેમના પ્રવાસમાં સમજાશે ?
હવે દોરંગી દુનિયામાં આપણી દિવાનગીનો ફેરો ફોગટ સાવ જાશે....
ફોગટની ચૂકના દુઃખને ભૂલીને હવે જઈશું કોઈ ગાતા વેરાનમાં....
હવે ફરશું તો ફરશું વિમાનમાં....

☐ કિરાત વકીલ

તારાથી છૂટો પડીને
જ્યારે હું એરપોર્ટ જતો હતો
ત્યારે
ઓચિંતો તૂટી પડ્યો વરસાદ ધોધમાર:
જાણે
મારા ભીતરના ચોમાસાનો બાહ્ય આવિષ્કાર.

## તારા પ્રાંતમાં ☐ પ્રફુલ્લ પંડયા

તમે દરિયા કિનારે એવી વારતા કરી જે એને સાંભળી લીધી છે મેં એકાંતમાં
તમે વારતામાં એવી કોઈ વારતા મૂકી કે જેના કોઈપણ પ્રસંગ ન રહ્યા પારકા

સાવ રે સહજ હતી શ્વાસની સપાટી એમાં છલકાતા છલકાતા અંજળ ઊભરે
એવા રે સંકેત ભીના તેજમાં મળ્યા કે જાણે ફૂલ ફૂલ ખીલ્યાં મારા ઉંબરે

હવે ઉંબરે ખીલ્યાં જે ફૂલ સાત સાત પ્રકારે એને જઈને રોપીશું તારા પ્રાંતમાં....
ફૂલ તો ખીલે પણ મૂંગા માણસો જ્યાં ખીલે એવા બગીચામાં આવશે વસંત

એવી તે વસંતમાં તરબોળ થઈ ઝૂલવું ને ઝૂલવામાં આપણે અનંત....
શ્વાસના હિંડોળે ઝૂલે જે જે તારી વારતા એ સાંભળી લીધી છે મેં એકાંતમાં....

## મારીશીકો ☐ કીર્તિ મહેતા

(જાપાનીઝ)

જો મેં વિચાર્યું હોત કે આ બધામાંથી છટકીને
તારી પાસે આવી શકત
તો દસ હજાર જોજન પણ એક જોજન જેવા.
આપણે રહીએ છીએ એક જ શહેરમાં
પણ તને મળવાની મારી હિંમત નથી
અને એક જોજન પણ
કરોડો જોજન કરતાં લાંબો લાગે છે.

પ્રેમનો અરીસો.... ☐ પ્રફુલ્લ પંડયા

બન્યો બન્યો રે અરીસો બન્યો પ્રેમનો
વીસ રે વરસના એક માણસના ઇતિહાસમાં છેવટે પરાજય થયો વ્હેમનો....
બન્યો બન્યો રે અરીસો બન્યો પ્રેમનો....

છુટ્ટા રે છવાયા આંખ સમેતના પ્રકાશમાં ખીલતો બગીચો જોયો લૂંબઝૂંબ
એટલે તો શ્વાસમાં વસંતને મેં સ્થિર રાખી આંખને આંસુફળ દીધાં લૂંબઝૂંબ
શ્વાસને સ્મરીને મેં તો શ્વાસના પરવાસને અરથ દીધો'તો હેમખેમનો....
બન્યો બન્યો રે અરીસો બન્યો પ્રેમનો....

પ્રેમ, તારા પારદર્શક આરસાની આરપાર પાંચ રે અરીસા હતા પ્રેમમાં
એટલે તો વૃક્ષોએ પણ લીલયા રચીને કહ્યું: તારા વિશે છીએ અમે રહેમમાં...
પછી તો અમારા સ્નેહ ભૂખ્યાં અંગમાંથી વહી આવ્યો શુદ્ધ પ્રેમ એના હેમનો....
બન્યો બન્યો રે અરીસો બન્યો પ્રેમનો....

મારીશીકો ☐ સુધીર ઠક્કર
(જાપાનીઝ)

કેટલાંયે જનમજનમ પ્હેલાં
હું પ્હેલીવાર પ્રેમના પ્રવાહમાં પ્રવેશી હતી,
અંતે આટલું જ પામવા
કે આનો આથી આગળ કોઈ કરતાં કોઈ કિનારો નથી.
છતાં પણ હું જાણું છું,
કે હું ફરી ને ફરી પાછી પ્રવેશવાની જ.

☐ કિરાત વકીલ

## તું ત્યાં/હું અહીં

ક્ષણક્ષણના આ જોજન ઉપર
સ્મૃતિ કરે છે સહી.

દિવસ જાણે ખડક :
અને રાત તો કાળો પ્હાડ;
સુકાઈ ગયેલી નદીઓનાં પણ
જળ પાડે છે ત્રાડ
આંધળા–બ્હેરા કાળને
અરે, સ્પર્શે કશું નહીં.

ચપટીક હરખ : આટલી વ્યથા :
જિંદગી જાણે પાનાં વિના ચૂંથાઈ ગયેલો ગ્રંથ
પ્રત્યેક જનમ : ઝૂરતી કથા :
પગલાં વિના પડી રહ્યો એકલો મારો પંથ
એકલતા તે સીતા જેવી
સઘળું લેતી સહી.

## અપરાધ ☐ મીના દવે

અપરાધ કંઈક એવો જ છે,
કે એનો ન્યાય તોળતી વખતે,
સ્વર્ગના દેવતા,
તારી કોરી આંખો
કદાચ પહેલી જ વાર
આંસુથી છલકાઈ જશે.

તેં રચેલા તમામ
શુભ અને અશુભ,
સુંદર અને અસુંદર,
વ્યાખ્યાઓના કાટમાળમાંથી
બહાર આવવા મથશે.

મારા ગુનાની સજા દેતાં પહેલાં
તને ય કદાચ
આ ધરતી ઉપર
મનુષ્ય બની આવવાનું
મન થઈ જશે.

ગઝલ ☐ બેજન દેસાઈ

જે માર. દિલમાં છે એનો ચિતાર શોધું છું.
'કળીકળીના હૃદયમાં બહાર શોધું છું'
જીવી છે જિન્દગી દુનિયાથી દૂર દૂર રહી
હું તેથી દૂર જગતથી મઝાર શોધું છું.
છે શોખ એ જ કે ઈર્ષ્યા કરે જગત મારી
તમારું દર્દ. તમારા પ્રહાર શોધું છું.
બસૂર તારોથી જે ઝણઝણે સદા માટે
હું એવી કોઈ અનુપમ સિતાર શોધું છું.
બસ એ વિચારમાં જીવન વીતી જવાનું છે
કદી ન આવ્યો હશે એ વિચાર શોધું છું.
તમે ગયા અને લેતા ગયા બધી વાતો
એ રાગણી, એ સુરા, એ બહાર શોધું છું.
જગતમાં એમ તો લાખો છે પંડિતો 'બેજન'
હું પંડિતોમાં રહેલો ગમાર શોધું છું.

લોકગીત ☐ પ્રવીણકુમાર રાઠોડ
(પંજાબી)

એય વણઝારા,
મને આકાશનો લેંઘો સિવડાવી દે
અને એના પર
ધરતીની કિનારી લગાડવામાં આવી હોય.

□ સુરેશ દલાલ

રામની પાસે તીર-ધનુષ ને શ્યામની પાસે વેણુ:
ગોપી પાસે ઘેલછા : ને મીરાં પદરજરેણુ.

ઝાડની પાસે ડાળી
ને ડાળી પાસે ફૂલ;
ફૂલના શ્વાસે ફોરમ:
એના હોય કદી નહીં મૂલ.

તમે અમારા ગોવાળિયા ને અમે તમારી ધેનુ,
રામની પાસે તીર-ધનુષ ને શ્યામની પાસે વેણુ

એક તીરથી વીંધે રાવણ :
સૂરથી હૈયું વીંધે
અયોધ્યા ને વૃંદાવનની
વચ્ચે મારગ ચીંધે

મોહનની એક મીટની સામે સંસાર લાગે મેણુ
રામની પાસે તીર-ધનુષ ને શ્યામની પાસે વેણુ.

રામની પાસે તીર-ધનુષ ને શ્યામની પાસે સૂરધનુષ :
મીરાંના આકાશમાં ઝૂલે રંગરાગનું મેઘધનુષ.

અ-ગતિ □ રથિન શાહ

તારાં સ્મરણનાં સસલાં
આમતેમ બસ કૂદયા કરે
ને સાવ લગોલગ
સપનાંઓનાં હરણાં તરસે ઝૂર્યા કરે
સસલાં ને હરણાંની વચ્ચે સમય વહે નહીં.

ગઝલ ☐ સાહિલ

પૂછી પૂછીને શું તમે પૂછ્યું સવાલમાં
વીતી રહી છે સાંજ આ કોના ખ્યાલમાં

થરથરતી આંગળી જો કશું ના લખી શકી
જન્મોનો સાથ મોકલી દીધો રૂમાલમાં

તારા નગરથી આવતી કેસરભીની હવા,
અસ્તિત્વને ઝબોળ્યાં કરે છે ગુલાલમાં

સોનલ પરીના દેશમાં આંખો ઊડી ગઈ
ઇચ્છાઓ પાંગર્યા કરે ઘરની દીવાલમાં

'સાહિલ' નથી અમસ્તો થતો મહેક મહેક હું
એક ફૂલે મોકલી છે સુગંધો ટપાલમાં.

સ્પર્શ ☐ ઑક્તાવિયો પાઝ ☐ કિશોર શાહ
(મેકસિકન)

મારા હાથ
તારા અસ્તિત્વના પડદા ઉઘાડે છે
અને એ પછીની નગ્નતા તને ઓઢાડે છે
તારા શરીરના શરીરોને ઉઘાડે છે
મારા હાથ
તલાશે છે બીજું જ શરીર તારા શરીર માટે.

☐ મરીઝ

ન આવે નીંદ ગયા એવું ખ્વાબ આપીને,
ગગન ન રહેવા દીધું આફ્તાબ આપીને.

અમારા પ્રેમના પત્રોની લાજ રહી જશે,
તમે ભલાઈ ન કરજો જવાબ આપીને.

આ પથ્થરોમાં તુ રઝળાવે છે મને ઓ ખુદા!
ને મારા હાથમાં એક ફૂલછાબ આપીને.

મજા નથી છતાં પીધા વિના નહિ ચાલે.
તરસ વધારી દીધી છે શરાબ આપીને.

હવે કશો જ કયામતનો ડર રહ્યો ન 'મરીઝ',
હું જઈ રહ્યો છું જગતને હિસાબ આપીને.

'આગમન'

મારીશીકો ☐ કલ્યાણી ભાયાણી

( જાપાનીઝ )

બધાથી દૂર દૂર
જગતથી પણ દૂર
આપણાં નાનકડા ઘરમાં
માત્ર આપણે જ
કેવળ પથ્થર ઉપર જળનો ધ્વનિ.
અને પછી હું તને કહું;
"સાંભળ, વૃક્ષમાં પવનના ધ્વનિને સાંભળ."

અષ્ટપ્રહર □ સાનાઉલ હક □ નલિની માડગાંવકર

(બંગાળી)

સાંજે તું આવશે તેથી
એક આખેઆખી સાંજને મેં
લાકડાને દાદરે ઊભી રાખી હતી.
રાતે તને સમય મળશે એ જાણીને
એક દિવસને ઉતાવળને બહાને
થોડીક વાતો કરી વિદાય કરી દીધો હતો.
પરોઢિયે તુ પદ્મિનીની શુભ્રતા બનશે એમ ધારીને
મેં રાતના બધા દીવાઓ
મારે હાથે જ ઓલવી નાખ્યા હતા.
અને બપોરે તું આરામથી મારી સંગિની થશે તેથી
ટેલિફોન, હોલા અને કાગડાને
મારી ચારેય હદમાં આવવાની મનાઈ કરી દીધી હતી.
અને આથમતી સાંજે તું આવશે એવા વિશ્વાસે
મેં દિવસની – ઊંઘને રાતના અંધકારમાં
એક દિવસ માટે રજા આપી દીધી હતી.

આશીકોશી મિત્સુને □ કિશોર શાહ

(જાપાનીઝ)

મારો પ્રેમ
નથી જાણતો મુકામ
કે નથી એને મંઝિલ
હું તો કેવળ એટલું સમજું
કે મિલન એ જ એની હદ છે.

વૃક્ષ અને સાપની વાર્તા ☐ પૂર્ણેન્દુ પત્રી ☐ નલિની માડગાંવકર

(બંગાળી)

તમને પેલી કોની વાર્તા કહીશ એમ કહ્યું હતું ?
વૃક્ષની કે માણસની ?
માણસની કે સાપની ?
અરે હાં, યાદ આવ્યું.
વૃક્ષ જેવો એક માણસ
અને સાપ જેવી એક સ્ત્રી.

ધુમ્મસ જેવી રીતે ઝાપટ મારી ઘેરી લે છે દૂધે ધોયા આકાશને.
સાપે પણ એવી જ રીતે સાત ફેરે બાંધી દીધેલું વૃક્ષને.
અને વૃક્ષ પણ એવું જ નિર્લજ્જ.

લાજ-શરમ, જગત-લોકાચાર ભૂલી જઈને,
નાવ ડૂબવા માંડે, હમણાં ઝંપલાવવું પડશે
નદીના નાભીકુંડવમળમાં,
એમ બધું વહાવી દીધું પેલા સાપના હાથમાં.
અને ત્યારબાદ ગજબનો બનાવ બન્યો.

સાપની ફેણમાં હતું ઝેર, એનો રંગ લીલો.
વૃક્ષની કેડે હતાં ફૂલ એનો રંગ લાલ.
ડંખ સહેતાં સહેતાં, ડંખ સહેતાં સહેતાં
નીલપદ્મોથી ભરાઈ ગયું વૃક્ષ.
અને વૃક્ષનાં આલિંગનથી
ચૂરચૂર થતાં થતાં, ચૂરચૂર થતાં થતાં
એ શંખચૂડ સાપ લાલલાલ થઈ ગયો
પરણનારી કન્યા જેવો અળતા-સિંદૂરથી.
અને આ દૃશ્ય જોતાં જોતાં,
આકાશનાં કુંવારાં નક્ષત્રો
હસી હસીને લોટપોટ થઈ ઢળતાં બોલ્યા
–"આજ આખી રાત આ લોકોનાં વાસરગૃહે અમે જાગતાં રહેશું.'

## વિરહિણી-વિલાપ ☐ મણિલાલ હ. પટેલ

કાળાં કાળાં ઝાડ ઊભાં લીલી પીળી છાંય
રાતા વાતા વાયરા તૂરી ભૂરી ઝાંય
કાબરચીતરા કાગડા એના કોયલ જેવા કંઠ
ગુલમ્હોરાના દેશમાં વાગે ગરમાળાના ઘંટ
તૂરો તૂરો તાપ પડે ઉદર કમળ લ્હેરાય
ફૂલો દેખી ડાળીએ જીવ પછી ન્હેરાય
કેસરકુંકુમ ડાળીએ રાતાંચટ્ટાક ઝાડ
વેલ ચડી વાલોળીએ નથી રહી કૈં વાડ
ચંપો મ્હોર્યો આંગણે ને વાડી વચ્ચે વેલ
સાફો બાંધી નીકળ્યો પવન નામનો છેલ
આંગણ ઊગી એલચી ઝંખે સોપારીનો છોડ
વેલી ખીલી ટળવળે એને વીંટળાયાના કોડ
નદીઓ આછી નીતરી બગલાં રમતાં બાગ
સૂની મેડી નીરખે માળા બાંધે કાગ
મોસમ ઊડે આંધીમાં કોઈ બચી ના આડ
પંખી થઈને ઊડયા કરે ઘરની સામે ન્હાડ !

અકાહિતો ☐ સુધીર ઠક્કર
( જપાનીઝ )
પોતાને અતિક્રમી જાય એ પ્રેમ
આગિયા જેવો છે.
તમે એને વીંટાળી દયો તો પણ
એને ઢાંકવો અશકય છે.



મકરંદ દવે .... કુન્દનિકા કાપડિયા

## વિપ્રલંભ શૃંગારની તત્સમકાલીન નાયિકાનું ગાન ☐ ચીનુ મોદી

કમળતંતુએ બાંધેલી તે
છૂટી જશે કંચૂકી;
ભલે અદેહી છતાં લલિત થઈ
પવન ચૂમશે ઝૂકી;
અરરર, પવન ચૂમશે ઝૂકી.

કૃષ્ણાનાં જળ કાળાં ભમ્મર
એવા મુક્ત મધુકર,
પણછ થયેલી ભમર ઉપરનાં
કેમ સહશે શર?
અરરર, કામદેવનાં શર?

તિર્યક્ શરની ગતિ વીંધ
છતાં હશે ગુંજારવ,
દરિયા જેવો દેહ બાળશે
રક્ત રતુંબલ દવ;
અરરર, દેહ બાળશે દવ.

હવે પ્રતીક્ષા કરું કેમની
અટારીએ હું ઝૂકી!
કમળતંતુથી બાંધેલી તે
છૂટી ગઈ કંચૂકી,
અરરર; છૂટી ગઈ કંચૂકી.

## આવશે! ☐ કરસનદાસ લુહાર

એવું આ મુગ્ધ સ્પર્શ ઉપર આળ આવશે,
શતદલ નહિ, ને હાથમાં શેવાળ આવશે.

લોહીલુહાણ થઈ જશે અણુતાય પીછથી
પથ્થરને એવી રેશમી ખંજવાળ આવશે!

સંગાથ એક ફૂલનો છૂટી જશે પછી—
રસ્તા બધા પ્રલમ્બ ને પથરાળ આવશે!

બિંબોનો એક ભીનિયો દુષ્કાળ આવશે,
એકેક ક્ષણ હવેથી અરીસાળ આવશે!

## પાતલડી રે પૂતલડી રે.... □ વિનોદ જોષી

પાતલડી રે પૂતલડી રે
હવે પાંચે પકવાન તમે રાંધો
કે આપણાં અંજળ થિયાં રે....

પ્હેલ્લો વરસાદ એક ઊગ્યો ને આથમ્યો
સૂરજ ને ચાંદલો વરસ્યા
દરિયા રેલ્યા ને આભ તરસ્યા

પાતલડી રે પૂતલડી રે
હવે બારે મેહુલિયાને બાંધો
કે આપણાં અંજળ થિયાં રે...

નીંદરડી રૂમઝૂમ ઢાળે રે ઢોલિયો
આળસ મરડીને રાત જાગે
શરણાઈનું આરપાર વાગે

પાતલડી રે પૂતલડી રે
હવે સોળ શમણાંને તમે સાંધો
કે આપણાં અંજળ થિયાં રે....

ઓશીકે આરદા ને પાંગતમાં પ્રીતડી
ભીતરમાં લેણદેણ કીધી
ઝાઝી ઢોળી ને થોડી પીધી

પાતલડી રે પૂતલડી રે
ભલે વાતુંવાતુંમાં પડે વાંધો
કે આપણાં અંજળ થિયાં રે....

શબ્દામૃત ☐ અરવિંદ ગુહા ☐ નલિની માડગાંવકર
(બંગાળી)

મનમાં મનમાં જે કંઈ હતી,
એ બધી વાત તને કહી નથી;
બધી વાત જો કહી દઉં તો
રાત આખી કોને પ્રેમ કરું.

સવારે રાતનો કાગળ ફાડી
બધી વાતના ભુક્કેભુક્કા કરું છું;
તારાથી આકાશ ભરાઈ જાય ત્યારે
ફરી પાછું વાતોથી ઘર ભરું છું.

કોઈક દિવસ તને ન મેળવું —
મારા બે હાથ લંબાવવા છતાંય
એના કરતાં તું છે એ જ સારી
વાતો વડે સ્પર્શું અણુએ અણુ.

અચાનક જ લખાઈ ગયેલું ☐ લિ-ચિંગ-યાઓ
(ચાઈનીઝ)

પંદર વર્ષ પહેલાંની વાત
હતાં ફૂલો ને ચાંદની રાત—
—ની છાયામાં
મારું ચાલવું તારી સાથ.
આપણે ફૂલ-દૃશ્યનાં કાવ્ય પણ રચ્યાં હતાં
એકમેકની સંગાથ.
આજની રાતે
ચાંદની અને ફૂલો એવાં ને એવાં
પણ કેમ કરીને ઝાલી રાખું મારા એના એ પ્રિયતમને—
—નહીં કશુંય મારે હાથ.

☐ હરિવંશરાય બચ્ચન ☐ નિરંજના સટ્ટાવાલા

(હિન્દી)

અર્પિત તને મારી આશા અને નિરાશા અને પિપાસા
જે દિવસે મને પાંખ ઊગી'તી
તેં ખંભો થાબડચો હતો મારો
જે રસ્તે હું હતો વિહર્યો
એ તો તારો હતો ઇશારો,
ફરવાની તો અનેક જગા છે પણ વસવા
માટે તારું એક આલિંગન બસ છે
અર્પિત તને મારી આશા અને નિરાશા અને પિપાસા
ઊંચા–ઊંચા લક્ષ્ય બનાવી
જ્યારે એને સ્પર્શી લેતો
તારા મનનો હરખ જોઈને
હું પણ ઝાઝું હર્ષી લેતો
અને મારી નિષ્ફળતા પણ
મારી વિહ્વળતા થઈ જાતી
અને તારું હૈયું પણ થઈ જાતું દિલના કૈંક દિલાસા
અર્પિત તને મારી આશા અને નિરાશા અને પિપાસા
નામ તારું લઈ લઉં ને મારા
સ્વપ્નોના સૌ નામ તણો અંત
કામ અધૂરું, વાત અધૂરી
નહીં હોય જ્યાં તારો સંબંધ,
તું જેમાં ડોલે તે જીવન
તું જેમાં બોલે તે વાણી
લોથપોથ નહીં મારી ઇચ્છા, કે કોઈ નહીં અભિલાષા
અર્પિત તને મારી આશા અને નિરાશા અને પિપાસા

તારી કનેથી મેળવવા શું
તલસું છું તે કેમ બતાવું
શું નું શું દઈ દેવા ઝંખું
તે પણ હું તે કેમ બતાવું
    આ ચામડાની જીભ પકડશે
    કેમ કરીને હૈયાનાં સ્પંદન
આ ગીતોમાં પંગુ સ્વર્ગમાં નર્તન કરનારી છે ભાષા
અર્પિત તને મારી આશા અને નિરાશા અને પિપાસા.

પ્રેમ □ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુજાતા ગાંધી
(હિન્દી)

એક અદૃશ્ય પક્ષી
આવે છે અને ચાલ્યું જાય છે
સંગીતનું કોઈ પણ ચિહ્ન મૂકયા વગર.

ક્ષણભર તો
આ ગાઢ અંધકારમાં
પડી જાય છે તિરાડ
જે જોતજોતામાં જ પુરાઇ જાય છે
પણ મારા આત્મામાં
ફરી ફરીને એ જ પ્રતીક્ષા ચમકી જાય છે.

એક અદૃશ્ય પક્ષી
આવે છે અને ચાલી જાય છે.

## શરીર અશરીરી ☐ સુનીલ ગંગોપાધ્યાય ☐ નલિની માડગાંવકર

(બંગાળી)

કોઈ શરીરવાદી કહીને મારો તિરસ્કાર કરે, એ ક્ષણે ઇચ્છા થાય છે
રીસમાં અશરીરી બની હવામાં ભળી જાઉં!
પાછું કોઈક 'અશરીરી' શબ્દ બોલે, ત્યાં હું રઘવાટ થઈ
ગભરાઈ, ઊંચે અવાજે કહું છું, 'શરીર, તું ક્યાં છે?' સંતાઈ ન જા,
આવ, તને જરા સ્પર્શું!
આવી જ છે જીવન અને માણસની હાલચાલની ભાષા--
તો પણ 'ભાષા' શબ્દ કોઈને મોઢે સાંભળતાં મનમાં થાય છે
પૃથ્વીના સમગ્ર ક્ષત્રિય ગદ્યનો
વિનાશ કરી જવું પડશે.

ક્યાંક 'બ્રાહ્મણ' સાંભળતાં યાદ આવે છે તૂટેલા માટીના-શકટ માટેનું રુદન.
આ બધું પણ આકાશ નીચે છે, તને યાદ નથી આવતું?
જો, ફરી પાછું 'તું' કહું છું એટલે કે શરીર
હવે હું શરીરવાદી કે અશરીરી?
અશરીરી, અશરીરી, તેથી તો શરીર સ્પર્શવાની ઇચ્છા થાય છે,
આવ શરીર, તને પ્રેમ કરું
આવ શરીર, તને મુદ્રિત અક્ષરની જેમ ચોખ્ખેચોખ્ખું ચુંબન કરું
તને સમાજ સંસ્કારની જેમ આદર્શભાવે આલિંગન કરું
આવ, ભય નથી, શરમ નહીં રાખ, કોઈ જોશે નહીં-જોતાં આવડતું નથી.
સત્યવતી, તારા દ્વીપની ચારે બાજુ હું ઢાંકી દઈશ ધુમ્મસથી
તારા મીનચિહ્નિત દેહ પર છાવરી દઈશ જોજનવ્યાપી ગંધ—
કવિ પણ સંન્યાસી જ ને, સંન્યાસીની જેમ જ એ અચાનક ક્યારેક
યોગભ્રષ્ટ બની કામમોહિત થાય –
એ વિસ્મૃત ક્ષણની લિપ્સા ખૂબ તીવ્ર હોય છે, એનું અપમાન ન કર
તે જ્યારે જ્યોત્સ્નાને ભોગવવા ઇચ્છે છે ત્યારે ઉન્માદીની જેમ
ભાંગીતોડી નાખે છે રાતને, તે જ્યારે પૃથ્વીને જુએ છે, ત્યારે
દશાંગુલની જેમ ડરામણી આંખે આ વિલાસી પૃથ્વીની સાથે

સમાગમ કરે છે – જેનું હુલામણું નામ છે પ્રેમ, – આહા શું કામ
ફરી પાછી આ વાત,
હું હવે અશરીરી, હું હવે મંદિરના ગર્ભગૃહ જેવો
પવિત્ર વિશેષણ, બધાં પ્રતીક અવગણનારું શ્રેષ્ઠ પ્રતીક, હવે,
'સમાજ' શબ્દ સાંભળતાં વાંસ ભીંજવનારા (કોહવાયેલા) પાણીની વાસ
યાદ આવે છે. કોઈ
"ભૂખ લાગી છે" બોલે છે, ત્યારે લાગે છે, આહા
માણસ બહુ નિષ્ઠાવાન છે
અર્થાત્ સ્મરણ, હવે મારું સ્મરણ, કોઈ વિસ્મરણ નહીં,
ધ્યાન—
જે કહેવું હોય તે કહો, પણ ચારેબાજુ અપ્સરાનું નૃત્ય
ન હોય તો આંખો મીંચીને
ધ્યાન પણ થતું નથી!

વળી પાછું? જરા ધીમે, ના, શરીર નથી, અત્યારે હું
આકાશની નીચે
ગુપચુપ ઊભો છું, સમગ્ર અન્તરીક્ષમાં ફેલાયેલો તાડના ઝાડ
જેવો
કોઈ લાંબો અવાજ મને કહે છે, ઊભો રહે!
હું ચુપચાપ ઊભો છું, હું આવું આવું પણ જાણું છું
આંખમાં પાણી આવતાં સમજુ છું, આ પણ શરીર છે,
પગની ધૂળ પણ શરીરવાદી
આહા, શરીરનો દોષ નથી, એ અશરીરીની સામે
હાથ જોડીને ઊભું છે.

તારી પાસે આશકો તો છે જ,
નામ વિનાના, તેમનો ઇતિહાસ માત્ર એકમેક પૂરતો,
અને ઓરડો, પલંગ અને બારીઓ — એ પણ તારાં જ છે.
માની લે કે આ કોઈ વિધિ છે.
પલંગ ઢાળી દે, આશકોને દાટી દે, બારીઓને કાળી કર
એકાદ બે પેઢીઓ સુધી તેમને તે ઘરમાં રહેવા દે.
કોઈ તેમને ખલેલ પહોંચાડવાની હિંમત કરતું નથી.
લાંબા સમયથી બંધ બારણાં પાસેથી મહેમાનો ધીમે પગલે પસાર થઈ જાય છે.
પ્રયત્ન કરે છે કશુંક સાંભળવા – અવાજો, નિસાસો, ગીત:
કશું જ સંભળાતું નથી, શ્વાસ સુદ્ધાં નહિ.
તું જાણે છે કે તેઓ મરણ પામ્યાં નથી,
તેમના તીવ્ર પ્રેમની ઉપસ્થિતિ તું અનુભવે છે.
તારાં બાળકો મોટાં થાય છે, તને છોડી જાય છે,
તેઓ સૈનિક અને ઘોડેસ્વાર બન્યાં છે.
જિંદગીભરની સેવા પછી સંગાથી મૃત્યુ પામે છે.
તને કોણ ઓળખે છે? કોણ યાદ કરે છે?
પણ તારા ઘરમાં કોઈક વિધિ ચાલુ છે.
અંત હજી આવ્યો નથી: તેને વધારે માણસોની જરૂર છે.
એક દિવસ આશકોના ઓરડાનું દ્વાર ખૂલે છે.
તેં ન જાણ્યા હોય એવા રંગ, સુગંધ, ધ્વનિથી સભર,–
તારો ઓરડો બન્યો છે એક ખીચોખીચ બગીચો.
બગીચાની વચ્ચોવચ્ચ પલંગ એકલો છે,
સૂર્યપ્રકાશની પાતળી કતરી જેવો સુંવાળો.
પલંગ ઉપર ધીમેથી, સભાનપણે, નીરવ,
આશકો મૈથુન કરે છે.
તેમની આંખો બંધ છે,
માંસના વજનદાર સિક્કા ઉપર ન મૂક્યા હોય એમ દબાયેલી.
નવા અને જૂના જખમથી તેમના હોઠ જખમી થયા છે.

સ્ત્રીના વાળ અને પુરુષની દાઢી છૂટાં ન પડાય એમ ગૂંચવાયાં છે.
જ્યારે પુરુષ સ્ત્રીના સ્કંધ ઉપર પોતાના હોઠ લગાવે છે
ત્યારે તે જાણતી નથી કે સ્કંધે
ચુંબન દીધું કે લીધું છે.
સ્ત્રીનો આખો દેહ એક મુખ જેવો છે.
પુરુષ સ્ત્રીની કમ્મર પર આંગળીઓ ફેરવે છે.
અને પોતાની જ કમ્મર પર સુંવાળું સંવનન અનુભવે છે.
સ્ત્રી તેને વધુ દૃઢ આલિંગનમાં જકડે છે અને પુરુષના બાહુ એને જોરથી ભીંસે છે.
પોતાના મોઢા પાસેનો હાથ સ્ત્રી ચૂમે છે.
બંનેમાંથી તે કોનો હાથ છે એ મહત્ત્વનું નથી—
હજી તો છે પાર વિનાનાં ચુંબન.
તું પલંગ પાસે ઊભા ઊભા, આનંદનાં આંસુ ઢાળે છે,
ધીમું હલનચલન કરતાં શરીરો પરથી
તું કાળજીથી ચાદર સરકાવી લે છે.
તારી આંખો આંસુથી ભરી છે, તું માંડ આશકોની આકૃતિઓ જોઈ શકે છે.
કપડાં ઉતારતાં ઉતારતાં તું ગાઈ ઊઠે છે, અને તારો કંઠ ભવ્ય છે
કારણકે તું માને છે કે ઓરડામાં સંભળાતો તારો જ કંઠ સૌથી પહેલો માનવકંઠ છે.
જમીન પર પડેલાં તારાં કપડાં દ્રાક્ષની વેલ બને છે.
તું પલંગ પર ચઢી, ફરીથી દેહને ઢાંકી દે છે.
તું આંખ મીંચે છે અને બંધ રાખીને સીવવા દે છે.
તું આશ્લેષ રચે છે અને તેમાં ઝુકાવી દે છે.
વેદના અને શંકાની માત્ર એક જ ક્ષણ—
જેમાં તું વિસ્મય પામે છે કે તારા શરીરની આસપાસ કંઈ કેટલાંય ટોળેટોળાં પડયાં છે.
પણ એક મોંનું ચુંબન અને એક હાથનું સાંત્વન દૂર કરે છે એ ક્ષણને.

ચમત્કાર □ જયશ્રી વિનુ મરચંટ

(૧)

ગઈ કાલે રાતે; સપનામાં તમે
મૂકી ગયા હતા મારા ઓષ્ઠદ્વય પર
કુંવારા ચુંબનની એક કુંવારી કળી....!
સવારે ઊઠીને જોઉં દર્પણમાં તો....
પારિજાતની સૌરભના ઢગલે ઢગલામાં દટાયેલી હું....!

(૨)

સપનાની શેવાળી ભૂમિ પર જ તો
હું ચાલતી હતી, ને લપસી પડી.... ત્યારે
તમારા શ્વાસની ભીંસના આલિંગનની ગૂંગળામણને માણતી હું
આંખો ખૂલતાં જ મળી આવી મને
ઠંડા બર્ફીલા શ્વાસોના પ્રદેશમાં, આજન્મ સુપ્તા,
હિમશિલાના સ્વરૂપે....!

(૩)

યાદ છે, હજુ, એ આપણું
સમંદરના કિનારે, ફેનરાશિની સ્નિગ્ધતાને રોમરોમથી પીવાનું?
એક જબરજસ્ત મોજું આવરી લેતાં જ
ઠંડા તરંગની જ્વાળામાં લપેટાઈને, આપણું એ
ખાક થઈ જવા માટે આતુર થવાનું....?
ને આજે, હજુયે, એ સાગરતટે જાઉં છું ત્યારે
ન જાણે કેમ મોજાંની ભભૂકતી આગનું મને આવરી લેતાં જ
બર્ફીલા રણમાં રૂપાંતર થઈ જાય છે....!

□ પન્ના નાયક

સોના વાટકડી જેવું આ કાળજું
ને યાદનું કેસર ઘોળ્યા કરું
આંખની સામે જે ચહેરો હતો
એ ચહેરાને હું તો ખોળ્યા કરું
સાંજનું ઉદાસ આ કેવું આકાશ
અમે ઊડેલાં પંખીને ગોતી રહ્યાં
સુમસામ પડી છે તારી પથારી
મારા તકિયા પર આંસુઓ મોતી થયાં
મનમાં ને મનમાં હું તારા આ નામને
એકલી ને એકલી બોલ્યા કરું—સોના વાટકડી
બારણાની બ્હાર આ રસ્તો પડ્યો છે
પણ ચાલવાનું મન મને થાતું નથી
કંઠમાં અધવચ્ચે અટક્યું છે ગીત
પણ ગાવાનું મન મને થાતું નથી
ક્યારનો ઉજાગરાનો દીવો બળે છે:
કહે, દીવાને કેમ કરી ઓલવ્યા કરું—સોના વાટકડી

□ ફ્રાઉ આવા □ ભાનુ શાહ
( જર્મન )

હું તારી છું
તું મારો છે
આ વિષે આપણે નિશ્ચિંત છીએ.
તું વસ્યો છે
મારા હૃદયમાં,
નાનકડી ચાવી
ગુમાઈ ગઈ છે
તારે ત્યાં રહેવું જ પડશે
સદાને માટે.

☐ પન્ના નાયક

હું તો તારી તે પ્રીતમાં પાગલ થઈ ગઈ
એવી પાગલ થઈ ગઈ
હું તો રસ્તાની ધૂળ જાણે વાદળ થઈ ગઈ
હું તો તારી તે પ્રીતમાં પાગલ થઈ ગઈ

હું તો કંઈ પણ નથી ને મને ફૂલ ફૂટયાં
હું તો બ્હાવરી : મેં તારાં કંઈ ગીત ઘૂંટયાં
તારી સાથેની મારી પળપળની વાત
મારી કોરી આંખોનું કાજળ થઈ ગઈ
હું તો તારી તે પ્રીતમાં પાગલ થઈ ગઈ

હું તો આંખો મીંચીને ગીત સાંભળ્યા કરું
મારી છાની આ લાગણી પંપાળ્યા કરું
કેવાં આ લાભશુભ : ઓચિંતા એક દિવસ
હું તો કંકોતરીનો કાગળ થઈ ગઈ
હું તો તારી તે પ્રીતમાં પાગલ થઈ ગઈ.

☐ અરવિંદ મુનશી

તારા સ્તનમાં ઝબોળ્યા મેં હાથ
ને હોઠ મારા ભીના થયા.
આ તો વ્હેતી નદીના જેવી રાત
સંબંધ આ સદીના થયા.
તારા મનમાં ઝબોળ્યું મેં મન
ને પંખીઓ પાગલ થયાં.

મારા શ્વાસમાં સુગંધી પવન
ને ફૂલનાં વાદળ થયાં.
તારા જીવમાં ઝબોળ્યો મેં જીવ
કે જીવ હવે મારો નથી.
હવે સઘળુંયે લાગે સજીવ
સંસાર ક્યાંય ખારો નથી.

લોકો એવું એવું કહેતા □ નવનીત ઉપાધ્યાય

અમને ઝાંખી જાણુ રહી નેં અમને ઝીણી શાન રહી નેં અમે જ દર્પણું સામે અમથી આઘા પાછા રહેતા
અમને ફૂટી પરદેશી પાંદડીયુ લોકો એવું એવું કહેતા.
કોણે પૂરી મહેક થકી રંગોળી આંગણુ આગળ કે આ બાગ બગીચાના સંભળાયા રૂપ અમારા ઘરની આગળ પાછળ
કોના ઝાંખા અણુસારાના બની ગયા આકાશ અમે તો સાવ એકલા હતા ને ઉપર વાદળ જોડે વાદળ....
અમને ફૂટયા કેમ પારકી લાગણીયુંના છાંયા લોકો એવું એવું કહેતા
અમને ફૂટી પરદેશી પાંદડીયું લોકો એવું એવું કહેતા.

અંજવાળા અંધારા હારે હાલ્યા એવી સાંજ ઢળી કે આજ અમારા સૂરજ થઈ ગ્યા ચૂપ
આભ ઉપરથી ધરતી પર ને ધરતી પરથી આભ ઉપર કોણે શણગાર્યાં રાજ અમારા સોળે સરખા રૂપ
અમને સપના માઝમ રાતે લઈને હાલ્યા દૂર લોકો એવું એવું કહેતા
અમને ફૂટી પરદેશી પાંદડીયું લોકો એવું એવું કહેતા

□ અનુ. હ. ભાયાણી

જુદી જ સુમુખી

સખી, કહે તો,
હું પણ શું એની સાથે જ પ્રવાસે ચાલી ગઈ છું ?
આ દર્પણુમાં તો કોઈક જુદી જ સુમુખી દેખાય છે.

## વિરહિણી ☐ બાલમુકુંદ દવે

ચૈતર ચંપો મ્હોરિયો, ને મ્હોરી આંબાડાળ,
મઘમઘ મ્હોર્યા મોગરા, મેં ગૂંથી ફૂલનમાળ.

જૂઈ ઝળૂંબી માંડવે, ને બાગે બાગે ફાલ,
તું ક્યાં છો વેરી વાલમા? મને મૂકી અંતરિયાળ!

આ ચૈતર જેવી ચાંદની, ને માણ્યા જેવી રાત,
ગામતરાં તને શેં ગમે? તું પાછો વળ ગુજરાત.

કોયલ કૂજે કુંજમાં, ને રેલે પંચમ સૂર,
વાગે વન વન વાંસળી, મારું પલ પલ વીંધે ઉર.

અવળું ઓઢ્યું ઓઢણું ને મારા છુટ્ટા ઊડે કેશ,
શું કહું નિર્દય કંથડા! મને વાગે મારગ ઠેસ.

જોબનને આ ધૂપિયે, પ્રીત જલે લોબાન,
રત આવી રળિયામણી, મારા કોણ પીછે અરમાન?

સમજી જાજે સાનમાં. મન બાંધી લેજે તોલ,
હોય ઈશારા હેતના, એનાં ના કંઈ વગડે ઢોલ!

નારી ઉર આળું ઘણું, બરડ કાચની જાત,
તું જન્મ્યો નરને ખોળિયે, તને કેમ સમજાવું વાત?

બ્રહ્મા! ભારી ભૂલ કરી તેં સરજી નારી ઉર,
ઉરને દીધો નેહ ને વળી નેહને દીધો ન્રેહ!

## એનન ☐ સુધીર ઠક્કર

( જાપાનીઝ )

આકાશના વાદળની નજીક
ચમકતી વીજળી તું.
તને હું જોઉં છું ત્યારે હું ગભરાઉં છું.
તને નથી જોતો ત્યારે ઉદાસ થાઉં છું.

મારીશીકો □ કલ્લોલિની હઝરત
(જાપાનીઝ)

હું મારા ટેબલ પાસે બેસું છું.
હું તને લખું પણ શું ?
પ્રેમથી ઘવાયેલ હું
ઝંખું છું તને સદેહે જોવા
માત્ર આટલું જ લખી શકું :
"હું તને પ્રેમ કરું છું, હું તને પ્રેમ કરું છું, હું તને પ્રેમ કરું છું."
પ્રેમ મારા હૃદયને આરપાર વીંધે છે
અને મારા હૈવતને છિન્નભિન્ન કરે છે.
ઝુરાપાનો ઝાટકો મને ગુંગળાવે છે
અને તે ક્યારેય અટકશે નહીં.

□ નલિની માડગાંવકર

વાલમ તારે ફળિયે હું તો વહાલ થઈને વરસું,
ઝરમર ઝરમર વરસું તો યે સરવર થઈને તરસું.

બંધ ઓરડે અબોલ હૈયાં ધીમું ધીમું મલકે,
પારિજાતનાં ખરખર ખરતાં ફૂલ બનીને છલકે.

બુંદ બનીને ઝરતી નરવી લાગણીઓની ભાષા,
આવ, આવ હે રાત ! સૂરજની કેમ કરું હું આશા !

અણધારી વૃષ્ટિની ધારે ધારે સાજન ભીંજ્યાં,
ખોબે ખોબે નેહ પીધો, ને નવાં નવાણો સીંચ્યાં.

□ વિદ્યાપતિ □ નલિની માડગાંવકર

આજ રજની હું થઈ બડભાગી,
દેખી પ્રિય મુખચંદ.
જીવન-યૌવન સફળ થયું માનું.
દશદિશ થઈ નિર્દ્વન્દ્વ.
આજ મુજ ઘર, ઘર થયું માનું,
આજ મુજ દેહ, થયો દેહ.
આજ મને અનુકૂળ થયા તે,
તૂટયા સહુ સંદેહ.
લાખલાખ ભલે કોયલ ટહુકે
ભલે ઊગે લખ ચંદા.
પંચશર ભલે લક્ષશર બને,
મલય પવન વહે મંદા.
અવ જયારે પ્રિય સંગ રહું હું,
લહું નિજ માનવ દેહા.
વિદ્યાપતિ કહે અલ્પભાગ્ય નહીં,
ધનધન તુજ નવ નેહા.

મુક્તક □ રમેશ પટેલ

રક્તમાં પણ મૌનને વણતો હઈશ,
સ્પંદનોને કંઠમાં ગણતો હઈશ,
ધ્વનિ ને આદમ બનેલા શ્વાસમાં—
નામ તારું હું સતત ખણતો હઈશ!

એક કાવ્ય □ રમેશ પટેલ

સ્ત્રીના અનાવૃત્ત દેહ
પર જે બે સુંદર
અક્ષરો છે—
સ્તનો!

લોકગીત □ પ્રવીણકુમાર રાઠોડ
(નેપાલી)

વૃક્ષ તેની વેલીઓથી લદાયેલું છે
હું દુઃખની વેલીઓથી ઢંકાયેલો છું
વૃક્ષની સાથે આ જાદુ ન જાણે કયા બીજે કર્યો હતો
મારી સાથે આ જાદુ તારી લાલ વેણીએ કર્યો છે.

तत्रम्यरात्रौ □ सुन्दरम्
(गुजराती काव्यम्) □ अनु. जशवंती दवे

तत्रम्यरात्रौ
रात्र्याः अपि रमणीये च गात्रे
आसीः स्थिता आनम्रा लतेव
द्वारि ईषत् स्वम् अवलम्ब्य कायम् ।

स्प्रष्टव्या ननु क्व
क्व नु चुम्बितव्या इति मया निर्णयो
नैव जातः ।

एतादृशश्चोत्तमकाम्यकायः
आलिंगितुं सृष्टः, इति मे
हृदयं न मेने । जडीभूतं तद्
हैमसौन्दर्यप्रवाहे ।

पादौ यदा स्तः प्रतिगन्तुकामौ
पार्श्वात् हि तस्या बहिरागतो नु
शरः मनोजस्य इव करः स
आरुढः वेद्धुं सुन्दरीकायचापं
दृष्टः प्रगच्छन् : 'मा गच्छ रे त्वम्'।

नाहं चरितुं न शशाक चेष्टितुम्,
नत्वन्तिकं नाऽपि जगाम दूरम्,
तन्मूकताब्धौ हि विमूढतायाः
शिलोच्चये वै विजने विलग्नं
आरक्षितुं भग्ननौकं हि कंचित्
यातीव नावम् असरः ननु त्वम् ।

स्प्रष्टव्य नु क्व क्व नु चुम्बितव्यः
इति द्विधा त्वां न बबाध स्वल्पम्
तत्रम्यरात्रौ,
रमणीयगात्रे!

તે રમ્ય રાત્રે □ સુન્દરમ્

તે રમ્ય રાત્રે
ને રાત્રિથીયે રમણીય ગાત્રે
ઊભી હતી તું ઢળતી લતા શી
ત્યાં બારસાખે જરા કાય ટેકવી.

ક્યાં સ્પર્શવી?
ક્યાં ચૂમવી? નિર્ણય ના થઈ શક્યો.

ને આવડી ઉત્તમ કામ્ય કાયા
આલિંગવાને સરજાઈ, માની
શક્યું ન હૈયું. જડ થીજી એ ગયું
એ હૈમ સૌન્દર્યતણા પ્રવાહમાં.

ને પાય પાછા ફરવા વળ્યા જ્યાં
ત્યાં સોડિયેથી કર બ્હાર નીસરી
મનોજકેરા શર શો, સુતન્વી
કાયાકમાને ચડી, વીંધવાને
ધસંત ભાળ્યો: 'નથી રે જવાનું'

હલી શક્યો કે ન ચલી શક્યો હું,
નજીક કે દૂર જઈ શક્યો ન હું,
એ મૂકતા-સાગરમાં વિમૂઢતા-
તણા અટૂલા ખડકે છિતાયલા
કો નાવભાંગ્યા જનને ઉગારવા
આવંત હોડી સમ તું સરી રહી.

ક્યાં સ્પર્શવો? ક્યાં ચહવો? તને તે
નડી શકી ગૂંચ ન લેશ ત્યારે
તે રમ્ય રાત્રે,
રમણીય ગાત્રે!

**ચાલ પરણીએ** (ગીત ગઝલ) ☐ લલિત ત્રિવેદી

કોઈ કહે કે બબ્બે થાશું, કોઈ કહે કે અરધાં અરધાં ચાલ પરણીએ.
પ્રથમ રાતની બત્તી જેવાં બની જશું કે ઝાંખાંપાંખાં, ચાલ પરણીએ.

ભીની ઠંડી લહર વહેશે, શ્વાસ વહેશે ઊનાઊના, ચાલ પરણીએ.
અંગો વચ્ચે હવા ભીંસાશે, સમંચના થાશે પુર્ચેપુર્ચા, ચાલ પરણીએ.

કમખામાંથી રાત ખૂલશે, તરસી તરસી મૂછ ઊઘડશે – રૂંવેરૂવાંમાં
તને સૂંઘશે રગરગ ભમરો, મને સૂંઘશે ફૂલડાં ફૂલડાં, ચાલ પરણીએ.

મેઘલ માદક રાત બનીને, એકમેક પર ચાલ વરસીએ, ચાલ પલળીએ.
લોહી સોંસરા વ્હેતા રહેશું અને ડૂબશે ખૂણેખૂણા, ચાલ પરણીએ.

તારા ઘરની છતનું નભ, ને મારા ઘરની છતનું નભ ને આગ વરસતી
રગરગ બળતી શૈયા જેવું નથી જીવવું છાનાંમાનાં, ચાલ પરણીએ.

પ્રથમ રાતનો ઘૂંઘટ ખૂલશે, અને જણાશું ખુલ્લમખુલ્લા, ચાલ પરણીએ.
કોઈ કહે કે બબ્બે થાશું, કોઈ કહે કે અરધા અરધા, ચાલ પરણીએ.

[અર્પણ – દોસ્ત અરવિંદ ભટ્ટને]

☐ ઉત્પલ ભાયાણી

અમે મળીએ છીએ ત્યારે
માત્ર વરસાદની મોસમ હોય છે
અને અમે મન મૂકીને પલળીએ છીએ.
ગ્રહો બહુ જ નબળા થઈ જશે ત્યારે
કે બિલાડી આડી ઊતરશે ત્યારે
કે ડાબી આંખ ફરકશે ત્યારે
વીજળી અમારા પર ત્રાટકશે જ.
પણ એથી પલળવાનું થોડું જ ગુમાવાય છે!

લગ્નીલ કન્યકાનું ગીત □ નવનીત ઉપાધ્યાય

ફૂલડાં મશે મઘ મઘ માંડવો
સાજન માજન લહેરાય
હાલે ચાલે રે ઘરની ઓસરી
ફરતાં ગીતો ઘેરાય
ફૂલડાં મશે મઘમઘ માંડવો
સાજન માજન લહેરાય.

ફળિયું ઊંચા પગે દેખશે
આવો રમતા અસવાર
સૈયરની વાતુમાં ભાળશું
સાજણ તારા અણસાર....
ઝગમગ ઝગમગ ઓરતા
હૈયું દીવો થઈ જાય
ફૂલડાં મશે મઘમઘ માંડવો
સાજન માજન લહેરાય.

ધીરે વહે જાણે રાતડી
ઝીણી નદીયુંનો ઢાળ
મારા સાજણ આજે બોલજો
કેવી નાખી છે જાળ
હું રે એકલડી અટારીયે
મેડી ઘમઘમતી થાય
ફૂલડાં મશે મઘમઘ માંડવો
સાજન માજન લહેરાય

□ નલિની માડગાંવકર

તારા નામની નદીમાં મેં તો તરતું મૂક્યું છે મારા મનને;
દીવાની જેમ મેં તો સરતુ મૂક્યું છે મારા મનને.

બંધ કીધાં હવેલીનાં બારણાં,
આંખમાં પૂરી દીધો પંથને.

તોયે વાયરે ઉઘાડી એક બારી,
રોકી ન શકી કંથને.

હાથ ઝાલ્યો ત્યાં ભાન હું તો ભૂલી,
પીધો તારા સંગને.

પાંચ આંગળીનો પંચશર વીંધી
રહ્યો અંગઅંગને.

તમે ઝંઝાની પાવડીએ આવ્યા,
તોડ્યા સહુ બંધને.

મારા દેહની ભીંતોયે હવે ઓગળી,
માણું હું અનંગને.

મૈથુન સંગીત □ નીલમણિ ફૂકન □ ભોળાભાઈ પટેલ
(અસમિયા)

અરણ્યમાં, અરણ્યના ઊંડાણમાં
બલાકાનો સ્વર
ખોલી દેતું બન્ને હાથ
વિલીન થઈ જાય તારકગુચ્છ
તારા કેશની ગંધમાં

પદ્મ તળાવડીમાં મંદ્રિત પવન
દેહમાં, તારા દેહના ઊંડાણમાં
હવે એક લાલ ફૂલ

તાજા ફૂટેલા તાલપત્ર પર
ધોધમાર એક વરસાદ
તારાં સ્તનનું રક્ત તારા હોઠે

હવે તારું વાસ્તવ
અંધારનું આરક્તિમ સુખ
પહાડોમાં મેઘનું ગર્જન

અઠ્ઠાવનના બીજવરનું ગીત □ મહેશ યાજ્ઞિક

તારા પગને ડસી ગયેલું અઠ્ઠાવનનું કળતર
રાત બધી ફીફાં ખાંડયાં ને તોય મળ્યું નૈં મળતર

ઊંચો થઈ ને હાથ ફરીથી
પળમાં લબડી જાતો
હોઠ વચાળે બીડી મૂકી
ગાળ તું બબડી જાતો

કરચલીયાળો દેહ ને લીસું ટેકરીઓનું ચડતર
તારા પગને ડસી ગયેલું અઠ્ઠાવનનું કળતર

હોઠ વસંતી ફૂલ સરીખું
કુંવારું મલકાતાં
અવાવરુ આંખોમાં તારી
દરિયાઓ છલકાતાં

કૂંપળ જેવી તાજી કન્યા: અંગ તમારું પડતર
રાત બધી ફીફાં ખાંડયાં ને તોય મળ્યું નૈં મળતર

મારીશીકો ☐ કિશોર શાહ
(જાપાનીઝ)

પ્રત્યેક સવારે હું
જાગું છું સાવ એકલી, એવા સ્વપ્નમાં
કે હું તારા માંસલ આશ્લેષમાં
અને તું ચૂમે છે મારા હોઠને.

મારીશીકો ☐ કિશોર શાહ
(જાપાનીઝ)

કારણ કે દરરોજ રાતે
હું તને સ્વપ્નું છું
એથી મારા એકલવાયા દિવસો પણ
માત્ર શમણાં છે.


૧૯૮૩ના ડિસેમ્બરમાં પ્રગટ થશે
રાજેન્દ્ર શાહના બધા જ કાવ્યસંગ્રહો એક ગ્રંથમાં

# સંકલિત કવિતા

કવિના ૭૦મા વર્ષ નિમિત્તે પ્રગટ થનાર આ ગ્રંથમાં તેમના કુલ સોળ કાવ્યસંગ્રહો છે.

આ ગ્રંથની બજાર ભાવે રૂ. ૧૨૦ જેટલી કિંમત થાય, પણ આ ગ્રંથ અનેક કવિતારસિકોને સુલભ થાય એ માટે પ્રકાશકે એની રૂ ૯૦ કિંમત રાખી છે. પણ ૧૯૮૩ના નવેમ્બરની ૩૦મી સુધીમાં આગોતરા ગ્રાહકોને આ ગ્રંથ રૂ. ૬૦માં મળી શકશે. ટપાલથી મંગાવનારે રૂ. ૮ વધારાના મોકલવાના રહેશે. રકમ રોકડેથી મોકલવાની રહેશે. એક ગ્રાહકને એક જ નકલ મળી શકશે. આવા આગોતરા ગ્રાહકો માટે કુલ ૭૦૦ નકલો અનામત રાખવામાં આવી છે. તમારી આગોતરી રકમ આજે જ નીચેના સરનામે મોકલી આપો :

કુમાર કાર્યાલય લિમિટેડ
૧૪૫૪ રાયપુર, અમદાવાદ ૩૮૦૦૦૧

પ્રકાશક
જયવદન તકતાવાલા સાંસ્કૃતિક પ્રવૃત્તિ-મુંબઈ

કંકુનાં કમળ કમળ કમળ ☐ સરૂપ ધ્રુવ

ક્યારેક
અવકાશના અચ્છોદ સરોવરમાં
પ્રતિબિંબ આંકવા
આપણે તો પાણી સ્થિર થવા જેટલીયે રાહ જોઈ નથી શકતાં.
ગીતગોવિંદની જર્જરિત પ્રતમાંથી
સુક્કી આમ્રમંજરી ખરતાંની સાથે જ

તરલ ઇથર
ઇથર તરલ
વાયવ્ય દિશામાં
ક્ષણ બે ક્ષણ ગતિ
અને પછી—
માત્ર ઇથર.
—ઊડી જવાનું.
ભૂંસાઈ જવાનું.
નિર્ધૂમ અગ્નિની જેમ
વિલીન થઈ જવાનું.

ગુપ્ત અને વ્યક્તની આ આંખમિચૌલી....
પગનાં તળિયે પીંછાની જેમ મ-મ-મ મુલાયમ....
અને દૂધઉજળી ચાદર પર કંકુનાં કમળ કમળ કમળ....
પણ આ બધું ક્યારેક
બહુ જ મિક્સઅપ થયા કરે છે!
મારા હાથમાં જ બટકવા માંડેલી આ હસ્તપ્રત
મને ચટકા ભરે છે:
અને તરફડતાં તરફડતાં જ પસાર કરવી પડે છે
અઢાર અક્ષૌહિણી સેનાઓ.
આ બાણશૈયા ઉપર તો પડખુંયે ફેરવી શકાતું નથી,
મારા જ રક્તરંજિત પગનખ દર્પણમાં
મારુંયે મુખ જોઈ શકાતું નથી;

કે શ્વાસોની આ યાદવાસ્થળીને એમ ને એમ છોડીને
ક્યાંય નાસી છૂટાતું નથી.
તો વળી પળવારમાં તો
વળી પાછી શરૂ થઈ જાય છે
ગુપ્ત અને વ્યક્તની સાપસીડીની રમત...
વક્ષઃસ્થળ પરની અસ્તવ્યસ્ત પત્રરેખાઓમાં પ્રાણ પૂરવા
જાઉં છું--
ને મારે શોધવા પડે છે.
આપણાં શરીરોના વીખેરાયેલા ટુકડા.....
પણ રાતભર એકત્ર થતાં રહેલાં કમલપત્રોની નીચે
ઢંકાતા જતા આખાય અચ્છોદ સરોવરને
હું ફંફોસવા બેસું છું ત્યાં જ-

તબલાં પર થાપ
પગલાંની થિરકન
અને વળી પાછાં
કંકુનાં કમળ કમળ કમળ....

--પણ ત્યાં જ છંદ તૂટે છે!
જો કે તૂટતા છંદ પર
કોઈક બિછાવ્યા કરે છે
દૂધઉજળી ચાદર
વારંવાર
અને વળી પાછાં
કંકુનાં કમળ કમળ કમળ....

☐ સુરેશ દલાલ

મારો પ્રેમ
આંગળીઓના નખની જેમ રોજ ને રોજ વધતો જાય છે.
મને ભય છે
કે કદાચ એ મને જ ફાડી ખાશે.

## એક શાર્દૂલ શ્રૃંગાર-ગઝલ ☐ રાહી ઓધારિયા

તારી સૌરભ દૂર ક્યાંક પ્રસરી, મ્હેકી ઊઠયો હું અહીં,
ત્યાં તારું લયબદ્ધ નર્તન અને ઝૂમી ઊઠયો હું અહીં.

તારા કોમળ કંઠમાં નિવસતી ગાતી રહી કોકિલા–
ને એ ગીત તણી ગ્રહી મધુરતા ગુંજી ઊઠયો હું અહીં.

તારી પાછળ આવતી ઉપવને ડોલી વસંતો તણી,
ઝૂલી તું જરી આમ્રના તરુ પરે મ્હોરી ઊઠયો હું અહીં,

કાળો ભમ્મર કેશ-સ્પર્શ લઈને ઠંડી હવા આવતી,
હૈયે ઠંડક રેશમી અનુભવી લ્હેરી ઊઠયો હું અહીં.

મારી પાસ ભલે કદી ન ફરકી તોયે સદા પાસ તું,
પામીને તવ પ્રેરણા કવનમાં કોળી ઊઠયો હું અહીં.

## ગઝલ ☐ મનીષ પરમાર

ઢાળ તારી આંખના ચડતો ગયો,
શબ્દમાં છાંયો સતત પડતો ગયો.

આંગળીઓ ફૂલ શી સ્પર્શી મને,
ફૂલની સાથે જ ઊઘડતો ગયો.

આમ તો વેરાયલો કણ કણ બની,
હું નદીની રેતમાં જડતો ગયો.

કોક મનમાં ઊતરી ચાલી ગયું,
છાંયડાની જેમ તરફડતો ગયો.

સૂર્ય મારી પર નમી ઢોળાય છે,
સાંજ સુધી છેક ફફડતો ગયો.

## હાઈકુ ☐ હરીશ જોશી

ફૂલ એટલે—
વસંતના ઓષ્ઠની
પહેલી છાપ

□ જાનકી મહેતા

ભરબપોરે
દૂર દૂર
રેતીમાં ચળક ચળક
મૃગજળ

ઢળતી સાંજે
આકાશે ઊગે કેસરિયો
ગુલમ્હોર

જન્મોજન્મની તારી-મારી
પ્રીત

એ શું
મૃગજળ
હશે ? કે
આકાશી ગુલમ્હોર
હશે ?
કે....

□ જાનકી મહેતા

અંધારું જામતું જાય છે તેમ તેમ
બરફ પીગળતો જાય છે બરફ
હિમગિરિનાં શિખરો પરથી બરફ
અને
લીલાં કૂણાં બે તૃણ
ઝૂકી ઝૂકી
ઝૂકી ઝૂકી
ગુફ્તેગુ કરી લે છે.
મધુરા મૃણ્મય
પાછો
સૂરજ
ઊગે
તે
પહેલાં

□ જાનકી મહેતા

એકાંત મેડી
હું તું રાત ઘૂઘવે
પંખીયુગલ

એકાંત મેડી
હું તું રાત મૌન
સહરા પરે ચંદ્ર

એકાંત મેડી
હું તું રાત વાસંતી
મ્હેકે ભ્રમર

એકાંત મેડી
હું તું રાત હાલકડોલક
સાગરે વમળ

એકાંત મેડી
હું તું રાત ઝળૂંબે
ગગન-ભીની-ધારા

એકાંત મેડી
હું તું રાત રૂઠે
વીંચે પંખ પતંગ

એકાંત મેડી
હું તું રાત વરસે
ઝરમર પારિજાત

એકાંત મેડી
હું તું રાત બેચેન
સ્મરણો લોહીલુહાણ

એકાંત મેડી
હું તું રાત નશાચૂર
ઝરોખે ઘોડાપુર

## એક શાર્દુલ શૃંગાર-ગઝલ ☐ રાહી ઓધારિયા

તારી સૌરભ દૂર ક્યાંક પ્રસરી, મ્હેકી ઊઠયો હું અહીં,
ત્યાં તારું લયબદ્ધ નર્તન અને ઝૂમી ઊઠયો હું અહીં.

તારા કોમળ કંઠમાં નિવસતી ગાતી રહી કોકિલા–
ને એ ગીત તણી ગ્રહી મધુરતા ગુંજી ઊઠયો હું અહીં.

તારી પાછળ આવતી ઉપવને ડોલી વસંતો તણી,
ઝૂલી તું જરી આમ્રના તરુ પરે મ્હોરી ઊઠયો હું અહીં;

કાળો ભમ્મર કેશ-સ્પર્શ લઈને ઠંડી હવા આવતી,
હૈયે ઠંડક રેશમી અનુભવી લ્હેરી ઊઠયો હું અહીં.

મારી પાસ ભલે કદી ન ફરકી તોયે સદા પાસ તું,
પામીને તવ પ્રેરણા કવનમાં કોળી ઊઠયો હું અહીં.

## ગઝલ ☐ મનીષ પરમાર

ઢાળ તારી આંખના ચડતો ગયો,
શબ્દમાં છાંયો સતત પડતો ગયો.

આંગળીઓ ફૂલ શી સ્પર્શી મને,
ફૂલની સાથે જ ઊઘડતો ગયો.

આમ તો વેરાયલો કણ કણ બની,
હું નદીની રેતમાં જડતો ગયો.

કોક મનમાં ઊતરી ચાલી ગયું.
છાંયડાની જેમ તરફડતો ગયો.

સૂર્ય મારી પર નમી ઢોળાય છે,
સાંજ સુધી છેક ફડફડતો ગયો.

## હાઈકુ ☐ હરીશ જોશી

ફૂલ એટલે—
વસંતના ઓષ્ઠની
પહેલી છાપ

☐ જાનકી મહેતા

વરસોથી, સૈકાઓથી દિવસ અને રાત
આલિંગનબદ્ધ
હે નરનારીઓ,

તમારી કાયાએ અંગઅંગમાં સ્પર્શનો સુખદ કંપ
અને વેદનાનો તરફડાટ અનુભવ્યો છે કદી?
ઊઘડતા યૌવનની ઉન્માદક ગંધ માણી છે ક્યારેય?
નસનસમાં શહનાઈના સૂર વહ્યા છે કોઈ દિવસ?
તમારા ઠંડગાર હોઠોએ જાણી છે ચુંબનની ઉષ્મા?

તમને ક્યાં પ્રતીતિ છે—
રોમરોમમાં ભભૂકતી મિલનેચ્છાની,
આવેગથી હાંફતાં સ્તન ને હૃદયની વેગીલી ધબક
ને લોહીના કણકણનાં સ્પંદન ને વ્યાકુળઆકુળ આંખમાં અંજાયેલી
ઊગતા સૂરજને શરમાવે એવી રક્તિમાની,
મિલનના તલસાટની, સ્વાદની, પરિતૃપ્તિની....?

શરીરનો ઉત્સવ
આનંદ આનંદ કેવળ શરીરી આનંદ
પણ ક્યાં તમે માણ્યો છે કદી?
સર્વસ્વ સમર્પણની ક્ષણ પણ ક્યાંથી જીવ્યા હો તમે?
તમે છો
કેવળ
સૌંદર્ય ને વાસનાનું
પાષાણરૂપ

પ્રેમચિઠ્ઠી ☐ એડ્રીઅન મિશેલ ☐ કલ્લોલિની હઝરત
(બ્રિટિશ)

જ્યારે હું જાણું છું કે તું જાય છે
ત્યારે તું જાય એ પ્હેલાં જ
મને વિરહ સાલે છે.

ગઝલ ભીંજાય છે ☐ આર. જે. નિમાવત

આંખ ઊઘડે ને ગઝલ રેલાય છે;
હોઠ ખોલું ત્યાં ગઝલ વેરાય છે.

છત ઉપરથી ઊતરી જ્યાં ચાંદની-
ફૂલની ઓથે ગઝલ શરમાય છે.

આભથી વરસી પડે મોસમ વગર;
ને સરોવર થઈ ગઝલ છલકાય છે.

છીપ, મોતી, માછલી દરિયો લઈ;
ઝીણુ ઓવાળે ગઝલ ઠલવાય છે.

આયખું ઝાકળ બની સ્પર્શે કદી;
ફૂલની માફક ગઝલ ભીંજાય છે.

☐ જાનકી મહેતા

દૂર દૂર દૂર મધદરિયે
તપે સૂરજ ધોધમાર
વાદળ વરસે
વરસ પછી વરસ પછી વરસ....
અહીં
મારે કિનારે
મોજાં પલટો ખાય, હુલોળાય, ઘૂમરાય ટકરાય, વમળાય, ઊછળે
ચડે, પડે, ચડે, શમે શાંત શાંત શાંત
કેવળ ઘડિયાળની
ટક્....ટક્....ટક્....
નિયમિત
ન અનાગત અતીત
ફક્ત ક્ષણ એક વર્તમાન
આપણા આશ્લેષની

☐ જાનકી મહેતા

વરસોથી, સૈકાઓથી દિવસ અને રાત
આલિંગનબદ્ધ
હે નરનારીઓ,

તમારી કાયાએ અંગઅંગમાં સ્પર્શનો સુખદ કંપ
અને વેદનાનો તરફડાટ અનુભવ્યો છે કદી?
ઊઘડતા યૌવનની ઉન્માદક ગંધ માણી છે ક્યારેય?
નસનસમાં શરણાઈના સૂર વહ્યા છે કોઈ દિવસ?
તમારા ઠંડગાર હોઠોએ જાણી છે ચુંબનની ઉષ્મા?

તમને ક્યાં પ્રતીતિ છે—
રોમરોમમાં ભભૂકતી મિલનેચ્છાની,
આવેગથી હાંફતાં સ્તન ને હૃદયની વેગીલી ધબક
ને લોહીના કણકણનાં સ્પંદન ને વ્યાકુળઆકુળ આંખમાં અંજાયેલી
ઊગતા સૂરજને શરમાવે એવી રક્તિમાની,
મિલનના તલસાટની, સ્વાદની, પરિતૃપ્તિની....?

શરીરનો ઉત્સવ
આનંદ આનંદ કેવળ શરીરી આનંદ
પણ ક્યાં તમે માણ્યો છે કદી?
સર્વસ્વ સમર્પણની ક્ષણ પણ ક્યાંથી જીવ્યા હો તમે?
તમે છો
કેવળ
સૌંદર્ય ને વાસનાનું
પાષાણરૂપ

પ્રેમચિઠ્ઠી ☐ એડ્રીઅન મિશેલ ☐ કલ્લોલિની હઝરત
(બ્રિટિશ)

જ્યારે હું જાણું છું કે તું જાય છે
ત્યારે તું જાય એ પહેલાં જ
મને વિરહ સાલે છે.

## મિયાં-બીબીની વડછડ □ મકરન્દ દવે

(ઢાળ: રામ ને સીતા વાદ વદે રે)

સાચા જવાબનાં સોગઠિયાં રે,
માગો રે બીબી, મનની બાત,
મિયાંને હરદે મોજ ચડી રે.

સાચા જવાબનાં સોગઠિયાં રે,
લાવજે રે એક ધોળી ચીજ–
મિયાંને હરદે મોજ ચડી રે.

ધોળાં, બીબી, તારાં ધોકણિયાં રે,
ધોળી હું પૂણીની જાત–
મિયાંને હરદે મોજ ચડી રે.

સાચા જવાબનાં સોગઠિયાં રે,
લાવજે રે એક રાતી ચીજ–
મિયાંને હરદે મોજ ચડી રે.

રાતી, બીબી, તારી ચૂંદડી રે,
રાતા આ રંગારી હાથ,
મિયાંને હરદે મોજ ચડી રે.

સાચા જવાબનાં સોગઠિયાં રે,
લાવજે રે એક કાળી ચીજ–
મિયાંને હરદે મોજ ચડી રે.

કાળાં, બીબી, તારાં લોચનિયાં રે,
કાળી તારી અલ્લાની વાટ–
મિયાંને હરદે મોજ ચડી રે.

સાચા જવાબનાં સોગઠિયાં રે,
લાવજે રે એક લીલી ચીજ–
મિયાંને હરદે મોજ ચડી રે.

લીલાં, બીબી, તારાં પાનબીડાં રે,
લીલો ધરું કફનીનો રંગ–
મિયાંને હરદે મોજ ચડી રે.

સાચા જવાબનાં સોગઠિયાં રે,
લાવજે રે એક પીળી ચીજ–
મિયાંને હરદે મોજ ચડી રે.

પીળી તું પોતે સોનપરી રે,
છોડ પીળી સોનીની હાટ–
મિયાંને હરદે મોજ ચડી રે.

સાચા જવાબનાં સોગઠિયાં રે,
લાવજે રે એક રૂડી ચીજ–
મિયાંને હરદે મોજ ચડી રે.

રૂડાં, બીબી, તારાં રૂસણાં રે,
એથી રૂડી તારી મૂંગી જીભ–
મિયાંને હરદે મોજ ચડી રે.

ત્રણ દુઃખ! ☐ અનુ. હ. ભાયાણી
(સંસ્કૃત)

એને જોઉં છું ત્યારે
મને ઇંદ્ર ન હોવાનું દુઃખ,
એને ચૂમું છું ત્યારે
મને શેષનાગ ન હોવાનું દુઃખ.
એને આલિંગું છું ત્યારે
મને કાર્તવીર્ય ન હોવાનું દુઃખ.

## પંચ શૃંગાર ☐ સુન્દરમ્

(१) कौमारहरः।

यः कौमारहरः स एव हि वरस्ता एव चैत्रक्षपाः

હા કૌમાર હરાયું, કે મન ભરી દીધું હરાવા મુખે....
એ કાજે ન શું જન્મથી પળપળે આરાધનાઓ કરી,
ગૌરીનાં વ્રત કીધ, નાક નથની, કર્ણે ધર્યાં કુંડલો,
હૈયે હાર, કરે શું કંકણ, ઉરે કેવી સજી કંચુકી,
કેવી નીવિ અહા રચી કસકસી ને ધાર્યું રક્તાંબરઃ
ને આવી પછી રાત્રિઓ મલપતી ત્યાં ચૈત્રની, એક ત્યાં
રાત્રે– ધન્ય ક્ષણો મહા મધુરવી, કૌમાર્ય એણે હર્યું.
એ 'કૌમારહરઃ' સદાય મુજ છે હૈયા તણો હાર હા! ....

---

* 'કાવ્યપ્રકાશ'ના પ્રથમ ઉલ્લાસમાં સ્ફુટ અલંકાર વિના પણ કાવ્યરૂપ ધારણ કરતી કવિતાના ઉદાહરણરૂપે ટાંકેલો પ્રથમ શ્લોક. એની બીજી ત્રણ પંક્તિઓ આ છે:

त चोन्मीलितमालतीसुरभयः प्रौढाः कदम्बानिलाः।
सा चैवास्मि तथापि तत्र सुरतव्यापारलीलाविधौ
रेवारोधसि वेतसीतरुतले चेतः समुत्कण्ठते ॥

આખા શ્લોકનો અનુવાદ આ છે :

જે 'કૌમારહરઃ' બન્યો જ બસ તે ચાહું, બધી રાત્રિઓ
તે ને ચૈત્રની તે જ, તે વિકસિયાં હા માલતી પુષ્પની
ફોરંતી સુરભિ, કદમ્બ તરુમાં વાતા મહાવાયુઓ,
હુંયે તે જ છું, તોય નર્મદ નદીના આ તટે વેતસી
વૃક્ષે હેઠળ પ્રેમની બહુ બહુ લીલા ચહે ચિત્ત રે.

(રતિતૃપ્તિ માટેની પૂરી સામગ્રી હાજર છે, ચિત્તપણું અત્યંત પ્રેમાતુર છે, પણ પ્રિયતમ હાજર નથી એવા ધ્વનિથી નાયિકા વિરહવેદના વ્યક્ત બને છે.)

(૨) પરમ ભોકતા

अनाघ्रातं पुष्पं किसलयमलूनं कररुहै—
रनाविद्धं रत्नं मधु नवमनास्वादितरसम् ।
अखण्डं पुण्यानां फलमिव च तद्रूपमनघं
न जाने भोक्तारं कमिह समुपस्थास्यति विधिः ॥

(શાકુન્તલ, અંક ૨, શ્લોક ૧૦)*

અહો એ પુષ્પોશી, કિસલય સમી કામ્ય રમણી
પરે આવ્યો ભોકતા, કરનખથી ચૂંટ્યું કિસલય,
અને સૂંઘ્યું, પેખ્યું પરમ ફલ સૌ પુણ્યતણું હા
કુંજે કેવી હશે બની મૃદુલ કો શય્યા સુતન્વી તણી,
ને ત્યાં જે સઘળું બન્યું-ભરત સૌ જેથી સદા જન્મતા.

---

* શાકુન્તલનો આ જાણીતો શ્લોક: તેનો શ્રી ઉમાશંકર જોષી-
કૃત અનુવાદ આ છે—
ન-સૂંઘેલું પુષ્પ, પ્રસૂન અણચૂંટ્યું નખ વડે,
ન-વીંધેલું મોતી, મધુ ન-રસ-ચાખેલું નવલું,
અને પુણ્યોકેરા ફલ સકલ-શું રૂપ અનઘ;
અહીં ભોકતા કોને વિધિ દરવશે,—જાણું નવ તે.

ગુલાબો □ ટોમ ટેયલર □ ઉત્પલ ભાયાણી

એક માણસ હતો
એના માથામાં એક કાણું હતું
બહુ મોટું
વાળ વગરનું કાણું
જેમાં ગુલાબો ઊગતાં હતાં

(૩) છેડલા

...પવન ફરકયો,
છેડલો, તારો,
ઝટ ઊડયો,
મેં ટપ ઝાલ્યો ને
છેડલે છેડલા બે અંતરના આમથી તેમ ને
તેમથી આમ જ શા ગૂંથાયા,
શા ગૂંથાયા કેશમાં કેશ ને
કરમાં કર શા આહ ભીંસાયા.
ક્યાંય પથારી દૂર પડી ને
પથ્થર કેરી સેજ બની ત્યાં,
રાત ક્યારે થઈ પૂરી
એ તો સાવ સવારે
સોનલ પગલે ઉષા આવી ત્યારે
જાણ થઈને
આપણે જાણ્યું આપણે બે છે....
કોણ જાણે આ કેવી સગાઈ....
એક હતાં તે કેમ થયાં બે—
એક થયાં જે બે જ ૦ડાલીડાં.
વાડ ને વેલા વળગે તેવાં
વળગ્યાં કેવાં એકબીજાને,
એકબીજાને-
એક ને બીજું,
એક મધુરવું અન્યને કારણ
શું લળી લળી પ્રાણ પાથરતું,
પ્રાણ પાથરતું,
શ્વાસ શ્વસંતું,
યુગ યુગોમાં નિત્ય સુરંતું,
એક બીજાને નિત્ય રટંતું.

## (૪) છૂટેલી ગાંઠ*

ઓ ટેકરીઓ,
રસ સુંદરીઓ,
કંઈ વાત વધુ કરવા મન થાતું,
શું ગગન તમારું સુહાતું !

હા, વાત ભલે છુટ્ટા દિલની, અમ કેશ જશા
છુટ્ટા, તમ વાત કહો ત્યમ છુટ્ટી....
હા છુટ્ટી, બાંધી શખી અમારી મુઠ્ઠી
જીવ્યા જીવન, બંધન પર બંધન....

હાં એ જ છોડવાં, જુઓ અમારી કંચુકીઓ,
અમેય પહેરી, ચસચસ બાંધી, એ બાંધેલી
પણ રહે ન બાંધી.

ઓહ, જતી એ છુટ્ટી, કેમ ફરી બંધન એ
છૂટે, છૂટે નહિ, તો ખરે શું તૂટે ?
આહ, અમે એ બાંધી તસતસ, તેની
ગાંઠ લેવી સરકાવી, સહેલું સટ, પણ જ્યારે.....
કહો શું જ્યારે....

હા, કોઈ આવીને છોડે, એનાં લાખ ગણું કૈં લાધે....
અરે અરે, એ લાભ તણી કહો વાર્તા....
એ છોડવનારો હસ્ત કશો, હા ધીરે ધીરે આવે,
એ બાંધેલીને ક્ષણભર તો એ ટિકીટિકીને ન્યાળે,
ઘડીક તો હા એને લઈ પસવારે,
અનંત કાળ લગી એને એ કરવું જાણે ભાવે,
અને અધીરું અમ મન થાયે,
અરે અરે એ કેમ ન ભીતર આવે,

---

* ટેકરીઓ વિષેની ૭ કવિતાઓમાંથી બીજી.

આ રેશમવંતા વસ્ત્ર હેઠળે
બીજું તેનો સ્પર્શ....

કેમ વિલંબિત લયમાં.... ત્યાં ફટ....
હળવે હળવે ગાંઠ ઢૂંઢી એ કાઢે,
એ ગાંઠ પરે હા, હસ્ત એહ હા ઠરે....ઠરે
ત્યાં ઠરી રહે.... ને વાત અન્ય ત્યાં ઊપડે....
ઓ મુગ્ધ એનું મુખ અમ પર ત્યાં હા ઝૂકે....
જગ આખું જતું વિસરાઈ.... એના અધરો....
અમે વિમાસણમાં પળ ભર....

એ બધુંય જાણુ વિષે અમ....
પણ ફરી ફરી એ જાણ્યું જવું હા ભૂલી,
એ ભૂલેલું સૌ ફરી જાણવું, ફરી માણવું.
ખબર રહે નહિ ગાંઠ ગઈ કયમ છૂટી, કોણે છોડી,
એના કુશળ કહોએ, કે હે અમે છોડીને એને
સહુ સંપત અમ એને સોંપી દીધી,
કે લૂંટયા વિણ હા એણે લૂંટી લીધી....
કોણે કોણે કર્યું જ શું શું- કાંઈ ખબર નહિ,
હળવા જેવા દીપ હતા તે સાવ બુઝાઈ બેઠા,

એ વણદીવાની રાતે કેવાં તેજ પ્રગટિયાં....
બસ, આ જ આટલું.... આ રસપ્યાલી
હવે જશે છલકાઈ, ઢળી જશે તમ રસ, સુંદરીઓ!

સચિત્ર પોસ્ટ કાર્ડ પર ☐ ઓન્ટ્રી ઉમાવિજાની ☐ કિશોર શાહ
(થાઈ)

તારા માટેની મારી લાગણી
જાણે કે ખાલીખમ ઓરડામાં
ખીલતું ફૂલ.

(૫) અર્પિતા

અર્પી એ નિજને પોઢી: 'અહી લો સર્વથા મને,
આ મારાં અંગ, આ મારાં સ્તન, આ મારી નાભિ આ....
આવશે શિશુઓ-આત્મા સ્તનંધય સુચારુ કૈં....'
વદી એ સ્મિત એવું તો વેરતી રહી મોહિકા,
અને ત્યાં વ્યોમથી વાચા નિર્ઝરી રહી દિવ્ય કો:
मम योनिर्महद् ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।
(મહાબ્રહ્મ મુજ યોનિ: હું સ્થાપું ગર્ભ તે વિષે.)*

---

*ગીતા. ૧૪૩

ક્યારે માણી રહું.... □ ધરણેન્દ્ર શાહ

ધીરા ધીરા ચરણ ઠવતી આવતી સુંદરી તે,
જ્યારે તારે તટ....
સરકતું તાહરે અંક વારિ;
ચોખ્ખું શીળું ગ્રહણ કરવા....
તું તદા ઝૂમી પ્રીતે,
ના સંકોચે રતિછલકતા અંગ તેનાં નિહાળી;
ઉછાળા લે જલલહર-રૂપી કરોને પ્રસારી,
સ્પર્શી લેતું વળી વળી જ તે રૂપશી સુંદરીને;
લજ્જા કેરા વ્યરથ ભયથી મુક્ત! તું ભાગ્યશાળી....
ત્યાં એકાન્તે સ્નપન અરથે વસ્ત્ર દૂરે કરીને;
તારા અંકે વપુ અરપીને તે રમે મુક્ત છંદે
ગીતો ગાતી પ્રણય મધુરા.
ના કદી મુક્ત રીતે;
જેનાં અંગો પ્રિય પણ નિહાળી શક્યો કેલિરાતે,
તેની સાથે સુચિર કરતું તું અહો! કેલિખંતે...
ત્યારે ઝંખી ઊઠતું ઉર હુંયે બનીને તડાગ
ક્યારે માણી રહું તુજ પરે મુક્ત આ કેલિરાગ!...

## જરાક.... ☐ જાનકી મહેતા

પવને જરાક દિશા બદલી
ત્યાં તો

નિતર્યાં સરોવરનાં શાંત જળમાં વલયો જાગી ઊઠયાં.
ભૂરાભૂરા આકાશમાં મેઘધનુષ્યના રંગ પથરાઈ ગયા.
લીલાંછમ વૃક્ષો શાખા-પ્રશાખાઓ ને પર્ણપર્ણ સહ ચમકી ગયાં.

પવને જરાક દિશા બદલી
ત્યાં તો
નીડમાં લપાયેલાં પંખીઓએ પાંખો ફફડાવી.

પવને જરાક દિશા બદલી
ત્યાં તો
પોડશીઓના વાળની લટો ઝૂમવા લાગી.

## હતાં ☐ હેમન્ત દેસાઈ

જે હતાં તે ભાગ્યવશ બંધન હતાં
આપણે ઉત્સવનું વૃંદાવન હતાં!
અર્થનો સૂરજ હથેલીમાં ઊગે
હોઠનાં ઉજ્જવળ અશાં સ્પંદન હતાં!

શુષ્કતાની આડને શરમાવતાં
સામસામાં દૃષ્ટિનાં વંદન હતાં!
વાતનાં પંખીઓ બોલે ટોડલે
ઝલમલ્યાં કૈં વેણુનાં શોભન હતાં!

ભીંડના ઝંકાર ઊઠયા કયાંકથી
અણુશમ્યાં તેનાં જ આંદોલન હતાં!
રણઝણ્યાં કરતાં ઝરણ સંબંધનાં
કિન્તુ છાનાં કયાંક તો ક્રંદન હતાં!

## મિલન રંગો ☐ લલિત ત્રિવેદી

(ગઝલ)

ઊછળી રહી છે કંચુકીમાં રાતની કુમાશ
કંપી રહી છે ગાલમાં જાસૂદની રતાશ

ફૂંકાય છે શરીરમાં તોફાન ફાગણી....
સ્પર્શું છું જ્યાં જરાક તારા દેહના પલાશ

લસર્યા કરે છે આંગળી મસૃણ શૃંગથી....
ઘૂંટાય છે રંગોમાં લીલી રાતની ભીનાશ

ગ્રીવાથી....સ્કંધથી....વહે સુંવાળી પીઠ પર....
....ને મારામાં ભળે છે અરિતકેશની ભીનાશ

પંખી ન થૈ શકાય કે ડૂબી શકાય નહિ
આ કેવી ખળખળે છે તારી આંખમાં નીલાશ???

કોઠેથી નાભિ....નાભિથી કોઠો....ફરી ફરી....
કોઠો....ભીની ત્વચા....ને સ-રસ દ્રાક્ષની ખટાશ

પ્રસ્વેદના સંગમમાં પછી ઓગળી ગઈ....
થોડી રહી ગયેલ મિલનની મધુર કચાશ.

## ભ્રમણા ☐ ગેબ્રિઅલ ટર્નબુલ ☐ ઉત્પલ ભાયાણી

જકડાયેલી જાંઘો
ગતિમાં હાલતા નિતંબો
ભરાયેલો ચહેરો
ફેલાયેલા હોઠમાંથી પસાર થતો
ટૂંકો અને ઝડપી શ્વાસ
ભૂત વળગ્યું હોય એટલી કાર્યમગ્ન
હસ્તરેખી! એ તો ગલીમાં
પોતાના ઘોડાને દોડાવી રહી છે

વરસો પછીની એક સાંજ □ અરવિંદ ગજજર

કમળપત્ર પર—
શકુંતલાએ પાડેલા અક્ષરો જેવી
તારી યાદ !
આ કમળ સરોવરમાં સમી સાંજરે,
ઓગળતું જતું પ્રાચીન રાજમહેલનું પ્રતિબિંબ,
ને
જળ પર રમતો
જળપંખીનો જળપંખીને સાદ !
કિનારે બેસીને રક્તિમ સાંજના ઘૂંટડા ભરતો
એકલો હું....
તોરલ,
વિશેષ તો શું કહું ?

ઉરકેરાટ □ સ્પાઈક હૉકીન્સ □ ઉત્પલ ભાયાણી

સિગારેટ જેમ સ્મિતોને
પથારીમાં માણી શકાય
તમને તમારાં આભૂષણ
કેટલાં પ્રિય છે એની પર એનો આધાર છે
આજે રાત્રે
બધાં જ હૃદયનોની ટિકીટો લઈને
રાત્રિ સાથે બહુ ઓછું સૂવા માટે
હું આડો પડયો છું
આંખો તકલાદી જાનવરોમાં ઘૂસી જાય છે

☐ સુરેશ દલાલ

સવાર ફૂલના ગુચ્છા જેવી : સાંજ બગીચો મારો
રાત તો પોતે રાતરાણી જો મને સંગ હોય તારો.

રાહ જોઈને આંખ આ મારી
થઈ ગઈ છે રસ્તો;
રસ્તો પોતે થઈ વેદના
મને રહે છે ડસતો.

ફૂલ-બાગનાં સપનાં એ તો શૈયામાં અંગારો
સવાર સૂકી ડાળી જેવી : દિવસ ક્રૂર કઠિયારો

સ્મશાનના અગ્નિની આવે
હવે ફૂલમાં વાસ
જ્યાં જોઉં ત્યાં આસપાસ
આ બળી ગયેલું ઘાસ

હવે સ્મરણ કે સપનાં : જાણે વિધવાના શણગારો
સવાર સૂકી ડાળી જેવી : દિવસ ક્રૂર કઠિયારો.

જ્હોન ડનની એક કવિતામાંથી ☐ અનુ. નીતા રામૈયા

હું બમણો મૂર્ખ ઠરું છું,
હું જાણું છું,
પ્રેમ કરવા બદલ,
અને રોદણાં ગાતી
કવિતામાં એવું કહેવા બદલ.

મારીશીકો ☐ સુધીર ઠક્કર
(જાપાનીઝ)

તું મને જગાડે છે
મારા અંગેઅંગને હલબલાવે છે, અને ચૂમે છે મને
વિશ્વની પ્હેલી સવારનું
હું આપું છું ઝાકળબિંદુ તને.

☐ જાનકી મહેતા

અશોક....અરવિંદ...નવમાલિકા...આંબામોર.... નીલોત્પલ
પંચબાણ
રતિ અને કામદેવ

કેવા તો રોમેન્ટિક હતા આપણા પૂર્વજો!

વાત્સાયનમુનિ રચે કામશાસ્ત્ર
ઉર્વશી....મેનકા....નેત્રકટાક્ષ
મલયના પવન સુગંધિત શીતલ મંદ
મધુરમધુર નાદ
ગાંધર્વલગ્ન....અગ્નિની સાક્ષીએ
મધરાતે ચોરીફેરા
અરૂંધતી દર્શન

આપણે તો
રજિસ્ટર્ડ મેરેજ
ઘરનાં વલખાં, નોકરી
સલામતીની ચિંતા
આયુષ્યની ભરબપોરે
પથ્થરનાં પગથિયાં

☐ બિહારી ☐ જશવંતી દવે
(વ્રજભાષા)

૧ વામા ભામા કે કામિની
કહી બોલાવો પ્રાણેશ!
પ્રિયા કહેતાં લાજો ના
જઈ વર્ષામાં વિદેશ?

૨ કાગળ પર લખાય ના, કહેતાં સંદેશો આવે લાજ
કહેશે બધું તારું હૃદય, મારા હૃદયની વાત.

## પ્રેમ ☐ જયા મહેતા

હજી કાલે તો એક નાનકડું મોજું ઊછળવા કરતું'
આજે જોઉં તો મહાસાગર લહેરાય છે.
પવનની લહરી થઈને તું આવ્યો મારા જીવનમાં
ઘૂમરાતો ચકરાતો વાવંટોળ થઈને સરી ગયો

રેતીમાં જોડાજોડ પગલાં પાડવાની નીરખવાની
રમત આપણે રમ્યા કરી—
એક મોજું આવ્યું અને....

આપણી આંખે વિશ્વને જોઉં છું : અનેકરંગી મેઘધનુષ્ય
તારી આંખે મારી આંખે : કેવળ ખાલીખમ અવકાશ

ખર ખર ખર ખર પાન ખરે, ક્ષણ સરે
શાશ્વતી એક તારા–મારા પ્રેમની

બહાર અચાનક ઝીણીઝીણી વર્ષા
ભીતર ભીતર હળુહળુ સુંવાળી હલચલ

કોઈક ધીમુંધીમું રડે છે તમરાની ત્રમત્રમ જેવું
તારા આગમનની પ્રતીક્ષામાં

સમય સરે છે ટીપે ટીપે....ટીપે ટીપે....
વિખૂટા હું અને તું જ્યારે

તને મેં ઝંખ્યો ફરી ફરી ના કદી,
દાવાનળ ફરી વળ્યા પછી તો રહે છે કેવળ....

કડાક તૂટે ભોંય
ને ફૂટે કોંટો કૂણો કેસરી તીણો
શું તાકે આકાશેને?
ના, તને....તને.

તેં પૂછયો પ્રેમનો મર્મ અને હું દઈ બેઠો આલિંગન –હરીન્દ્ર દવે

તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૯૭
વર્ષ ૧૭ : અંક ૧ : ઑક્ટોબર, ૧૯૮૩
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)

---

☐ અરવિંદ મુનશી

પ્રવાસે નીકળું એ પહેલાં જ
તને પત્ર લખવાની પ્યાસ કેમ સળગી ઊઠી ?

☐ અરવિંદ ગજ્જર

સૈં તમે આવ્યાંની ક્યારે પળ મળે ?
હું મરું રણમાં ને ગંગાજળ મળે !

☐ મારિશીકો ☐ કિશોર શાહ
(જાપાની)

મારા હૃદયમાં
આગ લાગી છે
કોઇ ધુમાડો ઊમટતો નથી
ને કોઈ જાણતું નથી.

☐ મારિશીકો ☐ કિશોર શાહ
(જાપાની)

મને પ્રેમ કરી લે, આ ક્ષણે આપણે
દુનિયામાં સૌથી સુખી આદમી છીએ.

---

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલૅન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૩૦ રૂપિયા, પરદેશમાં ૪૦ રૂપિયા. આ અંકના છૂટક ૧૦ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતિ છે. પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ-૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.

## કાચી સોપારીનો કટ્ટકો રે.... □ વિનોદ જોશી

એક કાચી સોપારીનો કટ્ટકો રે
એક લીલું લવિંગડીનું પાંન
આવજો રે તમે લાવજો રે મારા મોંઘા મે'માન
એક કાચી સોપારીનો....

કાગળ ઊડીને એક ઓચિંતો આવિયો
                    કીધાં કંકોતરીનાં કામ
ગોતીગોતીને આંખ થાકી રે બાવરી
                    લિખિતંગ કોનાં છે નામ

એક વાંકી મોજલડીનો ઝટ્ટકો રે
એક ઝાંઝરનું ઝીણું તોફાન
ઝાલજો રે. તમે ઝીલજો રે. એનાં મોંઘાં ગુમાન
એક કાચી સોપારીનો....

ઊંચી મેડી ને એના ઊંચા ઝરૂખડા
                    નીચી નજરુના મળ્યા મેળ
ઊંબરમાં સાથિયા ને ટોડલિયે મોરલા
                    આંગણમાં રોપાતી કેળ
એક અલ્લડ આંખલડીનો ખટ્ટકો રે
એક હૈયામાં ઊઘલતી જાન
જાણજો રે તમે માણજો રે એની વાતું જુવાન
એક કાચી સોપારીનો....

ગઝલ ☐ હેમેન શાહ

પ્રેમનગરમાં હું પરદેશી વતની જેવો,
ભટકું, કદરૂપી યુવતીની કથની જેવો.

સૂર્યાસ્તોના રંગો વચ્ચે હું ઝડપાયો,
ધૂળેટીમાં સદ્‌ગૃહસ્થની કફની જેવો.

ઊષર ભૂમિ ફળદ્રુપ કરવાના નિશ્ચયથી,
લાવારસ પ્રસર્યો મીરાંની લગની જેવો.

મિલોના હુક્કાને બેસી ફૂંક્યા કરતો
પ્રાંત શહેરનો છે રજવાડી વ્યસની જેવો.

આમ ફરીથી પત્તાંના સૌ મહેલો તૂટ્યા,
છાતી કાઢી પવન ફરે છે ગઝની જેવો.

ગઝલ ☐ હેમેન શાહ

ખુદથી તસુ ખસેડશે કાળી લકીર કોણ?
લાવ્યા છે આગિયાનું લડાયક ખમીર કોણ?

જ્ઞાની હશે, યા મૂર્ખ, યા કોઈ હશે કવિ,
સૂતો છે કલ્પવૃક્ષની નીચે ફકીર કોણ?

સારું થયું કે ઊડતાં પારેવડાં થયાં,
ઈશ્વરની આદ્ય ચીસને આપત શરીર કોણ?

જોઉં, અડું છતાંયે અનુભવ મળે નહીં,
ઇન્દ્રિયોમાં વસે છે આ ઉઠાઉગીર કોણ?

એ જાણવાને મૃત્યુ હું પામ્યો કે દૂર દૂર,
લાગણીનું ગીત ગાય છે કન્યા સગીર કોણ?

તિમિરની ધાર પર તરવરે તેજ ને અશ્રુમાં ઝરમરે હર્ષ ઊંડે,
નયનમાં ઝળવળે કીકીઓ શ્યામળી તોય ત્યાં તેજઅંબાર ઊઘડે.
અંતળ જળ સાગરે ઊછળતાં ઘોર અંધારમાં તલ વિશે મોતી ઝળકે
આભના ઊંડળે શૂન્યતા સમસમે ભીતરે ઘૂઘવતો શબ્દ સળકે.
ડુંગરા અડગ અવિચલ ઊભા અંતરે ઝરણ ઝમતાં ઝીણાનાદ ઝણકે
સકળ લીલા અકળ નીરખતાં નીતરતાં નેણ, પણ શબ્દ હોઠે ન રણકે.
અલ્પમતિ હું અહીં વિલસતા વિશ્વ વચ્ચે ઊભો ભેદનો ભેદ શમણું,
વૃક્ષના પણ શો તેજ ને તિમિરના સ્પંદ ઝીલી ઝૂલું કંઈ ન જાણું.

૨.

નેણ મીંચું અને ખલક ડૂબી જતું
પલકમાં અવનવાં તેજ ખૂલે,
શ્વાસહિંડોળના લય વિશે વિરમતા
સૌ અજંપા, નિખિલ નાદ ઝૂલે.
જગતનાં રૂપ સૌ એકરસ ઓગળે,
અલખ અવિનાશી બ્રહ્માંડ વ્યાપે,
કૂંપળે કૂંપળે બુંદઝાકળ સરે
પરમ ચૈતન્યનો સ્પર્શ આપે.
જલ નહીં સ્થલ નહીં સૂર્યશશિયર નહીં,
ઝગહળે જ્યોત પરકાશ રેલે,
ફૂલ વિણ ધૂપ વિણ દીપ વિણ મઘમઘે
અખિલનો નેહ સર્વત્ર મેળે.
અકળ લીલા સકળ અંતરે વિલસતી
વાણીનાં વ્હાણ તરતાં જ ખાલી.
નિરવધિ તું કયહીં, હું કિનારો અહીં
ભરતી ને ઓટ ફેરા જ ઠાલી!

## કે હાથ તમે ☐ જયન્ત પાઠક

કે હાથ તમે હાબ્યો ને ઊછળી લાગણી!
કેવી તે કેમ કહું
આવડવા જેવડું હું કયારે અબુધ છું ભણીગણી!
સિસકારો કીધો તે સંભળાયો ઠેઠ
ભોળા છાતીમાં ઊંઘતા કપોતને;
ઊભરાતાં પાણીએ નાખ્યું પલાળી
મારા કુંવારા પાંપણના પોતને;
વેદનામાં પંપાળું હાથ મારો
તેય જાણે તમ્મારો! થાય એવી લાગણી
કોણ જાણે શું શું દબાયું તે
છેક મારા કાળજામાં ઊઠી કંપારી
મારગ વચાળ, લાખ આંખોની ભાળ
તેમાં કેમ કરી મોચણી મારી!
ઝાલી જેરુકો હાથ
ચાલી જો હોત સાથ....
એમ ભાયગને ભાંડું, અભાગણી!

## બે કાવ્યો ☐ હિના દેસાઈ

મારામાં ૧.

મારામાં એક ભોરિંગ વસે છે
એ છંછેડાય છે ત્યારે
ડંખ દે છે ગમે તેને
મારામાં
એક વાદળું વસે છે
એ વરસે છે ત્યારે
પલાળી દે છે ગમે તેને-
પેલા ભોરિંગને પણ!

નદી ૨.

નદી તો વહે છે
બબ્બે કાંઠાના રક્ષણ વચ્ચે
ને હું
અરક્ષિત; એકલી....

ગઝલ □ પ્રવીણકુમાર રાઠોડ

હાથ, હલેસાં, હોડી છે ને માણસ છે ને દરિયો છે
માણસ પોતે કોડી છે ને માણસ છે ને દરિયો છે.

આ ફૂં ફૂં ફૂં ફૂં કરતો મોજાંઓનો મારો છે, તોફાનો છે
હાલત ખૂબ કફોડી છે ને માણસ છે ને દરિયો છે.

બન્ને કાંઠે નિરાધાર માણસ બેઠા છે, એકલતાનો કાંઠો છે
શ્વાસ તો તેજી ઘોડી છે ને માણસ છે ને દરિયો છે.

આ ઇચ્છા એ તો ધસમસતી નદીયું છે અથવા એમ કહો
સોળ વરસની છોડી છે ને માણસ છે ને દરિયો છે.

ભાંગી ભૂક્કા થઈ જવાની હિમ્મત હો તો આવે, આ તો ખેલ નથી
ભીની અગનપિછોડી છે ને માણસ છે ને દરિયો છે.

બે આંખ એ સૂક્કો દરિયો છે ને ફૂણો-ફૂણો ખરિયો છે
મુઠ્ઠમાં ખાંસી ખોડી છે ને માણસ છે ને દરિયો છે.

દરિયાઓ, દીવાદાંડી ને ઠડ ઠડ ઠડ ઠડ ઘટનામાં
જાતને તોડી-ફોડી છે ને માણસ છે ને દરિયો છે.

એક કાવ્ય □ રમેશ પટેલ

અરીસાએ
પોડશી કન્યાને જોતાં
જે કાવ્ય રચેલુ,
તે—
ચકલી આજ સુધી
અરીસામાં શોધતી રહી છે!

## હેમન્ત ☐ ઉશનસ્

શરદના તારા હજીય ચોમાસુ ભેજવાળા છે;
તેમનું એક કણુસલું પોપચામાં ભરીને
છેક મોડી રાતે આંખમીંચીને ઊંઘી ગયો;

કાચા ભીના કોલસાની સગડીની માફક
આખી રાત તતડી છે મારા કાનમાં;
કેટલાક તો તણખાની માફક ઊડયા છે ને ખર્યા કર્યા છે
આખીય રાત લાંબા લિસોટામાં થૈ મારી આંખોમાં
શંભુના ભભૂતિયા ભાલમાં ચોઢેલા
ચોખાની જેમ જ;
સવારે જરાક વહેલો જાગીને જોઉં છું
ને ગૂંગળાઉં છું; આંખો ચચરે છે;
બંધ બારણાં હોવા છતાં, કોણ જાણે કયાંથીય
આખો ઓરડો તારકધૂણીથી ગોટેગોટ!
ભરાઈ ગયો છે!

## દૂધિયા રાત ☐ ઉશનસ્

દૂઝણું આભ
ભર્યા આઉએ દૂઝે
લક્ષ આંચળે;
તારા બધા જ
દૂધે ધોયેલા, અને
આ પ્રતિપદા
પલેકમાં, લ્યો, બીજ!
બીજ જે જતી
ભરાઈ ફાટુંફાટું
દૂધિયા ફીણે!

## રોમાંચ ☐ ઉશનસ્

મધરાતે ક્યારેક
એવીય ક્ષણો આવી છે કે જ્યારે
ત્રણ ત્રણ રોમાંચો એકમેકમાં અડાબીડ ..સાથેલાગા...
આકાશને તારકિત રોમાંચ
ને પૃથ્વીને લહલહતા તૃણનો;
આશ્લેષે, વચ્ચેની ભીંસમાં આવી જાઉં છું હું,
હુંય પોતે જે રોમાંચિત;
સવારે પથારીમાં જોઉં છું તો
થોડાંક તણખલાં ને થોડાક તારા!
—અરે, થોડાંક તો મારાં રૂંવાડાંમાંય
વળગેલાં છે પીંજતા ઊડેલા રૂ જેવાં
—એક મોટી ભરતી ઊતરી ગયેલા ફીણ રેખાંકિત
સમુદ્રકાંઠા જેવો હું!

## ચૌમુદ્રિત પૃથ્વી ☐ ઉશનસ્

ઉપર આકાશમાં આ તમે જેટલા તારા જુઓ છો ને,
એટલા જ બીજા આવા તારા
પૃથ્વીના ગર્ભમાં ભંડારી દેવામાં આવ્યા છે!
(એની કુંડળી જ બોલી ઊઠે છે ને!)
એની માટીમાં અમસ્તાં જ આટલાં છિદ્રો નથી તો--
રોજરોજ આટલાં અઢળક ફૂલોનો જન્મ!
નહીં તો, એનો શો જવાબ છે બીજો?
પૃથ્વી આમ તો જનમમૂંગી છે, લાજૂડી કુન્તી;
સૂર્યભુક્તા એ મીંઢી તો શાની વાત કરે ચોખવટથી,
એ તો ભલું થજો આ કર્ણનું:
આ ઘાસનું ને ફૂલોનું સ્તો
એમણે છાપરે ચઢીને આ રહસ્ય
ખુલ્લું કરી દીધું છે.

નદી કાંઠે ☐ હર્ષદ ચંદારાણા

છું બંધાયો કમળ-ગાંઠે
રહ્યો તેથી નદી-કાંઠે

પ્રહર આઠે
નદી-કાંઠે

પૂરા ઠાઠે
નદી-કાંઠે

અશ્વ પાઠે
નદી-કાંઠે

વહી ઝટપટ ગયા સાઠે
નદી પેઠે નદી-કાંઠે

[૨]

ફરી આવી ચડે છે કોઈ પગપાળું નદી-કાંઠે
અને ચારે તરફ અજવાળું – અજવાળું નદી-કાંઠે

અને એવું બને કે હોય જળ ત્યાં શિલ્પના રૂપે
અહીં છે પથ્થરોનું રૂપ પાંખાળું નદી-કાંઠે

દિવસભરની મહેનતની તરસનું આ બળદગાડું
હવે આવી રહ્યું છે આમ જળ-ઢાળું નદી-કાંઠે

ધૂનામાં ધૂબકો મારી દીધો તેં જળપરી પાછળ?
કે જોતું સ્તબ્ધ થઈ ઊભું છે આ નાળું નદી-કાંઠે

કે દરિયો છોકરા જેવો જ નખરાળો નદી-કાંઠે
નદી પણ છોકરી જેવી જ લજ્જાળુ નદી-કાંઠે

[૩]

નદી-કાંઠે નથી હોતો હું મારામાં, પરાયો છું
નદી-કાંઠે ઊભો છે દેહ મારો, હું તણાયો છું

કે થંભી દૃશ્ય એ જોવા નદી, તો ઊભરાઈ ગઈ
નદી-કાંઠે હું તારી ઝુલ્ફમાં જો ગૂંચવાયો છું

કે માગું આવતા જન્મે મળે જળનો મને અવતાર
નદી-કાંઠે કૂણા હાથે ભર્યા ખોબે પીવાયો છું

પવનની એક ભીની લ્હેરખી સાથે ગયું ખૂંપી
નદી-કાંઠે સ્મરણ તારું; શ્રવણ માફક છવાયો છું

કે સાંજે ખેંચી લાવે છે મને અહીંયા તરસ તારી
નદી-કાંઠે સૂરજના વેશમાં રમતો ભવાયો છું

[૪]

ઘણાં વર્ષો નદી-કાંઠે બની પથ્થર પડ્યો છું હું
મૂકેલા વસ્ત્રની ખુશબોથી પીધેલો પડ્યો છું હું

ઘણાં વર્ષો નદી-કાંઠે બની પથ્થર પડ્યો છું હું
કે જળના પ્રેમમાં કૈં પથ્થરો સાથે લડ્યો છું હું

ઘણાં વર્ષો નદી-કાંઠે બની પથ્થર પડ્યો છું હું
સદાયે માછલી માફક તને જળ તરફડ્યો છું હું

ઘણાં વર્ષો નદી-કાંઠે બની પથ્થર પડ્યો છું હું
અડે જો સૂર્યના હાથો ઉમળકાથી અડ્યો છું હું

ઘણાં વર્ષો નદી-કાંઠે બની પથ્થર પડ્યો છું હું
વહેણોમાં કદી પલળ્યો નથી તેથી રડ્યો છું હું.

સવાર ☐ મહેશ યાજ્ઞિક

પરોઢિયાના પાલવ ઓથે ઝાકળ ઝીણું મલકે
અજવાળું ઓઢીને અચરજ પાન-પાનમાં છલકે
તુલસી ક્યારે ગીત ઊગે ને
શેરીમાં કલશોર
ફરી ઓરડે ઊંઘ ભરેલી
આંખે ટહુકે મોર
નળિયા પરથી સરકી તડકો ફળિયા વચ્ચે છલકે
પરોઢિયાના પાલવ ઓથે ઝાકળ ઝીણું મલકે
ખોઘરણામાં શેડ પડે ને
ઝાંઝરનો રણકાર
ચહલપહલથી ઘરમાં ઊગે
ફૂલ સરીખો ભાર
ખીસકોલી બે ગલી કરે ને લીમડો મીઠું મલકે
અજવાળું ઓઢીને અચરજ પાન--પાનમાં છલકે

☐ સુરેશ દલાલ

પ્રેમ તો હોતો નથી અહીં ધારણાઓ હોય છે
રે જવા કે આવવાનાં બારણાંઓ હોય છે
જીભથી વાતો કરે છે લોક અહીંયાં પ્રેમની
સાવ કોરી વ્હાલની વિચારણાઓ હોય છે.

□ સુરેશ દલાલ

આટલી બધી લાગણીનાં ફૂલ કોઈને ચરણ વેરવાં નહીં
કોઈને સ્મરણ પ્રાણને કદી આમ પળેપળ ઘેરવા નહીં.

એકના વિના આટલી હદે
ઉદાસ ઉદાસ રહેવું
જળમાં ઝિલાઇ માછલી : એને
જળનું વહેન કેવું ?
રણમાં રહીને સપનાંઓના રંગગુલાબ ઉછેરવા નહીં.
આટલી બધી લાગણીનાં ફૂલ કોઈને ચરણ વેરવાં નહીં

એકની સાથે આટલી હદે
રાજી રાજી રહેવું.
સ્મિતના ભર્યા બાગની ભીતર
આંસુઓનું વહેવું.
આજ તો મારે આટલું કહેવું :
કોઈના હૃદયભાવને કદી આટલા તે ઉશ્કેરવા નહીં.
આટલી બધી લાગણીનાં ફૂલ કોઈને ચરણ વેરવા નહીં.

આત્મહત્યા પહેલાંની ચિઠ્ઠી □ સુરેશ દલાલ

હે ઈશ્વર!
તેં મને જન્મ આપીને
ભયંકર ભૂલ કરી છે.
તારી આ ભૂલને
હું મારા મરણથી સુધારી લઉં છું.

☐ જયા મહેતા

દુશ્મનનું લશ્કર પસાર થઈ ગયું.
નગર ઉજ્જડ છે.
અકાળ પાનખરથી આંખુંભૂખરું નિષ્પર્ણ
વૃક્ષ સ્તબ્ધ છે.
તૂટી પડેલી ઇમારતના કાટમાળ વચ્ચે
ભીંતો લોથપોથ ઊભી છે.
ખીણમાં પડઘાતા અવાજની જેમ
શ્વાસ પડઘાય છે.
પુરુષ નિષ્પલક બાળકને હાથમાં લે છે.
સ્ત્રીના ખાલી ખોળામાં
ચાર મૂંગી આંખો ટપકી પડે છે.

☐ જયા મહેતા

આજે આ આસોપાલવ કેમ લહેરાતો નથી
ને પાંદડાં વચ્ચે રમતી લીલીછમ હવા કેમ ભૂખરી થઈ ગઈ છે?
સમુદ્રનાં મોજાં ઊછળી ઊછળીને વાતો કેમ નથી કરતાં
ને કોઈ જહાજના સઢ કેમ ફરફરતા નથી?
સૂરજ છોભીલો પડી ગયો છે
ને પરોઢ છતાં ક્ષિતિજો પણ ઉદાસ ઉદાસ છે!
કાગડા ચૂપ છે, ચકલાં કલબલ કરતાં નથી,
કીડીમકોડા પણ દરમાં ભરાઈ ગયાં છે!

કોણ અહીં પ્રવેશ્યું છે ચૂપકીદીથી અને....
મારામાંથી કશુંક ઊતરડીને ખૂંચવીને ઝૂંટવીને
કોણ ઝંઝાવાતની જેમ ચાલી ગયું છે?

એક અલૌકિક સ્થળેથી □ લલિત ત્રિવેદી

ભલે સૂઝવે અનુસંધાન, હવે અહીંયા જ રહેવું છે
ખરે ને ખખડે પાનેપાન, હવે અહીંયા જ રહેવું છે

અહીં મૂકું, પણછ ને બાણ, હવે અહીંયા જ રહેવું છે
અહીંથી થાઉં અંતરધાન, હવે અહીંયા જ રહેવું છે

ન કોઈ માર્ગ થનગનતા, ન કોઈ અશ્વ હણહણતા....
ન ક્યાંયે પહોંચવાનું ભાન, હવે અહીંયા જ રહેવું છે

શ્વસનથી આભ લગ, ને આભથી સો જનમ લગ પ્રજળું....
મળે એવું અહીં સમશાન, હવે અહીંયા જ રહેવું છે

કે મારા લોહી-શી વ્હેતી આ વૈતરણીનો હો કાંઠો....
અને ના પુચ્છનું પણ જ્ઞાન, હવે અહીંયા જ રહેવું છે.

□ અનુ. જયવંતી દવે
(પ્રાકૃત)

હે સુભગ !
આ ત ણી
હજારો લલનાઓથી ભરેલા તારા હૃદયમાં સમાતી નથી.
એટલે દરરોજ
બીજાં કામ છોડીને
પોતાની કૃશ કાયાને
વધારે કૃશ કરી રહી છે.

હૃદયને ફૂટશે વાચા ☐ શૈલેશ ટેવાણી

હવે
મારી કવિતાના શબ્દ
લગાવશે છલાંગ
અજાણ્યા તારા દેશને આંબવા
હું
બેસી રહીશ વિવશ
ઘાસથી આવૃત્ત પર્વતોની ટોચ પર
છવાઈ ગયેલા ધુમ્મસને જોઈને
આંખ પર ઝાકળ બાજશે
મનને પાંખ ફૂટશે
હૃદયને ફૂટશે વાચા
શરીર થશે વજનહીન
અને
હોઠ બોલ્યા કરશે ફફડાટ વિના
ચરણને ચાલવું નહીં પડે
અને
સપનું લઈને હું તારા ખંડમાં આવી ચઢીશ
જ્યારે....
તું
ઊંઘતી હશે રેશમી હવાના આશ્લેષમાં....
ત્યારે
હળવેકથી મૂકી જઈશ એ પાંપણ વચ્ચે
આપણું સ્વપ્ન.
અને....
દૂર ટેકરી પર જોયા કરીશ
ઝાકળ અને ટોચનું મિલન!!

અરીસો ☐ તાદા થિમાકો ☐ જયા મહેતા
(જાપાની)

મારો અરીસો હંમેશાં મારા કરતાં જરા ઊંચો હોય છે.
હું હસું પછી થોડી વારે એ હસે છે.
ઉકાળેલા કરચલાની જેમ મારું મોઢું શરમથી લાલ થાય છે
અને નેલ-કટરથી મારા પ્રતિબિંબને કાપી નાખું છું.

કોઈ અમીરઉમરાવ પોતાના ખિતાબો
અને કોઈ દુષ્ટ પોતાનાં છૂંદણાં પાછળ અદૃશ્ય થાય તેમ
હું મારા હોઠ અરીસા પાસે જવા દઉં છું ત્યારે
એના પર ભેજ ફરી વળે છે, અને હું મારા નિસાસાની પાર
અલોપ થઈ જાઉં છું.

મારો અરીસો સ્મિતોનુ કબ્રસ્તાન છે.
મુસાફર, તું લેકેડેમોન આવે ત્યારે
તેમને કહેજે કે અહીં એક કબર છે,
ભારે રંગભૂષાથી શ્વેત રંગેલી
અને અરીસામાં કેવળ પવન ફૂંકાય છે.

શહેરી સવારનો સૂરજ ☐ નીતા રામૈયા

ટોળામાં
દિવસભર ખોવાઈ ગયા પછી
જાતને છૂટી કરીને એકલી પાડતાં
આખી રાત પસાર થઈ જાય છે.
મારી સ્વયંસ્ફુર્ત જાતને લઈ ને
તારી પાસે આવું તે પહેલાં, પ્રિય,
શહેરી સવારનો સૂરજ
મને મૂકી દે છે, ફરીથી
ટોળામાં

આના કરતાં તો
જનમ્યો જ ન હોત તો?
વાંસવનમાં ભૂલો પડેલો પવન
સમી સાંજે માળામાં પાછો ન ફરે તોય શું?
બધાંય અરણ્યો
એકસામટાં ધરતીમાં સમાઈ જાય તોય શું?
સૂરજનાં હૂંફાળાં કિરણો
ધરતી સુધી ન પહોંચે તોય શું?
આમેય
ફટાઈ ગયેલી ઇચ્છાઓને
પાંચીકાની જેમ ઉછાળી શકાતી નથી
ચામડીના સાતેય પડની નીચે
સળવળતી સોનેરી માછલીઓને
જાળ નાખીને પકડી શકાતી નથી.
કે મગજને
ગેસ ભરેલા ફુગ્ગાની જેમ ઉડાડી દઈ શકાતું નથી
ને નિઃશ્વાસ તો કે' ખરતો તારો
ને બુદ્ધિ તો કે માછીમારની કાળી ભમ્મર જાળ
પણ હવે
આ બધો બકવાસ કરીનેય શું?
હૃદયને કહી દો—હવે ધબકીનેય શું?
શબ્દોને કંઈ ઘીના દીવાની જેમ પ્રગટાવીને
પાણીમાં તરતા મૂકે શકાતા નથી
એક પાનખરમાં મારો જમણો હાથ ખરી પડ્યો
ત્યારે જ મેં
એ હાથને રોપી દીધેલો એવરેસ્ટના શિખર પર;
શ્વેત ધજાની જેમ ફરફરતો!

ને હવે તો
બેય ચરણ દાનમાં દઈ દીધાં છે સહરાને
બેય આંખો સોંપી દીધી છે અફાળીડ આકાશને
ને આથમતા જતા શ્વાસ આપી દીધા છે ખડકાળ હવાને
ને મારી ઘૂઘવતી વાસના
આપી દીધી છે અષાઢની ઘનઘોર રાતે કડાકા સાથે થતી વીજળીને
ને મારી શૂન્યતા તો
ક્યારનીય હાથોહાથ સોંપી છે--
કૃષ્ણની વાંસળીના પોલાણને
ને....ને છતાંય થાય છે--
આના કરતાં તો જનમ્યો જ....

---

પ્રકટ થનાર કાવ્યસંગ્રહ 'અવાજનું અવાજવાળું'માંથી

ગઝલ ☐ હનીફ સાહિલ

સાવ સરકતી પળમાં જોયું
તારું વહેવું છળમાં જોયું

શાપ મળ્યા દર્પણના એવા
સાચ કદી ના જળમાં જોયું

વૃક્ષે વૃક્ષે દિવસો ઢળતા
પર્ણે પર્ણે પળમાં જોયું

કેમ બની ગઈ આંખ અવાચક
એવું શું ઝળહળમાં જોયું?

કાગળ પર કૂંપળ શી ફૂટી
શબ્દ સમું મેં તળમાં જોયું

થોડું ઝંખ્યું તપ્ત તૃષામાં
બાકી આ મૃગજળમાં જોયું

શ્વાસ સંબંધો ને સંદર્ભો
સઘળું આ કાગળમાં જોયું.

## મધરાત પછી અમદાવાદ ☐ યોગેશ જોષી

સાવ ઠરી ગયેલું સાબરમતીનું લંગડું પાણી
અર્ધમીચેલી આંખે કશાક નશામાં
હજીયે ભૂતકાળને ચ્યુઇંગમની જેમ ચગળતા ઝૂલતા મિનારા
ધીજેલા ધુમાડાને કારણે બળતી આંખોને
પરાણે પહોળી કરી રાખીને ઊભેલા નિયોન લૅમ્પ્સ
થીજી ગયેલા આંસુ જેવું કાંકરિયા
કો'ક જંગલમાં ભાગી જવા માટે
ચોર પગલે સરતાં જતાં રડયાંખડયાં વૃક્ષો
ધરતીમાં સમાઈ જવા ઇચ્છતો યુનિવર્સિટીનો ટાવર
આખાયે શરીરે આયોડેક્સ ઘસીને
નિદ્રાને પકડવા મથતી આસ્ફાલ્ટની સડકો
પ્રેતસૃષ્ટિના બિહામણા પડઘાઓથી થરથરતી
વેદનાની ઝીણેરી ભાત જેવી સીદી સૈયદની જાળી
લાલ દરવાજે સૂનમૂન પડેલી
વેરણછેરણ ચણોઠીઓ જેવી મ્યુનિસિપાલિટીની બસો
યુદ્ધના થાકથી હજીય કણસતો ભદ્રનો કિલ્લો
ધુમાડા ઓકી ઓકીને
નક્ષત્રોની આંખોનેય ખરાબ કરતાં મિલનાં ભૂંગળાં
(આ ઊંચાં ઊંચાં ભૂંગળાંને ટેકે જ શું
ઊભું હશે ખડું ખડું થતું જર્જરિત આકાશ?)
એકમેકને ચપોચપ ચોંટીને
ખુલ્લી આંખો સૂતાં
ને ચપટી શ્વાસ માટે ફાંફા મારતાં
ખાડિયાના દમિયલ મકાનો
ભીષણ યુદ્ધ ખેલ્યા પછી
થાકીને લોથપોથ થઈ ગયેલા બહુમુખા રાક્ષસ જેવું આ
લઘરવઘર નગર;
જે ઢગલો થઈને પડયું છે કણસતું
અર્ધ નિદ્રામાં, અર્ધ સ્વપ્નમાં!

---

પ્રકટ થનાર કાવ્યસંગ્રહ 'અવાજનું અજવાળું'માંથી

ગઝલ ☐ સાહિલ

કાંઠે ઊભેલાં લોકની હાલત અજબ હતી.
હર એકની નજરમાં તરસ શું ગજબ હતી.

શ્વાસો ભરી સુગંધ કદી પી શક્યા નહીં,
રૂંવેરૂંવામાં કેટલી ભરચક તલબ હતી.

ખોબો ધરી ઊભા રહ્યાં–પી ચાલતાં થયાં,
બસ ઠેર ઠેર અંધકારોની પરબ હતી.

પૂછો ના કેવી રીતે મહેંક જાળવી અમે
ફૂલોથી જ્યાં વધારે શૂળોની અદબ હતી.

ઝબ્બે કરી ગઈ છે મને વાતવાતમાં,
એક ઇચ્છા જે સ્વભાવે ઝનૂની અરબ હતી.

તેમણે બોજો ખંખેરી નાખ્યો ☐ ટેડેઉજ રોઝેવિક ☐ જયા મહેતા
(હોલેન્ડ)

તે તમારી પાસે આવે છે
અને કહે છે
દુનિયા માટે કે દુનિયાના અંત માટે
તમે જવાબદાર નથી
તમારા ખભા પરથી બોજો ઉઠાવી લેવામાં આવ્યો છે
તમે બાળકો અને પંખીઓ જેવા છો
જાઓ, રમો

અને તેઓ રમે છે

તેઓ ભૂલી જાય છે
કે સમકાલીન કવિતા
એટલે શ્વાસ માટેની [illegible]મણ છે

૧.

ત્યજીને પદ્મ-સરોવર—આ પલાશે આવ્યો ?!—
ઋણાનુબંધથી વા ભાગ્ય વિકાસે આવ્યો!

અજાણ્યુ જો કે નગર, માર્ગ જનો ને ધરતી
ન અંધકાર વિશે કિન્તુ ઉજાશે આવ્યો!

અનેક રૂપ-રંગના આ મહામેળામાં
મળ્યાં હતાં જે ઈજન તેની સુવાસે આવ્યો!

નજાકતોના ભરી લીધા નજરમાં દરિયા
વિખેરી દેવા અહીં તીર્થપિપાસે આવ્યો!

વિદગ્ધ દિલના સવાલોના ઝ્હાડ પથરાયા
સુવાંગ કોઈ સમાધાન પ્રયાસે આવ્યો!

જનમ જનમના વટાવ્યા છે કાંઈ ચકરાવા
મળ્યાં ન'તાં જે સ્વજન તેની તલાશે આવ્યો!

૨.

છલક છાકનું દોન મુસ્તાક મનને
જતું ખેંચી પ્યારાં ગગનની લગોલગ
મને એમ ગેબી ઈજન કોઈ આંહી
લઈ આવ્યું મારાં સ્વપનની લગોલગ!
અનુરક્ત આભા હતી વિસ્તરેલી
દિશાઓ ખૂલી ખુશનશીલી સજેલી,
ભીલ્યા ફાગની એ ઝણુકતી સવારે
ભર્યાં ડગ મેં જાણે વતનની લગોલગ!
વિના મંત્ર-ઉચ્ચાર પોબાર પડતા
પરિચયના પાસા ચરણ જ્યાં ઊપડતા

વસેલી નયનમાંહિ મમતા પુરાણી
મને જાય દોરી સ્વજનની લગોલગ!
મળે જે સહજ તે ગણી મિષ્ટ મણું,
વિધાતાનું એ ઈષ્ટ વરદાન જાણું;
ભળું-વિસ્તરું સૌ તરંગે-પ્રવાહે
ઢળું મારી આંતર-લગનની લગોલગ!
ક્શા દીર્ઘ ઘંટારવે શંખનાદે
ઊઘડતી જતી ચેતના કૈં પ્રસાદે,
મહાજ્યોતિનાં તેજ તેજે હું ન્હાયું
નર્યાં માનસરનાં જીવનની લગોલગ!
હતું માત્ર ધ્રુવપદ ન'તા અંતરાઓ
હવે અંતરા પર થતાં અંતરાઓ;
મને લઈ જશે પશ્ચિમાયન આ મારું
પૂરા જન્મનાં તપ ફ્લનની લગોલગ!

અજ્ઞાતના હસ્તાક્ષર ☐ મીના દવે

શબ્દો પર સવાર થઈને
ભટકું છું, આ
સહરાના રણમાં
તૃપ્તિનો કોઈ સંકેત નથી,
નિઃશબ્દના અમીસિંચન વિના.

કેટલાંય વણસમજ્યાં
લખાણોથી,
પાનાં ભરી દીધાં છે
પણ
કિતાબ તો રહી ગઈ છે
કોરી ને કોરી
અજ્ઞાતના હસ્તાક્ષર વિના.

શું હશે....? ☐ પન્ના નાયક

ક્યાંય નહોતો પવનનો સૂસવાટો
કે
નહોતી હવાની આછીય લહર
ને તેમ છતાંય
એકાદ પાનની પાંપણ ફરકી
ને ધીરે ધીરે
વૃક્ષ આખું
કંપી હચમચી ઊઠયું....
ખબર નથી પડતી—
શું હશે....
ભય કે રોમાંચ?

## ટી. વી. એરિયલ પર બુલબુલ ☐ બાલમુકુંદ દવે

૧

ઊંચી અગાશીમાં ટી. વી. એરિયલ.
દેશ વિદેશનાં સ્પંદો ઝીલે:
માથે આછુંભૂરું વિશાળ ગગન
સામે દરિયાની છોળો
ખડક સાથે અથડાઈ દિનરાત
ફેનિલ લીલા વિસ્તરે....

ઊંચે ઊડતાં જળશીકરોમાં
જે કદી કાગળ પર નથી અવતરવાની
એવી જળકવિતા રચાય....

મોજાંના અવિરામ પછડાટમાં
કાળની ગૂઢ ખંજરી સંભળાય:
ઘડીક મૃદુલ, ઘડી કરાલ.
કાંઠે ઊભા બુઢ્ઢા ઋષિવરોશા ખડકો
વાંચે ત્રિકાલ....

દરિયા પર કયારેક ઝળુંબે પૂર્ણચન્દ્ર
કયારેક બીજની તેજ લકીર:
સાક્ષીભાવે બધું જોયા કરે દરિયાફકીર!

૨

ઊંચી અગાશીમાં ટી. વી. એરિયલ પર
આવી બેઠું બુલબુલ:
મધુર કંઠે ગાવા માંડયું બેસતાંવેંત
એનો શો હસે સંકેત?

ધીરે ધીરે ચન્દ્ર ઊંચે ચડે
દરિયે રેલાય એનું નૂર....

ઊંડી શ્રદ્ધામાં ઝબોળાય ઉર:
વિશ્વશાંતિ ભલેને આજે કયાંની કયાં દૂર....
મિથ્યા ન થાય ભોળા બુલબુલનું સંવાદી ગીત
દરિયાને મોજે મોજ આવર્તાય:
'વેરઝેર હારશે, જીતશે પ્રીત....'

હું તો મરીશ એક માટીવાળા ગામમાં □ ઉદયન ઠક્કર

હું તો મરીશ એક માટીવાળા ગામમાં,
અને તે વખતે શિયાળાની સવાર હશે.
ચકલાંની કલકલ સાથે મારા મરણની ખબર ઘેર-ઘેર પહોંચશે.
ડાઘુઓ અને મિત્રો બ્રાહ્મમુહૂર્તમાં જાગીને
નિત્યક્રમ વહેલો આટોપી લઈને
મને મળવા આવશે.
હું રાહ જોતો તૈયાર પડયો હઈશ.
હવામાં ઠાર હશે,
ને આંગણે કૂકડા બોલતા હશે,
ત્યારે તેઓ મને નદીના તટપ્રદેશે મૂકી આવવા નીકળશે;
અને હાલ્યા જઈશું અમે,
ઓસભીની માટી ઉપર થઈને.

સપ્ટેમ્બર ૧, ૧૯૩૯ □ ઑડન □ દુષ્યન્ત પંડયા

જૂઠાણાની પોલ ઉઘાડી પાડવા
મારી પાસે કેવળ શબ્દ છે;
વાટે જતા રાહદારીના મનમાં છે
તે રોમેન્ટિક જૂઠાણું હો, વા
જેના મિનારા
આકાશ ભેદવાના મિથ્યા પ્રયત્ન કરે છે
તે સત્તાના હો;
રાજ્ય જેવું કશું છે જ નહીં
અને કોઈ એકાકીનું અસ્તિત્વ નથી;
નાગરિક કે પોલીસ વચ્ચે
ભૂખ ભેદભાવ રાખતી નથી;
આપણે પરસ્પરને ચાહીએ,
નહીં તો ભરખાઈ જશું.

શુકન ☐ પ્રફુલ્લ પંડ્યા

મારામાં ઊડાઊડ કરતાં પંખીઓ થાકી ગયાં છે
સાંજ આથમવા આવી છે
અને હું સમયની વચ્ચે થતી ઊડાઊડમાં મને
અનુભવું છું આથમી જતો.......
લાંબા લાંબા રણને વીંધતો, વાદળાઓ ચીંધતો
મને વીંધીને પસાર થઈ જતી કૈં કેટલીયે
ચીસોની પાછળ
પંખીઓના મોતના શુકન જોઉં છું:

ગઈ કાલે મારામાં જે માળો બંધાયો હતો
તે આજે વીખરાઈ રહ્યો છે
મારી આંખના એક કાંઠે આથમી જતા સૂર્યમાં હું
કોઈ પંખીને છૂટકારાનો શ્વાસ લેતા સાંભળું છું અને
મને થાય છે :
"હું પંખી નથી." મન પંખી છે એવી સાદી સીધી વાત
માત્રથી હું કઈ રીતે અને કેમ ઉલ્લેખી શકું
મારામાં થતી એ નરી ઊડાઊડને?

કાળા અંધારામાં કટાઈ ગયેલા સૂર્યકિરણની શોધ
મારી વચ્ચે આરંભાય છે અને મારી
આંખોને સ્વપ્નમાં દેખાય છે એકાએક
પંખીઓનાં પીળાં પીળાં મોત :
મને ફરી એક વાર માયાની પોટકી સમેટી લેવામાં રસ પડે છે!
દરિયામાં હલ્લેસું હારીને આવ્યા પછી
શ્વાસના કિનારાની ભેખડો વચ્ચે અફળાતો
અફળાતો આવનારા દિવસોને પૂછું છું કે
સંધ્યાની સોનેરી સાક્ષીમાં એવું કયું નક્ષત્ર
આથમી ગયું કે જેનાથી આથમી ગઈ
મારામાં ઊડાઊડ, નરી ઊડાઊડ!

ચાની દુકાનમાં ☐ સુનીલ ગંગોપાધ્યાય ☐ નલિની માડગાંવકર
(બંગાળી)

લંડનમાં છે છેલ્લી બેંચનો ડરપોક પરિમલ,
રથિન હવે સાહિત્યક્ષેત્રે એક પરમહંસ.
સાંભળ્યું છે કે દીપુએ તો કાગળનું મોટું કારખાનું
ખોલ્યું છે
અને પાંચ ચાના બગીચામાં દસ આની ભાગ છે
એ ઉપરાંત સમય મળે ત્યારે થાય છે દેશસેવક;
અઢી ડઝન વાંદા છૂટા મૂકી લાસને ફ્વેરવિખેર કરી
નાખ્યો હતો ગાંડિયા અમલે
તે આજે થયો છે મજાનો અધ્યાપક.

કેવો ગોરો ગોરો હતો સત્યશરણ
એણે શું કામ પોતાનું ગળું કાપ્યું ચકચકિત છરાથી—
હજીયે એ દૃશ્ય યાદ આવતાં જ કમકમાં આવે છે
દૂર જતો રહેશે એ ખબર હતી, તો પણ આટલો બધો દૂર?

ગલીની ચાની દુકાનમાં હવે બીજું કોઈ નથી
એક વખત અહીંયાં અમે બધા સ્વપ્નોમાં જાગ્યા હતા
એક છોકરીના પ્રેમમાં ડૂબ્યા હતા એક સાથે મળી પાંચેય જણા
આજ તો એ છોકરીનું નામ સુદ્ધાં યાદ નથી.

☐ અનુ. જશવંતી દવે
(સંસ્કૃત)

છે નપુંસક માનીને, પ્રિયાને મોકલ્યું મન
એ તો તહીં જ રમતું, હણ્યાં પાણિનિએ ખરે!

ટ્રેઈન પહોંચશે પ્લેલન્ડેલી ત્યારે શું શું
હશે કવિતાઓના દેશમાં ?
અવાજોનું હિમ પીગળતું હશે મૌન મૌન ?
કરુણાની નદીઓ છલકાતે કાંઠે વ્હેતી હશે રેલંછેલ !
ક ખ સ દુકાનો માંડીને બેઠા હશે
અને વેચતા હશે લાગણીઓ ?
લાગણીઓની કિંમત સુવર્ણ કરતાંયે મોંઘી હશે
કદાચ ત્યાં—
અને ત્યાં—
હશે બુદ્ધિની પણ એક રંગીલી બજાર
ભાષાની સુંદરીઓ આવ-જા કર્યા કરતી હશે
નિત નવાં વસ્ત્રો પહેરીને
અભિવ્યક્તિનાં.

રાત પડે ત્યારે ત્યાં આરંભાતું હશે
એક મહા-આવૃત્ત ગીત
કયાંક ગરબાઓ ગવાતા હશે અને રચાતો હશે
ક્યાંક રાસ
ગઝલ પુરુષો પણ ફરતા હશે મૂછે તાવ દઈ
હાથમાં તલવાર લઈ

આમ—શું શું હશે અને શું શું નહીં હોય.
એ કવિતાઓના દેશમાં ?

કવિતાઓના દેશમાં જે પંખીઓ હશે ને જે
વૃક્ષો હશે તેની પણ મજા હશે ઓર
ત્યાંના સમુદ્રો વિશે વિચારતા જ અહીં
મારા કાંઠાઓ પલળી જાય છે
ત્યાંના સૂરજને જોતાવેંત જ

કવિઓના લોહીમાં વહેતા થઈ જશે તેજ
ત્યાંની પ્રત્યેક સંધ્યાઓ હશે સલૂણી
અને
અસ્તિત્વને ધ્રુજાવનારી મધ્યરાત્રિઓના પ્રહરોમાં જ
ઋષિ લાભશંકરો લખતા હશે
પર્ણપોથી પર જીવનઋચાઓ.

આ બધું હશે તે હું હોઈશ
પછી તો શું શું નહીં હોય કવિતાઓના દેશમાં?

એક કાવ્ય ☐ પ્રફુલ્લ પંડ્યા

મૂંગા મૂંગા
શબ્દની ટ્રેઈનમાં બેસી હું ભય-અભયના પ્રદેશો
વટાવું છું અને
મારાથી પહોંચી જવાય છે
એક કવિતાસભર સ્ટેશને.

પરવાનગી ☐ પ્રફુલ્લ પંડ્યા

આજથી હું મારી જાતને કોરા કાગળ તરીકે
જાહેર કરું છું અને
તેમાં કોઈ મૂંગા કવિને
તેના પ્રેમનું મહાન ગીત લખવાની પરવાનગી આપું છું.

## સ્વપ્નપૂર્વે ☐ જયેન્દ્ર શેખડીવાળા

ક્ષિતિજની પાર ઊગતા પ્રાતઃપ્રદેશમાં વસતાં, મારાં ગીતોના સમ, આજની રાત ઊંઘ્યો નથી. એક વિહ્વળ વેરાનભૂમિ ઉપર, ફરફરતાં પાંદડાંના અવાજ સિવાય, કશું જ સાંભળી શકયો નથી. મઘમઘ થતી અમાસના સુવાસ સિવાય કશું જ સૂંઘી શકયો નથી. મંદમંદ સમીરની આછા, હળુહળુ થતા પડછાયા સિવાય, કશું જ સ્પર્શી શકયો નથી. મન નિસ્તબ્ધ તારાઓની જેમ, અમાસની આ રાત્રિ વચ્ચે સ્થિર, ઊભું રહી ગયું હતું, ત્યારે ક્ષિતિજ ઉપર સૂર્યોદય થવાનું, સ્વપ્ન અંજાતું હતું, ઉજાગરે મઢેલી મારી આંખોમાં....

## ભ્રમદ્વારેથી ☐ જયેન્દ્ર શેખડીવાળા

દેવકન્યાઓની ભૂમિમાંથી ઊતરી આવે છે તું, અને, ક્ષિતિજ ઉપરની આભા સળવળી ઊઠે છે, નિશાન્તિક ઉન્નિદ્ર પાંપણો, કયારેક અચાનક ઊંચકાય છે, તારો નૂપુરરવ સાંભળીને, અને, મારા નિર્જીવ દેહમાં મારો જન્મ થાય છે....મારી સજીવતાને ગોપવીને, પૂર્વાંચલે, પ્રકાશનું પ્રથમ કિરણ પથરાય છે, ને, તારા લયબદ્ધ નિર્ગમન પછી ઘૂમરાય છે મારી ચેતના; મૂંગી, સ્તબ્ધ; સ્થિર ધૂમ્રજયોતનું ધીમે ધીમે, ચલ-સ્થિર વાતાવરણ બંધાય છે, આ મૃત્યુ નથી, આ છે, ધરતી અને આકાશની ઐકયગતિનો આલેખ—હે ક્ષિતિજ તું છે ચિરંતનનો ગર્ભ પ્રદેશ, તું છે એ ભ્રમદ્વાર કે જયાંથી પ્રવેશી શકું હું, સત્યના અનંત પ્રદેશમાં....

## ક્યારેક ☐ જયેન્દ્ર શેખડીવાળા

મારી સામે છે દર્પણ; અવાજનું, પ્રકાશનું, શ્વાસનું, આકાશનું, અવકાશનું, અને, હું બધાંના અણુપ્રાણુમાં વ્યાપ્ત નિહાળુ છું મને, ત્યારે, ઘર્ષણહીન ઘંટારવ સંભળાય છે. દેવકન્યાઓ તેજના છલોછલ પાત્રથી, તેજધારાનો અભિષેક કરે છે, અને, હું લહરિયો થઈ રોમરોમમાં ફરી વળું છું, હસ્તરેખાઓમાં ફેલાયેલા ભવિષ્યની જેમ ફેલાઉં છું, અકળ સકળમાં સરું છું, પ્રસરું છું, ત્યાં જ, તું ખસેડી લે છે દર્પણ, અને, તારામાં ભળી જવાની ઇચ્છા રૂપે થઈ જાઉં છુ સ્થિર, શબ્દમાં........

## કવિતા વાટે ☐ જયેન્દ્ર શેખડીવાળા

મારું સમયહીન હોવું, વૃક્ષ હોવું છે, મર્મરોની થપકીઓથી જાગી જતું લોહી, પરોઢવું અજવાળું પીને, જીવતાં શીખે છે, વૃક્ષોમાંથી ચળાઈને આવતી સૂર્યછાયાઓ, પંખીના ટહુકાઓમાં, ઓગળી જાય છે, ત્યારે, રોમરોમમાં કિલ્લોલ કરતાં આકાશ, ઊઘડે છે. ઝરણના વહનમાં અટકીને ઊભેલો સમય, ત્યારે, મને અર્થ પૂછે છે મારા વૃક્ષ હોવાનો.... અને, હું, વહી નીકળું છું કવિતા વાટે....

## સરહદ ☐ જયેન્દ્ર શેખડીવાળા

અચાનક નદીની સરહદ શરૂ થાય છે, પવનની ગતિ અને ભીનાશ ગાઢ બને છે, કશુંક ગમતીલું ઘેરી વળે છે, અને, તારા વિચારોની સરહદ શરૂ થાય છે, નદી ક્યારેક હોય છે તારી આંખોમાં, ક્યારેક નદીની આંખમાં જોઉં છું તને, અને, અચાનક આંસુની સરહદ શરૂ થાય છે, ધબકાર સાંભળી શકાય તેટલી શાંતિ, અને, પથ્થરો હવામાં તરવા લાગે તેટલી હળવાશ ગાઢ બને છે, કશીક સમયહીન સુવાસ ઘેરી વળે છે, અને, કવિતાની સરહદ શરૂ થાય છે.

## તને નીલમ લે કહું ☐ નટવર ગાંધી

તને નીલમ, લે કહું અસલ વાત, હૈં અન્યથા
ખપે ન, પ્રિય, પ્રેમની ભરતી ભવ્ય જ્યારે ચડે.
નસેનસ પળે પળે ધગધગંત જે બાવડે
રૂધીર તણી સાખમાં જીવન જીવવું સર્વથા,
સમાજ, જનપંચ, શાસ્ત્ર વચનો, કથા સૌ વૃથા.
ફગાવ તવ વસ્ત્ર ને ભીતરનાં જ ચક્ષુ વડે
નિહાળ નિજ જાત, આત્મ નિજ પામ ને ધન્ય થા
હવે ફિકર ના ભલે બધું ઉધારના ચોપડે.

નમ્યા સૂરજ સાથ સૌ દિવસ આથમ્યા, સાથમાં
ગયું જીવન તે ગયું, વિફળ વાત તેની કર્યે
વળે નહિ હવે કશું. જીવન જે રહ્યું હાથમાં
હવે જીવવું જાત, સાચ અહીં આજ, તારે ખરે.
અને જીવનપંથ જો અભરખો તને સાથનો,
અહીં વિરમું તો, સહર્ષ ધરી હાથ સંગાથનો.

## મળી છ હમણાં હજી □ નટવર ગાંધી

મળી છ હમણાં હજી, પ્રિય છતાંય હૈયે વસી
વિશેષ, વિજયંતી તું હૃદય રાજરાણી રસી,
સદા સ્મરણમાં રહે છ, દિન રાત તું યાદમાં
પળેપળ રહે, પ્રિયે પ્રગટ મૌન, વા સાદમાં
સમાય તવ સૂર, દૂર પડઘા પડે નામના
પ્રસન્ન તવ, માત્ર એક તવ પ્રાપ્તિની કામના.
ઘરે, ઘર બહાર કે સમૂહ સંગ, વા એકલા,
કરું કરમ, મર્મ મગ્ન મનમાં, કવિતા, કલા,
બધે અકળ વ્યાપ્ત તું અનિલ શી, પ્રિયે, હો રમી
ન કે સમજું જિંદગી જ તવ વીણુ કેમે ખમી?
બતાય બસ તું જ, તું જ નવ અન્ય કો દૃષ્ટિમાં
રહ્યા જીવનમાં, પ્રિયે, સકળ સાર તું સૃષ્ટિમાં.
મળી જ હમણાં છતાં, નીલમ, તું જ આત્મીય તું,
સમગ્ર જીવને હવે છ બસ એક તું, પ્રિય, તું.

□ હરિશ શાહ

તને
પણ
વાતાવરણની
અસર
થઈ
લાગે
છે,
ગમે

ત્યારે
વરસે
છે
ને
ગમે
ત્યારે
દઝાડે
છે....

## ભય છે મને ☐ નટવર ગાંધી

"તને બસ તને જ, ના અવરને, હવે ચાહતી,"
વદી, ફરી વદી, ઢળી નીલમ, તું મને મોહતી,
પ્રલંબ દઈ ચૂંબનો, ગહન ગાઢ આલિંગને,
પ્રમત્ત તવ પામતો નમણું અંગ હે અંગને!
ધરિત્રીપટ માણુતો સકળ સ્વર્ગ તો તે ક્ષણે,
પછી નયનમાં પરોવી નયનો પ્રિયે, આપણે
અનંત બસ વાત તો અમૂલ્ય આપણા પ્રેમની,
કર્યાં જ કરીએ તદા અખૂટ સખ્યને ક્ષેમની.

સશંક મનમાં મને સળવળે સખી, ભીતિ, ને
થતું: ભરતી આજ છે પ્રણયમાં પૂરી, પ્રીતિને
હશે કદીક ઓટ કે? સૂરજ સર્વદા આથમે
જ્વલંત ભભૂકે ભલે ભરબપોર, આજે ગમે
મને બહુ ગમે અગાધ સુખ, ઊભરો વ્હાલનો,
પરંતુ ભય છે મને અચૂક આવતી કાલનો.

## સમુદ્રો ☐ યિમિનેઝ ☐ કિશોર શાહ
(સ્પેનીશ)

મને એમ લાગે છે કે મારી નૌકા
ખૂબ ઊંડાણમાં ક્યાંક ટકરાઈ ગઈ છે,
કોઈક મહાન વસ્તુ સાથે.
અને કશું જ
બનતું નથી! કશું જ....મૌન....મોજાં....
–કશું જ બનતું નથી? અથવા બધું જ બની ચૂક્યું છે,
અને આપણે હવે અહીં ઊભા છીએ, શાંતિથી, નવી જિંદગીમાં?

સલીમ એહમદ* ☐ અમૃત ઘાયલ

દિલ રૂપને દાન દઈ રહ્યો છું,
ગ્રાહકને દુકાન દઈ રહ્યો છું.

આવી ચડે કો' ખુદાનો બંદો,
વગડામાં અઝાન દઈ રહ્યો છું.

હર દુઃખ યકીનને ફરીથી,
એક તાજું ગુમાન દઈ રહ્યો છું.

મૂંગી છે જનમથી જે હકીકત,
એને હું જબાન દઈ રહ્યો છું.

ગમને જગા દઈ રહ્યો છું દિલમાં,
બેઘરને મકાન દઈ રહ્યો છું.

મંઝિલ કે નથી જવા કોઈ રાહ,
હું એનું નિશાન દઈ રહ્યો છું.

હાંસલનો હિસાબ થઈ રહેશે,
આ હમણાં તો જાન દઈ રહ્યો છું.

* જેનું તાજેતરમાં નિધન થયું તે સલીમ એહમદ પાકિસ્તાનના મૂર્ધન્ય શાયર હતા.

ટેડેઉઝ રોઝેવિક ☐ જયા મહેતા

(પોલેન્ડ)

ભય

તમારો ભય સમર્થ છે
આધ્યાત્મિક
મારો નવોસવો કારકૂન
બ્રિફકેસ લઇને

ફાઈલ
અને પ્રશ્નાવલિ લઈને
હું ક્યારે જન્મ્યો
આધાર એટલે શું
મેં શું નથી કર્યું
હું શામાં નથી માનતો

અહીં શું કરું છું
ઢોંગ કરવાનું હું ક્યારે છોડીશ
પછી
હું ક્યાં જઇશ.

☐ સુરેશ દલાલ

ચાલો,
આપણે એક સાંજે
વફાદારીપૂર્વક બેવફાઈની વાતો કરતાં કરતાં
આવીએ
વફાદારીના એક બિંદુ પર
જ્યાંથી
ફરી પાછું
બેવફાઈનું વર્તુળ વિસ્તરે........

પ્રિય સુરેશભાઈ,

કવિતાના ઑક્ટોબર ૧૯૮૩ના અંકની ગમતી ત્રણ કવિતા પસંદ કરવાનું કહ્યું. કામ જરા મૂંઝવણભર્યું ને ગૂંચવણીભર્યું, છતાં કરવું ગમે એવું!

**શ્રી રમેશ પારેખના કાવ્યગુચ્છની ત્રીજી કૃતિ ગમતી કવિતામાં પહેલાં મૂકીએ.**

**"એક છોકરીની બાજુમાં છોકરો બેઠો છે**
**એના સહિયારા ફોટા પડાવવા"**

પરંતુ.

**ફોટામાં ઝડપાશે નહીં જે વરસાદ**
**એ તો છોકરીમાં વરસે ખાસ્સો"**

તેમ છબીમાં ન ઝિલાઈ શકે તે વસ્તુનું કવિતામાં બહુ સ્વાભાવિકતાથી કવિએ આલેખન કર્યું છે જે હૃદયંગમ બને છે.

બીજું ગમતું કાવ્ય ચીનુ મોદીનું **"વિપ્રલંભ શૃંગારની તત્સમકાલીન નાયિકાનું ગાન".**

કવિતા જ્યાંથી શરૂ થાય છે, લગભગ ત્યાંથી જ પૂરી થાય છે, તેમાં નાયિકાની અનુભૂતિ સંવિધાનની જે કુશળતાથી ઝિલાઈ છે તે આસ્વાદ્ય છે.

ત્રીજી કૃતિ ચન્દ્રકાન્ત શેઠની કૃતિ છે "આ કોણ સમયનું રૂપ?" સ્થળની સાથે રેશમની ગાંઠે બંધાયેલા સમયના રૂપનું કવિએ દર્શન કરાવ્યું છે. તળિયે સૂતેલા કૂપને કોઈ છલમથી જગાડવાની વાત કહી કવિએ એક વાતાવરણ ઊભું કર્યું છે.

– ભૂપેન્દ્ર ઉપાધ્યાય

| | | |
|---|---|---|
| **પ્રથમ** | **ઇનામ....** | **રૂ. ૫૦૦** |
| **દ્વિતીય** | **ઇનામ...** | **રૂ. ૨૦૦** |
| **તૃતીય** | **ઇનામ....** | **રૂ. ૧૦૦** |

---

**વસવસો** ☐ બળદેવભાઈ પટેલ

કોણ
બાંધે
અમને
તોરણે?
અમે
તો
પાનખરનાં
પીળાં
પાન.

☐ હરિશ શાહ

મારા દેશને મારો કહેવો
એ ગુલામીનો ગુનો છે
તો
મારા દેશને મારો કહેવો
એ આઝાદીની મઝાક નથી?

☐ નલિની માડગાંવકર

સંબંધોનું વ્યાકરણ એટલે મારું જીવન.
એનો 'ક' શીખી બાળપણમાં
પણ આજેય
એની બારાખડી ઘૂંટી રહી છું.
ખીલતા ફૂલની ભ્રમણાએ
સંબંધો સૂંઘ્યા
અને પછી.......
સંબંધના વનમાં ઘૂમવા માંડી
સંબંધો જ સંબંધો...
શૈશવની પગલી જેવા,
ઊગતા સૂર્ય જેવા,
મખમલિયા........
એને ગર્ભની જેમ પોષ્યા
શિશુની હથેળીમાં સાચવ્યા
કવિતાની જેમ ઉછેર્યા........
એની આસપાસ વેરવિખેર બની
છતાંય
સંબંધોએ જ સંબંધોને વહેર્યા.
મારું જીવન
એટલે સંબંધોનું ભૂલભરેલું વ્યાકરણ.

મશાદો ☐ કિશોર શાહ
(સ્પેનીશ)

જેમાંથી કશુંક પી શકાય
એને માટે જામ છે એ જાણવું સારું છે
પણ તરસ શાને માટે છે
એ ન જાણવું એ સાવ નઠારું છે.

ઘેલું ☐ ગુણવંત રતિલાલ શાહ

મુંબઈને ગામડાનું ઘેલું લાગ્યું
કેવું આ છાકટું છકેલું લાગ્યું. મુંબઈને

સૂરજની સાથે ઊગ્યાં મકાન
પણ હોટેલના રોટલામાં ડૂબે છે રાત;
દિવસે તો બ્રેડ અને કેક અને થમ્સઅપ
પણ રાતે તો છાશ અને રીંગણાંનું શાક.
ક્યારેક ઓલું લાગ્યું, ક્યારેક પેલું લાગ્યું
મુંબઈને ગામડાનું ઘેલું લાગ્યું.

શહેરમાં રહીને ગામડામાં જીવવાનો
લોકો કરે છે કેવો ચાળો
ઘરમાં તો ટ્યૂબલાઈટ મોટ્ટેથી બોલે
પણ ફાનસમાં બાંધે છે માળો
ઇસ્ત્રીદાર કપડામાં કેટલાય સળ
જાણે મસોતું મેલું લાગ્યું
મુંબઈને ગામડાનું ઘેલું લાગ્યું.

ગઝલ ☐ સાહિલ

આપણી સમજણને લૂણો હોય છે
શબ્દ ક્યાં ક્યારેય ઊણો હોય છે!
હો ક્ષણો દેખાવમાં જળવત્ ભલે,
ભીતરે ધગધગતો ધૂણો હોય છે.
મૃગજળો પાસેથી સાંભળવા મળ્યું
રણને પણ એક ભીનો ખૂણો હોય છે.

છો નર્યો પથ્થરિયો ચહેરો લઈ ફરે,
આદમી ભીતરથી કૂણો છે.
મન મીરાની જેવું 'સાહિલ' જોઈએ,
સાદ્યબો સહુનો સલૂણો હોય છે:

અજગરને કોઈ ચહેરો નથી હોતો
અને કોઈ ઘર પણ નથી હોતું
તેની દયા ખાઈને જે તેને આશરો દે છે
એને જ દબાવીને પોતાના જડબામાં
તે ઘરનો માલિક થઈ બેસે છે.
આ જ છે જંગલનો નિયમ.

વરુ પોતાને માટે ભોજન કમાતું નથી
એ તો હથિયાર વગરની નરમ ચીજ પર
પોતાના તીક્ષ્ણ દાંત બેસાડી દે છે
અને સફાચટ કરી જાય છે ભૂખ્યા ઘેટાના બચ્ચાને
પછી મહોરું બદલી નાખીને
એની મા નૂરી કે ચમેલીને
આશ્વાસન આપવા પહોંચી જાય છે
આ જ છે જંગલનો નિયમ.
તરસની સૂળી પર લટકીને
મીઠા પાણીના ઝરણાને તાકયા કરવાથી કાંઈ લાભ નથી
ખરેખર એમાં પાણી નહીં ધૂળ ભરેલી આંધી છે
તડકાના ટુકડાઓને ફૂલેલી રોટલી ન માનો
એમાં તમારે માટે
પરસેવો છે, થાક છે, પણ તૃપ્તિ નથી.
કરવા જ માગતા હો જો
પોતાના ભૂખ્યા તરસ્યા લવ-કુશને માટે
દાણાપાણીની વ્યવસ્થા
તો લાવો કયાંકથી
વરુની આંખો, જરખના દાંત
અને ચિત્તાના પંજા
આ જ છે જંગલનો નિયમ.

## સ્વેટર □ પન્ના નાયક

હૂંફ માટે
એ
જુદા જુદા ઊનનું
જુદા જુદા રંગનું
હોંશે હોંશે ખરીદાયેલું
આકર્ષક સ્વેટર
પણ હવે
પહેરવાની મઝા નથી—
એ બંધબેસતું જ નથી!
વાંકુંચૂકું ગળું
ટૂંકી બાંયો
ને ઠેકઠેકાણે પડતી ઝોળ.
વળી,
મોટા સોયાથી ગૂંથાયું હશે કે કેમ
એનાં કાણાં એટલાં મોટાં
કે
સૂસવતો પવન છાતીએ વળગે.
લેતાં તો લેવાઈ ગયું
પણ હવે
ઘેરો લાગતો રંગ
ને
ડિઝાઈન પણ નાપસંદ!
થાય છે—
ઊન ખરાબ કર્યા વિના
આખું સ્વેટર ઉકેલી
નવી મનપસંદ ડિઝાઈનમાં
ફરી ગૂંથી શકાય (તો)!

## ગુલાબનું ગીત □ લોર્કા □ ઉત્પલ ભાયાણી
(સ્પેનીશ)

ગુલાબ
સૂર્યોદયની શોધ નહોતું કરતું:
લગભગ શાશ્વત એની ડાળી પર
એ બીજા કશાકની તલાશ કરતું હતું.
ગુલાબ
અંધકાર કે વિજ્ઞાનની શોધ નહોતું કરતું.
લોહીમાંસ અને સ્વપ્નની ધાર પર
એ બીજા કશાકની તલાશ કરતું હતું.
ગુલાબ
ગુલાબની શોધ નહોતું કરતું.
આકાશમાં ગતિવિહીન
એ બીજા કશાકની તલાશ કરતું હતું.

ઝંખું છું ☐ પન્ના નાયક

મારી આંખે ઘણું બધું ડૂબ્યું : સ્વપ્નની હોડીઓ કૈં
ને આ પેલા સ્મરણ-ખડકો એય તે ડૂબી ચાલ્યા :
આંખો મારી જળકબર છે : વૃક્ષની છાંય વિના
રે ક્યાંયે તો જરીક અમથો ઘાસનો કંપ પણ ના.

હું તો આંહી સમસમી રહી : લગ્નનો અગ્નિ પણ આ
આંખે મારા હજીય ચચરે કારમો થૈ ધુમાડો
પ્હેલે ફેરે રણ પ્રગટિયું ને પછી એ જ રણની
ફેરે ફેરે ભડભડ થતી આગની ઝાળ લાગી.

મારે માટે મધુર છલતાં ઝાંઝવાંઓ નથી અહીં
હોતે તો આ હૃદયહરણું દોડતે ઘેલછા લૈ
ચારે બાજુ નકરીવકરી વાસ્તવિકતા પડી છે
સ્વપ્નોની આ કરુણ દુનિયા આંખ બીડી રડી છે.

જ્યારે મારું બધુંય ડૂબતું : ઝંખું છું હુંય ત્યારે
ક્યારે મારાં નયન પણ આ જાય ડૂબી સદાયે.

ગઝલ ☐ દાન વાઘેલા

શબ્દને પણ ટાઢ-તડકો હોય છે;
અર્થ નામે હિમ ભડકો હોય છે!

પાંપણો બીડો અને ધકધક થશે;
સ્વપ્નનો પણ દૃશ્ય થડકો હોય છે!

તુજ નગરના રસ્તે આળોટી પડું;
યાદ તારી વટનો કટકો હોય છે!

શ્વાસ ગતિવત શ્હેરની પર્યાયતા—
સ્ટોપ, સિગ્નલ, ભય ને અટકો હોય છે!

ખાલી મકાનનું ગીત ☐ મહેશ યાજ્ઞિક

અંધારું ઓઢીને ઊભું મકાન
પોપડીઓ સંગાથે ઓગળતા સ્મરણોના અજવાસે ભીંજાતું મઘમીઠું નામ.
બ્હાર ગાળ ચીતરે છે તોફાની છોકરું
ને ભીતરથી ભીંતોને ભીંજવતો ભેજ
બંધાતા માળામાં પંખીનું ઊડવાનું
પરસાળે ફૂલ સમું ફરકાવે સ્હેજ
તારાઓ ઝબકે છે આભમાં ને આંખોને રંજાડે સમણાનું નાનકડું ગામ.
વરસાદી દિવસોમાં ઊગેલું ઘાસ
મને ઓઢાડે થોડા દિ લીલપનો વેશ
મારા પર ચીતરેલાં પગલાંની રેખાઓ
ટોકે કે તારો તો ખાલીખમ દેશ
પાંપણમાં ટલબલતું ટોળું દેખાય અને આથમતા પડછાયા કરશે મુકામ.
અંધારું ઓઢીને ઊભું મકાન.

☐ અનિલ કડકિયા

આયખું નાનું ને મને ઓરતા અપાર
નાનકડી નાવ ને સામે કેવો પારાવાર
આયખુ નાનુ ને....

કોમળ આ કૂંપળ ને માથે આકાશ
ઝંખે સૂરજમુખી સૂરજ–સહવાસ
હું તો છું રાત અને ઝંખુ સવાર
આયખુ નાનું ને....

માનવની વચ્ચે હું શોધું છું માધવ
શબરી પણ ઝંખે છે પોતાનો રાઘવ
ચારે બાજુ ભીંત મારે ખોલવાં છે દ્વાર
આયખુ નાનું ને....

આપણે ☐ મહેશ યાજ્ઞિક

આમ જુઓ તો આયખું આખું પરબીડિયાની જાત
કોણે લખીયા અક્ષર એનું આજ હવે ક્યાં ભાન
રહ્યાં કેટલાં કોરાં—એનું કોણ કરાવે જ્ઞાન
આમ જુઓ તો ડાળને કૂંપળ ફૂટવા જેવી વાત
કયા ડબામાં કોણે નાખ્યા કોણે માર્યા સિક્કા
એક ખૂણામાં છાપ મળી ને બાકી અંગો ફિક્કાં
આમ જુઓ તો સૂરજ ઊગે અને ઓગળે રાત
એક વેદના અંતે સૌનાં કરતી ચૂરેચૂરા
ખોટા સરનામે પહોંચ્યા ને વંચાયા નહીં પૂરા
આમ જુઓ તો આયખું આખું પરબીડિયાની જાત

☐ ઓનિટસુરા ☐ ભાનુ શાહ

સરસ વાસંતી દિવસ –
બહાર બગીચામાં
ચકલીઓ ધૂળમાં નહાય.

☐ બાશો ☐ ભાનુ શાહ

રસ્તાની ધારે
ઊગ્યું શેરોનનું ગુલાબ -
મારો અશ્વ એને હમણાં જ ખાઈ ગયો.

☐ શનસેટ્ટુ ☐ ભાનુ શાહ

પાષાણ–ગર્ભી સ્ત્રી
નાની નાની ઢીંગલીઓનું
જતન કરે!

☐ કિકાકુ ☐ ભાનુ શાહ

ઓ સાંજના વરસાદ,
ડાંગરના ખેતરની મુલાકાત લે
તું તેમનો પરમાત્મા હોય તો.

## મારા શબ્દો ☐ ભૂપેન્દ્ર ત્રિવેદી

ઝરણું જોઈને મને થયું
આ કાંઈ નિતાંત વહેણુ નથી
એ તો વહે છે
નિરંતર મારાં ભીતરમાં
ને એને હું વહાવી પણ
શકતો નથી મારાં શબ્દોમાં

અને આ શબ્દો?
ઓહ! એ પણ કંઈ મારી
અભિવ્યકિત તો નથી જ.
શબ્દો....
એ તો મારાં મકાનની બહાર
ટીંગાડેલી મારાં નામની
તકતી માત્ર છે.

એ નામમાં હું નથી હોતો
હું તો હોઉં છું
મારાં મકાનની અંદર.

## ☐ અનિલ કડકિયા

કાંઈ અંગત હિત નહીં
કે કોઈ પણ નહીં હેતુ.
આપણી વચ્ચે સંબંધનો સેતુ!
જળમાં આકાશ
અને આકાશમાં જળ છે.
બન્નેની વચ્ચે
સંબંધ કેવળ છે.
સંબધ તો ઝરણું
એ ખળખળ રહે વહેતું
આપણી વચ્ચે સંબંધનો સેતુ!
ફૂલમાંથી છૂટીને
ફોરમ પવનમાં
વહેતી એ રહેતી
એ ધરતી – ગગનમાં
હું પણ હવે હું નહીં
ને તું પણ નહીં તું.
આપણી વચ્ચે
સંબંધનો સેતુ-

## ☐ કિફક ☐ ભાનુ શાહ

સ્વપ્નોમાં તે આવે છે.
મારી મા. તેને શાને પાછી મોકલે?
ઓ નિર્દય કોયલ

## ☐ ચેઈસિટસુ ☐ ભાનુ શાહ

પતંગિયાં પ્રેમથી અનુસરે
કબર પરનાં
ફૂલોને.

## SENORITA'S PARTY ☐ Amita Modi

Guests appear like
stars,
Bright colourful dresses,
Tables of food,
music, laughter.
Mummy is everywhere.
Stars leave;
Sky is empty,
House is lonely.
I am supposed to
be asleep.
Mummy and Daddy kiss
me goodnight.
I just smile.
I had seen a show.
I had been to a party!

☐ બાશો ☐ શકુંતલા મહેતા

મંદિરનો ઘંટારવ શમ્યો.
રહી ખીલેલાં ફૂલોની સુવાસ.
એક પરિપૂર્ણ સંધ્યા.

☐ બ્યુશોન ☐ શકુંતલા મહેતા

મીણબત્તી હાથમાં,
જુઓ, તે બાગમાં ફરે છે,
વસંત વિદયથી ઉદાસ

☐ બ્યુશોન ☐ શકુંતલા મહેતા

ચેરીનાં ફૂલો ખરે
ડાંગરના પાણીસભર ક્યારામાં
ચાંદનીમાં તારા.

☐ ઈસા ☐ શકુંતલા મહેતા

બરફ પીગળ્યો,
આખું ગામ છલોછલ
ખુશખુશાલ બાળકોથી

કવિતા — હકીકતથી સત્ય સુધીની યાત્રા....
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૯૮
વર્ષ ૧૭ : અંક ૨ : ડિસેંબર, ૧૯૮૩
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)



**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. **નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.**

**લવાજમ :** દેશમાં ૩૦ રૂપિયા, પરદેશમાં ૪૦ રૂપિયા. આ અંકના છૂટક ૫ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતિ છે. પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ ૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ-૧.



ેશી, સુન્દરમ્, પ્રજારામ રાવળ

☐ सुरेश जोशी

(गुजराती काव्यम् ) ☐ अनु. जशवंती दवे

कदाचिद् श्वः अहं न स्याम्
श्वः यदि सूर्यः उदेति चेत् तं कथयत यत्
मे निमीलिते नेत्रे
एकं अश्रुबिन्दुं शोषयितुम् अवशिष्टम् :
श्वः यदि पवनः वाति चेत् तं कथयत यत्
किशोरे वयसि कस्याश्चित् कन्यायाः चोरितस्य स्मितस्य
पक्वं फलं
मम शाखातः निपातयितुम् अवशिष्टम्;
श्वः यदि सागरः स्फीतः चेत् तं कथयत यत्
मे हृदये शिलीभूतं
अतिकठोरं ईश्वरं चूर्णयितुम् अवशिष्टम्;
श्वः यदि चन्द्रः उदेति चेत् तं कथयत यत्
तत्-शूले गृहीतः कश्चित् मत्स्यः
वहिः पलायितुम् अद्यापि मयि विचेष्टते
श्वः यदि अग्निः प्रज्वलति चेत् तं कथयत यत्
मम विरहातुरायाः छायायाः चितां
प्रज्वालयितुम् अद्यापि अवशिष्टम्
कदाचित श्वः अहं न स्याम ।

☐ સુરેશ જોષી

કદાચ હું કાલે નહીં હોઉં
કાલે જો સૂરજ ઊગે તો કહેજો કે
મારી બિડાએલી આંખમાં
એક આંસુ સૂકવવું બાકી છે;
કાલે જો પવન વાય તો કહેજો કે
કિશોર વયમાં એક કન્યાના ચોરી લીધેલા સ્મિતનું
પક્વ ફળ
હજી મારી ડાળ પરથી ખેરવવું બાકી છે;
કાલે જો સાગર છલકે તો કહેજો કે
મારા હૃદયમાં ખડક થઈ ગયેલા
કાળમીંઢ ઈશ્વરના ચૂરેચૂરા કરવા બાકી છે;
કાલે જો ચન્દ્ર ઊગે તો કહેજો કે
એને આંકડે ભેરવાઈને બહાર ભાગી છૂટવા
એક મત્સ્ય હજી મારામાં તરફડે છે;
કાલે જો અગ્નિ પ્રકટે તો કહેજો કે
મારા વિરહી પડછાયાની ચિતા
હજી પ્રકટાવવી બાકી છે.
કદાચ હું કાલે નહિ હોઉં.

KAVITA Regd. No. R. N. 16800/67



વૉલ્ટ વ્હીટમન

## ગીત □ જયન્ત પાઠક

એક ધજા ફરૂકે ગેરુ
રે મુજ મનમંદિરને મેરુ!
ઓઘડપંથી કો અવધૂતે
કર્યા ગભારે ડેરા;
ભભૂતભડકા ઊઠે જટામાં
ચલમધુમાડા ઘેરા.
ત્રિશૂળચીપિયા ખખડે ખડખડ
ઝૂલે કમંડળ કરમાં
ગંગા-જમના-સરસ્વતી
તરવેણી ઘૂંટડી જળમાં!
આહલેક ખપ્પરમાં માગે
જનમ જનમનાં દળદર;
ચપટી લઈને બાવો આલે
શૂન સિંહાસન છત્તર!
એક ધજા ફરૂકે ગેરુ
રે મુજ મનમંદિરને મેરુ!

□ જયા મહેતા

ખરેલાં પર્ણ જાણવામાં વૃક્ષ જો
ઊગવાનું ભૂલી જાય
સરેલાં પીંછાંની શોધમાં પંખી જો
ઊડવાનું માંડી વાળે
તો દરિયો મોજામાં ડૂબી જાય
ને પવન લહેરોમાં અટવાઈ જાય
સૂરજનાં કિરણો સૂરજમાં જ પાછાં સમેટાઈ જાય
ને વરસાદ વાદળમાં જ સમાઈ જાય

પછી ન બીજ ન તૃણ
        ન પર્ણ ન ફૂલ

ખરેલાં પર્ણના ઢગલામાં
પંખી પીંછાને, પોતાના કલરવને શોધ્યા કરે……શોધ્યા કરે….

એક વિષાદ ગીત □ લાલજી કાનપરિયા

પળ, દિવસ, વરસની વણઝાર ચાલી જાય
છલોછલ અવસર ભરેલી પોઠયું ખાલી થાય.

હું નામનો છોડ અહીં ચાલીસ વરસથી ઝૂલે
સ્પર્શ કરીને જુઓ તો દરિયો તરસનો ખૂલે.

લોક કહે આ નગરના છે રસ્તાઓ ઘેઘૂર
અમને એવું લાગે: ઘૂઘવે એકલતાનું પૂર

હવે ફૂલ કે કાંટા સઘળું એક સરખું લાગે
આંખોથી ઓઝલ થયેલું કોઈ જીવમાં જાગે.

આમ જુઓ તો ભવોભવ પણ કથા ન પૂરી થાય
દરેક આંસુનું બિંદુ કેવળ અલ્પવિરામ ગણાય.

## ક્યાં જોડું ? □ હિના દેસાઈ

હું
–એટલે કે અવ્યક્ત વેદના–
મને કેવી રીતે વ્યક્ત કરું !
શબ્દો, રેખાએ, પંક્તિઓ મને વાગે, પીડે !
પણ, આ રીતે હું
ક્યાં સુધી બારણાંના ટોડલે ટોડલે પટકાઉં
અવ્યક્તની ભીંતો વચ્ચે દબાઉં !
અસંખ્ય કીડીઓના ડંખથી
ડંખાતી હું
વ્યક્ત થવા ચીસો પાડું
મારા હોઠ તરડાય છે
મારો શ્વાસ
મારી આંખો
મારી આ ટેલી પાંખો
હું ક્યાં જોડું.... ?

## આભાર □ જયંત પાઠક

તમે
વક્ષમાં વાવ્યું
વેદનાનું વૃક્ષ ઘટાદાર
ખર ખર ખરે
આંસુ-મોતી, લાવણ્યમય, પાણીદાર
આભાર !
તમે
આપી કવિતા
રેશમી રૂમાલ
ભરત ભરેલો ખુશ્બૂદાર
–પ્રેમનો ઉપહાર–
આંસુ લૂછવા
આભાર !

કલકત્તામાં, સવારે □ શક્તિ ચટ્ટોપાધ્યાય □ નલિની માડગાંવકર
(બંગાળી)

સવારની ટ્રામની જેમ પ્રેમનો સંચાર
માણસના દેહમાં – મનમાં. શિયાળો પૂરો થઈ ગયો છે.
દક્ષિણમાં અનાજનો બોજો વખારમાં ઉતારી
ટ્રક દોડી જાય છે ફક્ત દુઃખભર્યાં ખડને લઈને
ઉત્તર તરફ. એક પછી એક.

હળવેકથી ફૂલની જેમ પ્રકાશ ખીલી ઊઠે છે.
કૂંડામાં, વરંડામાં.
કલકત્તા–પ્રદૂષણ ભળવા છતાંય ફૂલો તો ખીલી ઊઠે છે,
ખીલીને ખરી જાય છે. આ મુહૂર્તે કેટકેટલા શિશુઓ–
વાત યાદ આવતાં કંઈ કરતાં કંઈ સુન્દર લાગતું નથી.
મોહમયી લાગતી નથી અકળાયેલા કલકત્તાની આ સવાર!
રાતપાળી પૂરી કરી માણસ થાકયા પગે પાછો ફરે છે
પોતાના ઘર તરફ. કોઈ કોઈ
ઘરની બહાર.

બાળકનો હાથ ઝાલી વૃદ્ધ બદામ વીણવા જાય છે.
બદામનાં પાકાં પાન આમતેમ કરી મેળવે છે બેચાર બદામ,
તેની વચ્ચે બાળપણ છીપ માછલીની જેમ હલમલે છે.
તડકો ઊઠે છે, તડકો ઊભો થાય છે.

કામઢું કલકત્તા તેનો પોષાક બદલે છે ઘરેઘરમાં.

□ સુરેશ દલાલ

હા, તું પંખી છે:
પણ મારે આકાશ થવું છે
તારું પીંજરું નહીં.

☐ માલા કાપડિયા

કોઈક આવતી કાલે
આપીશ સમયને હું દેશવટો
પછી સૂર્ય નહિ ઊગે
તારી આંખોમાં ખીલશે મારી ઇચ્છાઓ
સહસ્રસૂર્ય બનીને
પરબીડિયામાં મેઘધનુષ લઈને
શ્વેત અશ્વઆકાશી
લાવશે મારો પ્રણય સંદેશ
મારા ખુલ્લા કેશમાં પ્રસ્તરશે પ્રતીક્ષા
આકાશગંગાને પેલે પાર
પ્રસવશે એક શાંશીલા
આપણી વેદનાના ગર્ભમાંથી !

☐ જયશ્રી મર્ચંટ

ઠરી ગયેલા તડકાને અગ્નિની વેદીમાં
સ્થાપીને ફરેલા સાત ફેરા અને સપ્તપદીના
સહારે આપણે તો વીતાવી દીધું
ધોમધખતા સહરા જેવું લગ્નજીવન !
જન્માક્ષરના બાર ખાનામાં
પગથિયાની રમત રમતા ગ્રહો તો
હંમેશાં હાથ તાળી દઈ છટકતા રહ્યા છે.
કદાચ
જળતત્ત્વના ગ્રહો પણ
આપણા સાતમા, લગ્નજીવનના સ્થાનમાં
આવીને
અળગી તો નહીં ઊઠતા હોય?

## અમલપિયાલી ☐ સુરેશ દલાલ

મનને ખાલી કરું તો મનની અમલપિયાલી ભરું,
સ્મિત – આંસુને ઓળંગું તો દરિયો આખો તરું.

મારી આ સંવેદનાને નહીં ગમા – અણગમા પરશે,
ધરતીનું આ જળ નિરામય વાદળ થઈને વરસે.
વિસ્મય, ભયની ગલીકૂંચીથી બહાર નીકળી રાજમાર્ગ પર ફરું.
મનને ખાલી કરું તો મનની અમલપિયાલી ભરું.

ફૂલની પાછળ ફોરમ ધબકે ની સાથે નાતો,
ટહુકામાં પંખીને પામી હું તો રહું ધરાતો.
હું મારામાં મરું પછી હું નવે રૂપે અવતરું;
મનને ખાલી કરું તો મનની અમલપિયાલી ભરું.

## મન આ મારું ☐ સુરેશ દલાલ

મન આ મારું ઇચ્છાઓનો કાણોકૂબડો ઘડો,
હે નાથ! તમે અહીં આવી એને હેતભરીને અડો.
કાળી નદીમાં જાય ડૂબી
એ પહેલાં લિયો ઉગારી
મનમાં મારા રસ્તો રોકી
બેઠો એક મદારી—
એને હાંકી કાઢતા તમને કાંઇ કશું નહીં નડો,
મન આ મારું ઇચ્છાઓનો કાણોકૂબડો ઘડો
કંઈ કેટલી તડો પડીને
તોય અહંકાર બડો.
ભડભડ બળતી લંકામાં
આ રાવણ રૂહે નહી ખડો.
મન આ મારું યમુનાજળમાં કૂદી પડો થઈ દડો.
હે નાથ! તમે અહીં આવી એને હેતભરીને અડો

અમને પણ □ સુરેશ દલાલ

ભાલો તો ભોંકાય નહીં પણ કદીક ભોંકાય સોય
અમને પણ કૈં લાગણી જેવું હોય, જીવનમાં હોય.

ખડક સાથે ખેલ કરે ને જળનો લાગે ભય
દરિયા કરતાં વધતી રહે નિજ આંસુની વય.

જળમાં રહીને માછલી કહો આંસુને કેમ લ્હોય?
ભાલો તો ભોંકાય નહીં પણ કદીક ભોંકાય સોય

સૂરજ કદી ફૂલની જેવો કૂણો કૂણો લાગે,
પ્હાડની ઉપર ઝાકળ: જાણે વીજની ચાબુક વાગે.

હૃદય ક્યારે રીઝશે, ક્યારે રૂઠશે, એના નકશા નહીં હોય,
ભાલો તો ભોંકાય નહીં પણ કદીક ભોંકાય સોય.

ગઝલ □ હેમંત જી. ધોરડા

ક્ષણની વિભાવનાનું પૂર્ણ ગીત ઉદ્ભવો
ઓ તિમિર, અર્થયુક્ત સ્વૈરચિત ઉદ્ભવો

ચૂમી શકાય એવા દરપની હથેળીમાં
વ્યાખ્યા વિના અમારી હારજીત ઉદ્ભવો

સંદર્ભ જળ વિષેના મળે સૂર્યથી પછી
ઝાકળ વિષાદને ત્યજે તે સ્મિત ઉદ્ભવો

વિસ્મય સતત ઉદાસીને વિભાજતું રહે
ત્યાં અર્થના અતિક્રમણની રીત ઉદ્ભવો

લટકા કરી શકે જ્યાં મૌન શબ્દ ઉદ્ભવો
ફૂલો વગર સમજની પાર પ્રીત ઉદ્ભવો

જન્મદિને □ નટવર ગાંધી

રંગેરંગ થીજાવતા શિશિર માસ ડિસેમ્બરે
અમર્ષ પ્રતિવર્ષ એક દિન દુષ્ટ આવ્યા કરે
અચૂક, અકળાવતી વરસગાંઠ લાવ્યા કરે,
અને વરસ રે વધે અણૂધ અંધ :કેલેન્ડરે!

પચાસ વરસો તને?! કઠણ કાળ રે છો ગળી
ગયો જીવન અર્ધ તો પણ થતી પ્રતીતિ મને:
થયાં વરસ વીસ, બાવીસ ને બહુ બહુ તો વળી
પચીસ, નથી તેથી તો દિવસ એક ઝાઝો તને!

સુરમ્ય તવ કામ્ય કાય, છલકાય છે નૃત્યથી
વિશાળ નયનો, કશી ચપળ ચાલ, ચારુસ્મિતા,
સહાય પ્રાણપાર્દ્ર આત્મ અભિજાતની અસ્મિતા,
નિરંતર તરુણ તું મન, વિચાર ને કૃત્યથી!

પચાસ વરસો તને ગણિતી છો ગણે ટીપણે,
જીવંત, ધમકંત તું, નીલમ, યૌવને આ ક્ષણે.

□ ક્યોકાન □ ઉત્પલ ભાયાણી
(જાપાનીસ)

પ્રવાસ મને લઈ જાય છે
દરરોજ રાતે વિવિધ વિરામસ્થળે
છતાં પણ
જે સ્વપ્ન હું સદાય સ્વપ્નું છું
તે તો એક જ ઘરનું.

ગઝલ ☐ મંગળ રાઠોડ

છેક ભીતરમાં વસે છે આમ તો
આંખ સામે જે હસે છે આમ તો.

જ્યાં જરી જોયું તમારે આયને
તરબતર એ તસતસે છે આમ તો.

ફૂલની પણ વાત કેવી નીકળી!
ચૂંટવાનો ભય ડસે છે આમ તો.

સાંજ સોનેરી એ કહેતી જાય છે
આ ક્ષણો કેવી કસે છે આમ તો.

સ્હેજ પ્રતીતિ મળી છે ટેરવે
ને પછી એ પળ ખસે છે આમ તો.

ક્યાં સહેલો છે કવિનો શબ્દ પણ
વેદના પડખાં ઘસે છે આમ તો.

એક ગઝલ 'ઘાયલ'ના નામે ☐ રમેશ પારેખ

છે એક રિન્દ, પ્રકટ નામ એનું ઘાયલ છે
ને એના ભાગ્યમાં દારૂ છે, પણ દુણાયલ છે

ઘણાં છે કષ્ટ, તો એ સખ્શ પણ કસાયલ છે
છે હોઠ હાકલા કરનાર પણ સિવાયલ છે

છે મોઢું બોખું ને બચકું ભરે તો તોડી લે
થશે શું? આજ સ્વયં પર રીસે ભરાયલ છે

કહે છે. એને તો દિલ જેવી કોઈ ચીજ નથી
અમી સમુદ્ર બની વક્ષમાં છવાયલ છે

આમ બહાદુર છે તો કેમ આવી રીતે, રમેશ
આપણા રક્તમાં ને શ્વાસમાં છુપાયલ છે?

### કઈ રીતે હવે ☐ મનીષ પરમાર

આ પવનનો મ્હાડ કોતરવો કઈ રીતે હવે
ને મુલાયમ શ્વાસને ભરવો કઈ રીતે હવે!

પણ બરફના હાથ પગ તો ઓગળી જળમાં રહ્યા,
એજ દરિયો અધવચે, તરવો કઈ રીતે હવે!

ત્યાં થઈને માર્ગ મારો ઘર સુધી તો જાય છે,
આ વહેતો સૂર્ય ઊતરવો કઈ રીતે હવે!

રેતની માફક હવે વેરાય છે સુવાસ આ,
તો ફૂલોને શ્વાસ પણ ધરવો કઈ રીતે હવે!

કેટલા જનમોની લાગી ધૂળ એના પડ ઉપર?
શબ્દ સોનાનો મનીષ ડરવો કઈ રીતે હવે!?

### ગઝલ ☐ હેમંત જી. ધોરડા

આ હવામાં તું જ રેશમ થૈ મળે
શબ્દ એવો પારદર્શક નીકળે

એ જ સંભવની પ્રતીક્ષા આ નગર
શ્વાસમાં વિસ્મય ઘૂંટું ને ઝળહળે

સાળ ભીની મ્હેક સમ પ્રસરી જતાં
દશ્ય તત્ સત્ રંગભર પાછાં વળે

હો છલકતી સ્પર્શની ભાષા છતાં
રોજ મૌસમ ફકત સો હું સાંભળે

મુગ્ધ સમજણનાં પ્રસંગો હોઠ પર
આળખું ને તત્ત્વની છાયા ઢળે

સાંજ અફવા થૈ વહે છે રકતમાં
હું વિષેની વ્યંજના આ પીગળે

ગઝલ □ હેમેન શાહ

લંગર ઉપાડવામાં સ્હેજ હું મોડો પડ્યો હોઈશ,
કે પયગંબર થવામાં સ્હેજ હું મોડો પડ્યો હોઈશ.

અહીં સામર્થ્ય મારું, ત્યાં છે તેં રાખેલી આકાંક્ષા;
અહીંથી ત્યાં જવામાં સ્હેજ હું મોડો પડ્યો હોઈશ.

હવે ચીંધે ખરેલી ડાળખી જે, એ દિશા સાચી,
વસંતો લાવવામાં સ્હેજ હું મોડો પડ્યો હોઈશ.

હશે કોઈ હથેળીમાં જડેલી પાંખ સમળીની,
ને મોકો ઝાલવામાં સ્હેજ હું મોડો પડ્યો હોઈશ

સ્મૃતિ ચિત્રપટ્ટીમાં પુરાઈ રહેવું જીવનભર,
સીમાઓ છેદવામાં સ્હેજ હું મોડો પડ્યો હોઈશ.

Indeterminate Constant ની ગઝલ □ હેમેન શાહ

છે ઉમર લંબી છતાં વર્ષો નિયત ક, ખ, કે ગ,
માંડ એમાં થઈ સરસ ક્ષણ હસ્તગત ક, ખ, કે ગ.

દોસ્ત હો, કે રેસ્ટોરાં હો, કે જળાશય જાદુઈ,
પેશ કરવાની તરસની સૌ વિગત ક, ખ, કે ગ.

ઘટ્ટ થઈ ને બંધ પુસ્તક થાય. બત્તી ઓલવાય,
ચૂં કે ચાં પણ ક્યાં કરી શકશે તરત ક, ખ, કે ગ?

લોહકણને એક ચુંબકક્ષેત્ર છે, મારા ઉપર
એક સાથે કંઈ પરિબળ કાર્યરત ક, ખ, કે ગ.

આ ખરા ખોટા વિકલ્પો કંઠ રૂંધી નાખશે,
બસ કરી દો બંધ આ મેલી રમત : 'ક, ખ, કે ગ?'

ઓરતા ☐ ગભરુ ભડિયાદરા

બાઈ, મને ઓઢયા-પે'ર્યાના ઓરતા રે લોલ,

બાઈ, મેં તો વાલની વીંટી નથી ભાળી કે
બાઈ, મેં તો કિનખાબની કસ નથી ભાળી કે
બાઈ, મને ઓઢયા-પે'ર્યાના ઓરતા રે લોલ,
બાઈ, મારા આળખ્યા અધૂરા રહ્યા કે
બાઈ, મારા આયખ્યા કોરા જ રહ્યા કે
બાઈ, મને ઓઢયા-પે'ર્યાના ઓરતા રે લોલ,
બાઈ, મને ઝાંઝવાંમાં કોઈએ ઝબોળી કે
બાઈ, મને દરિયામાં કોઈએ ડબોળી કે
બાઈ, મને ઓઢયા-પે'ર્યાના ઓરતા રે લોલ.
બાઈ, મને બહારથી બળાપો બાળે કે
બાઈ, મને અંદરથી અજંપો ચાળે કે
બાઈ, મને ઓઢયા-પે'ર્યાના ઓરતા રે લોલ,
બાઈ, હું તો જીવતી તણખલાને તોલ કે
બાઈ, હું તો પીંજાઈને થઈ ગઈ પોલ કે
બાઈ, મને ઓઢયા-પે'ર્યાના ઓરતા રે લોલ,

જટાયુ ☐ સદાનંદ રેગે ☐ કલ્લોલિની હઝરત

(મરાઠી કવિતા)

સૂર્યના કમંડલનું કૃષ્ણ-ઘેરું વાવાઝોડું
તૂટી પડે છે તોડતું આકાશનો લોચો
અને તને શાશ્વતનો ચંપા-ગૌર સાક્ષાત્કાર થતાં
તરફડે છે તારી પાંખોનું તૂટેલું વેદનાયન
દશાનનની વીંટીના પથ્થરમાં
અશ્વત્થામાની જેમ........

## મારી પથારીમાં સૂરજ સૂએ છે ☐ લલિત ત્રિવેદી

ડૂબી રહ્યો છું ઊંડે પથારીની ખીણમાં
એકેય તરણું ના મળ્યું બત્તીના મીણમાં

શૈયાની નાવને ન મળે કાંઠો રાતનો
ને સૂર્ય પણ ઊગે છે ક્નિારાના ફીણમાં

આ સાંજના હોવાપણાનું દુઃખ નથી હવે
વીત્યા સૂરજને ધોળું છું રાતે અફીણમાં

રાએતા મુજબ સેજના ખીલામાં બાંધુ રાત
ધરતો રહું છું મારા બધાં સ્વપ્ન નીણમાં

મારી પથારીમાં લલિત, સૂરજ સૂએ છે રોજ
ને હોઉં છું હું 'રાતની' ખામોશ ખીણમાં

## વ્યતીતને સંબોધન–☐ લલિત ત્રિવેદી
(ગઝલ)

તરત હસવાનો સમય પાછો આપ
કે રમકડાનો સમય પાછો આપ

રંગશોભનસભર દીવાલો પર,
લીટા કરવાનો સમય પાછો આપ

સાંજે ક્યારે પડે–ખબર ન પડે–
ગિલ્લી રમવાનો સમય પાછો આપ

સામે રહેતી તે છોકરી ક્યાં છે?
બારી ખૂલવાનો સમય પાછો આપ

બ્હાર શ્રાવણ છે, બ્હાર લાવ મને
ને પલળવાનો સમય પાછો આપ

સૂર્ય ઊગે છે નાઈટલેમ્પ સમો
રાત પડવાનો સમય પાછો આપ

છતનું આકાશ ને આ રાત લલિત
તારા ગણવાનો સમય પાછો આપ

એક પત્ર ☐ હેમન્ત દેસાઈ

તારી સાથેના સંબંધમાં
મેં મને છેતર્યો છે કદાચ, નિમગ્રા!
એટલે જ તને મેં ઓળખી નહિ હોય.

જે કાંઈ બની ગયું.
તે બધું સમારી લેવાની ઉત્કંઠાના દીવા
ક્યારનાય સળગાવી દીધા છે
રાતરાણીએ શરદના ઝરૂખે ચઢીને,
લીપ્યા-ગુંપ્યા મારા મનના આંગણને
મેંય શણગારી રાખ્યું છે,
પણ હમણાં આ માર્ચ મહિનામાં
તું મારી સમીપ આવીશ નહીં.

કેસરરંગી હવાથી હું તરબતર છું.
અને બ્રાહ્મમુહૂર્તની ભૈરવી
રોજે મારામાં હુતાશ પ્રકટાવે છે.
આમ્રમંજરીની ચાંચમાં
ફરીથી અનુરાગના વીખરાયેલા કણ
ભરાવા માંડયા છે.
મેષના સૂર્યે મને ખળભળાવી
મૂક્યો છે
એટલે
આ માર્ચ મહિનામાં તું ન આવીશ.

આમ તો આપણા સરવરજલમાં
ઝબકોળાઈ ઝબોળાઈ ને
કૈંક ઘટનાઓ
બહાર આવી ગઈ છે;
શૈત્યને ફગાવી દઈને

ક્ષિતિજના ઝુમ્મરે
લટકતી થઈ છે.
તો પણ
ફૂલ ફૂલને મળી ચૂકેલો
ધીમે ધીમે છટાથી
ડોલતો આવતો પવન
હજુ હલકથી
આશંકાને ફોરમતી કરે છે ત્યારે
હુતાશન થનગની ઊઠે એવી
મારી હયાતીને આરે
ન આવીશ તું માર્ચ મહિનામાં.

સૂર્ય તપવા માંડ્યો તે તપશે.
માર્ચને બીજા કશા કરતાં વધુ સંબંધ
રાગનાં રખોપાં સાથે છે.
સમજણ વિનાના પ્રેમના
પ્રલાપ નહિ, ઉજ્જવળ આલાપ
ઉજવવા હોય તો
માર્ચની ક્વીક માર્ચ પછીય
સમયે સંગોપેલાં માધુર્યને
મ્હાલવા દેવા રાહ જોવી પડશે—
ગુલાબ-રંગ્યા જૂન સુધી :
જૂન જોલી જૂન
બજાવતો જે મનમાની ધૂન.
ત્યાં સુધીમાં
હુંય અસંબદ્ધતાના
રઝળપાટ વિતાવી
આવી ગયો હોઈશ મારામાં.
અને—
તેડી લઈશ હું તને ત્યારે

મારી ઉજ્જવળતાને ઈશારે
પણ
આવીશ ના અહીં માર્ચ મહિનામાં
કે એની મારકણી તાજપની
વિસ્તરતી છાયામાં.
માર્ચના ઉચાટનાં તાન તો
નિમશા, જેને જાગ્યાં હોય એ જાણે!
વેઠી લેજે થોડાં ફરતાનાં એકાંત
પણ આવીશ નહીં અહીં
આ મઘમઘતા માર્ચમાં.

☐ જયા મહેતા

સાંજે અહીં મારી બારીમાંથી તડકો રેલાય છે.
ને પછી ધીરે ધીરે ધીરે અંધારું ફેલાય છે.
પછી તો ખબરે રહેતી નથી કે
સવારે અહીં ચકલાં તૃણ વેરતાં હતાં
ને સાંજે ફરસબંધી તડકામાં ચમકતી હતી;
નાનકડી ફૂલદાનીમાંથી પાંદડીઓ આખો દિવસ
ડોકિયાં કરતી હતી અને પડખે જ
પુસ્તકો, પેન-પેન્સિલ, કાગળ, ટાંચણીઓ, પેપર-વેઈટ...
પેપર વેઈટ નીચેથી પણ તડકો સરી જાય છે
ને
પછી
ધીરે ધીરે ધીરે કેવળ અંધારું
અંધારાના પેપરવેઈટ નીચે
..........આખી જિંદગી

—લાગે! ☐ હેમન્ત દેસાઈ

કહું જો વાત મારી તો ખરે એ વારતા લાગે.
પ્રસંગો રાતરાણીની સુગંધે ઠારતા લાગે!

જગતના મંચ પર હું ફૂલ શો ઊભો, કદી કિન્તુ
ઊઘડવું કષ્ટ લાગે, ફોરવું નિસ્સારતા લાગે!

ન તોડું મૌનની આ વાડ,—પણ શેં કેદ પણ વેઠું?
નથી શ્રદ્ધા છતાં શબ્દો મને વિસ્તારતા લાગે!

અકિંચન છું પરન્તુ રાજરાજેશ્વર સમું જીવતો
નગરના લોક શું રસ્તાય સૌ સત્કારતા લાગે!

કદી ના કોઈ આલંબન લઉં, વિહરું સ્વયં નિત્યે
છતાં દુર્ભાગ્ય કે મિત્રો મને શણગારતા લાગે!

કશામાં હું નથી એવી ચઢી મસ્તી, નશામાં છું.
હું ડૂબું છું. મને કો હાથ દરિયો તારતા લાગે!

ઊઠી જાઉં થતું કે મ્હેફિલેથી જામ છોડીને
વિખૂટા સાથી જન્મોજન્મના સંભારતા લાગે!

☐ રયોકાન ☐ કિશોર શાહ

(જાપાનીસ)

આખીયે રાત
મારી ઘાસની કુટિરમાં
તાપણાના અગ્નિમાં
આપણે કેવી વાતો ને વાતો કર્યા જ કરી—
એ બધું હું ક્યારે ભૂલીશ?

આસ્તે આસ્તે ન ચાલો
દોડો.

હવે કંઈ પણ વિચારવાનો સમય નથી રહ્યો.

અનાજથી ભરેલી માલગાડી
સાપ-જેવી સિગ્નલ પર ઊભી છે
એની પૂંછડી પકડીને
જોરથી ઘુમાવો અને પછાડો.

સાહસ અને વેગીલી ગતિ -
વગર હથિયારે પણ
એની મદદથી તમે વિષધરને મારતા રહ્યા છો.

આસ્તે આસ્તે ન ચાલો
દોડો.

વધારે વિચારવું એ ભયને નિમંત્રણ આપવા જેવું છે
અને ધીરે ચાલવું એ અવસર ચૂકી જવા જેવું.
હું જાણું છું કે તમારા હાથમાં
હવે કોઈ ઝંડો નથી,
ભૂખ્યા અને અસહાય માણસને
કોઈ ઝંડાની જરૂર પણ નથી હોતી.

આપણા એ સાથીના
ચીંથરેહાલ, લોહીથી રંગાયેલા ખમીસને
એક વાંસમાં લપેટીને ઊંચું કરો
જેને એકલાને કાલે વેગન લૂંટતી વખતે
ગોળી મારવામાં આવી હતી.
આસ્તે આસ્તે ન ચાલો
દોડો.

બધા એક સાથે મળીને
દોડો.
નહીં તો માલગાડી રાજધાની પહોંચી જશે
અને પાછા વળતાં તમારી પોતાની ઝૂંપડીઓમાં
બાળકો અને વૃદ્ધોની લાશ જ મળશે.

## ડિસેમ્બરની રાતમાં– ☐ હનીફ સાહિલ

અફસોસ એ નથી કે સળગવાનું હોય છે
છે રંજ એટલો કે પીગળવાનું હોય છે

અંતર અરસપરસનું હજી પણ ઘટી શકે
કેવળ આ જળનું વ્હેણ બદલવાનું હોય છે

મારા તરસના દિવસોને યાદ છે હજી
કેવું ભીંજાવું, કેવું વરસવાનું હોય છે

તું પણ હવે ઉદાસ હવાઓની જેમ છે
હું પણ છું જીર્ણ દ્વાર, ખખડવાનું હોય છે

જાકારો દસ દિશાઓથી મળ્યા પછી કહો
ક્યાં પહોંચવાનું, ક્યાંથી નીકળવાનું હોય છે

એનું સ્મરણ હનીફ ડિસેમ્બરની રાતમાં
ખાલી આ પાત્ર છે ને છલકવાનું હોય છે.

આસ્તે આસ્તે ન ચાલો □ સર્વેશ્વ

આસ્તે આસ્તે ન ચાલો
દોડો.

હવે કંઈ પણ વિચારવાનો સમય
અનાજથી ભરેલી માલગાડી
સાપ-જેવી સિગ્નલ પર ઊભી છે
એની પૂંછડી પકડીને
જોરથી ઘુમાવો અને પછાડો.

સાહસ અને વેગીલી ગતિ —
વગર હથિયારે પણ
એની મદદથી તમે વિષધરને માર

આસ્તે આસ્તે ન ચાલો
દોડો.

વધારે વિચારવું એ ભયને નિમંત્રણ
અને ધીરે ચાલવું એ અવસર ચૂકી
હું જાણું છું કે તમારા હાથમાં
હવે કોઈ ઝંડો નથી,
ભૂખ્યા અને અસહાય માણસને
કોઈ ઝંડાની જરૂર પણ નથી હોતી.

આપણા એ સાથીના
ચીંથરેહાલ, લોહીથી રંગાયેલા ખ
એક વાંસમાં લપેટીને ઊંચું કરો
જેને એકલાને કાલે વેગન લૂંટતાં
ગોળી મારવામાં આવી હતી.
આસ્તે આસ્તે ન ચાલો
દોડો.

## ફૂંક ☐ ઉશનસ

ફરંતા તે વૃંદાવનમહીં મને ફૂંક મળી છે.
હતી ભેગાભેગી પવનરૂપ મેં પાંસળીમહીં
લીધી શ્વાસોચ્છ્વાસ, બજી ઊઠ્યું રૂં રૂં વાંસળી થઈ
વનો વંટોળાયાં, ગગનગિરિની ટૂંક ઝરી છે,

હવે એને શ્વાસે લઈ, વન ફરું; ફૂંકું ઊખડ્યું
તરુ મૂળે પોલી નવી સમ, અહો ગાનમયતા !
સ્ફુરે પર્ણેપર્ણે લીલીછમ અહો પ્રાણમયતા !
નસોમાં ફૂંકું તો રણઝણી રહે તારતૂમડું;

મને વણઝારાને ઇલમ મળિયો, કૌતુક અતિ-
હું કોને કોને કૂહે અધર લઈ ફૂંકું ? લઉં તને ?
તું પે ઝૂકું ? સૂકું કંઈ પણ તું દે ઝટ્ટ સુજને,
જડોને હું વૃક્ષે ખીલવીશ લીલીછંમ ફૂંકથી;

અને જો બ્રહ્માંડી તરુનુંય મળે મૂળ, ફૂંકવું,
ધમેણ્યો છાતીની ધમી ધમી સિતારે ઝબૂકવું.

## ☐ રયોકાન ☐ ઉત્પલ ભાયાણી

(જાપાનીસ)

હું ભૂલી ગયો છું
મારું ભિક્ષાપાત્ર.
પણ કોઈ એને ચોરી નહીં જાય—
ભિક્ષાપાત્ર માટે આ કેવું કરુણ કહેવાય !

ભાદ્રવન :
શ્વાસ અને ઉચ્છવાસ
આરપાર ભૂરાભૂરા રંગનો
પારદર્શક હવાનો પાસ;
શ્વાસ હવે શ્રાવ્ય-દૃશ્ય,
ભોગ્ય : ચોષ્ય-સ્પૃશ્ય;
સપ્ટેમ્બરના પહાડોની લીલીછમ સઘન ભીંસ,
ચમકીલા રોમહર્ષમાં ગૂંચવાયેલું મેઘધનુષ્ય
છેક પાંપણો વચ્ચે ઝબકે,
ઠેર ઠેર ખરસાણીનાં પાકેલ ખેતરોની
પાથરેલી મખમલી જાજમમાં
પૃથુલ-વિપુલ-પીળચટી શાંતિનાં પોઢણાં,
ને તેમાં આમ ને તેમ,
તેમ ને આમ વિશ્રંભથી ઊડતું અને બૂડતું
તે પતંગિયું મારું આર્દ્રમન.

☐ મુકાડો ☐ શકુંતલા મહેતા

સૌમ્ય વાસંતી લ્હેરખી!
લીલા જવના છોડમાંથી ધસી આવે
પાણીનો નાદ.

☐ શિકિ ☐ શકુંતલા મહેતા

ઠંડી ગ્રીષ્મ લ્હેરખી!
હજારો લીલા ડુંગર વચ્ચે
એક મંદિર

☐ કિકાકુ ☐ શકુંતલા મહેતા

હળુહળુ ઝૂલતી કેળ પર
અસવાર
નાનો વરસાદી દેડકો

☐ બાશો ☐ શકુંતલા મહેતા

સાંભળો મધુર કોકિલ.
વાંસના મોટા ઝૂંડમાંથી
પૂર્ણ ચંદ્ર નીતરે.



શકિત ચટ્ટોપાધ્યાય

রক্ত ঝরে দুর্গাপ্রতিমায়
শক্তি চট্টোপাধ্যায়

জননীর কাষ্ঠের ভিতরে
রক্ত ঝরে!
উল্লাসের আছে কিছু জের
হেমন্তের [illegible]
ভিতরে বাহিরে
রক্ত ঝরে।
রক্ত ঝরে দুর্গাপ্রতিমায়!
এখন সহজে, সকলে যায় —
রক্ত ঝরে দুর্গাপ্রতিমায়

રક્ત વહે દુર્ગાપ્રતિમામાંથી
☐ શક્તિ ચટ્ટોપાધ્યાય
☐ નલિની માડગાંવકર

જનનીના કાષ્ઠ દેહમાંથી
રક્ત વહે!
આનંદોલ્લાસનો છે કંઈક ઘેરાવો.
હેમંતનું ચિરપરિચિત ઘર છે અર્ધું ઢળું ઢળું
ભીતર — બહાર
રક્ત વહે!
રક્ત વહે દુર્ગાપ્રતિમામાંથી!
હવે સહજભાવે, બધાં જાય છે!
રક્ત વહે, દુર્ગાપ્રતિમામાંથી!

ભાદ્રપદે ☐ ઉશનસ્

આથમણાં ખેતરોના મોલમાં
ગળાબૂડ ડૂબેલાં છાપરાં ઉપર
ભાઠામાં પાકેલી મોટી તરબૂચ-ટેટી જેવો
લાલચોળ સૂરજ
ધીમેધીમે નીડમાંના ઈંડા જેવો થઈ ફ્સડાઈ
ફૂટી જાય છે છાપરાના ચૂવાઓમાં નીતરતો
રગડામાં;
કોઈ વૃદ્ધ ટિટોડી-પગો લંગોટિયો
હાથમાં રાતો શીશો લટકતો લઈ લથડતો
છાપરાં તરફ વળે છે સાંઝ જેવો જ જીંથરો
સવારે પહાડોની પાર ગયેલી બધી જ
થાકેલી પાતળી ઘાસિયાંની પગદંડીઓ
છાપરાં તરફ પાછી વળે છે, લથડતી;
છાપરાંમાં હજી સાંજનો દીવો પ્રગટ્યો નથી,
વૃદ્ધ ટિટોડી-પગી ભૂતિયા ડોશી
ઊકલી ગયેલી ખાલી વાશિંદાની ટોપલી જેવી
ધણીની રાહ જોતી બેઠી છે બહાર
જૂવાળું લુખ્ખું શબરી જેવું માથું ખણતી;
વાળુના ચૂલાની ધૂણી છાપરામાંથી હજી
નીકળતી દેખાતી નથી; નીકળશે કે કેમ
તે ય રામ જાણે.

એક શેર ☐ નટવરલાલ વ્યાસ

અહીં તો મણવચાળે જીવવું ને, કણસવાની પણ સજા,
ને રણ વચાળે આંઝવાં ઉછેરવાની પણ સજા.

## શરત્પૂર્ણિમા ☐ ઉશનસ્

અહો, ક્ષીરાબ્ધિમાં ભરતી ! ગઈ છે ડૂબી દુનિયા !
દિશાઓ છે કાના લગણ ભરી ટોકેટક, યથા
તપેલું રૂપાનું ચકચકતું ને દૂધથી ભર્યું,
અને દૂધે પાછું તરતનું જ દોહ્યું, ફીણ વળ્યું !
ગયા ડૂબી તારા પણ પય મહીં જેમ પહુઁઆ,
ગઈ સ્વર્ગંગાઓ પલળી તળિયે બેસી, ચપટાં
પડોમાં ચોંટેલાં અબરખ થશે–એમ કહું વા
દ્રવે ધીમે તારા કણકણ તપેલે ગળચટા ?
અહો, ઘૂંટાયો છે પ્રહર રજનીનો રબડીશો,
અને ઘૂંટાયો છે ગગનતલ ઇન્દુય ખડીશો !
વળી ઘૂંટાયાં છે થલપલ ઊભે આરસ ખલે,
અહો, રેખાઓ ભાજનનીય ગળી ગોરસ ભળે;

હશે આ ઇન્દુ કે રજતદ્વીપ બુબ્બીજ ? શું હશે ?
હશે સ્વાતિબિન્દુ ? અગર ઝમ્યું મોતી છીપ વિશે?

## અણસાર ☐ અનુ. હ. ભાયાણી

(સંસ્કૃત કવિતા)

રહેઠાણે પાછા ફરેલ કુક્કુટોની
પ્રલંબ બાંગોના
દૂરદૂરથી સરી આવતા સૂર....

ભૂસાના ઢગની ધૂણીમાંથી
લપકી ઊઠતી લપટોથી સઘન બની ઘૂમરાતા,
ને આથમતી સંધ્યાની ઝાંયથી
રીંછોના ઝૂંડની છટા ધરતા
અંધારાની
દૂર દૂર થતી ઝાંખી...

વનાંતરાલમાં ઢબૂરાયેલ કો'ક ગામના અણસાર.

પીડાનો સુર્ખ પુંજ ☐ પથિક પરમાર

તાબૂત મનના, મનની ભુજામાં નિહાળીએ
તણખાનો લાલ રંગ હવામાં નિહાળીએ

દરિયા ડૂબી ગયા છે અપેક્ષાના ચોતરફ
તરફડતા મત્સ્ય ખાલીજગામાં નિહાળીએ

ખોદીને ચારેકોરથી અફવાના પર્વતો
ઘટનાને સાવ નગ્ન દશામાં નિહાળીએ

ડુંગરની ઓલીપાર છે પડઘાનો પ્રાંત, પણ—
છે એનું એ જ આભ, ઝરામાં નિહાળીએ

આ દૃશ્ય, આ પવન, આ ઘટા, ધૂંધળી દિશા
નકશો સમયનો શીર્ણ ગુફામાં નિહાળીએ

લટકે છે ઊંધે માથે કબૂતર અવાજના
હોંકાર વેદનાનો છજામાં નિહાળીએ

લીરા જ થૈ ગયા છે પથિક માનવી સકળ
પીડાનો સુર્ખ પુંજ બધામાં નિહાળીએ.

☐ સ્થેોકાન ☐ કિશોર શાહ
(જાપાનીસ)

મારા ઘર પાસે
મેં વાવ્યા ને ઊછેર્યા
સો સો છોડવા
માત્ર પવનની ઈચ્છા પર
છોડી દેવા.

PRIVATE POET ☐ ઇન્દુ પુવાર

What is private for the poet?
What is not private for the poet?
Everything is private for the poet.
Everything is not private for the poet.

હું જાહેરમાં છીંક, બગાસું મારી સ્ટાઈલથી ખાઉં છું
બીડીઓ પીઉં છું સાચું જૂઠું બોલું છું ન કરવાનું ઘણું બધું કરું છું
પાંચ પંદર પચ્ચીસ મિત્રો હોય ત્યારે ગાળ પણ સ્વસ્થતાથી બોલી શકું છું
પ્રત્યક્ષ ને પરોક્ષ બંને સાથે ડાયલોગ કરી શકું છું
ઉભય સાથે વાતચીત દ્વારા સંબંધ સ્થાપું છું જાહેરમાં
સ્વભાવની શેખીની વાત છે બધી
ખુલ્લમખુલ્લા છું નગ્નતા મારું સાચું રૂપ છે એની ખબર છે
તોય સાત આઠ નવ પડદે વીંટાયેલો છું
દરેક પડદે મારાં Visual જોતાં જોતાં આડો પડયો છું
ફરી પાછી સ્વભાવની શેખીની અથવા ફેખીની વાત
આ શબ્દો સાથેના સંબંધો આપણે જોડયા મનગમતા અર્થ આપ્યા
માણસ માત્ર ભૂલને પાત્ર ક્ષમા વીરસ્ય ભૂષણમ્
આપણે આપણી સગવડોને સીડીએ ચઢાવી રાખી છે ઇચ્છીએ ત્યારે
સીડી ઉંચકી લઈએ છીએ કે માંડીએ છીએ.
હું મારા રાજમહેલના દ્વારે ઊભો છું
એક્સાઈટમેન્ટ આખા દેહે કાળો કામળો ઓઢી બહાર નીકળે છે
હું એના પડછાયાને દાબતો ચાલ્યો જાઉં છું, એકધારી રીતે ચાલ્યો
જાઉં છું, ચાલ્યો જાઉં છું.

*

હું ચક્રાકારે ઊભો છું
આસપાસમાં પાસપાસમાં અવનવાં નવનવાં રૂપ છે, રૂપનાં મૂલ્ય છે
એક પછી એક ગણતરી માંડું છું ત્યારે દરેક વખતે મને ભૂલતો જાઉં છું
બધાં વહાણમાંથી નીચે ઊતરી જઈએ છીએ ફરી ગણતરી ફરી ભૂલ.
કોઈની સાથે કાનો માતર યા કાતર થઈ જોડાવું સહેલું છે જ નહીં.

હું મેજરપટ્ટી થઈ ગયો છું બધાં મને માપવાના સાધન તરીકે ઉપયોગમાં લે છે
દરેક વખતે હું એક ચકરડું દોરી અંદર સ્વભાવનો 'સ' લખી દઉં છું
દરેક વખતે ઊંઘી જાઉં છું, મારાં નસકોરાંનો અવાજ
મારી private property છે.

*

હું private observation કરી રહ્યો છું
ઊછળતું મોજું છે ભીંજાયેલો કિનારો છે કોરાયેલો ખડક છે
તૂટેલો સૂર્ય છે એની સામે ધોળો ધોળો ફીણફીણ પડતો ઊછળતો
કપાતોકપાતો અડધોઅડધો મેઘ છું ધનુષ્ય છું
સાત રંગોનું observation એ મારું privation છે.
સાંભળો બીજી એક private વાત;
બુટમોજાંમાં મારો ડાબો જમણો પગ છે ધરતી સાથે એ રીતે હું
જોડાયેલો છું
નાગર નંદાજીનો લાલ છું નગનતા મારો લાલ રંગ છે એ જાણી ઊભો ઊભો
સળગી રહ્યો છું માલું રૂપ માલકણું છે એને પાણી આપવું કે દૂધ એની
વેતલણમાં પડયો છું બસ બસ બસ.

*

This is way of style, way of life
way of crime, way of mime ખાઈંગ કાકડી કચુંબર કતરી
જાઈંગ જાંબુના ઝાડે હીંચીંગ હીંચીંગ આકાશે પહોંચીંગ પહોંચીંગ
મારા ડ્રાયવીંગ લાયસન્સ પર ફોટો ચોટાડીંગ રૂપ રૂપ ચમકીંગ ચમકીંગ
જાંબુના ઠળિયે ચોંટી ઈંગઈઝમ મારી સામે દાંતિયા કરી રહ્યું છે
મારું કાળજું મારા હાથમાં ઊછળી રહ્યું છે ગાળો ભાંડે છે પાર વિનાની—
સાલા સુવ્વર, હોલા કબુતર બંદર બંદર માણસ થયો છે ઘંટ વગાડ ઘંટ
અંડમાં આકાર ઘંટનો છે તારો જન્મારો જાહેર સાહસનું પરિણામ છે
એ મુદ્રાલેખ લખ્યા કર લખ્યા કર લખ્યા—

*

Unwanted voices choices consepts aspects
monstors bloody bastards creatures creators.

કાળો સમુદ્ર ખારો છે ધોળો સમુદ્ર મીઠો છે
આ કાળું ને ધોળું ખારું ને મીઠું મારું છે મારું છે
મારામાં જે છે તે ઢગલો ઢગલાને તાણી જાય છે
મારામાં નદી સ્થિર છે પર્વત વહેતોવહેતો ગળે આવીને ઊભો વહી ગયો છે
અંદર એક ગુફા છે, દ્વાર ખોલો છો ત્યારે—
ટેબલ છે સામસામે ખુરશીઓ છે બરફના પાણીના ગિલાસ છે હવામાં બધે વિલાસ છે વિલાસ છે બીડીઓના ધુમાડા છે વાતોના તડાકા છે રૂપના ફડાકા છે તમારો ઈમેજીનેશન પાવર જ્યાં લઈ જાય ત્યાં જાવ, જેવાં જોડકાં ગોઠવવાં હોય એવાં ગોઠવો ભજન ગવડાવવાં હોય તોય છૂટ છે મૂટ છે બધું છે હવા છે હવા છે ટેબલ ખુરશી ખાલી છે લાલી માલી સાલી છે.

*

જાગીને જોઉં છું—
છાપું પડેલું છે ઉઠાવું છું ખોલું છું વાંચું છું વિચારું છું સમજું છું સમજાવું છું છેવટે સમજણ થઈ જાઉં છું ગળામાં ઘંટ બાંધું છું માથું માટલીમાં છે પાણી ભરવું તો ક્યાં ભરવું?

*

ખાલી ખખડતાં દૂધનાં કેન એ વાત આજથી હું જાહેર કરું છું
આપણે આંખો સાથે આંખો જેવું કાન સાથે કાન જેવું સગપણ ક્યાં રાખ્યું છે? દાખ્યું છે દલપતરામે કે લાંબા જોડે ટૂંકો જાય મરે નહીં ને માંદો થાય.

માંદગીની સાથે મને ચારેબાજુથી ખવાયેલો કોરાયેલો તૂટું તૂટું થયેલો ટાપુ દેખાય છે ટાપુ. પ્રશ્ન છે કે પડ્યા પાછી ક્યાં પડશે નીચે પાણીનાં પાતાળ સુકાઈ ગયાં છે ખાલી હું ખુલ્લા શરીરે સૂતો છું.
ટાપુનું તૂટવું / દૂધના કેનનું ખખડવું બે આંખો બે કાન છે
તમને પરણવાનું મન છે લો ઉઘલાવેલી જાન છે માટે ચઢી બેસો
મેં વાયરાને મુઠ્ઠીમાં પકડી રાખ્યો છે તમે સીટી વગાડશો ત્યારે એ ખોલીશ
સાંઢણીસવાર થઈને જતા મને રાત કહી રહી છે,
બાંધવી હોય તો બાંધી લેજે મને એ છૂટ છે તને કેમકે હું તારી છું તારી છું
શબ્દો આપણા છે અર્થો આપણા છે. મુઠ્ઠી ખોલ્યા પછી ખોબા ભરવામાં વાર

લગાડવી નહીં. ખોબે અપાય છે દાન રીક્ષાનું ભાડું ચૂકવાનું છે એનું રાખજો ભાનસાનમાં સમજવાનું કહીને હું privacy ને કુંડામાં દાટું છું–કાલે છોડ ઊગ્યા પછી ફૂલ થાય તો ચૂંટવાનો સૌને અધિકાર છે
ચાલો મારે નગરચર્યા જોવાનો સમય થયો:
'અરે કોઈ છે? મને કાળો કામળો ના હોય તો ધોળો લાલ લીલો કે
પીળો ઓઢાડી'
દો, મને ઓગાળી દો ઓગાળી દો જાહેર સાહસ આવું જ સારું
આવું જ સારું.

સ્મરું ☐ નટવર ગાંધી

વિચાર કરતો રહું દિવસરાત તારા, સખી!
સવાર પડતાં સ્મરું: પ્રગટતી પ્રભા પારખી
પથારી પર આપણે અલસ અંગ આળોટતાં,
અનંગભરી રાતના રમણ, રાગ વાગોળતા.

બપોર પડતા ઝરે, અગન નગ્ન આકાશથી,
ધરા ધખધખી ઊઠે, સળગતી સરે લૂ ફરે,
સ્મરું: શીતળ સ્પર્શ ને હરીત હાસ્ય જે ઊભરે
પ્રસન્ન તવ મુખ, ટાઢક થતી ભુજા પાશથી!

ઢળે રજનિ ગાઢ, અંધ અણજાણ હું આથડું,
સ્મરું: સહજ હાથથી પકડી હાથ, દોરી મને
રહસ્ય સહુ ગુહ્ય તેં સરલ કીધ, સ્વર્ગે ચડું
અકથ્ય સુખ પામતો, લગની લાગી તોરી મને.

અનેક યુકતિ ઘડું, નીલમ, તોય રે ના થતું,
અલિ, મિલન આપણું, જીવન વ્યર્થ ચાલ્યું જતું.

આવી મળ્યા સહજ ☐ નટવર ગાંધી

રે આપણે વિવિધ વેશ, વિભિન્ન દેશ
અન્યોન્યથી અલગ, એકલ વા વિસંગ,
પાત્રો વિચિત્ર ભજવ્યા કરી અંગભંગ,
સંસારને પટ, લલાટ લખેલ ઠેશ
ખાધી કંઈ, કઠણ માર્ગ અનેક ખુંદ્યા,
આશા ભર્યે હૃદય કૌતુક મુગ્ધ જે જે
આંજ્યા હતા નયન સ્વપ્ન અનેક છુંદ્યા,
પામ્યા હતા જીવન મંગલ જે સહેજે
રોળ્યું બધું.
અતીતના અવ સ્વપ્નભગ્ન
પાયે પૂરી, રચીશું રમ્ય નિકેત નવ્ય,
બાકી રહ્યું જીવન હો જ્યહીં ધન્ય ધન્ય,
જ્યાં પ્રેમમાં, નીલમ, આપણ તૃપ્ત, મગ્ન.

રે આપણે વિધિ, વિસંગતિ કૈંક જાણી,
આવી મળ્યા સહજ, સખ્યની કેવી લ્હાણી.

મારા કેશ ધોતા ☐ શિમાડા નો ટાડાઆમી ☐ માલા કાપડિયા

હું નિહાળું છું કાંસકીને, નિહાળું જળને,
નિહાળું જે સરી ગયા છે;
અવસ્થા અને યૌવન અળગાં એટલાં
હું ન પામી શકું ઉભયને,
મને એ ન કહો કે મારા કેશ પાતળા થતા
જાય છે દિવસે દિવસે—
જુઓ, મારા પૌત્રોની દાઢીઓ કેવી ઊગે છે એ!

## જોઈ તને ☐ નટવર ગાંધી

જોઈ તને નીલમ, નેત્ર દ્રયે ધરાઈ :
મધ્યાહ્નના પ્રખર તાપ તળે તળાઈ
છાંયે વિશાળ વડના જઈ તું લપાઈ,
છાઈ ગઈ હૃદયદેશ, સળી, સવાઈ.

સંધ્યા તણા ગગન સંગ તને નિહાળી,
તારા મુખે સૂરજની પ્રિય, લાલી લાલી
ઉલ્લાસની, અભર સોમરસે પિયાલી
આલી, અલોપ થઈ તું દઈ હાથતાળી.

ને રાત્રિના નિબિડ ને ઘન અંધકાર
ન્યાળી તને નમણી, સંગથી જાણીમાણી,
ફેલાવતી નિખિલમાં સહુ પ્યાર, પ્યાર
મારે નિકેતન ખીલી રતિ, રાતરાણી

રે એક માત્ર તવ ચંચલ, ઉષ્ણ સ્પર્શે
જાગે અનેક વડવાનલ રોમ હર્ષે.

## ☐ ચિયોજો ☐ શકુંતલા મહેતા

ચાંદને જોઈને
જગતને કરું અલવિદા
હૃદયસભર આશિષથી.

## ☐ ત્યાકુચિ ☐ શકુંતલા મહેતા

કલ્પનામાં મગ્ન
એકેય શબ્દ ન બોલનાર સાથે
હું માણું શાતા.

## ☐ ઈસા ☐ શકુંતલા મહેતા

મારી વય વધે તેમ તેમ
લાંબા દિવસો પણ
આણે અઢળક આંસુ.

## ☐ બ્યુશોન ☐ શકુંતલા મહેતા

કેવી અલ્પ આ જિંદગી !
*યુઇ-ગો-હામાની રેતી પર
ઝાંખાં પગલાં.

* ગરમ ભૂગર્ભ પાણીવાળો દરિયાકિનારો

□ રમેશ પારેખ

પાળ્યું મેં એક ગલુડિયું
કુર કુર કરતું કલુડિયું

બાલ બહામી,
ચાલ ખરામી,
જરાક ભોળું, જરા હરામી
વ્હાલું વ્હાલું વલુડિયું
પાળ્યું મેં એક ગલુડિયું

નહોર તીણા,
દાંતો ઝીણા,
આછું આછું હસતું રે
આછું આછું ભસતું
મેં પાળ્યું નથી અમસ્તું...

□

પાળ્યું મેં એક ગલુડિયું.
એનાથી વધી જાય છે મારો રૂઆબ
પણ રૂઆબ માટે નથી પાળ્યું.

ઘરનું રક્ષણ થાય છે.

પણ રક્ષણ માટે પણ નથી પાળ્યું.

મારું, કુટુંબનું, મિત્રોનું, સમાજનું
ને સમાજનું કહેતાં આખા રાષ્ટ્રનું
મનોરંજન થાય છે.

પરંતુ મનોરંજન માટે પણ નથી પાળ્યું

પાળતાં પળાઈ ગયું છે.
વ્હાલું વ્હાલું વલુડિયું
પાળ્યું મેં એક ગલુડિયું
□

ગલુડિયું
મનોરંજન માટે નથી પાળ્યું એ સત્યનો અર્ધાંશ છે
તથા બાકીનો અર્ધાંશ હજુ ગોપિત છે
તેની મને કલ્પનાય નહોતી.

પૂરા સત્યને કોણ જાણી શક્યું છે ?

આવી રીતે જ એક વાર
મારો ચુમ્માલીશમો જન્મદિવસ ઉજવાઈ રહ્યો હતો
ત્યારે પેટાવેલી ચુમ્માલીશ મીણબત્તીઓના જડાધાર અજવાળે પણ
પેલું ગોપિત અર્ધ સત્ય પ્રકાશમાં ન આવત.

પણ બનવાકાળ બન્યું, અને —

એક ખૂણામાં ઊભો રહીને
જુદી જુદી વ્યક્તિઓ સામે
એના દરજ્જાના પ્રમાણમાં
જુદા જુદા માપનાં સ્મિતો ઉછાળતો
આઈસ્ક્રીમની ત્રીજી પ્લેટ હું ખાઈ રહ્યો હતો ત્યારે
મારાં શતસહસ્ર વિસ્મય વચ્ચે
ગલુડિયું

છાતી કાઢીને ઊભું રહ્યું, ઘૂરક્યું,
આંખમાં આંખ ભરાવીને બોલ્યું, માણસની જેમ :
'અલ્યા, નફ્ફટ ! શું જોઈને આઈસ્ક્રીમ ઝાપટશ?'

એક્સાઈટિંગ !
રિઅલી ! ગલુડિયું બોલ્યું ?
માણસની જેમ બોલ્યું ?
હું મચ એક્સાઈટિંગ !

તાબડતોબ આ ચમત્કાર માટે
પત્રકાર પરિષદ ભરવાનો ઉશ્કેરાટ વ્યાપ્યો.

પણ બધી જ ઈમારત જમીનદોસ્ત કરી નાખી એ કમબખ્તે.
બોલ્યું ખરું, પણ બોલીબોલીને શું બોલ્યું ?—
'ક્યાં સુધી પાળ્યા કરીશ મને ? મારો મોક્ષ કર !'

'મોક્ષ ?' મેં પૂછ્યું : 'શું દુઃખ છે, ભાઈ ?'
'હવે ભાર નથી જિરવાતો,' તે ઘૂરક્યું.
'ભાર ?'
'હા, તારો ભાર, તારો ગંધાતો ભાર !' તેણે—
મારી આઈસ્ક્રીમની પ્લેટ આંચકી લીધી અને બોલ્યું :
'લે આ પૂંછડી,
ક્યાં સુધી સૌની સામે પટપટાવ્યા કરું ?'
આમ કહીને તેણે પૂંછડી તોડીને મારા હાથમાં મૂકી.
'લે,' તેણે મારા હાથમાં એના બન્ને ડોળા કાઢીને મૂક્યા :
'લે, આમાં તારાં સપનાં, ગોબરાં ને ગંધારાં સપનાં
ખદબદે છે, લઈ લે !'

પછી કાન, પેટ, મગજ, અવાજ, બધું આપી દીધું મને
છેવટ તેનો આત્મા રહ્યો.
હું સન્ન અને અવાચક ઊભો રહ્યો
ત્યાં તો તેનો આત્મા કૂદીને મારા બ્રહ્મરંધ્રમાં પેસી ગયો.

આ કમબખ્ત ગલુડિયાને ચાહતો ન હોત
તો આવો ડિસ્ટર્બન્સ હરગિજ ન ચલાવી લેત.
મૂડ બગાડી નાખ્યો પાર્ટીનો
એની ઓખાત ખાટી કરી દેત હું.
પણ શું કરું ?
એના અવયવો મારા અવયવોમાં એકાકાર થઈ ગયા,
એ પણ મેં નાછૂટકે ચલાવી લીધું.
પ્રેમ, માત્ર એના પરનો પ્રેમ !
મને પૂંછડી છે. ભલે દેખાતી નથી.
મને સપનાં છે, ભલે અપ્રકટ રહ્યાં હોય.

મને બે પેટ છે, ભલે દૃષ્ટિગોચર થતું હોય એક જ.
મને બે અવાજ છે, પણ કોને ખબર પડવાની?
પૂંછડી પૂંછડીનું કામ કરશે.
સપનાં સપનાંનું, પેટ પેટનું કામ કરશે.
માનો ને કંઈ બન્યું જ નથી!
ગલુડિયાનો ભાર હું ઊંચકું છું એટલું જ
એનો ખાસ ભાર જ ક્યાં છે?

એ ગલુડિયું ભલે પ્રકટ ન હોય
પણ છે તો ખરું ને?
મારા બ્રહ્મરંધ્રની બખોલમાં સૂતું રહે છે.
ભૂખ્યું થાય ત્યારે ઊઠે, ભસે,
બચકાં ભરે ને મારો આત્મા તોડી તોડીને ખાય.
પણ આત્મા એવી ચીજ જ ક્યાં છે કે તૂટે?
ભલેને બચકાં ભરતું!



આ વાત છે નાનકડા, અમસ્તા, સાદા એવા એક ગલુડિયાની.
એને હું બહુ ગણકારતો નથી.



બટ યુ એન્જોય!
ગો ઓન, પ્લીઝ ગો ઓન....
દોસ્તો,
ખાતરી રાખજો કે
મારી આગામી વર્ષગાંઠનું જશન
આ વર્ષગાંઠ કરતાં ય
વધુ શાનદાર, વધુ જાનદાર હશે....
હીપહીપ હુરે....હં....હીપહીપ હુરે....હ....



પ્રિય સુરેશભાઈ,

'કવિતા'ના ૯૮મા અંકમાંથી શ્રેષ્ઠ કવિતા પસંદ કરવાની કપરી કામગીરીમાં તમે મને લગાડી દીધો એથી હું થોડોક નર્વસ થઈ ગયો. કવિતાનો આખોયે અંક હું છ સાત વાર વાંચી ગયો પણ મને એવી એક પણ રચના ન મળી કે જેને એકીધડાકે રોમાંચપૂર્વક કહી શકું કે 'આ શ્રેષ્ઠ રચના છે.' 'શશિશિવમ્'ના પ્રભાતિયાંથી થોડી મોનોટોની બ્રેક થાય છે પણ એ પ્રભાતિયાં કોઈ નવો ઉન્મેષ દાખવી શકતાં નથી. ગીત અને ગઝલ હજી યે ખૂબ લખાય છે. આ હાથવગા સ્વરૂપમાં કોઈ સર્જક ઉફરો ચાલીને કામ કરતો નથી. છઠ્ઠી વિભક્તિનું વળગણ અસહ્ય થઈ પડ્યું છે. અછાંદસ રચનાઓમાં અમુક પંક્તિઓને બાદ કરતાં વાગ્મિતા વિસ્તરતી હોય એવું સતત લાગ્યા કરે છે. યોગેશ જોશીની અછાંદસ રચનાઓમાં રસ પડે છે. પણ એ રચનાઓ સાદ્યંત નીવડતી નથી. એક જ સંવેદન કે પરિસર સતત ચાર રચનાઓ સુધી વિસ્તર્યા કરે એ પ્રક્રિયા રસપ્રદ છે. હર્ષદ ચંદારાણાની 'નદીકાંઠે' રચનાગુચ્છમાં મને રસ પડ્યો પણ ગઝલની અતિપરિચિત પદાવલિઓને એ રચનાઓ અતિક્રમી શકતી નથી. આવી — મૂંઝવણભરી પરિસ્થિતિમાં મેં એવું નક્કી કર્યું (કે માપદંડ નક્કી કર્યો) કે જે રચનામાં ઓછી વાગ્મિતા હોય, જે કવિતા શબ્દ સાથે ઉચિત Dealing શબ્દવ્યય ટાળી શકતી હોય અને જે કવિતા તાજગીનો અનુભવ કરાવે એને શ્રેષ્ઠ પ્રકૃતિ ગણવી.

આ દષ્ટિએ મને હેમેન શાહની બે ગઝલ શ્રેષ્ઠ લાગી છે. હેમેનનું શબ્દ સાથેનું Dealing રસપ્રદ છે. ગઝલના કાફિયાઓમાં કંઈક તાજગી | અનુભવાય છે. 'છાતી કાઢી પવન ફરે છે ગઝની જેવો' 'ધૂળેટીમાં સદ્‌ગૃહસ્થની કફની જેવો' જેવી પંક્તિઓમાં ઉપમા ધ્યાન ખેંચે છે. ગઝલના એક પણ શેઅરમાં બિનજરૂરી શબ્દની ઘૂસણખોરી જોવા નથી મળતી. એ વાતનો —ખાસ કરીને વાગ્મિતાના યુગમાં— વિશેષ આનંદ થાય છે. કવિને મારા અભિનંદન પહોંચાડજો

— અનિલ જોશીનાં સ્મરણ

☐ ઍટસુજીન ☐ ભાનુ શાહ

વર્ષ વીતે છે.
મેં મારાં માબાપથી છુપાવ્યાં છે
મારા ધોળા વાળ.

## WARES FROM ATTIC □ AMITA MODI

In the market place of life,
I sell my wares from attic,
Old neglected things of past
That have known the company of time.

Crowds of people bustle pass,
Caring not to cast a glance,
Dejected I sit in a corner,
Returning the stare of those broken pieces.

Late in the day you stop by, a stranger,
Gleam in your eyes betraying the interest,
In greed I inflate the prices,
But you only smile and nod approval.
With a sigh of relief I rid the stock
And collect the money-bag full to the brim.

Drooping under the load of silvers,
I struggle along the weary path,
Wiping the sweat and resting so often,
Thinking of wife and child across the river.
You offer to share the burden,
But my suspicious mind can accept no stranger.

You followed me to the swelling river,
And offered your boat to take me across,
But your persistence only strengthened-my fear,
And I ventured in waters alone.
I can almost see the light of my house,
So near yet so far away,
Waves of death sweeping past,
Strengthening my desire to live.

## શકિત ચટ્ટોપાધ્યાય ☐ નલિની માડગાંવકર

૧૯૮૩ના વર્ષનો બંગાળી ભાષા માટેનો અકાદમી પુરસ્કાર કવિ શકિત ચટ્ટોપાધ્યાયને એમના "યેતે પારિ કિન્તુ કેન યાબ" (૧૯૮૨) કાવ્યસંગ્રહ માટે મળ્યો એ કવિતાપ્રેમી માટે આનંદનો વિષય છે. પુરસ્કારની જાહેરાત પછીના બંગ પ્રજા અને સાહિત્ય-સર્જકોના પ્રતિભાવો મિશ્ર હતા. કોઈકના મત મુજબ આ પુરસ્કાર એમને દાયકા પહેલાં મળવો જોઈતો હતો, તો કોઈક સહૃદય વિવેચકે એને યોગ્ય સમયે મળેલી સિદ્ધિ તરીકે લેખાવ્યો, છતાં શકિત ચટ્ટોપાધ્યાયની કાવ્યસિદ્ધિનું આ પ્રથમ સોપાન છે;

શકિત ચટ્ટોપાધ્યાયની કવિતા વિષે વિચારતાં પહેલાં એમની કવિતાની પશ્ચાદ્‌ભૂમાં રહેલી બંગાળી કવિતાનો એક આછો આલેખ જોઈએ:

રવીન્દ્રનાથ ટાગોર સમગ્ર બંગાળી કવિતા પર આકાશની જેમ છવાઈ ગયા હતા; એટલું જ નહીં અન્ય ભારતીય સાહિત્ય પર પણ પ્રત્યક્ષ કે પરોક્ષરૂપે એમની અસર હતી જ. સમગ્ર દુનિયાએ આ વિરાટ પ્રતિભાને માનવજાતિના ચમત્કારરૂપે નિહાળી. વર્ષો સુધી રવીન્દ્રનાથની કવિતાને આપણે મુગ્ધભાવે જોતાં રહ્યાં, એની પાછળનું મુખ્ય કારણ છે એમની સૌન્દર્યદષ્ટિ અને પરમતત્ત્વની ઉપાસના. એમની પાસેથી માનવ, પ્રકૃતિ અને સમગ્ર જગત તરફ જોવાની એક નવી દૃષ્ટિ મળી. શાશ્વત મૂલ્યો પર એમને પરમ શ્રદ્ધા હતી અને એમની સૌન્દર્યોપાસનાની પીઠિકામાં આપણું તત્ત્વજ્ઞાન હતું તેથી જ તેઓ મહામાનવની કલ્પના કરી શકયા. આવા સમર્થ સર્જકની અસર તળેથી મુકત રહેવું એ પછીના સાહિત્યકારો માટે કપરું કામ હતું.

૧૯૩૦ની આસપાસનો સમય સમગ્ર જગત માટે કટોકટીભર્યો હતો. યુદ્ધનાં ઘેરાયેલાં વાદળો, બંગાળનો દુષ્કાળ, માનવની સ્વ અને અન્યમાંથી ઊઠતી જતી શ્રદ્ધા, એની આંતર-બાહ્ય વેદના આ બધાએ માનવ-યાતનાના ચહેરાને વધુ ને વધુ ઘેરો બનાવ્યો. આવા સમસ્યાગ્રસ્ત જીવનમાં રવીન્દ્રનાથ પછીના કવિઓ સૌન્દર્યદર્શન ન કરી શકયા એ અસ્વાભાવિક નથી લાગતું. આ ગાળાના સર્જકોનું પ્રત્યાઘાતી વલણ કવિતા અને અન્ય સાહિત્ય-સ્વરૂપોમાં વધુ ને વધુ સ્પષ્ટ થવા માંડ્યું. જો કે આ પેઢીના કવિઓની નેમ હતી રવીન્દ્રનાથના સૌન્દર્ય જગતની મોહિનીમાંથી બહાર નીકળવાની. સુધીન્દ્ર દત્તે તો ત્યાં સુધી કહ્યું કે રવીન્દ્રનાથનું જગત એ 'પરીજગત' છે. તો પ્રેમેન્દ્ર મિત્રનો પ્રત્યાઘાત કંઈક આવો હતો:

**"હું કવિ છું ભાઈ, કર્મનો, પ્રસ્વેદનો,**
**વિલાસ-વિવશ સ્વપ્નો માટે હવે સમય નથી."**

અર્થાત્ આ કવિઓ રવીન્દ્રનાથનો નહીં; રવીન્દ્ર રીતિનો વિરોધ તીવ્ર સૂરે કરી શકયા પણ

જે સામાન્ય માનવીની વાત તેઓ કરવા માગતા હતા તે યુદ્ધરૂપે કરી શક્યા ખરા? કારણ સામાન્ય માનવીની વાતની અભિવ્યકિત તો રોમેન્ટિક જ રહી.

ખુદ રવીન્દ્રનાથે આ નવી પેઢીને કૌતુકસભર નજરે નિહાળી. એમની કેટલીક અંતિમ રચનાઓમાં આ વાત પ્રતિબિંબિત થઈ છે. આ પંકિતઓ તેની સાક્ષી પૂરે છે:

"આજે તમારા યુગમાં
હું અપરિચિત પ્રવાસી.
અમારી ભાષાના ઈંગિતો
નવો અર્થ લે છે તમારે મુખે."

* * *

"યુગના નૈવેદ્યમાં જે બધાં આધુનિક ફૂલની જરૂર છે,
મારા બગીચામાં એ ખીલતાં નથી."

ત્યાર બાદ માર્કસવાદી વિચારધારા લઈને આવનાર બુદ્ધદેવ બસુ, જીવનાનંદ દાસ, સુભાષ મુખોપાધ્યાય, સુકાન્ત ભટ્ટાચાર્ય ઈત્યાદિએ કાવ્યોમાં તથા માણિક બંદોપાધ્યાય, તારાશંકર બંદોપાધ્યાય જેવા સર્જકોએ નવલકથા, નવલિકા અને અન્ય સ્વરૂપોમાં જે ભાવના રજૂ કરી તે આપણને સામાન્ય માનવીના આંગણા સુધી લઈ ગઈ. હવે એમને ચન્દ્ર 'શેકેલી ભાખરી' જેવો લાગ્યો. આ સર્જકોએ પરંપરાથી મુકત થવાનો પ્રયત્ન કર્યો તેમ નવા અભિગમો અને લઢણો લાવવાનો પ્રયત્ન પણ કર્યો. આ વારસો લઈને શકિત ચટ્ટોપાધ્યાય આવ્યા છે.

અહીં એક વાત છેડી લઉં: ૧૯૬૧માં બુદ્ધદેવ બસુ મુંબઈ આવેલા ત્યારે બંગાળી સ્કૂલ દાદર, તરફથી એમનું સન્માન કરવામાં આવેલું. એ સમયે એક જિજ્ઞાસુએ પ્રશ્ન કર્યો કે, "તમારા પછી બંગાળી કવિતા આગળ વધી છે કે નહીં!" એના ઉત્તરમાં એમણે કહ્યું કે, "જો શકિત ચટ્ટોપાધ્યાય અને અલોકરંજન દાસગુપ્તા ન હોત તો આનો ઉત્તર આપવો મુશ્કેલ બનત." આજે બુદ્ધદેવની ભવિષ્યવાણી સાર્થ બની છે.

શકિત ચટ્ટોપાધ્યાય એક એવી વ્યકિત છે કે જે પોતાની કવિતાથી, પોતાના અલગારી સ્વભાવથી જનમાનસને સ્પર્શી શકયા છે. એમને વિષે અનેક દંતકથાઓ વહેતી થઈ છે. બંગાળનો કોઈ પણ સાહિત્યરસિક એમને માટે પાનાંઓ ભરી લખી શકે. એમણે અનેકની સામે મૈત્રી માટે ઉદારતાથી હાથ લંબાવ્યો છે અને સમાજે પણ ઉમળકાભેર પ્રતિસાદ આપ્યો છે. વિશાળ મિત્ર સમુદાય—જેમાં વરિષ્ઠ અધિકારીઓથી માંડીને નેતા-અભિનેતા, કવિઓ, સાહિત્યકારો, પ્રકાશકો, ટેકસીવાળા, રીક્ષાવાળા અને ફેરિયાઓ પણ ખરા. બાળકથી માંડીને વૃદ્ધ, બુદ્ધિધર્મી કે હૃદયધર્મી. અનેક વ્યકિત રસ્તે ચાલતાં શકિત ચટ્ટોપાધ્યાયને નામ દઈ બૂમ મારે છે. માણસ માત્રને ચાહનારા; એમની પાસે પગપાળા પહોંચી જવાની શકિત છે. મિત્રોની પરવા કરનારા અને કોઈક વાર અર્ધી રાતે મિત્રને બારણે જઈ ટકોરા મારનારા

ધૂની પણ ખરા. કોઈક વાર શાંત સરોવર જેવા; તો કોઈક વાર કોલાહલનો નર્યો ઘોઘ જ! તોફાની આનંદને માણે, બાળકની જેમ ખિલખિલાટ હસે. એમનાં કાવ્યોની સંખ્યા આંગળીને વેઢે ગણતાં થાકી જઈએ એટલી. હજારો કવિતાઓ લખી અને અનેક કવિતાઓ લખીને ગુમાવી પણ નાખી! કદાચ રવીન્દ્રનાથ ટાગોર પછી આટલી વિપુલ સંખ્યામાં કાવ્યો લખનાર કવિ મળવો મુશ્કેલ છે.

શક્તિની પહેલી કવિતા 'યમ' બુદ્ધદેવ બસુના 'કવિતા' સામયિકમાં છપાઈ. એમની શરૂઆતની કવિતામાં ભાવની તીવ્ર આક્રમક શક્તિ નજરે ચઢે છે. શારડીની જેમ વીંધી નાખે એવો કટાક્ષ છતાં એમાં અનુસ્યૂત રહેલી વેદનાનું આ રૂપ જુઓ:

**"એક વાર ખૂબ વધારે પડતું રાજકાજ કર્યું,**
**આ દેશમાં હવે**
**રાજાઓની અગણિત સમાધી નજરે ચડે છે.**
**આ બધાની ભીડમાં**
**પોતાની સમાધી તણાઈ જાય છે પાસે આવી,**
**હસતાં હસતાં થોભું**
**એ કહે છે, 'કોફિન ખાલી નથી.'"**

શક્તિ ચટ્ટોપાધ્યાય પોતાની પેઢીની વાત ઊંચે સૂરે કહે છે. પછી ભલે એ સૂરને વિષાદ કે આનંદના જુદા જુદા લેબલ આપણે આપીએ.

વિષયની વાડાબંધીને એમણે એક પછી એક ભાંગી છે. કોઈક વાર દિવસની સાત-આઠ કવિતા લખી છે; છતાં સત્ત્વશીલ કવિતા આપી છે. યુગનું પ્રતિનિધિત્વ કરતા હોય એમ પોતાની વાત કહે છે:

**"ઘર બદલાવતાં હું ખૂબ ડરું છું**
**હંમેશની જાણીતી અંધારી-ગંધારી ગલી ગુમાવતાં–**
**ઘણાને મોટા મોટા રસ્તાઓ ખૂબ વહાલા**
**આસ્ફાલ્ટ-રોડ, પામ એવેન્યુ**
**બંને બાજુ નવા ભૂરા પ્રકાશમાં**
**રૂની જેમ તરતી હવા–**
**બધાની જેમ મારે માટે આ બધું**
**સારસર્વસ્વ નથી.**

* * *

**તમે જેને ઓરિજિનલ કહો છો**
**ના રે ના, એવો પણ હું નથી.**
**સ્વભાવ ઢાંકી છેડા નીચે બીજાના ઘરેથી**
**ઉધાર હું લાવી શકતો નથી.**

મોચી-ઝાડુવાળા રૂપે પણ હું
રેશનકાર્ડનો માલિક—એ પણ હું
નામની શરૂઆતમાં બાકી રહેલો 'શ્રી' લખતાં
પણ હું પાછી પાની કરતો નથી."

આજના માનવીનું ચિત્ર જોયા પછી એમનો પ્રકૃતિપ્રેમ જોઈએ. શહેરમાં રહેવા છતાં, શહેરી જીવનની કવિતા લખવા છતાંય એમણે પ્રકૃતિને મન ભરીને ગાઈ છે. વૃક્ષ પર અનેક કવિતાઓ રચી છે. એક વાર તો આનંદપૂર્વક તેઓ કહે છે;

"અહીંયા કવિતા મળતાં હું વૃક્ષે વૃક્ષે
કવિતા ટાંગીશ."

તો નગરમાં દેખાતી પ્રકૃતિનું આ રૂપ જુઓ:

"કવિતાનો ધાગો પેલા નાગરિક કેસૂડાની
ધૂળભરી જીભ, લોહીના જેવો."

આ પંક્તિમાં નગરકવિના કાવ્યરૂપનું ઈંગિત પણ મળે છે.

પ્રેમ એ અ-મૃત તત્ત્વ છે, પણ જ્યારે મર્ત્ય માનવીના રૂપે એ આવે છે ત્યારે વેદનાને જ સાકાર કરે છે:

"એક વાર તું ચાહવાનો પ્રયત્ન કર–
જોજે, નદીમાં ઊંડે ઊંડેથી, માછલીના હૃદયમાંથી પથ્થરો ઝરી પડે છે."

જડત્વને ખેરવી નાખવાની તાકાત પ્રેમમાં છે.

"ભીરુ પ્રેમ છાતી સરસો ચાંપ, કોલાહલ જાગે છે નખમાંથી."

એમનું છંદ પ્રભુત્વ પણ ગજબનું છે. છંદના નવા પ્રયોગો પણ એમણે કર્યા છે. એમની કવિતામાં સાગરનાં મોજાંઓનો લય છે તો પરંપરાના કિનારાને ભાંગી નાખતી અદમ્ય શક્તિ પણ છે. તરંગોના ચઢાવઉતાર જેવી આ પંક્તિઓ જુઓ:

"ધીરે ધીરે
ગમે તેવી રીતે
બદલી લઈશ
બદલી બદલી લઈશ

માણસથી માણસ વૃક્ષથી વૃક્ષ
સિહદ્વાર ખૂણો–ખાંચરો
બદલી લઈશ
બદલી બદલી લઈશ

ધીરે ધીરે
ગમે તેવી રીતે
બદલી લઈશ."

તળપદી ભાષા અને સંસ્કૃતની છાંટવાળી ભાષા બંનેનો સવ્યસાચીની જેમ ઉપયોગ કરી શકે છે.

એમની ઉપમાઓ અને કલ્પનો પણ માણવા જેવાં છે. શબ્દને માટે તેઓ કહે છે:

"શબ્દ હાથમાં આવતાં જ હું ખરચી નાંખું છું

"પાથરીને સૂતો છું શબ્દ-કર્યા કરો મરણની ખેંચતાણ."

"શબ્દ, એને બંને બાજુ મોઢું હોય છે."

જીવનના આદિમ સંસ્કારોમાંથી અનાયાસે પ્રગટતી આ ઉક્તિઓ જુઓ:

"આકાશમાં પણ સોનેરી પતાસું"

"નાળિયેરની ખોપરીઓ વેરાઈ છે અહીં તહીં"

કોઈક વાર જન્મ-જન્માંતરમાં સાંભળેલી કોઈ ગીતની પંક્તિ જેવું રહસ્યમય ભાવાલેખન:

"વાંસની ડાળ પર એક તમરું બેઠું
સમય જાય છે.
દૂર દૂર વાંકાચૂંકા તાજપુરના મેદાનમાં..."

એમનાં અનેક કાવ્યોએ સહૃદયને ડોલાવ્યા છે, વિસ્મિત કર્યા છે. પોતાના મૃત્યુ વિષે પણ વિચાર કર્યો છે 'એપિટાફ' લખ્યું છે છતાં જીવનનો મહિમા જ વિશેષ ગાયો છે. એમના એક કાવ્યને જીવનના વિશેષ સંદર્ભમાં પણ આપણે જોઈ શકીએ:

"બાગ શું પોતાનાં બધાં વૃક્ષોને ઓળખે છે?
મને વિચાર આવ્યો, વિશાળ બાગ કઈ રીતે યાદ રાખશે.
દરેક વૃક્ષ પર પંખીઓ આવે છે,
દરેક દુ:ખ
પ્રકાશની આજ્ઞાંકિત ફૂંકમાં મેવાફળની જેમ સ્વાદિષ્ટ."

છેલ્લે, તારાપદ રાયનું શક્તિ ચટ્ટોપાધ્યાયની સ્વભાવ-વિશેષતા પ્રગટ કરતું આ કાવ્ય જુઓ:

"આટલા દિવસ પછી ફરી રાતના બાર વાગે
કોઈ મને કાચી-ઊંઘમાથી ઊઠાડી
આગળો ખખડાવી કર્કશ અવાજે બૂમ મારી
કહે, 'અરે તારાપદ, ક્યાં છો? શું કરો છો?
ટેક્સીનું ભાડું ચૂકવી દો."

અથવા, 'ચાલો આફ્રિકીનલા જશું કે!'
તો હવે હું અકળાઈશ નહીં
આંખો ચોળી, બે હાથ લંબાવી
હું કહીશ, 'સ્વાગતમ્'
હે અરેબિયન નાઈટ્સના છેલ્લા ખલિફા."

છતાં શક્તિ ચટ્ટોપાધ્યાયનો એક એવો ચહેરો છે જે સ્વપ્નની બહારનો છે. એ છે આજના માનવીનો. 


# કાવ્યસંચય વિશેષાંક

"કવિતા–૧૦૦"મો અંક

એપ્રિલ : ૧૯૮૪

પ્રકટ થયેલા ૫૦ થી ૯૯ અંકોની
ઉત્તમ, પ્રતિનિધિત્વ ધરાવતી રચનાઓનો સંચય

છૂટક નકલની કિંમત રૂ. ૧૦/-

ગ્રાહક થનારને લવાજમ પેટે જ આ અંક મળશે.

કવિતા— ભાવલયની શબ્દ-સંગતિ
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૯૯
વર્ષ ૧૭ : અંક ૩ : ફેબ્રુઆરી, ૧૯૮૪
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)



**સૂચના :** વરસમા છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સકર્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

**લવાજમ :** દેશમાં ૩૦ રૂપિયા, પરદેશમાં ૫૦ રૂપિયા. આ અંકના છૂટક ૫ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફટથી મોકલવા વિનંતિ છે.
**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોકસ ૬૨, મુંબઈ ૧
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ. સ્ટેટસ પીપલ પ્રેસ, મુંબઈ-૧.



જ્યોતીન્દ્ર દવે, ગગનવિહારી મહેતા, મનસુખલાલ ઝવેરી, રામુ પંડિત, સી. એમ. ધીવાળા, શાંતિલાલ શાહ

## એક ભૂલા પડેલા રોમાન્ટિક કવિનું દુઃસ્વપ્ન ☐ સુરેશ જોશી

મૃણાલ, મૃણાલ
તું સાંભળે છે?
અત્યારે તું બેઠી હશે તારા પરિવાર વચ્ચે
સુરક્ષિત
આજ્ઞાંકિત ઘડિયાળનો નિયમિત ટીક્ટીક્ અવાજ
ચાર દીવાલનો પહેરો
સોફાનો પોચોપોચો ખોળો
બિહામણી છાયાઓને ભગાડી મૂકતી ફ્લોરેસન્ટ લાઈટ
ને છતાં મૃણાલ,
વર્ષોના જામેલા થર ઊડી જાય છે એક ફૂંકે
ગાઢું જંગલ ઘેરી વળે છે દીવાલોને
રાતી ઈંટને ઢાંકે છે લીલ
એને ફાડીને ઊગી નીકળ્યા છે પીપળા
અર્ધો તૂટેલો ઝરૂખો
જેમાં હજી બેઠી છે નિષ્પલક પ્રતીક્ષા
એની પાસે ટોળે વળીને બેઠા છે કેટલાય કજળી ગયેલા સૂરજ
નીચેની તળાવડીમાં ક્યાંક તરે છે કોઈકનું મસ્તક
પાસે થઈને ચાલી જાય છે સીડી
કોઈ ચઢે છે ને ઊતરે છે
 રૂમઝૂમ રૂમઝૂમ
ને પેલી બારી
હજુ એમાં જડાયું છે તારું મુખ
તારી આંખ પાંખો ફફડાવીને ઊડું ઊડું કરે છે
નીચે સર્પ-યુગલનું મૈથુન
એના સિસકારાના બોદા પડઘા
ઢંઢોળે છે વાવના અન્ધ જળને
બહેરો સમય વટવાગોળની જેમ લટકે છે અહીં
મૃણાલ, મૃણાલ

સાંભળે છે તું?
મારો અવાજ
થોરને કાંટો ફૂટે તેમ એ ફૂટે છે મારે કણ્ઠે
મોટા શહેરના મધરાતવેળાના નિર્જન ચોકનું
કણસતું મૌન
શહેરને ખૂણેખૂણે દૃઢ આસને બેઠેલાં પૂતળાંઓને
વીંટળાઈ વળેલી નિઃસંગતા
બારાખડીના ખોટા વ્યંજનોની જેમ અથડાતા આ લોકો
સિગારેટના કાગળનાં પાંદડાંવાળું ઝાડ
એના પર ચાવી આપેલા એલાર્મ ક્લૉકનાં પંખી
એની છાયામાં બે ખોટા સિક્કા જેવા સરખા પ્રેમી
થિયેટરોની નિયોન લાઈટનો કામુક ઘોંઘાટ
ગંદી અફવાની જેમ પ્રસરતો પવન
વારાંગનાના મેલા દર્પણ જેવી નદી
જાહેરખબરના પોસ્ટર જેવું ચોંટાડેલું આકાશ
સાત લંગડા ઘોડાને શોધતો સૂરજ
ભૂવાની ડાકલીના ફિક્કા પડઘા જેવો ચન્દ્ર
મૃણાલ, મૃણાલ
આ બધામાં ક્યાં છે તું?
સાંભળે છે મારો અવાજ?
પથ્થરના હૃદયમાં રહેલા ઉલ્કાના સ્મરણ જેવો
વનમાં લાગેલા દવથી ભડકેલા વાઘની આંખના તણખાથી ગોફાયેલો
તારાં આંસુના તેજાબથી કોતરાયેલો
કબ્રસ્તાનના ધોળા ધૂપધોયા વિષાદભીનો
જળમાં સળકતા કશાક આદિમ સ્પર્શના નિઃશ્વાસ જેવો
ખંડિયેરમાં અથડાતા જરઠ બોખા કાળ જેવો ઠાલો
દરમાં સરી જતા સાપ જેવો નિઃશબ્દ
મૃણાલ, સાંભળે છે તું મારો અવાજ?
તારાં વાચાળ કંકણ

બે આંખોનો સદા ચાલ્યા કરતો ચટુલ સંવાદ
શ્વાસોનું વૃન્દગાન
આંગળીઓનાં ઈંગિત
મૂર્ત હૃદયની રહસ્યકથા
ઘરમાં ફરતા પડછાયાનો ઘોંઘાટ—
મૃણાલ, મૃણાલ
તું શી રીતે સાંભળશે મારો અવાજ?
મૃણાલ, તું કોણ, હું કોણ?
મારા જખમને ટેકે ઊભી છે રાત
તારા શ્વાસે ખીલે છે સ્વર્ગનાં પારિજાત
હું દેશવટો ભોગવું છું આંસુના બિલોરી મહેલમાં
તારા સ્મિતનું પાનેતર લહેરાય છે હવામાં
ઉર્વશીના નૃત્યભંગનો લય બહેકાવી મૂકે છે તારાં ચરણ
કરોળિયાના જાળમાં ઝિલાયેલા ઝાકળની આંખે
તાકી રહ્યું છે મારું મરણ
મૃણાલ, પૂછું એક વાત?
તારી આંખોના અંધારિયા ભોંયરામાં
કોણ લટકે છે ઊંધે મસ્તકે?
તારી શિરાઓની ભૂલભૂલામણીમાં
કોણ સળગે છે જામગરીની જેમ?
તારા સ્પર્શના અડાબીડ વનમાં
કેટલા તેં સંતાડ્યા છે મણિધર નાગ?
તારી કાયાના આ સાગરમાં
કોના ડુબાડ્યા તેં કાફલા સાતેસાત?
તારા શ્વાસના ખરલમાં
કોણ ઘૂંટી રહ્યું છે ગરલ?
મૃણાલ, મૃણાલ,
સાંભળે છે તું?
તને મેં જોઈ હતી એક વાર

લીલીછમ તળાવડી
ને લીલોલીલો ચાંદો
લીલી તારી કાયા
ને લીલો એનો ડંખ
લાલ ચટ્ટક ઘા મારો
ને ભર્યું એમાં લાલ ચટ્ટક મધ
એને ચાખે લાલલાલ કીડીઓની હાર
એની સંખ્યા ગણતી બેઠી ભૂવાની જમાત
મારી આંખે લીલો પડદો
ઢળે લીલો ચારેકોર અંધાર
મૃણાલ, જો ને—
ચારે બાજુ ઊડી રહ્યા પવનના લીરા
કૂવાના ચોર-ખિસ્સામાં થોડા સૂરજના ટુકડા
શહેરના બાગમાં ફૂલોની શિસ્તબદ્ધ કવાયત
પાનની દુકાનના અરીસાઓની ચાલે મસલત
પુલ નીચે સૂકી નદી વાગોળે મરણ
રસ્તેરસ્તે તગતગે આસ્ફાલ્ટનાં રણ
ચૂંથાયેલા રેશનકાર્ડ જેવા બધે ચહેરા
ફરીશું શું અહીં કહે સપ્તપદી ફેરા?
મૃણાલ,
હું જાણું છું
ઢીંગલીઓનો પહેરો ગોઠવીને
તું સાચવી રહી છે તારું શમણું
ચન્દન-તળાવડીને કાંઠે છે એક મહેલ
રૂમઝૂમ એમાં નાચે પરીઓ
પવન વગાડે પાવો
એ મહેલમાં એક ઝૂલો
એના પર તું કદી એકલીએકલી ઝૂલે
કદીક તારી આંખો ઊડી જાય દૂરદૂર

તારા કાન સરવા થઈને સાંભળે
રજનીગંધાની સુગંધ જાણે હમણાં લાવશે સંદેશો
હમણાં પૂરપાટ દોડયો આવશે રાજકુમાર
ઊંચા ઊંચા મહેલની ઊંચી અટારીએ
તું મીટ માંડીને જોઈ રહે
એક રાત જાય, બીજી રાત જાય
કોઈ આવે નહિ
પરીઓ થાકીને બની જાય ઝાકળ
સૂરજ કરી જાય એમનું હરણ
ઢીંગલીઓનાં ચીથરાં તાણી જાય ઊંદર
ચન્દન-તળાવડીનાં નીર સુકાય
મહેલનાં બને ખંડેર
અસવાર વગરનો અશ્વ દોડયા કરે દશે દિશા
તારા શ્વાસમાં ગાજે એના પડછંદા
એ સાંભળતી તું બેસી રહે
કહે તો મૃણાલ, આમ કેટલા વીત્યા જુગ?
સોનાવાટકડીમાં શેડકઢાં દૂધ પડી રહે
રૂપલાવાટકડીમાં ચન્દન સુકાય
સૂરજ થાકે ને થાકે ચાંદો
તારી આંખો ના તોયે પલકાય
પણ મૃણાલ,
મહેલને મિનારે બેઠું છે એક પંખી
કાળું કાળું ને મોટું મસ
લાલ એની ચાંચ
આંખો એની જાણે અગ્નિની આંચ
ઊડી જશે એ લઈને તને
ભાગી આવ, ભાગી આવ
મૃણાલ, ભાગી આવ
મૃણાલ શું કરીશ તું?

રોજ સવારે અખબારના અક્ષરો ઘૂંટેલી ચા પીશે
પછી નાના બાબલાનું બાળમંદિર
મોટી બેબીની સ્કૂલ-બસ
પછી પતિદેવના શર્ટની કફલિન્કની શોધાશોધ
ઝરૂખામાં ઊભા રહી 'આવજો; આવજો!'
ભોજન, આરામ, રેડિયો પર દાદરા-ઠુમરી
ટેલિફોનની રણકે ઘંટડી
'વારુ, જરૂર, બરાબર છ વાગે'
વાળ હોળતાં નજરે ચઢશે બે ધોળા વાળ
તરત તોડીને ફેંકી દેશે
એમ્બેસેડોર કાર
દોડે પૂરપાટ
ચારે બાજુ ઝળાંઝળાં
'કેમ છો?' 'હાઉ સ્વીટ યુ આર?'
બોદું હાસ્ય, શરાબભીના અવાજ
બજારના ભાવતાલ, સાડી ને ઝવેરાત
ધીમે ધીમે થાય મધરાત
પછી વફાદાર પત્નીનો પાઠ
થોડાં સ્વપ્નાંનો ભંગાર
વળી પાછી સવાર
ક્યારેક વળી આવી ચઢે તાર
બિઝનેસનો મામલો, ડિયર, સમજી જા ને—
કદીક તો રહેવું પડે બેચાર દિવસ બહાર
મૃણાલ, મૃણાલ મારી સોનાની મૂરત
આ તે શા તુજ હાલ?
મૃણાલ તું તો જાણે છે બધું
તો પછી મન્ત્ર મારીને મને કરી દેને પથ્થર
અથવા ફૂંક મારીને કરી દેને અલોપ
અથવા ચાંપી દેને કોઈ પાતાળમાં

લાળ ઝરતે મોઢે ઘરડું મરણ
ભટકે છે બારણેબારણે
પૂછે છે મારું નામ
મૃણાલ, હું છું અહીં
શહેરના ટોળામાં ભૂંસતો ફરું છું મારો ચહેરો
દવાની દુકાને વાંચું છું દવાનાં નામ
કે પછી મ્યુઝિયમમાં વાંચું છું જૂનાં તામ્રપત્ર
પ્રાણીબાગમાં અજગરને જોયા કરું છું કલાકના કલાક
બસમાં બેસી શહેરનાં ગણું છું મકાન
હોસ્પિટલમાં મરનાર દર્દી પાસે બોલું છું રામનામ
સરઘસમાં જોડાઈને ગજાવું છું નારો
કોઈક વાર ભાષણ કરવાનો મારોય આવે છે વારો
આંધળી શેરીને વાંચી આપું સૂરજ
કોઈક વાર ફૂટપાથ પર બેસીને જોઈ આપું નસીબ
જાદુગરના ખેલમાં કદીક લઉં છું નાનો પાઠ
સ્ટેશને બેસીને જોઉં દુનિયાનો ઠાઠ
કોઈક વાર આવે તાવ તો એની નથી કરતો રાવ
આમ તો છું મારા જેવો જ
પણ કોઈક વાર લાગે જુદું
શ્વાસની અમરાઈઓમાં ટહુકી ઊઠે કોકિલ
મસ્તકમાં ઠલવાય હજાર અરેબિયન નાઈટ્સ
હાથ લંબાઈને પહોંચે ત્રેતાયુગમાં
ચરણ બની જાય બેદુઈન આરબ
તેથી તો કહું છું મૃણાલ,
ઘેરી લે મને તું બનીને ક્ષિતિજ
મૃણાલ, નિંદરથી બીડેલાં તારાં પોપચાંમાં
ઢળી જાઉં બની હુંય નિંદરનું એક બિન્દુ.

કવિ :

...બસ ચૂપ રહો, નહીં તો અહીંથી ચાલવા માંડો!
તમે બોલ્યા વિના રહેશો નહીં,
તો જાઓ માનવમેદની મહીં.
દીનતા-દારિદ્ર પર ભાષણ ભલેને લાખ ચાંડો!
એ તમારા નાટ્યના સૌ નટ અહીં જોતાં નથી જાગી જશે?
આંખો મીંચીને કંઈક એ શોધી રહ્યા,
વાણી વિના પણ કોઈને એ કંઈક સંબોધી રહ્યા;
ત્યાં ચૂપ જો રહેશો, નથી શું લાગતું
કે એમનું મૂગું હૃદય જે માંગતું
એ હાથ પણ લાગી જશે,
ને જો અગર રહેશો નહીં તો સ્વપ્ન જેવું સ્વપ્ન પણ ભાંગી જશે?

ફેરિયો :

જો કે મને સૌ ફેરિયો કહે છે છતાં ફરતો નથી,
પણ એમ તો મારું નસીબે ક્યાં ફરે છે?
એટલે આ ભીંત પણ ક્યારેક તો મારી હવે ઈર્ષા કરે છે.
હું ફર્યાથી એમ તો ડરતો નથી,
ફરવું જ મારે હોય, સોનાપુર
અહીંથી માત્ર છે બસ સો જ ડગલાં દૂર,
પણ મરતો નથી.
હું સાત વરસથી અહીં આ ભીંતને ટેકે
ઊભો રહું છું, દિવસ ખોયો નથી એકે;
પુરાણી એની એ આ ભીંત,
મારે એક એની પ્રીત,
ને તો પણ અજાણી આજ લાગે, આજ પ્હેલાં માત્ર જાણે સ્વપ્નમાં દીઠી,

હજુ ગઈ કાલ સુધી જે અદેખી, એ હવે આડું
જુઓ, જાણે થતું એને અહીંથી ચાલવા માંડું;
ઘરે વરસોવરસ એવી ચૂનાની એ ચમક મીઠી,
અને વરસોવરસ કેવું કરચલીથી વધુ ચિતરાય આ ચાડું!
અરે આ ભીંત પર હું વાડ થૈને શીદને તે ના ઝૂક્યો?
સાતે વસંતો વહી ગઈ ને ફૂલ હું નાહક ચૂક્યો!

આંધળો :

કે શું હજુ હું ગર્ભમાંથી નીકળ્યો ન બ્હાર
તે મારા જનમને કેટલી છે વાર?
કે શું આળ પણ જંપી ગઈ છે ચેહમાં
તે હું હવે વસતો નથી મુજ દેહમાં?
કે કંઈક એની આંખથી આ આંખમાં છે ભૂલથી જોવાઈ ગયું?
જેથી અચાનક આમ મારું તેજ બસ ખોવાઈ ગયું.
મેં આ જગતની કેટલી કીર્તિ સુણી'તી સ્વર્ગમાં તે
આવવાની લ્હાયમાં ને લ્હાયમાં
હું કીકીઓ ભૂલી ગયો ત્યાં કલ્પદ્રુમની છાંયમાં!
ત્યારે જગતનું રૂપ જોવાનું મને કેવું હતું સપનું!
હવે ચરસું થવા ચાહે સળગતો આ સૂરજ રે તોય શા ખપનું!
ઊંચે માથું ઉઠાવી આભ સામે પણ હવે ધરવું નથી,
આ એકમાંથી એ બીજા અંધારામાં સરવું નથી.
ને કોણ કહે છે ચન્દ્રસૂરજતારલા એ સૌ જલે?
એ તો પલક અંધારાનું હૈયું હલે!
મેં જોઈ લીધો છે જગતનો સાર
કે અહીં તેજની ભીતર વસ્યો અંધાર.
હું તો નીંદમાં ચાલી રહ્યો, ફિલસૂફ છું, એવું કશું કહેશો નહીં;
તો આંધળો છું એમ કહીને આંધળા રહેશો નહીં!

ભિખારી :

આ હાથ જે સામે ધર્યો
એ હાથને ઘડનારનો પણ હાથ

એના જેટલો લાચાર ને પામર ઠર્યો,
ત્યાં કોણ કોને આપશે રે સાથ?
કરશે કોણ કોની બંદગી?
આ વણહસ્યે ગુજરી ગઈ છે જિંદગી,
એમાંય હસવાનું મને એકાદ તો જોકે મળ્યું બ્હાનું,
પ્રભુનો કેટલો તે પાડ માનું?
ક્‌હો તમે એણે ઘડયો આ હાથ
જેણે આ જગત સરજ્યું? જગતનો નાથ
ક્‌હો છો? આ જ ને એનું જગત કે હુંય તે જેમાં વસું?
ને તે છતાં 'ના' કહો તો નહીં હસું.
'હા' તો તમે ક્યાંથી ક્‌હો? જ્યાં હાથ મેં સામે ધર્યો
તેવો જ તે નન્ને સર્યો!
પણ ચંદ્રસૂરજતારલા
હું હા હથેલીમાં રમાડું, કોઈ તો આપો ભલા!
જે કેમ કે હું ક્યારનો એમાં વહું છું કેટલાયે ભારને,
સૂનકારને.

વેશ્યા :

હું તો ભવોભવ સ્ત્રી હતી,
ને કોઈ ભવમાં તો સતી;
આજે હવે? જાણે નનામી,
કોઈ રાધા ક્‌હે વળી તો કોઈ રામી!
દેહ છે, દેખાવડો? એ તો ઉપરની છે સુગંધો;
લાગણી? લટકાં કહો, ને ચાલશે ક્‌હેશો અગર જો માત્ર ધંધો.
લોક તો કૈં કૈં મળે છે, નિત નવા;
પણ હા, મળે છે માત્ર સૌ ભૂલી જવા.
દિનભર ન જોતું કોઈ મોં સામું
છતાં રાતે ન ર્‌હેતું કોઈ સરનામું.
તમે વાંચ્યો હશે ક્યારેક કાગળનો ડૂચો,

ટાળ્યો હશે જે બારીએથી બ્હાર; રસ્તા પર;
પવનને પ્યાર તે પાડે-ઉપાડે જે કદી નીચો કદી ઊંચો;
કહોજી કેટલા છે રસ્તા દૂર!
સલામત છે તમારા મ્હેલની ભીંતે
મઢેલી કો છબી જેવી કુંવારી કન્યકા નિત્યે;
અમારી જાત જીવે છે, પ્રભુની મહેરબાનીથી સદા જીવશે જ ધરતી પર
નજર સૌ નાખશે ને ત્યાં લગી તો રોજ 'ફૂરતી' પર!

પતિયો :

પણે સૌ લોકની નાજુક પાની એંઠને ઓળંગતી, અડતી નથી;
ને એમ એ સૌની નજર મારી પરે પડતી નથી.
દખ્ખણ ભણી? ના એ દિશા તો જમતણી;
શું એમ માની કોઈનું મોં એ ભણી રૂહેતું નથી?
એ તો હવે પથ્થર, હવે શાનો મણિ?
શું એમ માની કોઈ ખરતા તારલાને લેખમાં લેતું નથી?
મુજ બોલને પણ કોઈ કાને કેમ નહીં ધરતું હશે?
આ બોલની ચોપાસ
વીંટળાઈ વળ્યો છે રોગિયાનો શ્વાસ
તે એથી જતું ને આવતું આ લોક શું ડરતું હશે?
આ હવા પર એમનું કૈં ચાલતું જો હોતને
તો શ્વાસ ક્યાંથી હોત મારા પ્રાણમાં?
પણ એમ તો કોણે જીત્યું છે મોતને?
ને આ હવાએ કોઈનીયે વાતને ક્યારે લીધી છે ધ્યાનમાં?
આ લોક તો લાચાર (ને ક્યારે ન'તા?)
ને શી હઠીલી છે હવા, હું એટલે જીવી રહ્યો;
કોહી ગયું છે પોત કાયાનું છતાં
મજબૂત એ બખિયા વડે સીવી રહ્યો.

સ્વગતોક્તિ :

મૅરીન સ્ટ્રીટ, પડખેથી આંધળો પસાર થાય છે, એને જોઈને ફેરિયો :

આ આંધળો છે તે છતાં
ફરતો ફરે છે બેપતા!

ગિરગામ રોડ, પડખેથી ભિખારી પસાર થાય છે એને સાંભળીને આંધળો :

આ કોણ છે? જેની નજર તોફાન મચવે,
ને હથેલીમાં રૂપાળું આ જગત નચવે!

કોલાબા પડખેથી વેશ્યા પસાર થાય એને જોઈને ભિખારી :

અરે, આ દેહ પર છે કેટલી દોલત!
દસમા ભાગની મારી કને જો હોતને તો આમ ના બોલત!

ઍપોલો, પડખેથી પતિયો પસાર થાય છે એને જોઈને વેશ્યા :

અહો, શી ખુશનસીબી! કોઈનીયે આંખ જ્યાં રોકાય ના,
છૂરી સમી ભોંકાય ના!

બોરીબંદર, પડખેથી કવિ પસાર થાય છે એને જોઈને પતિયો :

વેશ્યા, ભિખારી, આંધળો ને ફેરિયો,
કહો કેમ લાગે છે મને સૌ આ જનમના વેરીઓ?

મધરાત, એકાંતમાં એની કાવ્યપોથીમાં કવિ :

બસ ચૂપ રહો, નહીં તો અહીંથી ચાલવા માંડો....

મરણ □ ચુનીલાલ મડિયા

મને ન મરવું ગમે છૂટક ટૂંક હફ્તા વડે
મળે મરણ ગાય-ગોકળ સમું, ધીમું,—વાવરે
યદા કૃપણ સંપદા અસહ લોભથી––ના ગમે.

અનેક જન જીવતાં મરણ-ભાર માથે વહી
ભલે હલચલે જણાય જીવતાં, છતાં દીસતાં
મરેલ, શબ શાં અપંગ, જડ, પ્રેત દીદારમાં
અને મનસમાંય––ઓઢત ભલે ન કો ખાંપણ,
મસાણ તરફે જતાં ડગમગંત પંગુ સમાં.

ગણું મરણ માહરું જનમસિદ્ધ શું માગણું,
અબાધિત લખેલ તામ્રપતરે જિવાઇ સમું.
ન કાં વસૂલ એ કરું મનગમંત રીતે જ હું––
કરે કરજ લેણદાર ચૂકતું તકાદા વડે—?

ચહું જ ઉઘરાવવા મરણ એક હફ્તા વડે;
ખિડાય ભવચોપડો, કરજમાં ન કાંધાં ખપે.

□ આઝમ કરીમી

આથમી ગયેલા સૂરજનાં કિરણો
આજની ટપાલમાં
તમને મોકલાવ્યાં છે.
તમારી વાટ જોઈ જોઈને
રાતરાણીનાં ફૂલ
ઊંઘી જાય તો

મારે શું કરવું?
રસ્તાની બન્ને બાજુ
ઊગી ગયેલા
હાથલિયા થોર
હવે
મારી ઉદાસ આંખોને ખૂંચે છે.

## શહેર ☐ નિશીથ વ્યાસ

મારી અંદર ધુમ્મસિયું એક શહેર, ભૂખરું
ધૂળ ચડી ગયેલા
મોગલાઈ ઝુમ્મરની જેમ લટકે છે, પાસાદાર.
એની નસોમાં વહે છે ભૂરું લોહી
અને બેકાબૂ ઇચ્છાઓ........
ગઈ પેઢીના લોકોનો મરવાનો કણસાટ શિરાઓમાં,
મેદાનોમાં ઊભેલાં બાવલાંનો ઉચ્છ્વાસ
ખાલી નારિયેળોનો શબ્દ રેતીમાં,
અને મકાનો પેજમાર્ક જેવાં
આકાશ તરફ અણી કાઢીને ઊભેલાં
ભૂખરાં
પણ સ્ટેડિયમમાં તાળીઓ પાડે છે હજારો હાથપગવાળું
એક વિરાટ પશુ
એનું વિકરાળ હાસ્ય...
વાગોળતો બેઠો છું હું ડઘાઈને
મારી અંદર.

## ભાષાભવન ☐ અંદમ ટંકારવી

(ગઝલ સૉનેટ)

એના પાયામાં પડી બારાખડી
ચોસલાંથી શબ્દની ભીંતો ચણી
એક તત્સમ બારણું પ્રવેશનું
સાત ક્રિયાપદની બારી ઊઘડી

લોંચતળિયે પાથર્યાં વિરામચિહ્ન
ને અનુસ્વારોનાં નળિયાં છાપરે
ગોખમાં આઠે વિભક્તિ ગોઠવી
ભાવવાચક નામ મૂક્યું ઉંબરે

થઈ ધજા ફરકયું ત્યાં સર્વનામ 'તું'
ટોડલે નામોના દીવા ઝળહળ્યા
સાથિયા કેવળપ્રયોગી આંગણે
રેશમી પડદા વિશેષણના હલ્યા

કે અનુભૂતિનો સૂસવાટો થયો
ત્યાં જ આ પત્તાંનો મ્હેલ ઊડી ગયો.

## રખડવા નીકળ્યો છું □ પ્રહ્લાદ પારેખ

રખડવા નીકળ્યો છું.
તરસ ને ભૂખ મારી તૃપ્ત કરવા કાજ
આજે આ ભટકવા નીકળ્યો છું.
વર્ષા નથી, છે વાદળાં;
શીતલ અને ધીમી ગતિની છે હવા;
મેદાન હરિયાળાં હસે,
ને દૂર એમાં ગાય કોઈ ભાંભરે;
કોઈ રંગીલું ગળું,
આ સીમને માધુર્યથી વળગી પડ્યું.
ક્યાંય તડકાતણું કો ચોસલું
તાજું અને થોડું ગરમ;
એકાદ બે બટકાં લઉં એને ભરી,
ને પછી તેની ઉપર
માટીતણી સોડમ ભરેલી આ હવા
ગટગટાવી લઉં જરી.
શી છે કમી? જહાંગીર છું,
—ને જહાંનું નૂર આ સામે ખડું!

## સુખદુઃખ □ પ્રિયકાન્ત મણિયાર

લાલચોળ તપવેલાં તાંબામાં સપનાં આળોટે એવું સુખ!
ટીપતાં ટીપતાં કોઢબ્હાર નીકળી જાય એટલું લાંબુ દુઃખ.
વાસ્તુ કરવાના મૂરત કાઢવાની વેળાએ જ
પડી જાય મકાનનું પાકું ધાબું—
એક ટાપુમાં પડી રહી—વાનરનું કાળજું ખાવાની
મને વીંટળાઈ વળેલી મગરીની મૂર્ખતા....
જિંદગીની બધી વાત હું નથી કહી શકતો....

## પોપટનું ચિત્ર ☐ મુરલી ઠાકુર

મારા ઘરમાં એક પોપટનું ચિત્ર છે.
પિંજરામાં રાખેલો પોપટ એના સામું તાકી-
તાકી નિઃસાસા નાખે છે.

મારી બારીમાં નાખેલ
ચણા ચણવા
ચકલીઓ આવે છે.
પોપટ પિંજરામાં બેઠો બેઠો
ચીસો પાડી એને ઉડાડી દે છે.

માછલીઘરમાં તરતી માછલીઓને જોઈ
પોપટ પિંજરામાં તરવાનો પ્રયત્ન કરવા જાય છે.

ને –
ન.... ને.... ને
માર ઘરમાં એક પાંજરાનું ચિત્ર છે!

☐ હરીશ મીનાશ્રુ

એક તાળી દેતામાં ભવ વીતે
હવે માણસ જીવે તો કઈ રીતે?

સુક્કી હથેળીમાં સુક્કી તિરાડ
અને સપનાંની સુક્કી આ કુંડળી
આંસુનાં ટીપાંથી સાંધેલી આંખ
જાણે- પરપોટા ગેરવતી ભૂંગળી
માણસની જેમ હવે ખખડે છે
સુક્કાતું પાંદડું યે ઘરની પછીતે!
હવે માણસ જીવે તો કઈ રીતે?

પાણીમાં કુંડાળાં ફેલાતાં જાય
એમ જીવતરનું ફેલાતું ગૂંછળું
પીગળતું જાય હવે માણસનું નામ
જેમ તડકા વચાળે મીણ-પૂતળું
સમયની સોગઠાંબાજીમાં, ભાઈ
એક માણસ હારે ને પળ જીતે!
હવે માણસ જીવે તો કઈ રીતે?

## કોની તમન્ના ☐ શેખાદમ આબુવાલા

જીવી રહ્યો છું કોની તમન્ના ઉપર હજી
આપું જવાબ એવું તો ક્યાં છે જિગર હજી

ભૂલી ગયો છું એમ તો દુનિયાનાં ઘર તમામ
આવી રહ્યું છે યાદ મને એનું ઘર હજી

કેવી રીતે હું લાશ બની નીકળ્યો હતો
શોધી રહ્યો છું એની ગલીમાં કબર હજી

હું જોઉં છું તો જોઉં છું એની જ દૃષ્ટિએ
મારી નજરમાં કેમ છે એની નજર હજી

તરડે છે કેમ આયનો મારા વિચારનો
વરતાય છે આ કોના વદનની અસર હજી

ક્ષણ ક્ષણ કરીને કેટલા યુગ વીતતા રહ્યા
એ બેખબરને ક્યાં છે સમયની ખબર હજી

ગણતા રહો સિતારા તમે ઇંતેજારમાં
આદમ તમારે જાગવું છે રાતભર હજી

☐ નીતા રામૈયા

આકાશમાં વાદળાં
તળાવમાં કમળની કળી
હવામાં તરતાં ઘાસનાં તણખલાં
જાંબુડાની ડાળીએ વળગેલો કલશોર
ને સોડમાં જંપેલું બાળક

ક્યારેક 'કંઈક બનશે'ની અપેક્ષામાં
થોડી થોડી વારે આવું બધું
જોયા કરું છું.
હાથગાડી નીચે સૂતેલા શ્વાનની જેમ.

☐ શ્યામ સાધુ

દુઃખની દીવાલે મોર સમયના મૂંગા હતા,
લાગે છે એટલે જ આ આંસુ ઊનાં હતાં !

હોવાનો અર્થ આ રીતે અહીંયાં જટિલ છે,
છે દ્વાર ક્યાં ? છતાંય કહે છે: ખૂલાં હતાં !

પરણીડિયાની વચ્ચે ઉદાસી ઊગી હશે,
શબ્દો તો એના એ જ છે, અર્થો જુદા હતા,

કૃપા કરીને ખુશ્બુ અલગ તારવો નહીં,
ફૂલોની વચ્ચે થાકીને રંગો સૂતા હતા !

દિવસો જ દોસ્ત જેમ અહીં આથમી ગયા,
સૂરજની જેમ નહિ તો અમે પણ ઊભાં હતાં !

☐ બકુલ રાવળ

કોઈ પાડતું કેડી તે પર
કોઈ ચરણ દઈ ચાલે
પૂર્વ દિશાનું પરોઢ-પણ
જઈ પશ્ચિમને અજવાળે.
તુળસીના કૂંડામાં વાવો
બાવળનું જો ઠૂંઠું
સાત સરોવર સીંચો તોયે.
ઠૂંઠું તે તો ઠૂંઠું
ઋતુઋતુની રંગલીલામાં લેશ નહીં એ મ્હાલે.
દરિયો જળનું દાન દઈને
બાંધે વાદળ આભે
વાદળ મીઠાં જળ વરસાવે
ધરતી એથી લાભે
અગમનિગમનો ખેલ ખબર ના ચાલે કોના તાલે?

ગઝલ ☐ હેમંત ધોરડા

નોટમાં વાળે છે સિક્કામાં ચલાવે છે મને
યાદ આવું છું તો રસ્તામાં વટાવે છે મને

લાલ બત્તીમાં મને ભાન કરે સાંજ ઢળે
મોડી રાતે એ વળી પાનમાં ચાવે છે મને

દિવસે કચરામાં વાળે છે એ મારા અવશેષ
રાતે બારીમાં નવેસરથી સજાવે છે મને

મારો ઉલ્લેખ થતાં એનું હસીને થૂંકવું
નામથી ગાળ સુધી ગળફામાં લાવે છે મને

કાળા લોહીનુ ફરી ઘૂમરાવું પરસેવામાં
સ્પર્શ – પાતાળ કૂવામાં એ તરાવે છે મને

ઘેટાંઓ ☐ ચન્દ્રકાન્ત ટોપીવાળા

ઘેટાંઓની વાસનું ઊન ઓઢીને પડતો વરસાદ
મૂંગામીંઢા ઊભેલા ધ્રૂજતા ઊનના તારો પર
લીલો રંગ વગાડે છે
ઘેટાંઓ ઊનનું ગીત ગાય છે
ઘેટાંઓમાં ભરવાડોની વાસ ભરચક્ક ભરેલી છે.
એકમેકમાં માથું નાખી ઊભેલાં ખેતરોનું
ઊન ઓઢીને ચાસમાં ફરતો વરસાદ
મૂંગામીંઢા ઊભેલા વાદળોના ધ્રૂજતા તારો પર
ભૂખરો રંગ વગાડે છે
વાદળોમાં ઘેટાઓનું ઊન ભરચક્ક ભરેલું છે.
વાદળો ઘેટાં વરસે છે
ઘેટાંઓ વાદળ વરસે છે
ઘેટાંઓ ને વાદળોની વાસવાળો ભરવાડ
ક્યારેક ભૂરી ડાંગ વીંઝી હસતો હસતો સોનું વરસે છે

## વિસર્જન ☐ ચન્દ્રવદન મહેતા

પ્રભો! છંકારી દે, સકળ ગ્રહ, તારા, ઉદધિમાં,
અને સંકેલી લે ઘડીકમહીં આ રાસ રમવા
ચઢી ચોપાસે જો, પ્રલયપૂર વ્યાપે પલકમાં,
ગ્રહી લેજે મારું દૃગજલ, ખૂટયે શકિત મહિમા!

ત્રૂટે ગેબી ગુહા, અનલ સરખા વિશ્વ ફરતા
ફરે ઝંઝાવાતો, ફરી ફરી ખધુંચે જગ સીઝે,
ખૂટે એ વાયુ તો, હૃદયભરમાં દાહ દવતા
નિસાસામાંથીયે પ્રલયપૂરતો એક ગ્રહજે

અને પ્હાડોના જો, વીજતણુખથી કોઠ જ ફૂટે
ઊના અંગારાથી ગગનપટ વ્યાપે રજરજે
પરંતુ વજ્રો શા દૃઢ વીજ કડાકા કદી ખૂટે
અરે આ હૈયાની ઉરધબક એકાદ ગ્રહજે

નિસાસા, આંસુ ને ઉરધબક સર્વે મુજ વહી
થશે નક્કી દેવા! તુજમય નવા સર્જનમહીં.

## કટોરો ☐ સાં. જે. પટેલ

એક દિવસ
મને સોક્રેટિસ મળ્યો
એણે પૂછયું :
તારી પાસે ઘર છે?
તારી પાસે વસ્ત્ર છે?
તારી પાસે અન્ન છે?
અને પછી
મારો જવાબ સાંભળીને
એણે મારા કાનમાં કહ્યું :
જગત તને પાય એ પહેલાં
તું છાનોમાનો એક 'કટોરો' પી લે!

□ સતીશ નકાબ

ખિસ્સાના ઊભા કાપમાં ચિરાઈ જાઉં છું,
રૂમાલ જેમ સાંજના ચોળાઈ જાઉં છું.

કડકડતી ટાઢમાં છે તમાકુનાં ખેતરો
હું સ્હેજ ફૂંક લઉં તો ધુમાડાઈ જાઉં છું.

સ્ટ્રાઈકરમાં હોઉં છું તો હું એકાગ્ર હોઉં છું,
પણ કુકરીઓમાં સાવ વીખેરાઈ જાઉં છું;

હું સ્ટેજ પર નથી છતાં નક્કી છે મારો રોલ,
પડદો પડે છે ત્યારે હું ઊંચકાઈ જાઉં છું.

આંખોની આસપાસ ઊડે છે પતંગિયાં,
પાંપણ જો પટપટાવું તો રંગાઈ જાઉં છું.

વાતાવરણમાં રહું છું તો વાતાવરણની જેમ—
એક્ઝોસ્ટ-ફેનમાંથી હું ફેંકાઈ જાઉં છું.

સ્મરણો ફર્યા કરે છે ઉઘાડા પગે નકાબ
જોડાની લેસથી જ હું બંધાઈ જાઉં છું.

ગઝલ □ મનહરલાલ ચોક્સી

(મત્લા વગરની ગઝલ)

ચારે એકલતાની ભીંતો ગોઠવી,
ને પછી હું એને મારું ઘર કહું.

ચોર પગલે શૂન્યતા ઊગી ગઈ,
આ હૃદયને કહેનું ખેતર કહું.

સંભવોની ટોચ દેખાતી નથી.
શી રીતે ધબકારનું ભીતર કહું?

પાંચ ક્ષણમાં જાગતી આશા અને
પાંચ ક્ષણમાં કોઈને ઈશ્વર કહું!

લાગણીના શ્વાસ પણ છૂટી ગયા,
એ કફનને કેમ પાનેતર કહું?

હું ઘણી વેળા નથી ગમતો મને
હું મને પણ શી રીતે ‘મનહર’ કહું?

☐ હરીન્દ્ર દવે

મને રથમાંથી નીચે ઉતાર્યા વિના શ્યામ,
તમે ઊતર્યા ને આગ કેવી લાગી, હો રામ!
બાણની પથારી મને આપી જો હોત
    મારી વેદનાને દુનિયા પણ જોત.
કુરુઓના શરથી વીંધાયો હોત,
    ઓઢત એ બાંધવોના હેતકેરું પોત
મારી આરતને પૂરી પ્રજળાવ્યા વિના શ્યામ,
તમે ઊતર્યા ને આગ કેવી લાગી હો રામ!
રથનાં પૈડાંની રાખ ચકરાતી આભે
    ને ધ્વજ જો લહેરાય થઈ જવાલા,
ભડભડ જળે છે થઈ તણખા શણગાર
    જાણે ફૂટે છે મોતીઓની માળા,
મને અગનીની ઓળખ કરાવ્યા વિના શ્યામ,
તમે ઊતર્યા ને આગ કેવી લાગી, હો રામ!

☐ કૈલાસ પંડિત

ભડભડ બળતું શ્હેર હવે તો    ખાંસી ખાતી લોકલ એમાં
ખુલ્લું પડતું શ્હેર હવે તો    ધક્કે ચઢતું શ્હેર હવે તો

સૂરજ થઈને સિગ્નલ ઊગ્યાં    ભીત રચી સહુ ચાલે ભેગા
એને નમતું શ્હેર હવે તો    ટોળે વળતું શ્હેર હવે તો

દરિયો ક્યાં છે; આભ ગયું ક્યાં?    લાશ ઉઠાવી ખુદની ખાંધે
ભૂલું પડતું, શ્હેર હવે તો    રોજ નીકળતું શ્હેર હવે તો

## સુખની કવિતા □ પ્રાણજીવન મહેતા

નસીબનું પાનું ખોલનાર ચકલી સુખી છે;
મિત્ર; એના મૌનનો વિષાદ નથી પરખાતો.

આભાસને અરીસામાં જોઈ આનંદ માણનાર સુખી છે;
મિત્ર; એને સ્પર્શી પારખી શકવાની શક્યતા નથી હોતી.

દેવાલયમાં બેઠેલો માણસ સુખી છે;
મિત્ર; ઘંટારવ અને નિજનો અવાજ
એને ભિન્ન નથી જણાતા કદીય.

સુખી થવાની કલ્પના કરતો માણસ
અત્યંત સુખી છે;
મિત્ર; એની કલ્પનામાં દુઃખને
ક્યાંય સ્થાન નથી હોતું....

□ રાજેન્દ્રસિંહ રાયજાદા

વરસાદની ધારાઓનો સ્પર્શ
ગજવામાં ભરી લઉં
અને કોઈ ઉનાળે પાણી ઝંખતા ઝાડની
ડાળીએ લટકાવી દઉં

પતંગિયાને પકડવાથી
આંગળીએ ચોંટી ગયેલી સોનેરી રજ
કોઈ બાળકની આંખમાં
સૂતેલા વિસ્મય પર
ખંખેરી નાખું

અંધારામાંયે
તાડનાં વૃક્ષો મત્ત બનીને
ડોલતાં હતાં એ વાત
ઊગતા સૂરજને કહી દઉં

ધોધમાર વરસાદમાં
બજાર વચ્ચે
પાણીમાં છબછબિયાં કરતો
નાના છોકરાની જેમ
નાગોપૂગો દોડ્યો જાઉં
—પણ હવે એવું હું ક્યાં કરી શકું છું

આમ એ ખેંચીએ જરાક જોરથી—
તો ખચ્ ખેંચાઈને આવે બ્હાર.
પણ ત્રીશ વર્ષથી એમ ખેંચ્યું નથી ખચ્.
મન થાય છે કે ખેંચું—
પણ એ કંઈ આમ આજુબાજુમાં હાથવગું નથી.
એ માટે પ્લાન કરવો પડે, પ્રવાસ કરવો પડે.
પણ પ્લાનની કે પ્રવાસની ઇચ્છા થતી નથી.
જો કે મન થાય છે આમ ખેંચું અને ખચ્ ખેંચાઈને આવે બ્હાર, મૂળસોતું મન.
'મૂળસોતું મન ખચ્ ખેંચાઈને આવે બ્હાર' એવો અર્થ ક્યાંથી ટપકી પડ્યો?
ખચ્ ખેંચાઇ આવે બ્હાર, એમાં જે ખચ્કાર સાથે
હાથની પકડમાં
કશુંક આવી જવું મૂળસોતું (જેમ કે કમળનું મૂળ.)
તે સંવેદન માત્ર પર્યાપ્ત છે, રોમાંચ માટે;
એમાં વળી 'મૂળસોતું મન' ખચ્ ખેંચી કાઢવાની વાત કેમ ઘૂસી ગઈ?
મૂળસોતું મન કે શૂળસોતું મન કે કુળસોતું મન કે ધૂળસોતું મન
અને હવે બીજું કંઈ પ્રાસમાં તરત સૂઝતું નથી તેથી નિર્મૂળ મન....
ના પણ લયવશ લખવું હોય તો 'નિર્મૂળસોતું' મન;
જોયું ને 'નિ....' અને 'સોતું'એ પરસ્પર પોતું ફેરવી દીધું
અને અંતિમક્ષણે જે મેં પીધું કર્ણરસાયન
એ અપૂર્વ.
એ જ લક્ષ્ય હતું એની ખબર પછી પડી
અને અડીકડી-માં ભરેલો દારૂ ભડાકો કરે
પછાડતાની સાથે જ, એ જ ચેતોવિસ્તાર.
આમ 'શાબ્દિક ટેવવશ' થયા કરવું તે નિર્હેતુક નથી.
હેતુની યાત્રા ચાલે છે શબ્દની માત્રા—એમાં
ક્ષણે ક્ષણે સ્વર–વ્યંજનનો રમણીય લટકો
એનો લાગી જાય કાનને ચટકો

જરાક અટકો—
ફટકો પ્રાસમાં આવ્યો.
ચાબૂકનો ફટકો
એને અન્ય એક આંખ મીંચકારીને કહેવાતા અર્થમાં પણ ફટકો.
કેરીનો કટકો
અને રંગરસિયા હવે આટલેથી અટકો જેવા પ્રાસ તો ઘણા ઊછળે છે
પણ ત્રાસ થવાથી યાત્રા આગળ ચાલે છે.
'ફાલે છે' એવું સૂઝયું, પણ શું ફાલે છે?
પ્રજા? ઘોંઘાટ? ઊધઈ? ઝાડ? દેડકાં? માળી? મચ્છર? ખચ્ચર?
ખચ્ચર તો ફાલી ન શકે.
ચાલી શકે, દોડી શકે, ઊભાં રહી શકે, બેસી જાય, પેસી જાય—
ક્યાં? મનમાં અને એના અફાટ વનમાં
મનના વનમાં ખચ્ચરો બોજા સાથે ધીમે ધીમે કે ઝડપથી
ચાલી રહ્યાં છે કે દોડી રહ્યાં છે અથવા બેસી રહ્યાં છે કે બેસી પડયાં છે.
ખચ્ચર? ચાલો તરત કહો શેનાં ખચ્ચર?
ખચ્ચર શબ્દનાં – લાગણીનાં – વિચારનાં – ઇચ્છાનાં – વાસનાનાં – ઇઝમ્સનાં
ઇસ્થેટિકસનાં – સ્મૃતિનાં – વિસ્મૃતિનાં – કૃતિનાં – વિકૃતિનાં – સંસ્કૃતિનાં–
ગતિનાં – સતીનાં – પતિનાં – જતિનાં – મતિનાં – રતિનાં – વિરતિનાં–
ખચ્ચર
મનના અફાટ વનમાં....
મનના જ શા માટે? તનના નહીં?
નસેનસમાં, રક્તમાં, રક્તના કોષેકોષમાં, મગજના તંતુએ તંતુમાં,
રજોશુક્રમાં માતાપિતા દ્વારા સંતતિમાં—
સતત સરકી રહ્યાં છે ખચ્ચરો.
ક્યાં પહોંચવાનું છે? ખબર નથી. બસ ચાલી રહ્યાં છે.
આ અત્યારે જેમ ચાલી રહ્યા છે કાગળ પર શબ્દો
એક પછી એક તેમ ચાલી રહ્યાં છે ખીચોખીચ ખચ્ચરો
નપુંસક.
હવે આમ રમતાં રમતાં કશો અર્થ ઘૂસી ગયો હોય તો તે જેમ—

'મૂળસોતું મન' એ એક અનભિપ્રેત ગરબડ હતી
જો કે તેથી જ રોમાંચક હતી.'
તેમ અહીં આ ખચ્ચરવાદ – બચ્ચરવાદ જે કંઈ ચાલ્યો
કે ફાલ્યો
અને એમાં આ નપુંસક લેખિનીપ્રયોગ મ્હાલ્યો
તે અનભિપ્રેત હતું, અનપેક્ષિત હતું.
એ આમ આવ્યું કૂવામાંથી જેમ અવાડામાં આવે તેમ
પણ એને બહાર કાઢવાનું પણ અભિપ્રેત નહોતું.
મૂળસોતું છતાં જે આવ્યું ખૂબ દેતું એ રોમાંચક છે.
રોજ અસંખ્ય બૂટોને પોલિશ કરનારો બૂટની ચમક જોઈને ચકિત થતો હશે?
પણ જવા દો—

ગાત્ર છું એટલે ગળું છું.
પાત્ર છું એટલે ઢળું છું.
માત્ર છું એટલે મળું છું.
ફળ છું એટલે ફળું છું.

ખરેખર તો આ છેલ્લી પંક્તિઓના આધારે—
આમ થોડી ક્ષણો પસાર થઈ ગઈ;
એટલે કંટાળો નથી આવતો
ગળ્યો ગળ્યો શીરો નથી ભાવતો.
આમ એક પછી બીજી ક્ષણ સુધી પહોંચી જવાનું, કાલચક્રના ક્રમમાં
અને ક્ષણોનો અંત નથી
અને હું કંઈ સંત નથી કે નથી પંત
પ્રાસવશ છું માત્ર જંત
પણ કંઈ કશી ચંત નથી
કે નથી આ માત્રાઓનો કાચો તંત તૂટી જાય
કે ફુગ્ગાની જેમ ફૂટી જાય.
એમાંની નિરવધિ શક્યતાઓ ખૂલતી જાય છે
શાખા–પ્રશાખા ઝૂલતી જાય છે
અને આ આપણી ડાગળી ડૂલતી જાય છે

પણ એમ કંઈ કશું અભિપ્રેત નથી આપણને
કે નથી એમ કશા અનૌચિત્ય-ફનૌચિત્યની પડી.
આપણે તો અડીકડી-
પછાડી, અને જે ભડાકો થયો....,
પણ એમાંય ભડાકાની અપેક્ષા છે.
આ તો એનાથીયે વધુ રોમાંચક યાત્રા છે
માત્રાઓની—
અંતહીન.
'ખંતથી ખેડી રહ્યો છું' એમ લખાઈ ગયું
પણ લખવું જોઈએ: 'ખેડાઈ રહી છે'—
અલબત્ત યાત્રા, માત્રાઓની, અંતહીન.
'છેડાઈ રહ્યો છું સિતારાની જેમ' એમ સૂઝ્યું
પણ કોણ છેડનાર?
કેમકે સિતારિસ્ટ સિતાર વગાડતો નથી એનાથી સિતાર વગાડાઈ રહી છે.
જમનાદાસ જશોદાને જગાડતા નથી
પણ જમનાદાસથી જશોદા જગાડાઈ રહી છે.
અર્થાત્ છરી-ચપ્પુ-હાથો-હથોડી;
પણ ક્યાં છે હાથ?
હાથીભાઈ ચાલી શકતા નથી
લીમડાભાઈ ફાલી શકતા નથી.
જમના નદી જેમ અટકી શકતી નથી કે દોડી શકતી નથી.
અથવા સુકાઈ શકતી નથી કે બે કાંઠે છલોછલ થઈ શકતી નથી.
એટલે જમના દોડે છે. જમના છલકાય છે.
જમના જાગી, ભેંશ ભાગી
આ બધા પ્રયોગોમાં ક્રિયાપદનાં ચક્રો ચાલતાં નથી.
જેમ કોઈ ચક્ર ચાલી શકતું નથી તેમ.
તો હવે એનું શું? આ ફસાયા છીએ તેનું?
અને કોઈ ફસાવનાર જ નથી તેનું?
કર્તાનો સર્વથા છેદ છે

અને તેથી જ મને અતિશય ખેદ છે
કે હું એક નિર્દોષ, ચોખ્ખું વાક્ય કે પંક્તિ લખી કે બોલી શકતો નથી.
અને છતાં આ કાવ્ય-બાવ્યના ચક્કરમાં આમ ગોળ ગોળ ભમવાનું.
અને પાછું એ આમ ગમવાનું
ટેવવશ.
હવે આમાં શું સર્જન અને શું વિસર્જન
મિંયા : ગામ કર્જન—
લખાઈ ગયું તોય શું ? અને કાકડીનું કડવું શાક ચખાઈ ગયું તોય શું ?
અને ભૂલથી આ કૂંચી વગરનું તાળું વસાઈ ગયું તોય શું ?
અર્થાત્ અમુક સામગ્રી છે. અમુક સામગ્રીનું અમુક પરિણામ છે.
આમાં આપણું કશું જ ચાલે તેમ નથી.
આપણે જ ચાલી શકતા નથી.
ચાલવાની 'ઇચ્છા' જ આપણે ઉત્પન્ન કરી શકતા નથી.
એ તો, એટલે કે ઇચ્છા, થવી હોય તો થાય.
અને છતાં કેટલું બધું થાય છે મારું બેટું !
એક અમસ્તું ટેટું અપરિસંખ્યેય વટવૃક્ષોને સંગ્રહી બેઠું છે !
મથી શકીએ છીએ મન : જો ઇચ્છા થાય તો.
નહીં તો ખાવાનું છે, નાવાનું છે, ધોવાનું છે, રોવાનું છે, જોવાનું છે.
પણ ખાવાની ઇચ્છા થાય તો થાય
નાવાની ઇચ્છા થાય તો થાય
ધોવાની ઇચ્છા થાય તો થાય
રોવાની ઇચ્છા થાય તો થાય-
અથવા ખબરે ન હોય ને રોવાઈ જાય, અચાનક.
ઇચ્છા થાય તો માણસ ગાય
કે નદીમાં જઈને નાય
અને ઇચ્છા ન થાય તો ન થાય.
ન થાય તો કંઈ ન કરે.
પડ્યો રે એમ જ મૂંગો મૂંગો
ઝાડની જેમ સુકાતો જાય, ખરતો જાય, ખખડતો જાય સૂનમૂન

અને એક દિવસ લથડી પડે ધમ્
અર્થાત્ રામનામ સત્ય છે.
તાત્પર્ય એ કે ઇચ્છાની મૂઠમાં આપણે જકડાયા છીએ
પૂરેપૂરા પકડાયા છીએ
સદંતર પકડાયા છીએ.
છેલ્લી પંક્તિ લખવાની ઇચ્છા થઈ એટલે લખાઈ.
અથવા મનમાં જન્મી પછી પરખાઈ
અને આમ કાગળ પર રખાઈ
તો પછી આ પંક્તિને મારી ઇચ્છા સાથે સંબંધ નથી.
એ તો આવી—
જેમ હું અને તું આવ્યા આ જગતમાં, ઇચ્છા વગર.
અને જવું પડશે આ જગત છોડીને, ઇચ્છા વગર.
'આવ્યા' ક્રિયાપદ ખોટું છે
ભાષાનું આ જ તો દુઃખ મોટું છે.
'જવું પડશે જગત છોડીને'—ક્યાં?
મારો જન્મ: મારું મૃત્યુ.
મારો કોઈ નહીં કર્તા: મારો કોઈ નહીં હર્તા.
કર્તા-હર્તા હોય તો હેતુ હોય
ધૂમકેતુ હોય નીલાકાશમાં
મીનકેતુ હોય ચિદાકાશમાં
પણ માત્ર હોય, અને આપણને હોવાની ખબર પડે.
અર્થાત્ 'ભાન'
એક પછી એક આવતા શબ્દોની ગતિમાં સૌંદર્ય સર્જાતું જાય
અને કવિને અહો! અહો! થાય.
એના મગજમાં આનંદની પવન-લહરીઓ આછી આછી વાય
બસ આટલું જ.
પ્રકટ થયા પછી પરખાય છે જ્યાં પંક્તિ
ત્યાં શેની ક્રાન્તદષ્ટિ? 'દર્શક'ને દેખાય
જેમ મને આ કાગળમાં લખાતા જતા અક્ષરો એક પછી એક

દેખાતા જાય છે તેમ.
બસ આટલું જ
બાકી આ કળાનું બખડજંતર છે બેઝિકલી ફાટલું જ.
પ્રાસમાં ઊછળી આવે છે કાટલું જ.
પણ શેનું કાટલું? જોખવાનું?
કે શિયાળામાં શકિત માટે વાળીને ખાવાનું કાટલું?
સાચું કહું તો પૂર્વજોએ પકડાવેલું અથવા પકડાઈ ગયેલું
ફસડાઈ ગયું છે માટલું જ—
કવિતાનું.
પ્રેય ઢોળાઈ ગયું છે
ગેય રોળાઈ ગયું છે
શ્રેય-પેય કશું નથી હેય કે ઉપાદેય.
પડયું છે બધું કટકેકટકા થઈને નીચે—
શું કરું? અથવા શું કરીશ? અથવા શું થશે મારાથી?
બસ આમ આ દૃશ્ય ફ્રિજ થઈ ગયું છે.
પૂરું થવાનું નથી નાટક?
ખૂલવાનું નથી કોઈ ફાટક?
મારો જ પ્રેક્ષક મને અનિમેષ તાકીને સતાવી રહ્યો છે—
આ પરદા વિનાની રંગભૂમિ પર.

ગઝલ □ હનિફ સાહિલ

બંધ દરવાજાની ભીતર કોણ છે?
હું જો બાહર છું તો અંદર કોણ છે?

લાવ ચાખી જોઈએ ખારાશને
તું નદી છે તો સમંદર કોણ છે?

કે સમયની રેત પર લિપિ લખી
આ પવન પૂછે નિરક્ષર કોણ છે?

કોઈએ કંડારેલા પથ્થરને હું
રોજ પૂછું છું કે ઈશ્વર કોણ છે?

કોણ વરસાવે છે પ્રશ્નોની ઝડી
ને રહે છે જે અનુત્તર, કોણ છે?

### શ્રાવણ ઉગાડું છું હાઢીએ! ☐ મનહર ચરાડવા

ચોમાસું આખ્ખુંયે છાતીમાં ચૂવે કે છાતી છોડીને કિયાં આઢીએ[1]?
હું તો શ્રાવણ ઉગાડું છું હાઢીએ!

હરતાં ને ફરતાં આ વીંધાતાં જાવાનું
રોમ લગી રેલાતું રાજ છે,
ઝાઝું કરીને મને મારાંએ પ્હેરાવ્યો
માથે ન-ધણિયાતો તાજ છે!
મારે મેદાન આમ હાથ-હાથ ઊગેલું લોહિયાળ સુખ કેમ વાઢીએ?
હું તો શ્રાવણ ઉગાડું છું હાઢીએ!
વાવડ મળ્યા છે કોઈ પંખીનો બેપિયો
ગોતે છે મારામાં ઝાડને,
સુકાતે જીવ આંય ખોડાવું ખોડપરે;[2]
પૂછે છે કોણ ભલા, પ્હાડને?
નદિયું ઊભરાય હવે આંખ્યુંને તીર એને બીજે તે કિયે સ્થળ કાઢીએ?
હું તો શ્રાવણ ઉગાડું છું હાઢીએ!

---

૧. આઢીએ/આઢવું બહાર જવું— સૌરા લોકબોલીનો તળપદો શબ્દ.
૨. ખોડપરે— જેતપુરના ખોડપરા વિસ્તારમાં.

### બા અને આંસુ ☐ રમેશ જોષી

જિંદગી પણ કેવી કમાલ છે!
પહેલાં—
આંસુ આવતાં ત્યારે
બા યાદ આવતી
ને આજે—
બા યાદ આવે છે
ને—
આંસુ આવી જાય છે

પીપળાના પર્ણમર્મરની ભાષા જાણે છે તું ?
તો શું જોઈને સૂતરના આંટા ચડાવ્યા ?
ગોદાવરીનાં પાણીએ ગઈ કાલથી વહેણ બદલ્યું છે.
હવે ત્યાં કોણ પર્ણકુટિ બાંધશે ?
ધોધ તો શિલાઓ પર માથાં પટકયા કરશે
તું કયાં સુધી ઊભી રહીશ ?
આમ જો, પણે મેઘધનુષ ખેંચાયું.
સમાન્તર રેખાઓની આળપંપાળ મૂકી દે.
તારા નામના તોતિંગ દરવાજા
નથી ધરતીકંપ, નથી ઝંઝાવાત
તોય કેમ અફળાયા કરે છે વારંવાર ?
લાવ તારો હાથ મારા હાથમાં
બદલાઈ જાય મારી રેખાઓનો લય.
પ્રલયથી કદી ડર્યો નથી
ને તેથી જન્મ્યો ત્યારથી ખોદ્યા કર્યો છે પિરામિડ.
આમ જો, વર્ષાની ધારાઓ અધવચ્ચે જ અટકી ગઈ
ને આંસુની ખારાશ પીને પડયો છે સમુદ્ર.
મારી આંખો નિરભ્ર છે
તારાં નક્ષત્ર–સૂર્ય–ચંદ્રને પ્રકાશવું હોય
તો ભલે આવે.

ગઝલ ☐ બરકત વીરાણી

ખબર તો પડશે– જઈએ ચાલ સૌ પાસે જખમ લઈને,
ઊભા છે કોણ દુનિયામાં નમક લઈને, મલમ લઇને!
ભલા આ બોજ મારો ઊંચકે કોઈ બીજા ક્યાંથી?
ફરું છું હું જ ખુદ માથે બીજાનાં દર્દ-ગમ લઇને.
વિધાતા, હાથમાં મારા આ રેખા કે તિરાડો છે?
જીવું છું કેમ દુનિયામાં હું ફૂટેલાં કરમ લઈને?
અજાણી વાટે એક કરતાં ભલા બે— એમ સમજીને,
હું નીકળ્યો છું ખુદાની શોધમાં સાથે સનમ લઈને.
હસીને આવકાર્યો તેં, હસીને તેં વિદાય આપી;
હું આવ્યો'તો ભરમ લઈને હું જાઉં છું ભરમ લઈને.
મળે સાચો કોઈ દાતાર તો એને જ આપી દઉં,
હું ભટકું ક્યાં સુધી આ માગનારાની શરમ લઈને?
જઈશ હું સ્વર્ગમાં તો સૌ જીવોને એ જ કહેવાનો,
કે દુનિયામાં ન જાશો કોઈ માનવનો જનમ લઈને,
કલમને વેચી દેવાનોય આવે છે વખત બેફામ,
બહુ કપરું છે જીવન જીવવું કરમાં કલમ લઈને.

આત્મહત્યા ☐ નારાયણ જોષી

જ્યારે
કોઈ વૃદ્ધ માતાને
યુવાન પુત્રના
શબ પાસે બેસી
ક્રૂર આક્રંદ કરતી જોઉં છું
ત્યારે........
થાય છે કે: લાવને હું જ જીવતો ઊભો થઈ જાઉં શબમાંથી.

મને શું પૂછે છે કે તડકો પહેરીને
અમે કોને ઘેર ગ્યાં 'તાં ?
પાણી પ્હેરીને અમે કોને ઘેર ગ્યાં 'તાં ?
હું તો સ્વ-સ્થાને-માળામાં પરોવેલા
મણકા જેવું હરૂંફરું.
મને ક્યાંથી જાણ હોય કે
ચાંદો ચોડીને તમે કોને ઘેર ગ્યાં'તાં
ખીલો છોડીને તમે કોને ઘેર ગ્યાં'તાં ?
ડર પામી જવાય એટલો
હું ડઘાયેલો છું, તાણી બાંધેલાં તંબુ
જેટલો ખોડાયેલો છું અને તમારી સાથે જોડાયેલો છું.
જંગલને જેમ ઝાડ છે
પાણાને જેમ પ્હાડ છે
અમસ્તો. આમ તો અમસ્તો
પણ દરિયા વચ્ચે બેટ, બેટ હોઇ શકે.
હોઇ શકે
આકાશમાં હાથી હોઈ શકે
વાદળના હોઈ શકે.
જન્મમૃત્યુ વગરનાં ફૂલ
હોઇ શકે,
કાગળનાં હોઇ શકે.
પણ એથી તમને ઓછું પુછાય કે,
આંખો ઓઢીને તમે કોને ઘેર ગ્યાં 'તાં ?

ભીંત ☐ કમલ વોરા

૧.

આ ભીંતને અહીં સ્પર્શો
અહીંથી ડાબી બાજુ તરફ
બે હાથ આગળ વધો
પછી ત્રણ વેંત નીચે ઊતરો
ત્યાં
તમને એક સોંસરું છિદ્ર મળશે
એ છિદ્રમાંથી
ભૂરું આકાશ જોઈ શકાશે.

૨.

દૂરની ક્ષિતિજે
આથમી જતા
સૂર્યને
ભીંત
ઊંચી થઈથઈને
જુએ છે.

૩.

ક્યારેક
આ ભીંત
કાગળની માફક
ધ્રૂજે છે.

૪.

માછલીઓની જેમ
પર્ણોના પડછાયા
ભીંતની ત્વચા પર તરે
ત્યારે
ઊંડે ઊતરી ગયેલ
ભીંતના પગોને બાઝેલી
રાતી માટી
સળવળે છે.

૫.

તિરાડોથી ભરાયેલ
આ ભીંતને
બારણું નથી.

૬.

શું કરું
તો
ભીંત જાગે?

એઈ વીહલા હાંભળ મારી વાત
ગામનો મંગલો ભૂવો જ્યારે ડાકલી વગાડીને ધૂણતો ઓઈ ત્યારે
તેના ચાળા નાં પાડતો....
ભેંહનાં હિંગડાં ભેંહને ભારી એ મારે તને કંઈ કે'વાનું નીં ઓઈ.
દિવાહાના દા'ડે ઢીંગલીના લગન વખતે
પેલો કીકુ બામણ ઊંધા મંગળફેરા ફરવાનું કે'ઈ ત્યારે
જાન માંડવે આવે ને કન્યા અઘવાની થાય એવું
બા'નું નીં બતાવતો એ મારે તને કંઈ કે'વાનું નીં ઓઈ.
ગોકુલઅષ્ટમીની રાતે કૃષ્ણનો જનમ સમય વીતી જાય ત્યારે
'સંભવામિ યુગે યુગે'નો શ્લોક ટાંકીને સિઝરિયન કરવાની
વણમાગી સલાહ નીં આપતો.
લોકોને ઉજાગરા થાય તેમાં આપણા બાપનું હુ જાય.
એ તો કામળ ભીની થહે તેમ ભારી લાગહે એ મારે
તને કંઈ કે'વાનું નીં ઓઈ
નવરાતના દા'ડામાં લહ્ઠો પીવાથી કોઈને માતા આવે
કે કોઈને હાપ કરડે ને બાથીદાદાની હાજરીથી ઊતરે
ત્યારે રખે કંઈ બોલતો.
ઊકરડામાં હાંઢ મૂતરે તો કેટલી અસર થાય એ
મારે તને કંઇ કે'વાનું નીં ઓઈ.
ગામમાં કોઈનાં છૈયાં-છોકરાંને રતવા થાય
ને રામલીલા રમાડવાની બાધા રખાય ત્યારે નકામો વિરોધ નીં કરી બેહતો.
'કુંવરબાઈનું મામેરું'નો ખેલ ભજવાય ને નરસી મે'તો
આથમાં પખાલ લઈ, રાગ મલ્લાર ગાવાની તિયારીમાં
ઓઈ, ને કોઈ બુધિયો ઝાડ પરથી પાણીના દોરિયા સાથે
નીચે પડી જાય ત્યારે વી. આઇ. પી.ની ચેરમાં બેઠો અહતો નઈં.
નઈતર પેલા ગુલબા ફેકકડને ખોટું લાગહે.
રામલીલા તો આવી જ ઓઈ. છાણાના દેવને ચનોડીની જ

આંખ ઓઇ.... વાલનીયે નંઇ એ મારે તને કંઈ કે'વાનું નીં ઓઇ.
વળી ગામમાં તો આવું જ ચાઇલા કરે.
હરપંચ બોલે તે હવ્વા વીહ ને બે પાણ.
રામજી મંદિરના ઓટલે મૂકેલી ધરમાદા પેટીના પૈહામાંથી
હરપંચનો છનિયો હાંગ ઘોળી બીડીના ધુમાડા કાળે
ને હરપંચને મન મારો પોઇરો એટલે યુધિષ્ઠર ને બીજાના દુર્યોધન.
ત્યારે તને કહાય એમ થાય કે વરની મા છીનાર તો જાનનડીને હું કે'વું?
પણ આપણે તો ગામમાં રે'વાનું છે,
એટલે બુઇડા તો બે વાંહ વધારે, હમજ્યો... એ મારે તને
કંઈ કે'વાનું નીં ઓઈ.

એક રાત ☐ નલિન પંડ્યા

પાનખર જેવા મારા રસ્તાઓ
અંધકારમાં ખરતા જાય છે
બધા જ સાથીઓનો
નસીબનામી વહાણમાંથી વિનાશ થયો છે.
સૂરજ દરિયામાં ડૂબી ગયો
તે સાથે કાચનું ઘર ફૂટી ગયું.
ઠૂંઠી ડાળીઓવાળું વૃક્ષ
કોઈ સંકેત નથી કરતું,
રોબિન્સન ક્રુઝોની જેમ
નિર્જન ટાપુ પર આવી જોતાં
રાત અંધકારની ઇંટોથી
ચણાતી જાય છે.

(કવિતાએ કાનમાં કહ્યું) ☐ શિવ પંડ્યા

આમ ને આમ
આંધળી ભીંતો ઉપર હાથ ફેરવતાં ફેરવતાં
હાથ લાગી ગયું એક અવડ બારણું
આગળા ખોલ્યા ને કિચૂડકટ્ અવાજમાં
ધસી આવ્યો કુમળો કુમળો પ્રકાશ
દોડી ગયો આળસુ અંધકાર
ઝૂમી ઊઠ્યું લીમડાનું ઝાડ
આનંદવિભોર સર્પ જેમ રસ્તાઓ સળવળ્યા
ને બુદ્ધિનું બધિરત્વ પીગળ્યું
ચારેકોર કિલ્લોલતો અવાજ અવાજ
અંદરનું અંધત્વ ઓગળ્યું
ચારેકોર સુગંધભર્યો અજવાસ અજવાસ
હવે
બારણે બંધાયું છે સાત સૂરજનું તોરણ
આંગણે ચીતરાઈ છે ઇન્દ્રધનુની રંગોળી
તેજલ અશ્વ જેવો થનગનતો માંહ્યલો
કાનમાં કહે છે મને
બારણું હવે ભીડતો નહિ
હોં કે.

અમે ☐ કુલીન અધ્વર્યુ

પર્વતો ચઢનારા અમે
દાદરે હાંફી ગયા;
નાગને નાથનારા અમે
સાપોલિયાથી બ્હી ગયા.

અત્તરિયા રાજા! ☐ લાલજી કાનપરિયા

ઊગ્યા ઊગ્યા ડુંગર વચ્ચે દરિયા રે અત્તરિયા રાજા!
પડછાયા પાણીમાં એવા તરિયા રે અત્તરિયા રાજા!
પાંપણમાંથી કોઈ અચાનક છટક્યું રે અત્તરિયા રાજા!
લોચનને અંધારું એવું ખટક્યું રે અત્તરિયા રાજા!
ખરી ગયેલા શ્વાસ છાતીએ વાગ્યા રે અત્તરિયા રાજા!
અડધી રાતે સાગ-ઢોલિયા જાગ્યા રે અત્તરિયા રાજા!
હથેળીયુંમાં ખળખળ નદીયું વહેતી રે અત્તરિયા રાજા!
ભીની ભીની દંતકથાઓ કહેતી રે અત્તરિયા રાજા!
ઘર, ફળિયું ને નળિયાં ડસવા લાગ્યાં રે અત્તરિયા રાજા!
અમને અમારાં શમણાં હસવા લાગ્યાં રે અત્તરિયા રાજા!

ગઝલ ☐ સુરેન ઠાકર 'મેહુલ'

આંગણું, પરસાળ ને ઊંબર હતાં,
સ્વપ્નમાં પણ શું મજાનાં ઘર હતાં.

ડેલીએ દીવાનગી ઝૂર્યા કરે,
જે ગયાં પગલાં ઘણાં સુંદર હતાં.

એમનાં કર્મોથી એ નશ્વર થયાં,
કર્મ જોકે મૂળ તો ઈશ્વર હતાં.

ગામને પાદર ભરેલી ભવ્યતા,
ગામ વચ્ચે કેટલાં પાદર હતાં.

એને આથમણી હવા ભરખી ગઈ
આયનામાં સંસ્કૃતિના સ્તર હતા.

એ પછીથી મોરનાં પીછાં થયાં
ભીષ્મની શય્યાનાં એ તો શર હતાં.

□ બાબુ સુથાર

જેને
તમે ફૂલો ચડાવી ચડાવીને ગૂંગળાવી મારો છો,
જેને
તમે સુગંધિત ધૂપથી છોળબોળ નવડાવીને પૂજ્યા કરો છો,
જેની આગળ
તમે ખોળો પાથરીને રત્નોના વરસાદની રાહ જોયા કરો છો,
જેને
તમે અન્નના બકરાઓનો ભોગ આપો છો,
જેને
તમે પરચૂરણના ખખડાટોથી મૂંઝવી નાખો છો,
જેના માથામાં
તમે ઘંટના ટકોરાઓનો ઢગલો ઉછેર્યા કરો છો
એ ઇશ્વરને
હું આવતી કાલે
ફાંસીએ ચઢાવી દઈશ
અને તમને દેશપાર કરી દઇશ
તમે બન્નેય એકબીજાને છેતર્યા કરો છો—ની
શિક્ષારૂપે

□ મુકેશ માલવણકર

તમે —
આ કિનારે બેસીને
જેને દરિયાનું ખડખડાટ હાસ્ય કહો
એ ખરેખર તો—
સામે કિનારાથી આવતો બારવણનાં
હીબકાંનો અવાજ છે

## હું લખું છું અને— □ દિવ્યા માંકડ

મારી પાસે હવે વ્યક્ત કરવા જેવું કશું નથી
એવી મનની શૂન્યમનસ્ક સ્થિતિ સંભવી શકે
છતાં એ સ્થિતિ જ્યારે
પૂરપાટ દોડતા રથમાંથી છૂટા પડી ગયેલા પૈડાના,
કપાઈને ફેંકાઈ ગયેલા હાથમાં હજી ઝલાઈ રહેલી લાલ ચાબૂકના
પ્રતીકોની શોધ આરંભે છે:
એ સાથે જ
સૂર્યાસ્ત બાદ ઝૂકી ગયેલા સૂર્યમુખી જેવા
અહીં કમરામાં ઢળી પડેલા મારા આ મસ્તક સાથે
છવાયેલી ઉદાસીને
માત્ર કાવ્યનિર્મિતિની ક્ષણ બનાવી અટકી જઉં—
તે મને નથી ગમતું જો કહું
તો આમ લખાય શું કામ?
હું આ લખું છું ત્યારે—
બિલ્લોરી ગ્લાસ પ્હેરી કોઈ કારકુને ફાઈલમાં
મારી મરણતારીખ નોંધ્યા પછી
નાકે બાઝેલી છીંકણી
ખમીસની બાંયથી લૂછી નાખી હશે,
વેશ્યા કનેથી ઊઠીને
કોઈ ખિસ્સાકાતરુ પડદો હઠાવી
પાતલૂન ઠીક કરતો બ્હાર નીકળતો હશે,
વિયેતનામ કે બાંગ્લાદેશમાં
સડક પડખેની સૈનિકની લાશના
કોઈ કાગડાએ કોતરી કાઢેલા ડોળામાં
વરસાદનું પાણી ભરાઈ ગયું હશે;
અને હું અહીં માત્ર લખું છું:
સૂર્યાસ્ત બાદ ઝૂકી ગયેલા સૂર્યમુખી જેવા
ઢળી પડેલા
મારા મસ્તકની વાત!

THE END ☐ Amita Modi

*In the spring of an early morning,*
*When the light was playing games*
*With the shades of darkness,*
*The cool sparkling breeze*
*From a slightly parted window*
*Gently dusted the carpet of mind*
*Raising the particles of thoughts.*

* ° °

*I have often wondered :*
*Why everything I see and experience,*
*Even distant places I visit,*
*Appear so familiar?*
*I seem to be living tomorrows today.*
*Time seems to have fallen out of step.*
*As if I have a chance to preview the future*
*Before living it !*
*It is like travelling on a train of time*
*And visiting different compartments at will.*
*As if the bondage of time has slipped away*
*And the past has merged with the future.*
*In the universe without time,*
*There is existence without effort.*

* ° °

*Have I been using a ruler to measure me,*
*And me to scale Him.*
*Forgetting that He is the standard?*
*I must be measured by His scale.*
*But then,*
*How can I measure infinity by infinity?*

* ° °

*I have persistently questioned :*
*Why the music of my mind*
*Fails to give expression*
*To the music of my soul?*
*Why the expression of thought*
*Fails to project the bubbling reality*

*Of my inner being?*
*The difference appears to be fundamental.*
*I am trying to reach the sky with a ladder,*
*Just as pharaohs attempted to reach their heavens*
*With the pyramids.*
*The violin and poetry*
*Are merely incomplete instruments*
*Struggling to express the harmony of the complete.*

* * *

*By tunning the life process ever so carefully,*
*By focussing the entire me,*
*I have concluded that*
*These distorted disfigured images,*
*In writings and music,*
*Are not real me.*
*The mind can hear only the echoes*
*And not the source,*
*For the source is beyond senses,*
*Beyond expression.*

* * *

*I must still myself.*
*These poems and music interrupt*
*The continuous dialogue in progress,*
*Between a self and the self.*
*There is no need to start a fresh conversation,*
*Establish a new link.*
*I must try to decipher hieroglyphs of life*
*And the music of existence,*
*Which are already there.*
*Creating more ripples will only confuse the environment,*
*For the harmony of one is often more distant*
*Than the harmony of many.*

* * *

*I would be satisfied with an incomplete*
*If it kept me,*
*At least,*
*In the shadow of the real.*
*Just as a baby out of the womb is satisfied*

*In the mother's lap.*
*But the instruments of senses*
*Are turning me away*
*From the real.*
*And the unreal has a tendency*
*To create its own world.*
*I see myself imprisoned*
*In layers of dreams.*
*A mirror image cannot be illuminated*
*By shining lights.*
*Shooting stars seldom reach their destination,*
*They normally disintegrate on the way.*
*I have realized that*
*Experience cannot be expressed.*
*Incomplete instruments leave behind*
*Only stale efforts.*
*When the moment of creation is turned into a process,*
*My inside does not wish to be expressed.*

* * *

*Journey to the eternal must be travelled alone,*
*For any company of attributes will only cloud the vision.*
*The sun does not need my candle*
*To illuminate it.*
*It is revealed by its own light.*
*The tools,*
*Though apparently useful,*
*Are unnecessary vehicles of faked understanding.*
*For in the end,*
*When I am reduced to my core and the shell,*
*I will be left with the task of*
*Conquering the tools of conquests.*
*I prefer to discard them*
*Before they are coloured with my attachment.*

* * *

*So Uncle,*
*Do not be disappointed in me.*
*Experience is more fundamental than expression.*
*Silence is better than distortion.*
*This is no defeat,*
*Just an honest understanding.*

* * *

....મને ન મળેલી દ્રાક્ષને ખાટી કહેવાની પાકટતા કેળવી શક્યો નથી
કાગડાના કંઠમાધુર્યની નવાજેશ કરવાની
શિયાળવૃત્તિ પણ હજી કેળવી શક્યો નથી.
હમસફરના દર્દ પર માત્ર બોરનાં આંસુ પણ સારી શકતો નથી
ઉષ્મા કે ઉમળકાના અભાવવાળું સ્મિત પણ
સાહજિકતાથી કે સ્વાભાવિકતાથી આપી શકતો નથી
રખે માનતા કે હું "મહાત્મા"નો સ્વાંગ સજું છું
મારી અણઆવડત પર નિર્દોષતાનો ટોપલો ઢાંકી
'નિર્દોષ'ને દોષિત ન કરું હું
પણ, હું સાચ્ચે જ અસહાય છું
મારી અસહાયતા એટલી તો અસીમ છે
કે
માના ગર્ભમાં નવ નવ માસનો કારાવાસ વેઠી
સ્વતંત્રતાનો શ્વાસ લીધો ત્યારે મારી મેળે હું રડી પણ શક્યો નહોતો
–એથી જ– કદાચ........

[ ] આશિષ દવે

હમણાં જ હું
બગીચામાં ઘાસને વળગી રહેલા
અંધકારને જોઈને
પાછો આવ્યો છું.
ત્યાં મને કોઈએ કહ્યું કે
બિડાયેલી કળીમાં ગૂંગળાતું
ભ્રમરનું ગુંજન
સૂરજ ઊગવાની
રાહ જુએ છે.

## શબ્દ–ઝૂલણા–સૉનેટ □ જગદીશ જોષી

શબ્દને યોનિ છે, શબ્દને શિશ્ન છે
શબ્દને સ્તન અને છાતીએ વાળ છે
સમૂહમાં શબ્દ છે, શબ્દ છે એકલો
શબ્દ છે સૌમ્ય ને શબ્દ વિકરાળ છે
શબ્દ તો શરીર ને શબ્દ તો પ્રાણ છે
શબ્દ તો રેતી ને શબ્દ તો વ્હાણ છે.

શબ્દને પાંજરે પંખી બોલ્યા કરે
એક બીજું સદા અર્થ કરડ્યા કરે
અર્થ સબડ્યા કરે: શબ્દમાં શબ્દ તો
બાળ નાનો થઈ કાલું બબડ્યા કરે.
બાણશૈયા પરે શબ્દ તો ભીષ્મ છે
શબ્દ રાધા અને શબ્દ તો કૃષ્ણ છે
શબ્દ ઈશુ અને શબ્દ તો બુદ્ધ છે
શબ્દ ઉત્તર અને શબ્દ તો પ્રશ્ન છે.

## હું □ રેખા શ્રોફ

સમી સાંજે
વાયરો લઈ આવ્યો વાત
વાત........
ના, મારે નથી સાંભળવી.
મૂંગાં બહેરાંની શાળા પાસે
ઊભી ઊભી હું વિચારું છું
મને, આ શાળામાં
હે પ્રભુ!
ભરતી થાઉં તેવા
આશિષ કેમ ન આપ્યા?

## હું, માટીનું ઘર અને પતંગિયું ☐ જયેન્દ્ર શેખડીવાળા

હજીય ક્યારેક ધોધમાર વરસતી રાતે એક પતંગિયું ભીની પાંખે
પ્રવેશે છે મારા માટીના ઘરમાં ને ઘર મ્હેંક મ્હેંક....
મયૂરોનું નૃત્ય તો ક્યારનુંય થંભી ગયું હોય છે છતાં પતંગિયું
આરંભે છે નૃત્ય પ્રથમ પ્રહરના સ્વપ્ન જેવું... દબાતે પગલે આવતી
સ્મૃતિની રણઝણ જેવું....ગોરંભાયેલા આકાશમાં ચમકતી વીજ જેવું....
ગર્ભમાં સળવળતા બીજ જેવું....ત્યારે કોકિલનો સ્વાલાપ પણ
આથમી ગયો હોય છે ક્યારનોય છતાંય પતંગિયું મ્હેંકે છે એના
રવે રવે અને માટીના રૂંવે રૂંવે....જલપ્રવાહમાં દૂર દૂર સરી જતા
ટમટમતા દીવા જેવું ધીમે ધીમે માટીની ભીનાશમાં ભળતું જાય છે
પતંગિયું....અને અક્ષરના અંકુરો થઈને ઊગી નીકળે છે તું જાણે
અષાઢી ઉષાની પ્રથમ કિરણલિપિ....અને હું ઝરમર ઝરમર
છંટાઉં છું ગીતની પ્રથમ પંક્તિ જેવો કોરા કાગળ ઉપર... ...

## તમે ☐ કરસનદાસ લુહાર

તીક્ષ્ણ લીસા સ્પર્શને પાળ્યો તમે !
થોર જેવો થોર પંપાળ્યો તમે !
હું રઝળતો જંગલી ટહુકો હતો,
આ નગરના કાનમાં વાળ્યો તમે !
હાથ સળગાવી દીધો કાંડા સુધી ;
ઓરડાને એમ અજવાળ્યો તમે !
છે હરણની ફાળ જેવા ઓરતા,
ને ગતિમાં કાચબો પાળ્યો તમે !
રેત ખોબામાં ભરી રોમાંચનો;
વીરડો વેરાનમાં ગાળ્યો તમે !

□ પ્રકાશ દવે

ગોકુળનાં વાંસવનમાંથી
આવતી વાયુની લહેરખીમાં
ક્યાંય વેદનાનો સૂર સંભળાય
તો માનજો
કે
હવે ફૂલ ઉપર ઝાકળ નહીં, આંસુઓ બાઝશે.
સો–સો અપમાનો સહન કર્યાં પછી પણ
સુદર્શનચક્રની ગતિનો અણસાર
ક્યાંય આવે
તો માનજો
કે
સૂરજ-ચંદ્ર અને તારા આગિયાના અવશેષ સિવાય કાંઈ જ નથી.
એકાદ ખરી પડેલા કાંટામાંથી પણ
ક્યાંય ગુલાબ ખીલી ઊઠે
તો માનજો
કે રાધાની આંખ ક્યાંક દટાયેલી હશે.
ઘાસના અંકુર ફૂટતાંની સાથે
જો
દૂધની સરવણી ફૂટે
તો માનજો
કે
ખાંડણિયે બાંધેલા છોકરાની વેદના ગાયના આંચળમાંથી સરી પડી હશે.

□ વિનોદ ગાંધી

ગુલમ્હોર શો મ્હોર્યા કરું છું એટલે
જિંદગીભરનો ઉનાળો તેં દીધો



અજ્ઞેય, ઉમાશંકર જોશી, રઘુવીર ચૌધરી

## પ્રાણજીવન હરજીવન મોદી ▢ રમેશ પારેખ

પ્રાણજીવન હરજીવન મોદી હાજર છે?–હાજર છે, નામદાર
સપનામાં ચોર્યું 'તું તે આ ગાજર છે?–ગાજર છે, નામદાર

આરોપીને આ બાબત કૈં કહેવું છે?–કહેવું છે, નામદાર
રજા મળે તો ગાજર સૂંઘી લેવું છે, લેવું છે, નામદાર

હું તો ગાજરનો ચપટી પડછાયો છું, પડછાયો નામદાર
ગાજરકુંવરીએ છાંડેલો જાયો છું જાયો છું, નામદાર

ગાજર તો જીવતર મોદીનું કારણ છે, કારણ છે, નામદાર
પ્રાણજીવનની સો પેઢીનું તારણ છે, તારણ છે, નામદાર

પવિત્ર શું? કારણ છે કે આ કાયદો છે?–કાયદો છે નામદાર
પણ મન-ગાજરને મળવું એ વાયદો છે, વાયદો છે, નામદાર

વાયદો શું છે? એ તો વંધ્યાનું સ્તન છે.–હા, સ્તન છે, નામદાર
તોય ચોરટાચટાક ઉર્ફે રાંક લોહીનું ધન છે, નામદાર

આ ચોરીના સુમાર કાળી રાતના છે–રાતના છે, નામદાર
ગુન્હા ગાજરચટાં મળે એ જાતના છે–જાતના છે, નામદાર

ગાજરકોડ પ્રમાણે ગુન્હા સિરિયસ છે.–સિરિયસ છે, નામદાર
ગાજર મારા સાત જનમની ચીસ છે, ફાટી ચીસ છે, નામદાર

જન્મપત્રીમાં આશયશુત્ર કેવું છે?–કેતું છે, નામદાર?
જનમટીપની સજા (હકું છું, તેવું....) છે.–(તેવું છે?), નામદાર

દાદાનો હૉસ્પિટલ નિવાસ અને હું ☐ પ્રબોધ જોશી

(સમય : માર્ચ ૧૯૭૪નો)

રાતના ૧૨-૪૦. નર્સના આંટા ફેરા. રૂમનું વધતું-ઘટતું ટેમ્પરેચર. ઇન્જેક્શનની સિરિન્જમાં પરોવાતું જતું ધ્યાન. ટપોટપ એમ્બ્યુલન્સ વાનો આવવા લાગે ને આવતી કાલનાં છાપાંમાંનું 'ટેન્શન' દેખાવા લાગે. હાંફની વધ-ઘટ વચ્ચે સવાર પડે ને સામેની અગાસીએ કોઈ બાળકના રડમસ ચહેરા જેવો ઝાંખો સૂરજ ચઢવા લાગે. ઘેનનું ઇન્જેક્શન સહસા ઊતરી ગયું હોય એમ હૉસ્પિટલ સફાળી બેઠી થઈ જાય. દૂધવાળાઓ, ચાવાળાઓ, સ્વીપર્સ, સફેદ વસ્ત્રોની ફરફર—જોતો રહું ને નિઃસહાયતાની ચાદર રહેજ નજીક ખેંચું....

**અને એક દિવસ એટલે કે ૩ માર્ચ ૧૯૭૪**

પ્રવેશતાં વેંત બારી પાસે તાજો જ પ્રગટાવેલો દીવો મારું ધ્યાન ખેંચી રહે. મારી નજર સમક્ષ મેં સાંભળેલી બધી જ વિધિઓ તરવરવા લાગે. બધા-બધા જ પ્રયત્નો પર સફેદ ચાદરનું ઢંકાઈ જવું.

**વતનમાં એમની સ્મૃતિ**

ખડકીના ગોખલા આગળ એમના શબ્દો જોયા, એમણે કરેલો સાથિયો. તમાકુનું ભૂંગરાળું પડી રહેતું એ જગ્યા, જ્યાં તેઓ પાઠ કરવા બેસતા એ જૂના ઘરનો ઊંબરો, અને ફરી પાછું ખડકીના ગોખલામાં પડી રહેલું એમનું જૂનું પચિયું, દેશી તમાકુ ભરેલો લીલો શીશો, પાણિયારે દોરેલા ગણપતિ પાસે પડી રહેતા પાટલા પર બેસી જમતાં જમતાં ક્યારેક કહેલી અમદાવાદની નવા-જૂની બધું, બધું જ યાદ આવી ગયું. મેડા ઉપર બારી પાસે પડી રહેલા ખાટલે એમની આદતે માથે ધોતિયાનો ફકડો મૂકી આડો પડ્યો તો ખાસ્સી કલાકેક ઊંઘ આવી ગઈ.

હૉસ્પિટલના ત્રીજા માળના ખુલ્લા ગવાક્ષમાંથી જેની પ્રતીક્ષા કરું છું તે એમ્બ્યુલન્સ વાન થોડા સમયમાં આવી

લાગે છે. એક ધબકતો દેહ, ઋષિ ચહેરો—સ્ટ્રેચરમાં લવાતો અને થોડા દહાડા કેડે લઈ જવાતો—જોઉં છું અને મને જૂના ઘરને પેલ્લે બેસતા, તમાકુનું 'ભૂંગરાળું' ફંફોસવા માટે ખિસ્સામાં હાથ નાખતા, ઉતાવળમાં બંડીનાં બટન બંધ કરવાનું ભૂલી જતા અને ઊંધી ટોપી પહેરતા, ગુનગુન પાઠ કરતા શિવ મહિમ્નસ્તોત્રનો, બપોરે પીઠ ફેરવીને આડા પડતા, જોરજોરથી બૂમો પાડીને મને ઉઠાડતા મારા દાદા યાદ આવ્યા—એમનો ફોટો સાફ કરતાં. એમાં મારું પ્રતિબિંબ દેખાય છે અને એમની સાથે રહેલા મને મળવા હું એકાએક દોટ મૂકું છું તો ઠેસ વાગે છે અને ફસડાઈ પડું છું આ લિસ્સા કાગળ પર.

એક તીં– ☐ પ્રતાપસિંહ રાઠોડ 'સારસ્વત'

ગોફણમાં ચકલાં ઉડાડયાં તો જાણ્યાં
　　પણ કાળજાં ઉડાડયાં એક તીં!
કોરાંધાકોર જોયાં ચોમાસાં કૈંક
　　લૂના વગડા પલાળ્યા એક તીં!
ઓઠે બેસીને અલ્યા, દરિયો ડોળાય
　　બોલે ભર રે બજાર એવું કુણ?
ખેતરને ખૂણે તો સૌએ મલકાય
　　ઊભી વાટે ઝલકાય એવું કુણ?
ઘરના ચાળાની બધા ઉંદરી નચાવે
પાણી વનની કુવેલ એક તીં....ગોફણમાં૦
મહુડાં વિણાય વળી આંબા વેડાય
　　બોલ–બોરાં ઉતારે એવું કુણ?
વેલ્યમાં બેહારી તો પૃણિયાય લાવે
　　ઊભાં બેડાં ઉતારે એવું કુણ?
રૂંવાંમાં ગોફણ તો દૂંડાં થઈ ફૂટી
એવી માયા લગાડી એક તીં-ગોફણમાં૦

સંધ્યાની આભા લોપીને
ઊપસી આવતાં વાદળ
ક્ષિતિજનાં શિખર બનીને
છેક મારી સામે આવવામાં છે.
એક વાર દૂર પર્વતોની છાયા
મારી છાતી પર પડેલી,
પણ આ તો વાદળ છે.
અમારી વચ્ચેનું અંતર તેમ છતાં ભારેખમ બનતું જાય છે.
કશુંય અશકય નથી,
આમ કહીને કયારેક હું સાહસ કરતો,
હવે નિરાશ થાઉં છું.
જોકે મારી નિરાશા અંતઃસ્રોતા કહેવાય,
એ પવનની જેમ પ્રગટતી નથી,
મને ક્યાંક લઈ જતી નથી.
મિત્રો કહેશે કે હવે મુદ્દાની વાત કર,
આ ક્ષણ સાથેનો તારો સમ્બન્ધ કહે,
પણ સાચું કહું તો ભૂતકાળ મને વિકેન્દ્રિત કરી નાખે છે.
હું જોઈ શકું છું :
અત્યારે પાછળ માથું પટકતો પવન
કયારેક આરણ્યક સર્પોથી પિવાતો હતો.
હું એને પીઠ કરીને બેઠો છું,
એનું કશુંક કારણ હશે.
જોઉં છું વાયવ્ય ખૂણે ખોડંગાતી વીજળી
અને તેજ થતી જતી સડકની બત્તીઓ.
હજી આવજા ચાલુ છે.
થાય છે કે જનારાઓને જોઉં, બને તો ઓળખું,
કઈ ધીરજ એમની આશાને સંકોરી રહી છે,
કઈ હૂંફ એમની ગતિને ઉત્સુક બનાવી રહી છે,

કઈ શકયતા એમને શાન્ત રાખી રહી છે.
કઈ સત્તા એમને એમનામાં સમાવી રહી છે,
જાણું તો હુંય આ પહાડી વાદળોનો ભાર ઉવેખીને નિશ્ચિત બનું.
નિશ્ચિત બનવાનું મને શીખવવામાં આવેલું;
જો કે એ ઘણી જૂની વાત થશે
જુઓ, આ આકાશ ઘણું બદલાઈ ગયું છે.
શુક્ર કયાં ?
ધ્રુવ તો આમેય બહુ ઝાંખો દેખાય છે.
મંગળ પર ગયેલું વાયુયાન ત્યાં જ ઠરી ગયું હશે.
ચંદ્ર તો હવે બહુ નજીક લાગે છે, અંધારિયામાં પણ
આ વાહનો, એમની સામસામે ટકરાતી બત્તીઓ,
રસ્તાની પેલી બાજુનાં મકાનોનો કોલાહલ,
પાણીમાં પિવાતી મોગરાની સુગંધ,
રૂપેરી હોકામાં ગળાઈને વધેલું નિકોટીન
કે અમારા પડોશીની વેલીઓનો કંપ—
એમાંનું કશું મારામાં ઉમેરાયા વિના અંદર કયાંક અટકી પડે છે.

વાદળ ઓછાં થતાં જાય છે
ને હું ઘેરાઉં છું.
બની શકે તો હું એવો કે સાબરમતીની રેતમાંય ઊગું.
પવન ભલે ઉડાડીને ધૂણી ભેગો ભેળવી દે,
આમ પાછા જવાનું કંઈ વારંવાર બનતું નથી,
અને ટાવરોને જોઈને કંઈ ડગી જવાતું નથી.
આટઆટલાં મકાનો પછીય
વગડાના ટુકડા આમતેમ વેરાયેલા જોઉં છું.
મારી આમેય એક મોટું પડતર છે.
જોઈએ, વાદળ તો આવ્યાં,
હવે વરસાદ પડે પછી વાત.

### સંબંધ ☐ યોસેફ મેકવાન

શું છે આ સંબંધ ?
પ્યાર–પત્ની–શિશુ–સ્વજન
વચ્ચે
આ હૃદય શિવલિંગ જેવું
ખડું છે દેહમાં!
તેની પર આનંદના કરોળિયાની
બે તડકીલી આંખો તગતગે....
એ ફરે છે....
એમાં ફસાયેલી પળોને ચૂસતો
શું મેળવે છે?
શું છે આ સંબંધ?
ચોત્રીસ ચોત્રીસ વર્ષોના તડકામાં
સુકાતી આ કીકીઓ....
હળવે હળવે સિકત બને....
અને
ચોત્રીસ ચોત્રીસ વર્ષથી
પલળતો આ ચ્હેરો
હળવે હળવે કોરો બને!
શું છે આ સંબંધ?
રાતની નીરવતામાં
સુપ્ત પત્નીના ચ્હેરાને જોઈ પૂછું મને–
ને પત્નીનો ચ્હેરો પૂછે મને–
શું છે આ સંબંધ?
હું અવાક બનું અંધારા શો.
ને દૂર દૂર સરી જાય
મારી બે કીકીઓ....
અને આ મારો ચ્હેરો....
શું છે આ સંબંધ?

### ધ્વનિ ☐ જગદીશ ત્રિવેદી

મને મળી ગઈ છે એક નાનકડી બારી—
હવે મારે ખુલ્લી અગાશીને કરવી છે શું!
બારીના આડા–ઊભા લોખંડી સળિયા
વચ્ચે વચ્ચેથી મને નીરખવા દે છે આખું વિશ્વ—
સતત સંપર્કમાં રાખે છે મને ત્રિભુવનના
મારી આ એક નાનકડી બારી!
હવે હું ક્યારેય એકલો નથી—
હવે એકસાથે
ત્રણે ભુવનના ધ્વનિ મને સ્પષ્ટ સંભળાય છે..

એક કાવ્ય ☐ મણિલાલ પટેલ

પરિસ્થિતિની લક્ષ્મણરેખા ઓળંગવા
મેં ઉપાડેલો મારો પગ
સત્તાવીસ વર્ષોથી
અટકી ગયો છે એમ જ....
ક્યાં છે શબ્દોની પંચવટી ?
શબ્દ વિનાનો હું
સળગ્યા કરું છું-રૂ જેવું !
શબ્દ જ મારો રામ હશે ?
કે શબ્દ જ હશે માયાવી મૃગ ?
શ્લોકત્વ પામવા ઝંખતી
મારી વેદનાઓ
વંધ્ય થઈ જાય એ પહેલાં જ
હે નિષાદ ! વીંધી નાખ મને....
કેમ હું ફંગોળી શકતો નથી
મારી અશબ્દતાને ?
મારી એકલતાના ખારાદવ અબ્ધિ પર
બાંધી શકતો નથી હું શબ્દ-સેતુ !
મારી આંખમાં ખડક થઈ ગયેલું આંસુ
ઝરણાની જેમ હું વહાવી શકતો નથી હવે--
હે રામ ! તમે જ વીંધી નાખો મને....

બુરખો ☐ પ્રવીણ જોશી

આદમી
પોતપોતાની શૈલીએ
જિંદગી છુપાવવા એક બુરખો રાખતા હોય છે
—તેમ નાટક મારા જીવન પરનો બુરખો છે.

મારું જીવન
તમારાથી જુદું નથી
પણ મારો બુરખો
તમારા બુરખા કરતાં જુદો છે.

હવે જો ઉઝરડા પડે તો
મારો બુરખો એ ઝીલી લે છે

ગમા, અણગમા, સફળતા, નિષ્ફળતા
નિરાશા, આશા, અપેક્ષા
મંથન અને મૈથુન....
....બધું નાટકમાં ઓગળી ગયું છે

જીવનનો બોજ નાટકના ઝિંદાદિલ
બુરખાએ ઉપાડી લીધો છે
અને હવે તો
બુરખો ખુદ ભૂલી ગયો છે
કે પોતે બુરખો છે
કે સાચે જ મારો ચ્હેરો!

ગીત □ રવીન્દ્ર પારેખ

આંખોમાં દરિયો થઈ છલકાવું હોય
અને સહરાની જેમ પછી બળવું પડે
પીળાપચ પરબીડિયે ખાલીપો હોય
અને સરનામું તારું ત્યાં કરવું પડે
પછી મારાથી મારે પણ ડરવું પડે

ડાળી છોડીને પાન ઊડે ને એમ ઊડે
તુંય મારી વૃક્ષીલી ડાળથી
ઊડેલું પાન ફરી વળગે નંઇ વૃક્ષે
ને તોય તારી વાટ જોઉં ઢાળથી

આમ તો કદીય છૂટા પડીએ નંઇ તોય
તને 'કેમ છે?' કહીને રોજ મળવું પડે

અને સહરાની જેમ વળી બળવું પડે
પછી મારાથી મારે પણ ડરવું પડે

ખોબામાં હોઉં ભીના સૂરજની જેમ
અને પળમાં તું ફંગોળે આભમાં
મારા હોવાનું ફરી અવકાશે હોય
અને તારા હોવાનું 'શુભ લાભ'માં
તારો ઉજાસ તને પાછો મળેને
એથી બપ્પોરે મારે આથમવું પડે
અને સહરાની જેમ ફરી બળવું પડે
પછી મારાથી મારે પણ ડરવું પડે

જે માફ કરે તે પિતા છે. ☐ વિપિન પરીખ

હરીન્દ્ર,

તમારા દીપોત્સવી અંક ઉપરના શ્રીનાથજી ઉપર
ભૂલથી જ મારો પગ પડી ગયો.
પણ શ્રીનાથજીએ ચીસ પાડી નહીં
મેં તરત એમના પર હાથ ફેરવી
આંખ ઉપર લગાડયો.
છતાં સાચું કહું?
હું ઘણો અસ્વસ્થ થઈ ગયો.

જાતજાતનાં કેટકેટલાં બિહામણાં સ્વપ્નો આવી ગયાં!
આમ તો જાણું છું—
આવતી કાલે આ બધા શ્રીનાથજી પસ્તીમાં વેચાશે.
અને પસ્તીવાળો વાણિયો વજન જોખતાં ચાલીકીથી
શ્રીનાથજીનું પલ્લું આઘું પાછું કરી દેશે.
અને ત્યારે પણ શ્રીનાથજી કશું નહીં બોલે.
અને હા, મને યાદ આવ્યું
ગયા વર્ષે અમારા પડોશીએ
સંડાસની બારીના તૂટેલા કાચની જગ્યાએ
શ્રીનાથજીનું કેલેન્ડર બેસાડેલું
ત્યારે પણ
શ્રીનાથજીએ ક્યાં બૂમ પાડી હતી?

## મને એ જ સમજાતું નથી! □ કરસનદાસ માણેક

મને એ જ સમજાતું નથી કે આવું શાને થાય છે.
ફૂલડાં ડૂબી જતાં ને પથ્થરો તરી જાય છે.

ટળવળે તરસ્યાં તારાં જે વાદળી વેરણ બને.
તે જ રણમાં ધૂમ મુસળધાર વરસી જાય છે.

ઘર-હીણાં ઘૂમે હજારો ઠોકરાતાં ઠેર ઠેર
ને ગગન-ચુમ્બી મહાલો જનસૂનાં રહી જાય છે.

દેવડીએ દંડ પામે ચોર મૂઠી જારના:
લાખ ખાંડી લૂંટનારા મહેફિલે મંડાય છે.

કામધેનુને જડે ના એક સૂકું તણખલું
ને લીલાંછમ ખેતરો સૌ આખલા ચરી જાય છે.

છે ગરીબોના કુબામાં તેલ ટીપુંય દોહ્યલું
ને શ્રીમંતોની કબર પર ઘીના દીવા થાય છે.

## ગઝલ □ મુકુલ ચોકસી

પશ્ચિમી આકાશ કેવું મ્લાન હોય!
સૂર્યનું જાણે કે કબ્રસ્તાન હોય.

શબ્દના લોખંડી ખીલા ઠોકવા
સૌની પાસે બે ઉછીના કાન હોય.

વૃક્ષની માફક ઊગે છે માણસો
તે છતાં આખ્ખું નગર વેરાન હોય.

આ હૃદય આરંભે એવી વારતા
આંખમાં જેનું અનુસંધાન હોય.

હું મને માનું છું દરિયો એ કદાચ
મારી ભ્રમણાઓનું કારસ્તાન હોય.

પંખી પાણી પી ગયું ▢ શાન્તિ શાહ

નગરના ચોકમાં
મિનારાની ટોચ પર
જ્યારે પંખી આવીને બેઠું હતું ત્યારે
મારા દોસ્તો, એની આજુબાજુ ઘેરો ઘાલી
તમે કોલાહલ મચાવી મૂક્યો હતો.
અને હવે જ્યારે એ ઊડી ગયું છે ત્યારે,
તમે એકબીજાને કશુંક પૂછી રહ્યા છો.
તમારા પ્રશ્નોનું પાણી તો પંખી પી ગયું !
તમારે ભાગે તો પાણીની બૂમ મારતાં મારતાં
રણમાં આથડવાનુ જ રહ્યું છે.
રેતીના કણોને ગણી શકાય તો ગણો, મારા દોસ્તો !
એમાં ગુલાબનાં ફૂલો ક્યારે ઊગી શકશે.
તેની ત્રિરાશી મૂકો
ત્રિકોણના ત્રણે ખૂણાઓ ૯૦ અંશના બનાવવા જતાં
તમારા સ્નાયુઓ કરાટે માટે તૈયાર થઈ જશે
એવી ઇચ્છાઓને પંપાળ્યા કરો.
રેતીના એક કણને જોતાં જ
તમે રણ રણની બૂમ મારેલી
પરંતુ જે પંખી ઊડી ગયું છે તેને
પાંખો હતી ખરી ?
અફસોસની પાંખો વડે ઊડવાનો
તમે પ્રયત્ન કરો છો પણ
એને માટેનું આકાશ ક્યાંથી લાવશો,
મારા દોસ્તો !

## મેં અને એણે ☐ શશિકાન્ત જોષી

મેં મારી તાજી રચના વાંચવાની શરૂઆત કરી
અને
એણે એકાદશીની વાર્તા વાંચી સંભળાવવાનો
આગ્રહ કર્યો.
મેં તાજેતરમાં પ્રગટ થયેલ કાવ્યસંગ્રહ વસાવવાનો
વિચાર પ્રસ્તુત કર્યો
અને
એણે ખાંયણી-દસ્તો લાવી આપવાનો આગ્રહ કર્યો.
મેં પુસ્તકોનું પ્રદર્શન જોવાનો કાર્યક્રમ ઘડયો
અને
એણે સગાના મૃત્યુની સાદડીમાં જવાનો આગ્રહ કર્યો.
મેં લઘુ-સામયિકનું લવાજમ મોકલવાનુ નકકી કર્યું
અને
એણે માનતા ઊજવી નાખવાનો આગ્રહ કર્યો.
મેં આવતા જનમે કવયિત્રી જોડે લગ્ન કરવાનો
વિચાર જાહેર કર્યો
અને
એણે આવતા સાતેય જનમ 'હું જ કવિ-પતિ' મળું
એવી પ્રભુ પાસે પ્રાર્થના કરી.

## ગઝલ ☐ વીરેન મહેતા

શબ્દ બોલ જો
અર્થ થરથરે.
બરફ ફેંક માં
સૂર્ય ના ઠરે.
દ્વાર વૃક્ષ તું
હવા કરગરે.

નામ કાંકરી
આભ ફરફરે.
કોણ? કેમ? કયાં?
પ્રશ્ન કાં ધરે?
બંધ પાંપણે
કોણ તરવરે?

ખાબોચિયું ☐ મૂકેશ વૈદ્ય

૧.

એક ખાબોચિયામાં
મધ્યાહ્નને
માતેલી ભેંસની જેમ જડ થઈ પડી રહેલા
સૂર્યને
સાંજ સુધીમાં તો માછલાં ફોલી ફોલીને ખાઈ ગયાં.

૨.

બારીની જેમ જડાઈ ગયાં છે ખાબોચિયાં.
વૃક્ષો એમાં ડોકાઈ ડોકાઈ ને જુએ છે.
કદાચ
તેઓ ક્યાં પહોંચ્યાં એનો તાગ કાઢતાં હશે.
વચ્ચે અફાટ અવકાશ.

૩.

પીઠ પર દફ્તર ઝુલાવતા નિશાળિયાઓએ
મોટા દેખાતા એક ખાબોચિયે કાંકરા નાંખી
અનેકાનેક વલયો જન્માવ્યાં.
પછી તો આખુંય ખાબોચિયું કાંકરે કાંકરે પુરાઈ ગયું.
કાલે જ્યારે નિશાળિયાં છૂટીને પાછા ફરશે
ત્યારે
તેઓએ કાંકરાની શોધમાં દૂર રખડવું નહીં પડે.

૪.

મેં એક ખાબોચિયામાં
એક કાગળની હોડી મૂકી
અને—
એ તરી.

૫.

ખાબોચિયે જોવા મેં આંખ માંડી
ત્યારે આંખના ડોળા પર કશુંક ઘસાતું હોય એવું લાગ્યું હતુ
પણ મને મજા પડી.
ખાબોચિયા પર આંખ માંડીને જ હું આગળ વધ્યો.
અડધાં કપાયેલાં, ફરી એકમેકમાં ભળી જઈ જોડાતાં
ટોળાં, દુકાનોનાં પાટિયાં, છત, પડું પડું મકાનો
ને ઊંધી વળેલી બસનાં ઊંધાં પહોળાં મસમોટાં વ્હીલ
મારાં ઉપલાં પોપચે ફરવા લાગ્યાં.
નજીક પહોંચ્યો
તેમ તેમ દૃશ્યો ચકરાયાં, તૂટ્યાં ને બદલાયાં.
ખાબોચિયું
આંખ સરસું પાસે આવ્યું
ત્યારે તો કશું જ નહિ.
માત્ર ચૂનેધોળ્યું આકાશ;
મારી આંખોમાં
ઊંડે ઊંડે અસહ્ય પીડા થવા લાગી.
ટીનનાં પતરાં જેવું ચળકતું ખાબોચિયું
ખાસ્સું અડધું એવું
મારી આંખો ચીરીને ઊંડે ઊંડે પેસી ગયેલું.
સામે ક્ષિતિજ જેટલું દૂર
ને પાછળ
ફૂટેલી, લોહિયાળ ખોપરીને પેલે પાર .... ....

## આંસુના દરિયામાં

અઠ્ઠાવીસ વર્ષથી વહાણુ નાંગરીને બેઠો છું
તોય નક્કી કરી શક્યો નથી મારા પ્રવાસની દિશા
હવે તો આ વહાણનાં પાટિયાં પણ થવા લાગ્યાં છે બોદાં.
સવાર હોય કે સાંજ
ગામનાં પાદરની રેતમાં લખાયેલું મારું નામ
સસલાની જેમ દોડતું આવીને વળગી પડે છે મને
પણ હું એને બિલાડીની જેમ પંપાળી શકતો નથી.

મારા હાથની રેખાઓમાં લહેરાય છે બાવળનાં વૃક્ષનું વન
અને એની ડાળે ડાળે સુગરીઓએ બાંધ્યા છે માળા
મારે કોઈ તળાવ થઈને બંધાઈ જવું નથી.
મારે તો વહી નીકળવું છે ખળખળતું ઝરણું થઈને
ને ભળી જવું છે નદીના ઘોડાપૂરમાં
પણ હજીય ઘેરાયાં નથી વાદળ.

ધરતીની છાતીમાં પડી ગઈ છે તિરાડો
વગડો આંધીઓમાં ઘૂંટે છે શ્વાસ
શેરીઓ જંપી ગઈ છે ડૂસકાં લેતી લેતી
ને સીમાડો નીકળી પડ્યો છે ખભે કફન મૂકીને!
મારું મન પંખીની પાંખ થઈને ઊડયા કરે છે
ઊંચે ને ઊંચે અનંત આકાશમાં
અને
હું ગીધની જેમ
મરેલાં ઢોરોનાં શરીરને ફોલ્યા કરું છું—સતત
એક દિવસ પવને આવીને કહેલું :
દરિયાનાં મોજામાં આખું જગત ભીંજાઇ જશે
ત્યારથી રાહ જોઉં છું—
આંસુના દરિયામાં ક્યારે આવે છે ભરતી?

## હવે ? □ દક્ષા દેસાઈ

હવે પૂર્ણવિરામ પીગળતું જાય છે.
અલ્પવિરામને ટેકે ટેકે પૂર્ણવિરામ પામવાની મથામણ
વધુ વેગ પકડતી જાય છે.
હાથ વીંઝાઈ પછડાતા રહે છે સંબંધોની ગલીકૂંચીઓમાં–
ક્યાંય માથા ટેકણ દેખાતું નથી આ વિશ્વ પર....!
પહેલાં આવા ટેકણની કોઈ જરૂર લાગી નહીં
અમારા આનંદમાં રસ્તાઓ અમારી સાથે નાચતા.
હવે ?
હવે હૃદયની ચોપાટ પર એક જ ઘોડો બુઠ્ઠા પગે ઊભો છે.
હવે તે કોઈ રાજકુમારીને ઉપાડી લઈ આવે
તેવી સ્થિતિમાં નથી.
તૂટેલી ચાબુક અને ગાંગડુ ચણાના ઢગમાં
હજુ તે ફૂંફૂસે છે વેગનો થીજી ગયેલો વ્યાપાર....!
હજુ ખંડેરોના વેરાનમાં એક હાશ! નો શ્વાસ ભરી લેવો છે.
હજુ કાગળની નાવને તરતી મૂકવી છે
પૂર્ણવિરામના પીગળતા દ્રાવણમાં
બધા જ અજંપા વહેવડાવી દેવા છે.

□ આર. એસ. દૂધરેજિયા

હું રોજ તારા પ્રેમપત્રો
સળગાવવા માટે
બાકસ ખોલું છું
પણ
દરેક વખતે તેમાંથી
પતંગિયું નીકળે છે
અને હું
પત્રો સળગાવવાનું માંડી વાળું છું.

## બન્યા કરે □ હસિત બૂચ

એવું તો ભઈ, બન્યા કરે
કે
સરલ મારગે પહાડ અચાનક ઊભો થાય.
ફૂલ અકારણ કાંટો થાય;
ભઈ,
તેથી કંઈ
હતું ફૂલ, ન્હોતું કહેવાય?
મળિયો મારગ તજી જવાય?
એવુંયે અહીં બન્યા કરે
પ્હાડ પડયા રે', પગને ફૂટે પાંખો,
કાંટા પર પણ ઋજુ ફરકતી રમે આપણી આંખો;
ભલે
ન પળ એ રહ્યા કરાય!
ભલે
વિરલ એ;
વિતથ કેમ એને કહેવાય?
એવું તો અહીં બન્યા કરે,
કે—
એવુંયે ભઈ, બન્યા કરે.
કે—

## શાંતિ □ બારીન મહેતા

રાતે
મને
એટલી બધી શાંતિ મળી
કે
સવારે
હું
કબૂતર થઈ ગયો.

## INSOMNIA ☐ ગુણવંત શાહ

પથારીમાં પડ્યો પડ્યો
કોઈકનાં નસકોરાં સાંભળતો રહું છું.
ચોંઘાટનો છેલ્લો શો છૂટે
પછી ઊગેલા ચંદ્રના અજવાળામાં
ઘડિયાળના ટકોરાના
ટુકડેટુકડા થઈ જાય છે.
પડોશીને ત્યાં
જીવનનું રીહર્સલ કરતું બાળક
બારથી સાડાત્રણની વચ્ચે
ચાર વખત રડ્યું
એની મા
અડધીપડધી ઊંઘમાં જ હાથ ફેરવે
એટલે
આખો મહોલ્લો શાંત!
સવારની ગાડી પકડવા માટે
સામેના ઘરમાં લાઈટ થાય છે.
કિક મારીને જગાડવામાં આવે ત્યારે
સ્કૂટર
મારી અગાશી પરના પરિચિત આકાશમાં
અવાજનો એક લિસોટો મૂકતું જાય છે.
પછી........
થાય છે એક વાસી સૂર્યોદય.

## ખર્યાં પાનમાં મધુમાસ ☐ ભાનુપ્રસાદ પંડ્યા

પોપટના પેટ જેવું કમળનું પાન લઈ
શકુન્તલા ચીતરતી ગઈ કોઈ યાદ.
ત્યારથી આ તારી મારી જોવાની વચાળ
લીલા પાન જેવા ખત પરે આલેખાતી વાત.
પાનખર કરે ખખડાટ એના જવાબમાં
તને મને તરુ જેમ ફૂટ્યા કર્યાં પાન.
સીમાડાના ધૂળભર્યા માર્ગે ખોવાઈ તું
વીણ્યા કર્યાં પાછળ મેં પગલાંનાં પાન!
એક એક પાન વાંચ્યે ઊકલતો જાય, સખી!
આપણો એ અટવીની જેવો ઇતિહાસ.
શિશિરના વાયરે એ ઊડતી પીળાશ ન્હોય
જોનારાને જડે તહીં સુંવાળી લીલાશ.
ખરી પડ્યાં પાન સમાં ભેળાં કરી ખત સહુ
વચ્ચે બેસું—અકાળે ત્યાં ખીલે મધુમાસ!

"......faculty of attaining two widely separate realities without departing from the realm of our experience, of bringing them together and drawing a spark from their contact"
(— Breton)

અંધકારનું પડ ચીરીને કાપીને ભેદીને છેદીને ફાડીને ફોડીને આવે એક ક્ષણ.
ઉપર ઉપર ત્વચા અંદર અંદર વહ્યા કરે રક્ત ધબધબ ધબક ધબધબ ધબક.
વિમાનની ઘરૂરરૂરાટી સહન ન થાય ધબધબ ધબક તો કેવું વ્હાલું વ્હાલું લાગે ?
હિમાલય જેવું ઉન્નત લાગે ને સમુદ્ર જેવું જન્નત લાગે ને સાત સાત
સ્વર્ગ શોધીને દેશદેશાવર જઈને રાજકુમાર આવે સાથે સાથે જળપરી શી કોઈ
દુલારી કન્યા વરી લાવે. ઉપર ઉપર ત્વચા ને....
અંદર અંદર વહ્યા કરે તે કોણ ? કોને પ્રશ્ન થાય ? કોને ? આ ધબધબ
ધબકે તે કોણ ? રક્ત ? કેવળ રક્ત ? ટેસ્ટ ટ્યૂબમાં પણ રક્ત
ધબક ધબક થાય ? ન થાય ? કેમ નહિં ? રક્ત હોય તો ધબકે તો
ખરું જ ને ? ને વહે પણ ખરું જ ને ? ને વહીનેય પાછું ત્યાં
નું....ત્યાં....ત્યાંનુ....ત્યાં.... ત્યાંનું ત્યાં જ ?

ટકટક ટકટક ટકટક ઘડિયાળના કાંટાની ગોળગોળ ગતિ. ખળખળ
ખળખળ ખડક. વાદળનું ચક્કર ખળખળ ખડાક. સૂસવાય ફૂંકાય
ધસમસાય અથડાય પછડાય ચક્રાકાર વક્રાકાર

ચક્રવાત ચક્રગતિ લુહારની ધમણ ને કુંભારના ચાક ને ઘોડાની ગાડી
ને ગાડાનાં પૈડાં બળદગાડી આગગાડી ચાલણગાડી બાબાગાડી ગાડી આડી ગાડી
રક્ત ફરે નાડી આડી નાડી

નાડ લાડ વાડ? રક્ત? ફરે? એ એની ગતિ? કે ઊલગતિ?
પછી થશે નીલગતિ? તો પછી પેલી ત્વચાનું શું? ને વિમાનની
ઘરરરરાટીનું શું? ને જળપરી શી હુલારી કન્યાનું શું? ને ધબધબ
ધબકનું શું?

અંધકારનું પડ ચીરીને કાપીને ભેદીને છેદીને ફાડીને ફોડીને આવે એક ક્ષણ
—એનું શું?
અંધકારનું પડ ચીરીને કાપીને ભેદીને છેદીને ફાડીને ફોડીને ગરક થાય એક ક્ષણ
—એનું શું?

કોણ પૂછે છે આ પ્રશ્ન? કોણ? કોને? કોણ? કોને પૂછે છે આ પ્રશ્ન?

## વર્તુળને ખૂણાઓ હોય ☐ સૌરભ શાહ

સંબંધોને ખિલોરી કાચમાંથી જોવાની આદત હજી છૂટતી નથી,
વર્તુળને ખૂણાઓ હોયવાળી ભૂમિતિની સાબિતી કયારેય તૂટતી નથી.
મારા વગર તું ભલે
ફૂપરમાં ડોગ-શો જોવા જઈ શકતી હોય,
ઈરોસના ઈન્ટરવલમાં કોન આઈસક્રીમ ખાઈ શકતી હોય,
સેટર્ડેએ સાંજે અમરસન્સમાં શોપિંગ કરવા જઈ શકતી હોય.
અને તારા વગર હુંય ભલે
મહર્ષિ કર્વે રોડ ઓળંગી શકતો હોઉં,
ઇરાનીમાં જ્યુક બોકસ સાંભળી શકતો હોઉં,
લોટરીના રીઝલ્ટ ખરીદીને લોટરી સહિત ફાડી શકતો હોઉં.
પણ તું જો હોત તો
રસ્તો ઓળંગવાને બદલે સબ-વેમાંથી જવાનું મન થાત,
જ્યુક બૉક્સમાંથી સિક્કા નાખ્યા વગર કોઈક સૂર સંભળાયા કરત,
લોટરી... ??!!!!
બસમાં તારી ટિકિટ કઢાવું અને તું 'થૅંક્યુ' કહે,
થોડી મોડી આવે અને તું 'સોરી' કહે,
વાતવાતમાં 'પ્લીઝ' ને વાતવાતમાં 'વેલકમ'.
પણ મને કયારેય આ બધા શબ્દોનું વાક્ય બનાવીને
એનો અર્થ કાઢતાં આવડયું નહીં.
લોકો તો માનતા કે આપણા સંબંધો તો બારમાસી છે—
પણ એ ભોળાઓને કયાં ખબર
કે
શિયાળામાં હું તને હથેળીની ઉષ્માની વાત કરતો હોઉં
ત્યારે તું એને તારી ઠંડી વાતોથી થીજવી દેતી હતી.
ઉનાળામાં આપણા સંબંધો ગુલમહોર બનીને મ્હોર્યા હોય
અને તારા મૌનને બારણે ઊભા ઊભા
એય થાકીને ખરી જતા હતા.

ચોમાસામાં હું ચાતકની વાત કરતો હોઉં તને
અને તું કહેતી,
"મને તો પાણીમાં તરતી માછલીઓની વાત ગમે."
અને છેવટે લાગણીઓનું નીચોવાવું,
આંખોમાંથી પાણીનું આવવું,
અને એ પાણીનું એક સંબંધ બનીને
ભૂતકાળની ખુલ્લી ગટરમાં વહી જવું.
લોકોને ક્યાં ખબર આ બધી બારમાસી વાત.
અને એક દિવસ આ બારમાસી સંબંધોનાં બાર પાનાં
કૅલેન્ડરમાં એક જ પાનું બનીને લટકાઈ જાય છે કોઈ ખીંટીએ
તારે મન ભલે એ હોય ત્રણસો પાંસઠમાંનો કોઈ પણ એક દિવસ
પણ મારે મન તો એ જાન્યુઆરીનો બત્રીસમો જ દિવસ,
જે દિવસનો હિસાબ હું કોઈનેય આપવા બંધાયેલો નથી.

ગઝલ ☐ દેવદાસ શાહ 'અમીર'

એ અલ્પ માંગ હો કે અતિ હોય તોય શું?
એ ભીખ છે છૂપી કે છતી હોય તોય શું?
ફરવાનું ગોળ ભાગ્યમાં જેના લખ્યું હશે
તકદીરની ગાડી ને ગતિ હોય તોય શું?
દુર્યોધનો જો જાંઘને ખુલ્લી કરી શકે
તો દ્રૌપદીને પાંચ પતિ હોય તોય શું?
ઉદ્ધાર કરવા રામને વનમાં જવું પડે
અહલ્યા સમી જો કોઈ સતી હોય તોય શું?
તમને તો છે ખબર કોઈ ક્યારે થશે ચલિત
હે વિશ્વામિત્ર! કોઈ જતિ હોય તોય શું
ઓ કામદેવ! આ આંખ તું ખોલી નહીં શકે
શંકરની સામે લાખ રતિ હોય તોય શું?
જે સંકુચિત ધોરણ છે તે રહેશે અહીં 'અમીર'!
તારી ભલે વિશાળ મતિ હોય તોય શું?

## કળતર □ મનસુખલાલ ઝવેરી

સમિતિમાં ચૂંટાવા માટે
મેં દોડાદોડ કરીને
આકાશપાતાળ એક કર્યાં હતાં;
ને દાદર પરથી લપસી પડતાં
હાથનું હાડકું બટક્યું
તેનેય મેં ગણકાર્યું નહોતું
ને ચૂંટાયો ત્યારે
મારા પોતાના વિજયના નહિ
તેટલા મારા પ્રતિસ્પર્ધિઓને મેં આપેલા
પરાજયના ગર્વથી ફુલાઈ ને
હું જમીનથી વહેંત વહેંત અદ્ધર ચાલ્યો હતો–
આજે કશું જ નથી રહ્યું એમાંનું,
પાછલી રાતના ઠંડા પહોરે
ફરી ફરીને થયા જ કરતી
કોણીના હાડકાની કળતર સિવાય

## નગ્ન સત્ય □ શ્રીકાન્ત માહુલીકર

તેઓ બધાં જ
સંપૂર્ણ રીતે નગ્ન હોવા છતાં
એકબીજાનાં વસ્ત્રોની
ભારોભાર પ્રશંસા કરે છે;
આ નગ્નસત્ય
જાહેર ના થઈ જાય તે માટે
તેઓ કરે છે
નિર્ઘૃણ ભ્રૂણહત્યા,
અને પછી રમે છે
પરાપૂર્વથી ચાલી આવતી
એક પાશવી લોકપ્રિય રમત:
નગરુ નગર!

☐ યોગેશ જોષી

હરિયોય અત્યારે
ટેબલ પર પડેલા સપાટ કાચની જેમ જ
પડયો હશે ચત્તોપાટ
અને વાગોળતો હશે—
કો'ક સદીમાં ઊછળતાં મોજાનાં સ્મરણો.
પાતાળનાં સૂકાઈ ગયેલા જળમાં
સડતાં હશે ચંદ્રનાં શ્વેત હાડકાં.
હિમાલયની કો'ક ખીણમાં પડીને
કણસ્યા કરતી હશે બધી યે ઋતુઓ.
બળી ગયેલા કાગળ જેવી ધરતીને હવે
વરસાદના એકકે ટીપાની અપેક્ષા નથી.
મારી ઉદાસીય જો મારી પાસે હોત
તો કપાળમાં ખીલો ઠોકી શકાત.
આકાશમાં
એકાદ સમડીય જો ચકરાવા લેતી હોત
તોય ભર્યું ભર્યું લાગત આખ્ખું આકાશ.
જીવાતું હોય એવું લાગે એ આશાએ મેં
આંખની કીકીમાં ટાંકણી ભોંકેલી
તો એય જાણે
દીવાલ પર ઠોકેલી ખીલી!

☐ સદાશિવ વ્યાસ

તમે જેને
કાફલો કહો છો
એ તો ખરેખર–
ભૂલા પડેલા
માણસોનું ટોળું છે.

પગ વિશે હાથનો અભિપ્રાય □ પ્રવીણા જોષી

મારા ઘરમાં હું પગ લંબાવું છું
ત્યારે ચાદરમાંથી બહાર નીકળેલા પગ
ભીંતને અડકે છે,
કદાચ તેથીસ્તો
કવિતા લખવા માટે મને
કાગળ
ટૂંકો નહીં પડતો હોય ને?
પગ હતા
એટલે
મેં પગલાં ભર્યાં
પણ હવે
પગલાંમાંથી પગ કપાઈ ગયા છે
એટલે
કાગળ પર ચાલવા મેં
શબ્દોની ઘોડી બનાવી છે!
મૂર્ધન્ય સાહિત્યકારોને તમે ઘણા બધા વાંચ્યા હશે,
પણ હવે પ્રશ્ન એ છે કે
તમે કોઈવાર પગને વાંચ્યા છે?

મુક્તક □ ચંપકલાલ વ્યાસ

પિતાની ઝૂંપડી મધ્યે
પાંચ પુત્રો વસી શકે,
પુત્રોના પાંચ મ્હેલોમાં
પિતા એક સમાય કે?

ગઝલ ☐ મનોજ ખંડેરિયા

ક્ષણોને તોડવા બેસું તો વરસોનાં વરસ લાગે,
ખુકાની છોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

કહો તો આ બધાં પ્રતિબિંબ હું હમણાં જ ભૂંસી દઉં,
અરીસો તોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

કમળતંતુ સમા આ મૌનને તું તોડ મા નાહક,
ફરીથી જોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

આ સપનું તો બરફનો સ્તંભ છે, હમણાં જ ઓગળશે,
હું એને ખોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

મને સદ્‌ભાગ્ય કે શબ્દો મળ્યા તારે નગર જાવા,
ચરણ લઈ દોડવા બેસું તો વરસોનાં વરસ લાગે.

દિયો ☐ પિનાકિન ઠાકોર

હે ભુવન ભુવનના સ્વામી!
આ ઝરે આંસુની ધાર દીન પોકાર
લહો હે અંતર્યામી! હે ભુવન૦
આથમણી આ સાંજ ભૂખરી ઝાંખી ધૂસર,
રે અંધ આંખ, સૌ અંગ ધ્રૂજતાં ભાંગ્યાં જર્જર;
અને પગલે પ્રતિપલ થાક લથડતાં ડગમગ થરથર.
એને લિયો ઉઘાડી દ્વાર, પરમ આધાર
શરણ રે' ચરણે પામી. હે ભુવન૦
અંતરને સ્મરણો સૂતાં ત્યાં અગણિત પલપલ,
તે જાગી દેતાં દાહ દુઃખ દાવાનલ પ્રજ્વલ,
એને અંક ધરો દો શાતા સુખ હે શીતલ વત્સલ.
અને દિયો અભયનાં દાન, સુધાનાં પાન,
અમલ! હે પાવન નામી! હે ભુવન૦

## દૌલતાબાદ □ ચંદ્રકાંત બક્ષી

એક સાંજે
મારા પછીની રાત દેખાતી હતી
ડૉકટરના બંને ચહેરા પર એક જ ભય હતો
કદાચ સ્ટેથોસ્કોપ શાંત થઈ જાય
જીવનનું પાણી ગિરફ્તાર થઈ રહ્યું હતું
મૌતના બંધાતા બર્ફની પકડમાં
બે-સરોસમાન
સાંજની અંધારી મુસાફરી
દૌલતાબાદ, દૌલતાબાદ!
પણ
મૌત ચાલ્યું ગયું દિલ્લગી કરીને
ફરીથી પાણી તૂટયું
ગળામાંથી સોજો ઊતર્યો હતો
હવે બગાસું ખાઈ શકાતું હતું.
આંખોમાં તરતો તડકો
વધેલી દાઢી, લુખ્ખા વાળ
સફેદીની ફૂટેલી નવી ટશરો
શરીરની અંદરથી આવતો હાડપિંજરનો ખડખડાટ-
ઝિન્દગી! ઝિન્દગી!
લહેરદાર ખડખડાટ
બુલન્દ ખડખડાટ
માણસની જાનનો ખડખડાટ
ફરીથી સાંજો, ફરીથી રાતો, રાતની વાતો
ફરીથી ગુસ્સો, રોટી-રોટી, સ્ત્રીની પ્યાસ
ક્રિકેટ-સ્કોર, સીક-લીવ, ઈદ-મુબારક, જનતા-પાર્ટી
સલાદમાં નિમક ઓછું પડવાનો ઝઘડો—
ફરીથી કંટાળો
ઈન્શાઅલ્લાહ, ઈન્શાઅલ્લાહ!

પહેલો મુલાયમ તડકો પૃથ્વીને ફ્રૉકસમાં ગોઠવી રહ્યો છે
હરિયો ચાલ્યો ગયો છે ક્ષિતિજની દિશામાં, સુંવાળા પથ્થરો મૂકીને
આંબલીનાં ખરેલાં પત્તાંની બિછાત પર દૂધવાળાની સાઈકલનાં નિશાન છે.
ગીચ વૃક્ષો એકબીજાને પડછાયામાં ડગાવતાં આલિંગન કરી રહ્યાં છે
પતંગિયું આંબાની ઘટામાં ઊડાઊડ કરી રહ્યું છે, અથડાયા વિના
અબીલ–ગુલાલનાં ફૂલો ગુલાબની જેમજ ખીલ્યાં છે,
ગુલાબની અશ્લીલતા વિના
દરોમાંથી નીકળેલાં લાલ મખમલી જંતુ પાંદડાં કોતરી રહ્યાં છે,
પક્ષીની ચાંચના ડર વિના
ચશ્માંના કાચ સાફ કરી લે, યાર!
હજી દૌલતાબાદ દૂર છે!

અરજ □ પૂજાલાલ

[પૃથ્વી]

તને મુજ નિમંત્રણો પ્રણયપૂર્ણ છે નિત્યનાં,
રહ્યો છું તુજ વાટ જોઈ, વિભુ! હું ઘણાં વર્ષથી;
સમુત્સુક રહે સદા હૃદય: માંડ આદિત્યનાં
પ્રભાત–પગલાં, વધાવી લઉં હું લળી હર્ષથી.
સુમંડિત કરંત આંગણુ મહોત્સવી મંગલે,
પ્રવેશ, પ્રિય! પ્રાર્થતા મનુજમંદિરે, સ્નેહનું
સુખાસન સુહાવ, આંખ ઊભરાઈ જાતા જલે
પખાળું પદ. અર્પું અર્ઘ્ય મુજ આત્મસર્વસ્વનું.
ન હોય મુજ ભાગ્ય આવું યદિ, તોય વંદી તને
કરું અરજ, હે પરાત્પર પ્રભુ! સ્વયં તું ભલે
પરિશ્રમ ન લે; પરંતુ તવ દિવ્ય કો દૂતને
અહીં સદય મોકલી મિલન મુક્તિદાયી પલે
મને અમૃતધામમાં તવ વિલંબ કીધા વિના
સમીપ લઈ લે, ટળે અટળ કાળની વેદના.

ભણકારા

(મંદાક્રાંતા)

આવે ઊંચાં નરકુંજસમ જેમાં દ્રુમો નીંદ સેવે,
વચ્ચે વ્યાપે મૃદુ મલકતાં શાંત રેવાકુળોને;
ઊંઝાળીમાં રત્નદીપક શાં રાજતાં કુંજ વારિ,
તેમાં મેળે નગસમ પડે ઊંઘે નાવ મારી.

નાદે જાગે નિજ ~~[illegible]~~ [ઝરી જુવે કાંતિ] તો દૃષ્ટિ ઘેલી
ચોંકી ઊઠે, કુસુમવસને તોય જ્યોત્સ્ના ન્હવાતી;
ને ખોળેમાં કુદરતમહિં પીધાય સૌન્દર્યઘેલો
ઝોલે ખાટે અતિ મૃદુ પદે, વાય આ વાયુ તેવો.

આ સ્વપ્નો હ્યું જવણ અર્ધાં અનાલંબ છંદ,
કે આંઘું છું જરિ મધુ નવે ખીલતા તાર મંદ,
તેમાં આ શી રજનિ ઊરથી, નર્મદાકૂલમાંથી,
ક્યાંથી આવી રજતરવ કે વાદળીકુંજમાંથી,
— ઝુલે વાગે ઝિમલ રિમઝોની સેર તેમ છાની —
છાની ભીની હૃદય લહરી ભીતરે છે, સખી!

૧૮૯૦ જ્હો.

બળવંતરાય ઠાકોર

# પરિમલ

શતદલ પદ્મમાં પોઢેલો,
હો! પરિમલ ઢોળવો હોય જો ઢોળો.

શોધ્યાં સરોવર, શોધી ફૂલવાડીઓ,
શોધ્યાં રસકુંજ રચી રમેલો.
શોધ્યા આયુષ્યના ક્યારો અમરાઈઓ.
ઢોળ્યો ન દુનિયાફેરેમો:
હો! પરિમલ ઢોળવો હોય જો ઢોળો.

ફૂલડે ફૂલડે વસન્ત શો વસેલો,
પાંખડી પાંખડી પૂરેલો;
ભ્રમરે ભ્રમરે કોઈક સંગીતસોહામણો,
પંખીડે પંખીડે પઢેલો:
હો! પરિમલ ઢોળવો હોય જો ઢોળો.

અડધેરો પાંદડાઓ વીણતાંમાં વેર્યો ને
આસવ ઢોળિયા અમોલો;
હૈયાના કૂપ સમો ઊંડો બતાવો કોઈ
જીવનપરબના ઝાલુઓમો:
હો! પરિમલ ઢોળવો હોય જો ઢોળો.

માર્ચ ૧૧-૨૭ [illegible signature]

# ઝરણાં

ઊનાં રે પાણીનાં અદ્ભુત માછલાં-
એમાં આસમાની ભેજ,
એમાં આતમાનાં તેજ:
સાચાં તો યે કાચાં જાણે કાચનાં ને કાચલાં:
ઊનાં રે પાણીનાં અદ્ભુત માછલાં.

સાતે રે સમદર એના પેટમાં-
છાની વડવાનલની આગ,
એને પોતે છીછરાં તળાવ:
સપનાં આળોટે એમાં છોરું થઈને ચાગલાં:
ઊનાં રે પાણીનાં અદ્ભુત માછલાં.

જલના દરિયા ને જલમાં ઝળહળે,
કોઈ દિન રંગ ને વિલાસ,
કોઈ દિન પ્રભુ તારી પ્યાસ:
વેર ને ઝેરના એમાં આગલાં ને પાછલાં:
ઊનાં રે પાણીનાં અદ્ભુત માછલાં.

— વેણીભાઈ પુરોહિત

સાંપ્રતની તિરાડમાં થઈને
ઝમી આવે છે આખોયે અતીત
ને
પલકારામાં તો
સમયની ભેખડને તોડીને
ફેલાઈ જાય છે આખોયે પ્રવાહ.

શ્વાસના અશ્વો
ઊભા રહી ગયા છે
ભેખડોની ધાંસ પર,
હવે ઠેકવું નથી, ચરવું નથી,
છટાથી ગ્રીવાને તાણીને
માત્ર ઊભા રહેવું છે
ઉન્નત ક્ષિતિજરેખાનું અદ્ભુત સંયોજન બની
સ્મરણોના આગલા દાંત
તૂટી ગયા છે,
હવે અશ્વોના અશક્ત પગની વચ્ચે
વિશ્વાસથી સુંવાળું સર્પો રહ્યાં છે.

ઘાસનાં રૂંછાવાળી પવનની પીંછી
વાંસની ખરીઓમાં
ચીતરવા મથે છે ગલીપચી
પણ

શ્વાસના અશ્વો તો
ભેખડોની ધાંસ પર
છટાથી ગ્રીવાને તાણીને
ઊભા રહી ગયા છે
ઉન્નત ક્ષિતિજરેખાનું અદ્ભુત સંયોજન બની.

## જટાયુનું ગીત □ દાન વાઘેલા

રૂમઝૂમતા ઝાંઝરનો કંઠ કોણે કાપ્યો
—ને કાપી આ પાંખ ક્યાં જટાયુ ?
એવા સવાલ રામ પૂછો મા આજ !
કહો હરણું કયા તીરથી હણાયું ?
કહો સોનેરી મૃગ હાથ આવ્યું ?
છમ્મલીલાં જંગલની મંજરીઓ મૂકીને
ટહુક્યા'તા મોરલાઓ છેટા !
સોગંદની એક–એક આંટી ઉખેળી
કોણ ઓળંગ્યું લખમણની રેખ: ?
આથમણા દેશ ભણી આંગળી ચીંધીને
કો'ક થૈ ગયું છે આપણું–પરાયું !
કહો હરણું કયા તીરથી હણાયું ?
ખારા ઉસ સમદરના પાણીથી કોળી છે
રે તી માં વા વે લી લંકા !
પાંખો મારી નહીં, આપની કપાણી–ની
આવે છે પીળી – પીળી શંકા !
આખ્ખો અષાઢ કો'ક ચોરી ગ્યા બથ ભરી
સોં પી ગ્યા વૈશાખી વાયુ !
કહો હરણું કયા તીરથી હણાયું ?

## એક કાવ્ય □ રમેશ પટેલ

એક નગરમાં
ઊભેલું ટાવર
ચારેકોર નજર કરે
ને—
સમયની અફવા
ફેલાવ્યા કરે.

એક માત્ર ઇચ્છા ☐ મફત ઓઝા

હું
જરાસંધની જેમ
બે નગરની વચ્ચે વહેંચાયેલો છું.
એક
ઝાકળમાં ઝબોળાતા સૂરજને
સ્પર્શે છે
એક
ચીમનીના ધોગામાં . ડૂબતા
ચન્દ્રને સૂંઘે છે.
એક થવા
હું રાતદિવસ કણસ્યા કરું છું
મારો શાપ શિવલિંગની જેમ
પાંગરે છે.

સતત લંબાતા જતા પાટા
એક થાય તો મારે ઊભા થવું છે.
ને, દોટ મૂકવી છે
વંટોળિયાની જેમ.
પણ
જડેલા ખીલા ક્દીયે પાસપાસે
આવવા દેતા નથી.
હે મારા વંશજો,
હું મરી જાઉં ત્યારે
મારી વચ્ચેથી એક નદી
વહેતી કરજો.
જેનું નામ સાબરમતી હોય.

ગઝલ ☐ જયન્ત વસોયા

હું શબ્દનો શણગાર છું–તું કોણ છે
હું અર્થનો અણસાર છું–તું કોણ છે

ઘટના બની તમસા નદીના તીર પર
હું શ્લોકનો અવતાર છું–તું કોણ છે

આ દર્પણોને હું કહું તો શું કહું
હું બિંબ છું પડકાર છું–તું કોણ છે

તું થઈ શકે તો આ અવાજે મ્યાન કર
હું મૌનની તલવાર છું–તું કોણ છે

હોવા પછીનો અર્થ તો જે હોય તે
હું શ્વાસનો હકદાર છું–તું કોણ છે?

□ રાજેન્દ્ર શુક્લ

મનને સમજાવો નહીં કે મન સમજતું હોય છે,
આ સમજ, આ અણુસમજ, એ ખુદ સરજતું હોય છે.
છે ને કલકોલાહલે આ સાવ મૂંગું મૂઢ સમ,
એકલું પડતાં જ તો કેવું ગરજતું હોય છે!
એક પલકારે જ જો વીંધાય, તો વીંધી શકો;
બીજી ક્ષણ તો એ જ સામા સાજ સજતું હોય છે.
એ જ વરસે વાદળી સમ ઝૂઝતું આકાશથી,
એ જ તો મોતી સમું પાછું નિપજતું હોય છે.
ઓગળે તો મૌનથી એ ઓગળે ઝળહળ થતું
શબ્દનું અની કને કૈં ક્યાં ઊપજતું હોય છે!

'એકલતા....!' □ માલા કાપડિયા

મને મારો જ ડર લાગે
એટલી બધી શૂન્યતા
શા માટે
ફેલાઈ હશે અવકાશમાં?
ઉદાસ શિર
ઢાળી શકાય કોઈના
ખભા ઉપર
એવો એક
સંબંધ પણ નથી?
અને
આથી જ
એકલવાયી સાંજે
અરીસામાં
મારા જ ખભા પર માથું ઢાળી
હું
રડી લઉં છું.

## કવિતા ☐ મહેશ વિશ્વનાથ

આ લખાય છે
તે શબ્દો નથી;
ને લખાયા પછી
ઊપસે છે
તે આકાર
કવિતા નથી.
આ તો
દરિયાને
પાછલી રાતે આવેલું
સપનું છે;
ને
આમ પંક્તિબદ્ધ પથરાય છે
તે છે
દરિયાનો ઘૂઘવાટ.

## મારો પ્રેમ ☐ મંગળ રાઠોડ

અહીં
મારો સૂર્ય
ડૂબતો હશે
અને ત્યાં—
તારી મેડી પર
ઊગતો હશે
મધુરજનીનો ચંદ્ર!
અને એમ
તારી વાસનામાં
મારો પ્રેમ
થોડો બળી જશે
અને અહીં
મારા પ્રેમમાં
રહીસહી થોડી
વાસના પણ બળી જશે....!

## એક દિવસ ☐ નિરંજન યાજ્ઞિક

એક દિવસ—
માણસનો મ નહીં હોય,
ઝાડનો ઝ નહીં હોય,
પંખીનો પ નહીં હોય,
નહીં હોય યન્ત્રોનો ય
કે નહીં હોય ટેન્કોનો ટ
પણ ત્યારેય—
કવિતાનો ક હશે!

## ☐ મધુકાન્ત મકવાણા 'ગુલાબ'

તમે મને પૂછયું કે,
કવિ એટલે શું....?
હું જવાબ આપવા
હોઠ ખોલું તે પહેલાં
બાગમાં એક કોયલ
ટહુકો કરી ઊડી ગઈ....

## વિકાસ ! ☐ 'ધૂની' માંડલિયા

એક પથ્થર ચાલીને આવે છે
અને ઘૂંટણિયે પડીને કહે છે:
"હું ઈશ્વર છું"
નીંદરના કોઈ તૂટેલા ખૂણામાં
નહીં જન્મેલું બાળક થરથરતું નજીક આવે છે
અને કહે છે: "હું અવાચક છું."
પ....ણ નિશાળની સફેદ દીવાલો ઉપરના
કાળા પાટિયા પાસે
એકડે એકથી આંટા મારે છે જિજીવિષાના જરખ.
એ એકની એક વાત બોલ્યા કરે છે.
એની એ જ વાત:
"હું લોહીનો દરિયો છું,
હું લોહીનો દરિયો છું.
હું લોહીનો દરિયો છું,
હું લોહીનો દરિયો છુ."
વર્ગની છેલ્લી બેંચ ઉપર બેઠેલું
છ વર્ષનું નિર્દોષ લોહી પછી ધીમે ધીમે
પાતળુ થતુ જાય છે કારણ કે, તેને પંજો,
પંજામાંની આંગળીઓ અને આંગળીઓ ઉપરના
નખનું મહત્ત્વ સમજાતું જાય છે.
અને પછી તો
૧૮ વર્ષનો એક નખ માથું ઊંચકીને કહે છે:
"મને ચામડી આપો"

## એક કાવ્ય ☐ બેન્યાઝ ધ્રોલવી

સૂર્યની લાશ લઈને
નીકળ્યા છે,
અંધકારના ડાઘુઓ....

આવશે ☐ ગઝલ ☐ ભગવતીકુમાર શર્મા

ભૂખરાં શિખરો વીંધી સ્વપ્નોનું ધુમ્મસ આવશે;
ચાંચમાં વાદળનો ટુકડો લઈ ને સારસ આવશે.

મંચ પર નાટક જુઓ છો તો નવે રસ આવશે;
ગ્લિસરિનનાં અશ્રુઓની બાદ ફારસ આવશે.

બારણાં ભીડી ભલે બેસી ગઈ ચારે દિશા;
ક્યાંકથી, કોઈ દિવસ ગોદો તો ચોક્કસ આવશે.

લ્યો, ગયું ચોમાસુ ને આકાશ કેવું સ્વચ્છ છે!
શહેરને પાદર હવે ઇચ્છાનું સરકસ આવશે.

સ્હેજ હસવા દો નહીંતર ડૂસકું છૂટી જશે;
શક્ય છે: હસવા જતાં થોડીક ઉધરસ આવશે.

☐ રમેશ ત્રિવેદી

એક વાસંતી સવારે.
ફૂલદાવરવાઝમાંનાં
બે ફૂલો બોલી ઊઠયાં:
—કહો જોઈએ, અમારા બેમાંથી
ફૂલ કયું કાગળનું?
મારી કીકીઓ થાકી ગઈ
છતાં....હું તો....
ને પછી તો
ફૂલો હસી પડયાં સામસામે:
—આ માણસ કેવો કાગળનો!

દિવાળીની રજાઓ માણવા હું દેશ ગઈ હતી.
મારાં માને, મારા બાપુને, મારાં કુટુંબીઓને,
સ્વજનોને, પરમ મિત્રોને — સૌને મળી. અરે,
મારા બાળપણના ઘરને અને હજીય ફૂલડાં
વેરતાં મારાં વૃક્ષોને મળી. અવર્ણનીય મઝા
આવી ગઈ! હૈયું તરબતર થઈ ગયું.

અને આ બધાંમાં મારી પરદેશી નોકરી
સાવ ભુલાઈ ગઈ.
થોડા સમય પછી હું નોકરીએ પાછી આવી છું.
કમાલ એવી છે કે અહીં કોઈ મને
ઓળખતું જ નથી!

મારી boss એની એ જ છે. એનું મન
પુરુષનું છે ને તન સ્ત્રીનું. અતિશય મહત્ત્વાકાંક્ષી,
સૌની જેમ મનેય એ મહોરાવાળું સ્મિત
ક્યારેક આપે છે. એને ને મને ઠીક ઠીક
બને છે.

અમારા બન્નેના ઉપરી પણ હજી એ જ છે.
એક હાથે મૂછને વળ દેતા અને બીજે
હાથે પાટલૂનના ખીસાનું પરચૂરણ ખખડાવતા
આખા મકાનમાં આંટા મારી સૌને સૌની
'duty' નો અર્થ સમજાવે છે.

મારી સાથે કામ કરતાં મીડોરી વિલ્મા, નેન્શી,
ઇલીઝાબેથ, કેની, જહોન, બિલ — સૌ સૌના ડેસ્ક
પર બિરાજમાન છે.



જયા મહેતા



હરીન્દ્ર દવે

`મને કોઇ ઓળખતું નથી. તદ્દન નવી,
અપરિચિત વ્યક્તિ લાગું છું. ક્યારેક કોઇક
મને સ્મિત આપે છે ત્યારે ઘડીભર....ના, ના,
એ તો સહજ formality.

હું પૈડાંવાળી ખુરશી ઘસડી મારા ડેસ્ક પાસે બેસું છું. ડેસ્ક પરનાં મારી સામે મીટ માંડતાં પુસ્તકો, બારે માસ તાજગી આપતો મની-પ્લાન્ટ, ડેસ્કના ડાબા ખાનામાં સચવાયેલા પત્રો, જમણી બાજુનું ટાઇપરાઇટર અને ડેસ્ક પર લટકતું (ગઈ એ દિવસની તારીખ બતાવતું) કેલેન્ડર – સૌ મને પરિચિત આવકાર આપે છે અને બોલી ઊઠે છે:
"Oh, we missed you very much."

છે ઊણપ ☐ આહમદ મકરાણી

લાગણી તરતી મૂકી મધવહેણમાં;
યાદ કેરી વાવ છલકી નેણમાં!
ટોપલીમાં હાથ નાખી જીવવું–
ને હકીકત વિસ્તરી છે ફેણમાં.
કેટલા તોખાર ખોડયા પાળિયે
કંકુવર્ણી છે કથા બે વેણમાં.
એ નહીંતર દોડતાં આવી મળત–
છે ઊણપ થોડી ઘણી પણ કહેણમાં

પુનર્જન્મ ☐ ભૂપત નાનસી

ગઈકાલની 'મૃત્યુનોંધ'માં
તમે મારું નામ વાંચ્યું
પછી તમારા ચહેરા પર
હર્ષની જે ચમક ઊગી હતી
તેમાંથી
હું આજે
ફરી જન્મ પામ્યો છું.

## શા માટે ? શા માટે ? □ પીયૂષ પાઠક

પણછ ચડાવેલ ધનુષ્ય પેઠે
આપણા સંબંધો,
ને પણે ફફડતું પંખી
મારી લાગણીઓનું.
ઊડી જવાને તો આખ્ખુંય આભ
પડ્યું છે સામે છતાંય,
પણછ ચડાવતી તારી આંગળીઓના
સ્પર્શનો આટલો તલસાટ શા માટે ?

## આમંત્રણ □ જસુભાઈ શાહ

તું આવ નિદ્રા ! પ્રિય આવ આલયે !
ને પોપચાંના પડદા વિનારવે
વાતાયને દૃષ્ટિતણા તું ઢાળી દે !
કોલાહલે ક્રંદન કલેશ નિત્યના,
આનંદહિતા કટુ દૃશ્ય દુઃખના
ઝુલ્ફાંતળે ગોપવ અંધકારના !'

તું આવ ! લૈ છાબ ભરેલ ખ્વાબની,
ને ગાલિચા વાદળના બિછાવીને
વિમાનમાં દક્ષિણ વાયુના, મને
પ્હોંચાડજે, જ્યાં ફરી એકવાર હું
ચુમી રહું સ્વપ્ન મધુર હોઠ બે
ને "કોણ છે?!" કહે ઝળકી ઉઠે તે,
માણી લઉં એ ક્ષણ એક નંદની
જાજે પછી જો જવું હોય, તો પ્રિય !

Somewhere I have never travelled, gladly beyond
any experience, your eyes have their silence:
In your most frail gesture are things which enclose me,
or which I cannot touch because they are too near

your slightest look easily will unclose me
though I have closed myself as fingers,
you open always petal by petal myself as Spring opens
(touching skilfully, mysteriously) her first rose

or if your wish to be close me, I and
my life will shut very beautifully, suddenly,
as when the heart of this flower imagines
the snow carefully everywhere descending;

Nothing which we are to perceive in this world equals
the power of your intense fragility: Whose texture
compels me with the colour of its countries,
rendering death and forever with each breathing

(I do not know what it is about you that closes
and opens; only something in me understands
the voice of your eyes is deeper than all roses)
nobody, not even the rain, has such small hands

— E. E. CUMMINGS

☐ ઉમાકાંત પંડ્યા

પાનખરમાં માંડ બચેલા
પર્ણ જેવું સ્મિત,
ખરી ગયું.
ને તું કહે છે
હસ.

ગીત-જંગલ અથવા માણસનું.... ☐ વીરુ પુરોહિત

કે રાત જંગલની કાલે મેં જોઇ!

ઘુવડની ચીચીયારી, લાળી શિયાળવાની
પશુઓનું ક્રંદન મેં સાંભળ્યું;
બિછાનામાં માણસો સૂતા'તા પ્રેમગ્રસ્ત!
કહે ચિરાયેલો ચાંદ, લોહી વહેવાની રીત
કિંવા શિકારી કૂતરાની વાસના;
'ને ચાંદનીમાં પ્રેમીઓ તો ચુંબનમાં વ્યસ્ત!
ચકલીના બચ્ચાએ ઝાડની બખોલમાંથી
સુખની બૂમો'યે હતી ખોઇ....
કે રાત જંગલની કાલે મેં જોઇ!

અજગરનું ભીસાવું, સિંહની તરાપ
જાળ પાથરી દીધાનો અર્થ મૃત્યુ;
કે ક્યાંક માણસ બળવાની વાસ આવી!
સસલાંનાં ટોળાંએ, સૂરજની આંગળીથી
વનની જમીન નાખી પીંજી;
'ને એક જંગલમાં બીજું દીધું વાળી!
ઊભું'તું સૂનમૂન એકાદું વૃક્ષ
ઓસ વેળાએ પર્ણોને ધોઈ....
કે રાત જંગલની કાલે મેં જોઇ!

રજમાત્ર ☐ કીર્તિકુમાર પંડ્યા

રજમાત્ર
માલનતા
ઇશ્વર સ્વીકારતો નથી
એટલે
એ ફૂલોને પણ ઝાકળથી ધૂએ છે.

છંદમુક્તિના દૂહા યાને અક્ષરરાયને એક પ્રાર્થના — સલિલ મહેતા

છાંદસતાનું આવરણ ત્યાગો અક્ષરરાય
માઝા મૂકી વાય ઊના ઊના વાયરા

ઊના ઊના વાયરા ભીતરથી ભયભીત
પરભવની આ પ્રીત પાણી માફક ખળખળે

પાણી માફક ખળખળે ખુલ્લું થઈને આભ
કોને મળશે લાભ દીધા જેવી વાતમાં

દીધા જેવી વાતમાં હાંકે આખું શાન
ક્યાં છે કોઈ નવાણુ? જળ જેવું જ્યાં નીતરે

જળ જેવું જ્યાં નીતરે રાત-દિવસ ને માસ
કંઠે લવકે પ્યાસ કાગળ જેવી નાવમાં

કાગળ જેવી નાવમાં હાલકડોલક શ્વાસ
સ્પર્શી ગઈ ભીનાશ કોમળ કોમળ ટેરવે

કોમળ કોમળ ટેરવે બેઠી કન્યા એક
આજ મનાવે એ'ક ભોળા અક્ષરરાયને

ભોળા અક્ષરરાયને વિનવે લાગી પાય
વ્હાલા અક્ષરરાય મુક્તિ અપાવો છંદથી

## મન ☐ મોહન મઢીવાલા

આ ઉજ્જડ વહેમી જૂનું ખેકાર
મન
ક્યારે શું કરી નાખે તે
એક
બીજા, બેશક સુંદર, કામચાબ મનને
ખબર
નથી હોતી
પણ ઉજ્જડ વહેમી જૂના ખેકાર
મનને
ખબર હોય છે કે
એક
બેશક, સુંદર, કામચાબ મન
શું
કરશે.
આ છે
મનનો મન માટે બન્ને મનને
મનમાં થતો વહેમ.

## શ્રદ્ધા ☐ મનહર જાની

ગઈ કાલે
નદીમાં ભારે પૂર આવ્યું
ને ક્યાંય ઉપરવાસથી
મૂળસોતું ઘસડાઈ આવ્યું
તોતિંગ એક વૃક્ષ
અહીં સુધી
આજે
એના ઉપર
માળો બાંધતું પંખી જોઉં છું
ને મારી રેતાળ આંખોમાં
ઊગી નીકળે છે
વસંતની શ્રદ્ધા!

## ☐ કમલચંદ્ર બેદિલ

તમે જેને
કવિતા
કહો છો
—એ
ખરેખર તો
કવિને
થયેલો
સ્વપ્નદોષ છે.

માથે લળુંબઝળુંબ લળુંબઝળુંબ સરતી સાવન ઘટા
ને તરતી તરલ છાંયમાં તળે
વચવચાળે ઊભરે પરે
તેજના ચગાપટા!
માથે લળુંબઝળુંબ લળુંબઝળુંબ સરતી સાવનઘટા

એટલી નીચી લોલ લળે કંઈ એટલું ઢળતી જાતી
આવ અડોઅડપ ઊડતા બગની ચાંચ રહે ટકરાતી!
ને ચોગમ તૂટી લડપથી સર્યાં
મોતન શાં બુંદ જ્યારે ઝર્યાં
લળખ લળખ થતાં!
માથે લળુંબઝળુંબ લળુંબઝળુંબ સરતી સાવનઘટા

આજ કશું નહીં થીર કે મૂંગું, કલરવ કૂવા-કાંઠે
હાલકડોલક હેલ્યને બેડે જળ ચઢયાં શીય વાતે!
ને દૂરના જાંબુલ વનથી ભીના
લાવતાં આહીં સૂરને ઝીણા
પવન આવતાં જતાં!
માથે લળુંબઝળુંબ લળુંબઝળુંબ સરતી સાવનઘટા

સાંકડી આવી શેરી વચ્ચે થઈ સરીએ તે કઈ પેરે?
એક પરે એક ઢળતા ઝરૂખ લોલુપ થઈને હેરે
આ અંગ ચોંટ્યા ને ઊડતા સખી
જળ સું ભીનાં ઓઢણુ થકી
જોવન થતાં છતાં!
માથે લળુંબઝળુંબ લળુંબઝળુંબ સરતી સાવનઘટા

શિખરિણી ☐ મનોહર ત્રિવેદી

ચરણ સરતા જાય મિતવા....
ઉઘાડું આંખો ત્યાં દિવસ ફરતા જાય મિતવા....

અને સામે કેલેન્ડર ઉપરથી સૂર્ય ખરતો
સવારે તકતામાં કુમકુમ મુખે શો છલકતો
હવામાં મીરાંનાં પદ ટપકતાં જાય મિતવા....
ચરણ સરતા જાય મિતવા....

વળાંકો છાયાઓ નભ પથ એને ઢાળ નમણાં
કરે ઊંચા બાહુ હરખવશ, આ શ્વાસ-તરણાં
મને ભીની ભીની લહર ધરતાં જાય મિતવા....
ચરણ સરતા જાય મિતવા....

પ્રવેશું ઝાંપામાં અઢળક અહો, વ્હાલ વરસે
ભર્યાં એકાન્તોમાં મખમલ સમી દૃષ્ટિ વરસે
દિનાન્તે ગોખોના દીપ પ્રગટતા જાય મિતવા....
ચરણ સરતા જાય મિતવા....

એક કાવ્ય ☐ હસમુખ ગાંધી

પંખીના લીલા ટહુકાને
ઇન્ડીપેનની ટાંકથી
સળગતું મૌન બનાવી દીધા પછી
સહરાની
સૂકી ભઠ્ઠ ધરતી જેવા કાગળ ઉપર
ફૂલોની કવિતાઓ કરે છે
અહીંના કવિઓ.

□ હરકિસન જોશી

પળ રહી ગઈ બ્હાર ને પાંપણ ઢળી !
વિસ્તરીને થઈ રહ્યું છે રણ, ફળી.
ચોતરફ મૂંગી દીવાલો ગોઠવી;
મેં પછી મારી જ વાતો સાંભળી;
જે થવાનું થઈ ગયું, એની ફિકર—
ફાળિયે બાંધીને લાશો નીકળી.
દઉં દિલાસો ને તમે ના લઈ શકો;
શબ્દ ચાલ્યા મીણ માફક ઓગળી !
પથ્થરોના શ્હેરમાં અમને વળી;
પારદર્શક કાચની કાયા મળી !
શી રીતે ઊતરી શકે કાગળ ઉપર
મેં ગઝલ શબ્દો-વિહોણી સાંભળી !

□

આટલામાં ક્યાંક હોવાં જોઈએ;
ઝાંઝવાં, પ્રતિબિંબ જોવા જોઈએ !
ઊગશે વન ઓરડાની ફર્શ પર;
ધૂળિયા પગ બ્હાર ધોવા જોઈએ !

એક કાવ્ય □ રાજેન્દ્ર સોનગરા

પર્વતે
પગથિયા સાથે
નવો સંબંધ શોધી લીધો છે
ને હવે
સૂમસામ કેડીયું
વળ ખાય છે
મારી આંખમાં.

## નિરુદ્દેશે ઉદ્દેશે ☐ રતિલાલ છાયા

નિરુદ્દેશે વહે વાયુ પૃથ્વીના રંધ્રને ભરી,
નિરુદ્દેશે વહે ગંધો પુષ્પની મંજરી થકી.

નિરુદ્દેશે રચે વિશ્વો નભે નિત્ય નિહારિકા,
નિરુદ્દેશે ફળે વૃક્ષો મ્હોરોને દઈ અભિવદ્ધા.

નિરુદ્દેશે શિશુ હાસે માતાના હસ્તમાં લસી,
નિરુદ્દેશે નિધિ ગાજે કિનારા આભના છસી.

ખાધું પીધું છતાં આંહી ઉદ્દેશો જીવને ધરી,
શોચ્યું, શોધ્યું અને ખંટયું પ્રવૃત્તિ હેતુકી કરી.

સ્થૂલમાં બહુ મોહ્યો ના, સૂક્ષ્મ મેં સંઘર્યું ખરું,
શિક્ષણે, સંસ્કૃતિ ધર્મે સર્જને સ્વત્વ વિસ્તર્યું.

નિરુદ્દેશે ફરું આજે ઉદ્દેશો સર્વ નિર્ગળી,
લુપ્ત થાતી ધીમે ધીમે ગ્રંથિઓ હેતુની ગળી.

ખંખેરી સર્વ ઉદ્દેશો નિરુદ્દેશે ફરું હવે,
મહા ઉદ્દેશ જેથી કો જાગી ભેટે મને જગે.

અને આ વિશ્વમાં વ્યાપ્યો અગ્નિ જે આદિ ઉદ્ગમે,
અભીપ્સાની બની જ્વાળા ઉઠાવી લે મને કરે.

☐ વિનોદ દવે

પતંગિયાં—
પ્રકૃતિના
કાવ્યસંગ્રહનાં
ઊડતાં પાનાં !

આખી રાત
મારી ખુલ્લી આંખોને
માંજી માંજીને ચકમકતી રાખનાર
વાસન્તી-ચાંદની!
શિરીષના
કામુક સ્પર્શથી વ્યાકુળ બની
દોડતી
હવાના અંગાંગ પર
આછું આછું મરકતા-ફરકતા
ચાંદીના વરખની વાતો સાંભળ્યા કરું છું....
આકાશમાં ચન્દ્ર પતંગ બની
ચગ્યા કરે છે!
અન્ધકાર
સાપોલિયાની જેમ
શરીર ઘસતો ઘસતો
ખસતો જાય છે
બાજુમાં સતત જાગતી
ખાલી પથારી નીચે
સળવળાટ સાંભળું છું....
પડખું ફરું છું
સળવળાટ
એક સાપોલિયું
મારી શ્વાસનળીમાં
ગૂંચળું વળી
અટકી ગયું છે....

☐ પુષ્પા ભટ્ટ

શ્વાસ તો લેવાય છે,
પણ હવા કણેકણમાં છૂટી પડતી અનુભવાય છે અને સમજાય છે કે,
હવા પરમાણુઓની બનેલી છે.
શ્વાસ તો લેવાય છે,
પણ શતસહસ્ર ઉત્કંપો લહલહાય છે અને સમજાય છે કે,
રોમ શિરીષ ફૂલના રેસાના બનેલા છે.
શ્વાસ તો લેવાય છે,
પણ શ્વાસ સાથે પલકોનું તારામૈત્રક રચાય છે અને સમજાય છે કે
સ્નેહ કુંણાકૂંણા બિસતંતુઓનો બનેલો છે.
શ્વાસ તો લેવાય છે,
પણ બ્રહ્માના કોટિ કોટિ યુગો ક્ષણાય છે અને સમજાય છે કે,
સમય અમૂર્ત વિભાવનાનો બનેલો છે.
શ્વાસ તો લેવાય છે,
પણ બાટકણી પેન્સિલની જેમ દેહ વ્હેરાય છે અને સમજાય છે કે,
'બોધિ' પરમ લયનું બનેલું છે.

નિદાન ☐ દિલીપ કલાર્ક

ગઈ કાલે
લોકશાહીના
પેટમાં
સખત
દુઃખાવો ઊપડયો.
ડૉકટરે,
તપાસીને કહ્યું :
"પેટમાં"
સત્તાની ગાંઠ છે.

દર્પણ જેવી આમ્રપાલીની વારતા... ☐ ચન્દ્રકાન્ત દત્તાણી

દશ્યોથી ધખધખતું દર્પણ છું હું મને વરસાદો કોઈ નથી ઠારતા,
મારા વિશેની હું પોતે છું વારતા ને લોક મને હૈં હૈં હૈં ધારતા!....

છાતીમાં આભ જેવો ખાલીપો હોય અને હોય એક ડુંગર શો ડૂમો,
પાનેતર બિમ્બનાં ઝ્હેરીઝ્હેરીને તોય ઝાંઝરની જેમ રોજ ઝૂમો,

આંસુને લૂમઝૂમ શણગારો એમ—જાણે ફૂલોની મંજરીની લૂમો!
બાવન પત્તાંની છું ખુલ્લીખમ બાજી કોઈ જીતે તો કોઈ મને હારતા,
મારા વિશેની હું પોતે છું વારતા ને લોક હૈં હૈં હૈં ધારતા!....

રાત પડયે ઝુમ્મર શી પેટાતી હું અને વૈશાલી થઈ જતું અંધ,
ચોગરદમ કલરવનો ધસધસ રોમાંચ અને વાચ મારી મારામાં બંધ,
ભરીભરી તરસુંને છીપવવી કેમ અહીં ઝાંઝવાં સૌ ઋણાનુબંધ!....

કોઈ એક જુગારીઆંક જેમ લોક મને ઉઘાડેછોગ રોજ ધારતા,
જીવાતા જીવતરનો અર્થ અહીં એટલો કે યાતનાની અંતહીન વારતા!

દશ્યોથી ધખધખતું દર્પણ છું હું મને વરસાદો કોઈ નથી ઠારતા,
મારા વિશેની હું પોતે છું વારતા ને લોક મને હૈં હૈં હૈં ધારતા!...

એક કાવ્ય ☐ જમન કુંડારિયા

ગગનમાંથી
સિતારાઓ ક્યારેય ખરતા નથી.
માત્ર,
સ્થિર થવા
જગ્યા જ બદલે છે.

આકાશની વાત ▢ હિમાંશુ વોરા

મેં આકાશની વાત કદી કરી નથી
આકાશને મેં દીઠું છે કટકે કટકે
સ્ટેશનો વચ્ચે દોડતું
સાગરની હાજરીનો ભૂખરો ઈશારો કરતું
ક્ષિતિજ પર ઢળતું
ખાટલા પાસેની બારીમાંથી
તડકા વડે હાજરી પુરાવતું
દીઠું મેં આકાશને
પણ એની વાત મેં કરી નથી
પૃથ્વી પર પથરાયેલા આકાશ અંગે
હું ચૂપ રહ્યો છું
કારણ મેં જોયેલો
આકાશનો હરેક ટુકડો અંગત હતો
એણે મારી સાથે વાત કરી હતી
ક્યારેક વહી ગયેલા સમયની
ક્યારેક લુપ્ત થયેલા ચહેરાઓની
ક્યારેક એકલતાની, ક્યારેક માણેલા સહવાસની
કરવા જેવી વાતો મેં આકાશને કરી છે
નાના નાના, બારીમાં સમાઈ જતા
કે મકાનોથી કપાઈ જતા
ટી.વી. ના એન્ટેનાથી વીંધાઈ જતા
આકાશને મેં મારી વાતો કરી છે
પણ આકાશની વાત મેં કરી નથી
અંગત હોય એની વાત કેમ કરાય?

## જંગલો ☐ મણિલાલ દેસાઈ

વસ્તીની આસપાસ ઊગી જાય જંગલો,
મારા પ્રવાસમાંયે ભળી જાય જંગલો.
તારા એ પ્રેમને હવે કેવી રીતે ભૂલું?
કાપું છું એક વૃક્ષ, ઊગી જાય જંગલો!
જોતું નથી તો થાય, અહીં કોઈ પણ નથી.
તુજ નામ આસપાસ ઊગી જાય જંગલો
સૂકું જો ખરે પાન તો એની ખબર પડે,
વ્હેલી સવારે ઘરમાં ફરી જાય જંગલો.
લીલો અવાજ મોરનો હજુયે ઉદાસ છે–
એ સાંભળીને રોજ તૂટી જાય જંગલો.
ચાવું છું ભાન ભૂલી તણખલું હું ઘાસનું
ને મારે રોમ રોમ ઊગી જાય જંગલો.
લીલાં ને સૂકાં પાન ખરે છે ઉદાસીનાં
ને શૂન્યતાના ઘરમાં ઊગી જાય જંગલો

## ગઝલ ☐ શોભિત દેસાઈ

અને ખુદને જ મળતો હું હજી પણ ત્યાં જ ઊભો છું
ને વરસાદે પલળતો હું હજી પણ ત્યાં જ ઊભો છું

હતો જે આપણો સંબંધ એનાં પણ ભગ્ન અવશેષો
શિશુ માફક ચગળતો હું હજી પણ ત્યાં જ ઊભો છું

ચણાયા કાંકલૂદી પર થરકતી જ્યોતના કિસ્સા
દીવાની જેમ બળતો હું હજી પણ ત્યાં જ ઊભો છું

તને આગળ ને આગળ હું સતત જોયા કરું અથવા
પ્રયાસોમાં કથળતો હું હજી પણ ત્યાં જ ઊભો છું

નગરના માણસો જે એ બધા છે મીણનાં પૂતળાં
અને એમાં પીગળતો હું હજી પણ ત્યાં જ ઊભો છું

ચાહવું (એક નિર્ભ્રાન્તિ) ☐ જ્યોતિષ જાની

અહીં
આ ક્ષણે
ની
યે
તોળાઈ રહેલા
ઝાકળનાં એક માત્ર ટીપાંને
અમૂક સ્પર્શી ધન્ય ધન્ય થવા
ટેરવામાં ઊગી નીકળેલા પર્વતો
આથડી આથડીને ચૂરચકચૂર થવા કેવા મથી રહ્યા છે
સ્પર્શી જુઓ
આપણું હોવું વહેવું કે ચાહવું
ઝાકળનાં બે ટીપાંની વચમાં
પ્રગટતું નિઃસીમ અનરાધાર આકાશ
સ્પર્શી જુઓ
આથડી આથડીને ચૂરચકચૂર થવા કેવા મથી રહ્યા છે
ટેરવામાં ઊગી નીકળેલા પવનના પર્વતો
અમૂક સ્પર્શી ધન્ય ધન્ય થવા
ઝાકળના એક માત્ર ટીપાની
ર
પ
ઉ
તોળાઈ રહેલી
આ ક્ષણે
અહીં !

સખી હૃદયમંડના ! □ સુંદરજી બેટાઈ

ક્ષણાર્ધ સમ એ સર્યાં વરસ કેટલાં આપણાં !
હતાં સુખકઠોર, દુઃખ મધુરાંય;—હોતી મણાં.
વહ્યાં, વહી ગયાં,–શમી પણ ન કારમી ઝંખના;
ક્રમે હૃદયને છતાંય રટણા બને મન્દ ના.

અનેક છણકા રહે રણકતા નવેલે સ્વરે,
રિસામણ–મનામણાં ક્ષણ અમોલ જાગે–દ્રવે;
કશા હૃદયવેધ ! શાં સ્મરણ ઝરૂમરે ભીતરે !
અધૂરપ ખમેલ શી નવલ માર્દવે નીતરે !

અકેલ હું અહીં; વસાવ્યું જગ તેં ભલે નવ્ય ક્યાં' !
ખમું, ખમ્યું જતું ન તોય; પણ ના જ હ્યાં એકલો !
અદૃશ્ય જગથી જલે તુજ સહે રહું ગેલતો;
અબોલ વચનો ધરે મૃદુલ રૂપઃ હું સ્હેલતો.

સખી હૃદયરંજના ! નયન–અંજના વિદ્યુતિ !
મને વિકલચિત્તને સહૃદય પ્રેરતી શી ધૃતિ !

મને થયું કે
સ્ત્રી વિશે એક કવિતા બનાવું.
નીકળ્યો પછી કવિતાની શોધમાં.
આકાશના પ્રસ્વેદથી
ઘાસ જ્યાં ભીનું ભીનું હતું ત્યાં પહોંચ્યો.
સુકોમળ આંસુના ગર્ભ જેવા
મયૂરપિચ્છ ઉપર
ચસચસાવીને ઇંડું મૂકતી ઢેલણ જોઈ
અને હૂંફાળી હૂંફાળી કવિતાની પંક્તિ સરી પડી.
પછી ઊડ્યો...
ખારાં ખારાં સાગરનાં મોજાંનાં શંખમાં પુરાઈને
દરિયાના છેક તળિયે સર્યો.
સરતો રહ્યો,
આનંદનું વૃક્ષ ઝૂલે
મારા આશ્ચર્યના ભીના આકાશમાં—
માછલીઓમાંથી ધાવણની સેર છૂટે
ને દૂધે ભરેલો ઘૂંટડો
મારા મોંમાં કાચા માંસનો લોચો બની જાય.
બોરના ઠળિયાની પેઠે
લોચામાંથી સાચ્ચા મોતીને થૂંકી કાઢયું નો!
કાચા માંસની ગંધમસ્તીમાંથી બીજી પંકિત ફૂટી.
સાગરમાંથી ભૂમિખંડ ઊંચકાય
એમ હું ઊંચકાયો.
મારા પગની કિનારીઓના કિનારા બની ગયા
થયું કે ત્રીજી પંકિત બાંધું

પરંતુ આશ્ચર્ય સાથે જોઉં છું તો
મારા હાથમાં તો કવિતાને બદલે
સ્વયં સ્ત્રી જ તરફડે છે!
બે પંક્તિઓ જેવા નાજુક બાહુઓ
મારા ગળે વીંટાળતાં એણે પૂછ્યું.
"કાંઠે ગામ વસાવવું નથી?"

તો.... □ રાજેશ ભટ્ટ

અત્યારે તું નથી
પણ હું તારામય છું.
હું તને જોઉં છું,
તને વિચારું છું,
તને શ્વસું છું....
બસ! તું જ તું.

તું આકાશ અને હું એક વિહંગ
મારા ઉડ્ડયનની શક્તિ ઉપરાંત છે
તારો વિસ્તાર.
તારો વિચાર
મને એ રીતે મોહિત કરે છે
જેમ પાંખ ખોલીને બેઠેલા પારેવાને
પ્રથમ વર્ષાની લ્હેરખીઓ
પ્રિયે! તારા મિલનની એક સાંજ
જો એક જિંદગી રચી દે,
તો....
તારી સાથેની એક જિંદગી
કેટલા જનમો....?

તું આજે નથી. આ ખુલ્લા સમુદ્રને કિનારે
જ્યાં ઊતરતી સંધ્યાની ગ્લાનિ
આપણી જ હતી.
અને દૂર એક શહેર
શાલ ઓઢીને સંતાઈ જતું હતું
ત્યારે કેટલી નાદાન ફરિયાદ હતી આપણી—
ઋતુઓ આવે છે
વીતી જાય છે
પણ આ શહેરમાં
કંઈ નથી બદલાતું.
પણ વગર બદલાયે બધું જ બદલાય છે, પ્રિય,
માત્ર આપણે અનુભવતા નથી
દરેક ફરિયાદ
પછી એક અંધારું હોય છે.
અને આ અંધારામાં
ઋતુઓ, ગંધ, ઉદાસી
એકલતા
બધું જ ચૂપચાપ બદલાઈ જાય છે
બદલાય છે વીતતી જતી ધૂંધળી સાંજના અર્થ
પોતાના
ખાસ સુખ
અને દુઃખની જેમ!
કયા બદલાતા જતા દુઃખોના અર્થમાં છે તું?
કઈ ધૂંધળી સાંજે મારે
આમતેમ વેરાયેલા સુખ વચ્ચેથી ઊઠી જઈ
તને મળવાનો અયાસ કરવાનો છે?
અને ત્યારે જે કદાચ મળી જાય
તે શું તું હશે?

કે શાલ ઓઢેલી એક અનામિકા ?
ક્યાં પૂરા થશે આ રસ્તાઓ ?
ક્યાં વરાળ બની ઊડી જશે આ યાતનાઓ ?
ક્યાં ક્યારે ?
તું પણ આ વિચારતી હશે.
જ્યારે તને પણ મારી જેમ
મળતો હશે મોકો
બસમાં
બારી પાસે બેસવાનો—

ગઝલ ☐ મહેન્દ્ર જોષી

તને એવી રીતે હું જોઉં છું મારી પ્રતીક્ષામાં
મને જેવી રીતે હું જોઉં છું આંખ: અરીસામાં

બધા રસ્તા નદીની જેમ વ્હેવાં લાગશે ક્યારે ?
ચરણ બોળીને બેઠો છું અહીં તારા જ રસ્તામાં.

બીડેલા છીપ જેવી લાગણી ને હાથમાં છે રણ
તને, જો ધારણા હો સ્વાતિની તો ફેંક દરિયામાં.

મને પંખી કહે પિંજર કહે અથવા કહે આકાશ
છતાં હોતો નથી હું ક્યાંય પણ તારા પુરાવામાં

સળગતા કોલસા પર નીતરે છે આંખનાં વાદળ
વિચારું જ્યાં તને ત્યાં તો નીકળતો હું ધુમાડામાં.

તને છે ઘાસનું ઘેલું મને છે ઓસની ભીતિ
કહે તું કઈ રીતે મળવું વરસતા છેક તડકામાં.

અહીં ભયગ્રસ્ત હાથોમાં થયો છું કેદ વર્ષોથી
તને હું કેમ સમજાવું દિવસની એક ઘટનામાં?

અંદરનો રસ ઘૂંટાઈને ઘેરું દરદ બને,
એવું બને તો શબ્દ 'કવિની સનદ' બને.

તારાં તમામ રૂપ મને તો પસંદ છે,
વર્ષા બને વસંત બને કે શરદ બને.

આ મારા લોહીમાં જો ભળે લાલી સ્પર્શની,
તો શક્ય છે જીવનની પળેપળ સુખદ બને.

હૈયામાં રાખ સંઘરી હૈયા વરાળને,
સંભવ છે એ વરાળ 'અકાલે જલદ' બને.

અહીંયાની જિન્દગીમાં છે તાસીર મોતની
અહીંયા તો વાતવાતમાં ઘટના દુઃખદ બને.

સુદ જેવી આમ તો છે ચમક આંખની છતાં,
કહેવાય ના કે ક્યારે એ કજળાઈ વદ બને!

'ઘાયલ'નો બોલ ઊપડ્યો એનો ન ઊપડે,
અંદરથી માનવી જો ખરેખર નગદ બને!

☐ પ્રવીણ પંડ્યા

આંખ

મૃગજળના દરિયામાં ડૂબી છે,
ને
આંખમાં
ખરતા પાંદડાની ક્ષિતિજો ઊગી છે,
ને
તરસનો સૂરજ હજી આથમ્યો
નથી ?

## લગ્નિલ કન્યાનું ગીત ☐ ધ્રુવ શુક્લ

ઝાંખા સોળ વરસના દીવા, પાછળ મેલ્યાં પાદર–કૂવા
    અમને લઈ ચાલ્યા રે ભૂવા પરદેશના....
અમને કાજળ કાળી રાતે ઝમ્મર ગુલમહોરુંની શાખે
    ડંખ્યાં એરૂનાં અંધારાં, મારા રાજવી!
ઝામણ ઝેર ચડયું રે અંગે પાંગત બોલી પડઘા સંગે
    અમ્મે સાવ થયાં નોધારાં, રાજવી!
ઝમરૂખ અજવાળું રે પીવા...
    અમને લઈ ચાલ્યા રે ભૂવા પરદેશના
આંખે વાદળ ઝૂકયાં એવાં, ઝરમર ફૂટ્ટાણાંનાં જેવાં
    મેડી સ્હેજ ધરુજી બોલી, મારા રાજવી!
ચૈતર હોય તો વેઠું તડકો, તમ્મે સૂકી વાડનો ભડકો
    સૈયર એમ કહે છે બોલી, મારા રાજવી!
—એવાં ઝળહળ જળને પીવા....
    અમને લઈ ચાલ્યા રે ભૂવા પરદેશના....

## ગઝલ ☐ સૈફ પાલનપુરી

મોત થઈ ગયું છે જંગલમાં એકાંતનું – કોઈ રોતું નથી
મોર નાચે છે વસતીમાં આવી હવે – કોઈ જોતું નથી

ઝાડ પર જ્યારથી એક પંછીએ માળો વિખેરી દીધો
છાંયડો રોજ આવીને બેસે છે પણ – કોઈ હોતું નથી

શ્રાપ એવો મળ્યો ગામને કે હવે આંખ થઈ ગઈ બધી વાંઝણી
સારા સારા પ્રસંગો બને છે છતાં – કોઈ રોતું નથી

આજ આવ્યો – તો ઘર પાસ ખુલ્લી કબર એક જોવા મળી
બોલી : ઊભો છે કેમ બ્હાર આવી જા 'સૈફ' – કોઈ જોતું નથી

## સોળ વરસની છોકરીઓનું ગીત ☐ ચન્દ્રકાન્ત શાહ

સોળ વરસની ઉમ્મરને બે હોઠ વચાળે ધરબી,
છોકરીયુંએ વાત મૂકી તે કાન દઇને હવે સાંભળો થોડું-
સ્પર્શ નામની એક સાપણે અમને ડસતાં અમે અમારી આંગળીઓમાં
વીંટી લીધું આભ સંચોડું.
કાન દઈને હવે સાંભળો થોડું.
ભણીગણીને ફૂલગુલાબી મનોરથોનું નાસું કરતાં પાંપણ વચ્ચે શેષ રહી બે આંખ
પતંગિયા જેવાં સપનાંઓ છાતી પર આવી બેસે—
–'ને છાતીમાં પણ ઊંડે ઊંડે ફરફરતી બે પાંખ
ફૂણી ફૂણી ત્વચા વીંટાળી બેઠા ત્યાં તો નાગમણા વણઝાર થઈને નીકળ્યા
એની વાત મૂકી તે કાન દઇને હવે સાંભળો થોડું—
સ્પર્શ નામની એક સાપણે....
કાન દઇને હવે સાંભળો થોડું-
બે અક્ષરનું નામ બોલતાં અંદર અંદર ઇચ્છા જેવું ખટકે-
ખટકે—ખટકે નહિ તો ઇચ્છા એનું નામ નહિ કહેવાય.
'ને બે અક્ષરના નામે બાંધી જાળ જાળમાં રહ્યું સહ્યું ના જાય
તમને પછી જો ઇચ્છા આવી થાય - તો એની વાત કહી
તે કાન દઈને ફરી સાંભળો થોડુ -
સ્પર્શ નામની એક સાપણે અમને ડસતાં અમે અમારી
આંગળીઓમાં વીંટી લીધું આભ સંચોડું
કાન દઇને સાંભળો થોડું.

## પ્રશ્ન ☐ હર્ષ બ્રહ્મભટ્ટ

જળ વિના
માછલી તરફડે
તો
માછલી વિના
જળ કેમ નથી તરફડતુ ?!

આભનો ચંદરવો ☐ જયમનગૌરી પાઠકજી

કેમ કરી આભનો બાંધ્યો,
ચંદરવો કેમ કરી આભનો બાંધ્યો!

ધરતીએ છેડલો ન લાધ્યો,
ચંદરવો કેમ કરી આભનો બાંધ્યો!

ખોળ્યા મેં સ્તંભ એના,
ખોળ્યા મેં છેડલા;
જાણું ન કેમ કરી ટાંગ્યો!
ચંદરવો કેમ કરી આભનો બાંધ્યો

પુષ્પના પરાગ સમો,
નયનોના રાગ સમો;
ધરતીને કેમ હશે લાગ્યો!
ચંદરવો કેમ કરી આભનો બાંધ્યો!

જાણું ન જાદુ કર્યાં,
ધરતીએ નેહનાં,
નેણલાંના તારે શું બાંધ્યો!
ચંદરવો કેમ કરી આભનો બાંધ્યો!

કેમ કરી આભનો બાંધ્યો!
ચંદરવો કેમ કરી આભનો બાંધ્યો!

☐ ભરત કાપડીઆ

શમણામાં વસતી કન્યાને
આલ્બમનું પાનું બનતાં
કેટલો સમય લાગતો હશે?

આ નદીમાં
હું ડૂબી તો શકું
પણ ડૂબીને મરી શકવાની નથી.
એક ભેંકારમાંથી પસાર થયા પછી
હું શબ્દબ્રહ્મ વિશ્વમાં
ટકી શકવાની નથી.
એણે મારો દેશનિકાલ કર્યો?
કે હું જ એને કાળ સાથે સરખાવીને
નાસી ગઈ?
એને 'મરકયુરી લાઈટ'માં જે સપનાં આવે છે
તેમાં હું કયાંય નથી.
હું ફાનસ હોત તોય સારું થાત
હું વીજળીનો થાંભલો હોત તોય સારું થાત
હું ક્રિકેટનો બોલ કે બૅટ હોત તો સારું થાત
પણ હું તો થઈ ભોંયરીગણી
એનું નામ કોને યાદ રહે?
તમે વૈદક ભણવાનું માંડી વાળ્યું
તે આથી જ કે?
હું આ જીભને એમ જ હલાવ્યા કરીશ
અવાજ વગર
તમને મૂંગાનો અભિનય કરતાં આવડે છે?
મૂંગાની આંખો બહુ બોલકી.
હવે હું જીભાજોડી નહિ કરું
અને તમારે ભોંયરીંગણીનું નામ નહિ ગોખવું પડે
એ તો દડી જશે દૂર—
તમે તમારા દડા સાથે રમ્યા કરજો
જીત્યા કરજો નવા નવા દાવ

મને જીતવાની પડી જ નથી
હું તો સ્ટેડિયમ અને સ્ટેડિયમ વચ્ચેનું
અન્તર માપી રહી છું
પગપાડે.
આ અન્તર જો નદી થઈ જાય
તો પણ હું એને પગપાડે જ પાર કરીશ
તરવાની મને પડી જ નથી.

છપ્પા ☐ ધીરુ પરીખ

અક્ષર અંગ

એક હસ્તનું એવું ચેન, કાગળ દેખી પકડે પેન;
પેન મહીંથી હડહડે શાહી, એને અક્ષર ગણતો ચાહી;
ટીપાં એમ સૌ ટોળે વળે, પછી હસ્તને આખો ગળે.

એમ ગળાતો પહોંચે તળ, માને તે અક્ષરિયું જળ;
જળમાં ઝોકાં ખાતો હસ્ત, કાગળ ના બોલે જે ત્રસ્ત;
લેખણ લાંબી વધતી જાય, રહે શાહી અક્ષર ઢોળાય.

ઢોળાયા અક્ષર ક્યાં જાય? આકળવિકળ બહુયે થાય;
હારબંધ ઊભા એ સહુ, કહે હસ્ત હું પંકિત લહું;
પંકિતમાં ખોવાયો હાથ, કાગળ ક્યાં છે કોઈનો નાથ?

અક્ષરનો ત્યાં ઢગલો થયો, હસ્ત પછી માતેલો ભયો;
એમ વધુ એ લખતો જાય, લખતો લખતો લેખક થાય;
લેખક થાતાં લબકે પેન, અક્ષરટીપે ચડતું ઘેન.

ઘેન થકી જાગે તો સમ, કલમ ન જાણે અક્ષર-ગમ;
તોય વધુ એ લખતો ફરે, અક્ષર એનો ચારો ચરે;
આખર તો એવું યૈ રહે, ડુમે અક્ષર કલમો વ્હે.

## ફફડાટ ☐ અનિલા જોષી

ન જાણે કેમ
આજે આખુંય વિશ્વ ઊંઘી ગયું હોય તેમ લાગે છે.
ધીમે ધીમે વહેતી ઉદાસ હવામાં
ફરકે છે
એક સૂમસામ મંદિરના
કળશ પરની ધજા.

ઊડતી સમડીની ચાંચમાં
ઝડપાયેલ રત્નના હારને
તાકતી પેલી રાજકુમારીની
અસહાય આંખોમાં
ઊગી ગયાં છે
નિઃશબ્દતાનાં વન
અવાક્ દિશાઓમાં
વેરાયેલા ખોવાયેલા ટહુકાઓ
એક પછી એક ખરી પડયા છે
આ પથરાયેલ મરુભૂમિ પર.

રતબ્ધતા અને મૃત્યુ
વચ્ચેના ભેદને પામવા
ફફડી રહ્યું છે
એક બરફનું કબૂતર.

## એક કાવ્ય ☐ ગિરીન જોશી

હવે
પારસને ખુદમાં
શંકા જાગી છે .......
તેથી એ શોધે છે
લોખંડના માણસો .......

૧. હાથ પરોવો હાથોમાં ને આંગળીઓની
વચ્ચે રહેલી **ખાલી જગ્યા પૂરો.**

૨. અને આમ તો તમેય મારી વાટ જુઓ
છો, કેમ, ખરું ને....
**‘હા’ કે ‘ના’માં જવાબ આપો.**

૩. (આવ, હવે તો ભાદરવો વરસાદ થઈને
આવ, મને પલળાવ!)
**કૌંસમાં લખ્યા પ્રમાણે કરો.**

૪. નાની પ્યાલી ગટગટ પીને ટાઢા પેટે હાથ
ફેરવી હું તો જાણે બેઠો’ તો, ત્યાં તમને
જોયાં. તમને જોઈ તરસ્યો તરસ્યો તરસ્યો
થયો છું: **રસ-આસ્વાદ કરાવો.**

૫. શ્વાસોચ્છવાસો કોને માટે? **કારણ પૂરાં
પાડો.**

૬. **છેકાછેકી બને તેટલી ઓછી કરવી.**
(સાફસૂથરો કોરોકટ બસ તને મળ્યો છું)

૭. ‘તમને હું ચાહું છું, ચાહીશ.’ **કોણે,
ક્યારે, કોને, આવી પંક્તિ (નથી)
કહી?**

૮. હવે ખુલાસો. આ લો મારું નામ લખ્યું
કાગળ પર, તેને ચૂમો. **નહિતર કેન્સલ
વ્હોટ ઇઝ નોટ એપ્લીકેબલ.**

ગઝલ ☐ ઈકબાલ મોતીવાલા

મૌલવીના ગામ વચ્ચે મય પીવાનું મન થયું
આ તમારા પુણ્યને પડકારવાનું મન થયું.

સાવ ચીંથરેહાલ આખી જિંદગી ભટક્યા કર્યું
આખરી ક્ષણને હવે શણગારવાનું મન થયું.

ચાંદ-સૂરજનું ગ્રહણ થાતું રહે છે એટલે
તારલાની જેમ અમને જીવવાનું મન થયું.

જોખમી દાવો લગાવ્યા કાળના જુગારમાં,
ને હવે જીતેલ બાજી હારવાનું મન થયું,

આયનામાં ખુદને મળવાની ઘણી ઇચ્છા હતી;
લ્યો, મળ્યા તો કેમ આંસુ સારવાનું મન થયું?

☐ રજનીકાન્ત ઓઝા

એ
હાથ જોઈને
ભૂત–ભવિષ્ય અને વર્તમાન
કહી શકતો હતો
પણ
મને તો હજુ
હાથ ઊગ્યા પણ નથી.

ખીલા ☐ સુંદર પટેલ

ઇસુની
છાતીના
ખીલા
ઘડાય છે
હજુ
આ ધરતીનાં કારખાનાઓમાં!

## દરિયાને પ્હેલીવાર જોતા ખેડૂતનું ગીત ☐ દર્શન જરીવાલા

દરિયાના લસલસતા શેઢબંધ મોલની પછીતેથી
કોઈ મને લીલુંછમ બોલાવે ક્યારનું

ગોફણથી આંખ હું તો વીંઝું
ને વેંકળાતું આખ્ખુંય આભ વાડ ઠેકે
હું જ વહ્યો જાઉં ત્યારે ઢેરવાં બચ્ચાડાંને
ડૂબતાં તણાતાં કોણ રોકે
ચામડીની સુક્કીભઠ્ઠ ભીત્યુંમાં ખાતરિયું પાડી
વાવી ગયું છે કોણ ફૂલ ઝાંખા અણસારનું ?

ફીણાળાં હાતરડાં પગને ની દે છે,
મારા નામ લગણ ક્યારે ઈ પૂગશે ?
પડતર દરિયે જો જાઉં વેરાઈ હું,
તો એને વાયકાના ઠૂંઠાઓ ઊગશે ?
હું ને આ આભબ્હાણરેતખડકકાંઠો બધાં ટાંપી ઊભાં ને તોય
સાંજને નૈ અચરજ એ વાતનું

ફાળિયું ઉખેડી પડું આડો
ને આંખ મારી ઊઘરેટી ઘસ્યા કરે પડખું
છાતી પર ફરતા આ ઇચ્છાઓ જોતરેલા
હળને કૈ કઉં કે તને બરકું
રહ્યાસહ્યા સૂરજના ભાથાનું બાચકું હું ખોલું
કે ભૂખ જેમ ઊઘડતું પોપચું સવારનું.

## પ્રોષિતભર્તૃકા ☐ વિનોદ જોશી

આછાં આછાં રે તળાવ
એની ધાટી રે કાંઈ પાળ
પાળે ઊગી ચણોઠડી એના વેલાને નહીં વાડ....

હું પેડુએ પાતળી મારો પરણ્યો ઊભો વાંસ
ભટકાણો ભરનીંદરમાં મધરાતે વાગી ફાંસ

વાટું અરડૂસી બે વાર
ચાટું ઓસડ બીજાં બાર
બાઈજીનો બેટો (ઘણી ખમ્મા) મુંને થઈ બેઠો વળગાડ....

મીંઢળબંધા બાવડે મારે ના'વું માથાબોળ
કમખો ટાંગું ટ્વેશમાં કે ખળભળતો વંટોળ

પોચાં પારેવડાં કાંઈ રાંક
હાંફે અધમણ ને નવટાંક
ગુલ્લાબગોટો ઝૂલે રે મારે ફળિયે બાવળ ઝાડ.......

ચોમાસાનું વેલડું કાંઈ ઊપડયું બારોબાર
ટીપું વાદળ તૂટી પડે અણધાર્યું અનરાધાર

વેરું મોતી સવ્વા લાખ
ખેરું ખરખચડો કાંઈ થાક
ટચાકટીલડી ટાંકી રે મેં તો મખમલિયે ઓછાડ........

## ☐ પ્રેરણા લશ્કરી

બાથરૂમમાં
વરસતાં
શાવરે જ
મને કહેલું કાનમાં
કૃત્રિમ વરસાદને
ચોમાસું ન માની લેવાય.

## પાનખરમાં ☐ પ્રકાશ ત્રિવેદી

મેદાને હિમ પડયાની શાંતિ
હવા સ્વચ્છ, ધવલ આકાશ
કોઈને
પાંદડે પાંદડે પાનખરનો રાતો રંગ
કોઈ અપર્ણ શાખાબાહુ ઉન્નત કરી
માંગી રહે....

છાપરા પરની બરફની લાંબી શૂળ
ધીરે ધીરે ગળે

સરોવર એવું ને એવું સ્થિર,
ઠંડી પવન લહરી વહે

રહી અસ્પર્શ્ય
નહીં કોઈ મિત્ર, કે
નહીં કોઈ...

દૂર દૂર ચીસ પાડતી દોડતી જતી ગાડી
મારે નહીં આવન
નહીં જાવન
આજે
કેવળ રસ્તે ખરેલા
પાંદડાંનું હાલવું
જોયા કરવાનું!

☐ અનિલ જોષી

મારી કોઈ ડાળખીમાં પાંદડાં નથી
મને પાનખરની બીક ના બતાવો!
પંખી સહિત હવા ચાતરીને જાય
એવું આષાઢી દિવસોમાં લાગે
આંબાનું સાવ ભલે લાકડું કહેવાઉં
પણ મારામાં ઝાડ હજી જાગે.
માળામાં ગોઠવેલી સળી હું નથી
મને વીજળીની બીક ના બતાવો!

એકેય ડાળીથી હવે ઝીલ્યો ન જાય
કોઈ રાતી કીડીનોયે ભાર!
એક પછી એક ડાળ ખરતી જોઉં ને થાય
પડવાને કેટલી છે વાર?
હું બરફમાં ગોઠવેલું પાણી નથી
મને સૂરજની બીક ના બતાવો!

આતિથ્ય ☐ ભૃગુરાય અંજારિયા

આગંતુકે પગથિયાં ચડતાંની સાથે
પોતાનું હોય ઘર એમ જ જાણી લીધું;
ખંભેથી ખીંટી પર કોટ ભરાવી એ તો
બેઠો, ગયો બની પળે ઘરનું જ અંગ.

એનું સદાનું ફરવું બની પાણિપાત્ર,
–આતિથ્ય તોય અકળાવી રહેતું મોંઘું :
શી શાન્તિ આ! અતિથિ ને યજમાનની ના,
એને નડી જનમ-જૂની અહીં જુદાઈ.

આતિથ્યનો અવધિ છેક ભુલાઈ ચાલ્યો,
એવો ગયો હળીભળી,—પણ એની રીતે;
રોયોહસ્યો દુઃખસુખેય કુટુંબ કેરાં,
—ને હક્ક સૌ ફરજ સાથ જ માગી બેઠો!

(રૂહેતી ઘડાતી, ઘરજીવનમાં ગૂંથાતી
એ તો સ્વભાવગત શાણપ શેય જાણે!
ખીલ્યાં પરસ્પર સુહાવી સુગંધરંગ
ક્યાં બાગનાં કુસુમ, ક્યાં વગડાઉ છોડ!)

ને એક દી ફરીથી જાગતી જૂની ધૂન
યાત્રા અનંત, અટકેલી, બઢાવવાની :
એકેક માંડી ડગ,- કોટ ભરાવી ખભે—
જાણે ન હોય ત્યજતો ઘર એમ ચાલ્યો!

 શિલ્પિન થાનકી

અધમધરાતે પીધ પિયાલી પરોઢ અમ્મલદાર જીવભા ઝમરખ ઝમરખ
દસ દરવાજી રંગ મ્હેલમાં રેલછેલ ઝોંકાર જીવભા ઝમરખ ઝમરખ
અધખૂલી અધબન્દ અટારી અખિયાં અખિયાં બીચ ઉઘાડું અકડેઠઠ આકાશ ઝળુમ્બે
આમ વખમ્ભર ઓમ ડટેટર સાવ ખખડધજ ગટની રાંગે અરજખરજતો જિમડીનો ખોલાશ ઝળુમ્બે
અવાક અસ્સલદાર જીવભાને શું લાગેવળગે ગઢમોઝાર જીવભા ઝમરખ ઝમરખ
અચકો મચકો સપનાંની ઘોડાર હણેણે તોય જીવભા બ્હેરાબન્તર કોઈ ઠાણિયા જેમ ઝાંપલે જાલિમ ઊંઘે
ઊંઘરેટિયાં ગાત કૂતરાં સસ્સસ્સું ઘે
અઢંગ ઊંઘણહાર જીવભાને શું પરશે ખરશે નિન્દર સાથે એકાકાર જીવભા ઝમરખ ઝમરખ.

આના કરતાં તો ▢ પ્રવીણકુમાર રાઠોડ

વીંટીમાં ન જડાઈ શકેલા હીરાઓને
થાય છે હવે
આના કરતાં તો પથ્થર હોત તો
ક્યારના ચણાઈ ગયા હોત
કોઈક ઈમારતમાં.

## જરીક અમથાં માનવ ☐ બેજન દેસાઈ

જરીક અમથાં માનવ–
અમને સપનાંની મ્હોલાત !
જીવ્યા કરવું દિવસ ભરી ને મરવું આખી રાત !
જરીક અમથા માનવ અમને શી મોટી મ્હોલાત ?

રાત પડે
આંખો મીંચી
ત્યાં કાજળ શી મધરાત !
આંખ ખૂલેને–હૈયાં સાથે કરવા માંડે વાત !

મન રાજાને તાજ તખતની
નહિ રે કશી વિસાત !

તારા, સૂરજ સભર ગગનની ઓછી પડે બિછાત
જરીક અમથાં માનવ, કેવી સપનાંની મ્હોલાત !

સપનાંનો અલગારી નાતો નહિ દિન કે નહિ રાત
સપને દિવસે કેવું સુખ,
ને સમને કપરી રાત !
જરીક અમથા માનવ જર્જર સપનાંની મ્હોલાત !

## એક કાવ્ય ☐ બકુલ દવે

સંબંધોની મૌસમના
પહેલા વરસાદમાં
આપણે ભીંજાતા હતા
ત્યારે
મને ક્યાં ખબર હતી
કે તેં રેઈનકોટ પહેર્યો છે...

## તોફાન □ પ્રાપ્તિ કાનાણી

એક જબરદસ્ત મોજું મને ખેંચી જઈ રહ્યું છે
મને ખબર નથી ક્યાં તે, હવે તો
કદાચ મને તે અફળાવી નાખશે
અણિયાળા પથ્થરો વચ્ચે
તે પણ જો હું કિનારે પહોંચું તો.

મેં કોશિશ કરી તેની સામે લડવાની
વહેણની સામે હું થઈ મધદરિયે
ત્યારે મને ખાતરી થઈ કે
આમ તો હું કદીયે બીજો દિવસ નહીં જોઈ શકું.
આ ઝનૂની દરિયો મને ડુબાડી દેશે
આ વમળો ભમરી લઈ મને ખૂંપાવી દેશે
—પોતાના વ્યથિત નિરાશ હૃદયમાં.

આ ઝંઝાવાતે મને થકવી દીધી છે.
હવે હું વધારે નહીં સહન કરી શકું.
વાંક મારો જ છે કે મેં અંદરના એ નાના અવાજનું
સાંભળ્યું નહીં, જેને પરિસ્થિતિની સમજ હતી.
હા, તોફાનમાં ઝંપલાવવું તે એક હતી ગંભીર ભૂલ.
પણ હવે થોભવું એ સાચે જ ડૂબવું છે
એટલે કંઈક મને આગળ ખેંચી રહ્યું છે.

મોજાં અફળાય છે મારી સાથે, આ 'ટરબ્યુલન્સ'
બહુ જ શક્તિશાળી છે.
આ સંઘર્ષ મને તોડી રહ્યો છે, ધીરે ધીરે
વ્યવસ્થિત, પદ્ધતિસર
એક એક અંગ તેના સાંધામાંથી અળગું પડી રહ્યું છે.
બસ, હવે તો આ મગજ ઇલેક્ટ્રિક કનવલ્ઝીવ થેરપી
નહીં લઈ શકે

આ પૂરના જંગી આંચકાઓ સામે કામ કરવું
એને જણાય છે વ્યર્થ.
ફટકારેલા મગજ અને ડૂબતા હૃદયથી
હવે તો ઝાંખો કિનારો પણ દેખાતો નથી
શું પહેલાં જેવી ઉત્સાહી હું એને પહોંચી શકીશ
એનો મને ભરોસો નથી.
આશા તો એટલી જ રાખું છું હું કે અણિયાળા પથ્થરો
કરી શકશે એક્યુપંકચર
અને ઘટાડશે આ ધીમો ઊંડો દુઃખાવો.

વૃક્ષ □ ઉશનસ્

એક જીવતા વૃક્ષને
મેં થડમાંથી જ બાથમાં લઇ લીધું,
એ એટલો જ ભાગ કવચ-આવૃત, કેડ જેટલોજ ભાગ;
કવચ પાર તો જીવતા પ્રવાહો હતા, ઉપર ને નીચે જતા
ધસમસતા ને ધગકતા મારા વક્ષસ્થળની સાથોસાથ,
મારી બાથમાંથી જે નીચે છટકી ગયું હતું
તે ભૂમિમાં મૂળિયાં નાખી વિસ્તરવા મથતું હતું
આડે ને ઊંડે ને ચોતરફ....
અને ઉપર પ્રટકયું તે તો આભ ઊર્ધ્વ
ડૂખ અને ડાળીઓમાં આડું-ઊંચું ને ચોતરફ....
થડમાં છે એટલું જ આશ્લેષમાં તો-
બાકી અધો અને ઊર્ધ્વ
કેવળ અનાશ્લેષ્ય

## ગઝલ ☐ સાહિલ

છાતીમાં મારી સેંકડો ઇચ્છાની નાવ છે
ને આંખ સામે ખાલી થયેલું તળાવ છે.

શબ્દોને કોઈ બાનમાં પકડી ગયું કે શું !
બસો મળ્યા પછીનો નગરમાં તનાવ છે.

લોહી પૂર્યાની વાત સિફતથી ભૂલી જઈ,
સહુ ચિત્ર જોઈ બોલ્યા : ગજબનો ઉઠાવ છે.

આ કાચબાપણાનું હવે શું થશે કહો !
ઝડપી હવાની ચારે તરફ આવજાવ છે.

સાહેદી અંધકારની એમાં જરૂરી ક્યાં !
સૂરજની હાજરીમાં બનેલો બનાવ છે.

થઈ ધાડપાડુ ત્રાટકે 'સાહિલ' ભલે સમય–
ટહુકા ઉછેરવાનો અમારો સ્વભાવ છે.

## ગઝલ ☐ મનીપ પરમાર

આ હવાની ભીંત કોતરવી પડે,
શ્વાસને ડ્હોળી નદી તરવી પડે.

વેદનાનાં વ્હેણ ક્યારે થંભશે ?
કે ક્ષણોની નાવ લાંગરવી પડે.

મ્હેકને ઢોળી હવા ચાલી ગઈ,
શ્વાસની શીશી ફરી ભરવી પડે.

સૂર્યના ઘોડા ઉપર બેસી હવે,
વાદળોની ખીણ ઊતરવી પડે.

હુંય સરનામું બની ભૂલો પડ્યો,
ને ગલી અંધારની ફરવી પડે.

## એક વાર ☐ માધવ રામાનુજ

એક વાર યમુનામાં આવ્યું'તું પૂર,
મથુરાથી એક વાર માથે મૂકીને કોક લાવ્યું'તુ વાંસળીના સૂર.
પાણી તો ધસમસતાં વહેતાં રહેને એમ
ગોકુળમાં વહેતી થૈ વાતો,
આમ કોઈ પૂછે તો કહી ના શકાય અને
આમ કોઈ ભવભવનો નાતો!
ફળિયામાં, શેરીમાં, પનઘટ કે હૈયામાં બાજી રહ્યાં છે નૂપુર....
ઝૂકેલી ડાળી પર ઝૂક્યું છે આભ, કાંઈ
જોવામાં થાય નહિ ભૂલ,
એવું કદમ્બ વૃક્ષ મ્હેકે છે: ડાળી પર
વસ્રો હશે કે હશે ફૂલ!
પાણી પર અજવાળું તરતું રહે ને સ્હેજ આંખોમાં ઝલમલતું નૂર....
કાંઠો તો યમુનાનો, પૂનમ ગોકુળિયાની,
વેણુ એક વાંસળીનાં વેણ,
મારગ તો મથુરાનો, પીંછું તો મોરપિચ્છ,
નેણ એક રાધાનાં નેણ!
એવાં તે કેવાં એ કહેણ તમે આવ્યાં કે
લઈ ચાલ્યાં દૂર દૂર દૂર....

☐ જનક ઉપાટ

રોજ સાંજે
તારા વિષે કવિતા લખી
પેપરવેટ નીચે મૂકું ને
સવારે
દબાયેલું પતંગિયું મળે!

## ગઝલ ☐ મેઘબિંદુ

એવાં ફરી આ બાગમાં ફૂલો ઉગાડીએ,
જેના થકી ખુદ આપણી શોભા વધારીએ.

અસ્તિત્વ નહીં તો એમનું યે ઓગળી જશે,
બળતી રહી છે ક્યારની શંકા બુઝાવીએ.

નહીં તો ધરાના લોકો એને માનશે નહીં,
ઇશ્વર વિષે થોડી હવે અફવા ઉડાડીએ.

શંખ વાગે તો ઠીક નહીં તો આપણે બધા,
સાથે મળીને જોરથી પાવા વગાડીએ.

હા, ગોવર્ધન તો એ પોતે જ ઊંચકશે.
પણ આપણે પણ આંગળી એમાં અડાડીએ

## શબ્દ ☐ દિલીપ ઠાકર

શબ્દનું સાન્નિધ્ય કેળવવું હતું.
એ રીતે મારે મને મળવું હતું.

શબ્દનાં છે ઝાડવાં ચારે તરફ;
પાંદડું તેનું થઈ ખરવું હતું.

શબ્દ સાગર ઊછળે છે ભીતરે;
થૈ સરિતા, છાલકે ભળવું હતું.

શબ્દ છે તાનારીરીની ગાયકી;
તાનસેનોને અહીં ઠરવું હતું.

શબ્દનો છે સૂર્ય કેવો આલીશાં,
બે જ હાથોથી નમન કરવું હતું.

શબ્દમાં જીવી જઈને આખરે;—
તત્ત્વમાં નિઃશબ્દ થઈ ભળવું હતું.

આ મૃત્યુ જેટલું નાલાયક, નીચ અને નફ્ફટ્ટિયું કોઈ નથી.
લુચ્ચું, કપટીલુ, છળિયું, હળાહળિયું, ભાગેડિયું, ઘરઘરિયું, ફરફરિયું.
જેવા આપણે જન્મીએ છીએ કે
તેવું જ, એ આપણી સાથે, આપણામાં ગુપચુપ ઘૂસી જાય છે
અને એટલે જ તો આપણે સહુ જન્મતાંની જ સાથે રડીએ છીએ, નહિ?
જિંદગી આખ્ખી (?!....હા, હા....) આપણને 'ફેવિકોલ' લગાડી ચોંટી રહે છે
અને તેથી કેટલીક વાર થાય છે કે આપણે જીવીએ છીએ કે મૃત્યુ જીવે છે!
મૃત્યુ: બેશરમિયું, નફ્ફટિયું, સ્વાર્થીયું, નફ્ફટ્ટિયું....
આપણી સાથે રહેવું ને પોતાને મનફાવે તેમ કરતા રહેવું
અને ઉપરથી આપણને વાર તહેવારે જાહનમ્ દેખાડતા રહેવું.
બેશરમિયું....અરે ડબલ બેશરમિયું....ના, ના ચોબલ બેશરમિયું.

લો આ તાજો દાખલો:
પેલા ૩૨ વરસના ગુણવંત જોડે ખૂબ ખૂબ મહાલ્યો
ખૂબ ખૂબ ગુણગાન ગાયાં—પોતાનાં!
અરે, છેલ્લાં ૩-૪ વરસ તો ગુણવંત જોડે સ્કૂટર પર સહેર કરી, લહેર કરી.
આખ્ખું મુંબઈ પેટભરીને જોયું ને સાથે ખાધુ પણ.
અને ગઈ કાલે એના પેટમાં શું ભરાયું તે
ગુણવંત સાથે સ્કૂટર પર અંધેરી જતાં
વરલી આવતાં, એણે પહેલાં વરલીના દરિયામાં કૂદકો માર્યો
અને પછી ગુણવંત અને સ્કૂટરના લોરી સાથે 'શેકહેન્ડ'....ના, ના....
'ફેસ-ટુ-ફેસ' 'ફેસ-હેન્ડ' કરાવ્યા.
પોતે છૂટી ગયો, સ્કૂટરને છોડાવ્યું
પણ છુટ્ટી કરાવી દીધી બિચારા ગુણવંતની.

ના....ના....છુટ્ટી થઈ ગઈ ગુણવંતની પત્નીની અને બે બાળકોની.
છુટ્ટી થઈ ગઈ અઢી અક્ષર 'પપ્પા'ની અને એક અક્ષર 'એ'ની.
છુટ્ટી થઈ ગઈ સ્વપ્નોની.

છુટ્ટી થઈ ગઈ દિવાળીના બચેલા ફટાકડાની....ઘારી ઘૂઘરાની.
છુટ્ટી થઈ ગઈ દિવાળીના દિવાઓની
છુટ્ટી થઈ ગઈ દિવાળીની પહેલી છુટ્ટીની.

હવે તમે જ કહો, આ સાલા સાડી સાતવાર નખ્ખોદિયા મૃત્યુને તે શું કહેવું?
ચાલો તમે જ મદદ કરો.

એ સાલા સતપતિયા નખ્ખોદિયા મૃત્યુને
કઈ જાતની, કેટલી ને કેટલા જોરથી ઘાંટા પાડીને ગાળો આપવી
તેથી તમને અને મને સંતોષ થાય.

સાલા, સાડીનવવાર નખ્ખોદિયા
જિંદગી આખ્ખી (હા....હા...૩૨ વરસની આખ્ખી જિંદગી!)
ગુણવંત સાથે રહ્યો, એને પૈસે મોજમઝા કરી
અરે કોઈ દિવસ ખોટો વિવેક પણ ન કર્યો
અને સાલા સાડીસોળવાર નગુણિયા
છેલ્લે, સોમવારે તો ઓબેરોયમાં બૂફે પણ ઝાપટી આવ્યો 'તો.
તો પણ, સાલા સાડીસત્તાર વાર સુવ્વર સાપોલિયા
તારાં આવાં કરતૂત?
નેવું વાર નખ્ખોદ જાય તારું.

પણ જુઓને, આ ગુણવંતની મા વચમાં આવી.
ગામથી આવી બીજે દિવસે અને ત્રીજે દિવસે વચમાં જ
પાછા જવાની વાતો કરે છે.
અમે તો ભાઈ ૧૫-૨૦ દિવસમાં પાછા ગામ જઈશું.
ત્યાં તો બધુ એમનું એમ મૂકીને
અમે તો ટ્રેનમાં મારતે ઘોડે દોડતા દોડતા આવ્યા છીએ.
ધંધો તો એમ જ મૂકયો છે.
અરે આ તો ધંધાની રીઅલ સીઝન ચાલે છે.
એને કોણ સંભાળે?

આ ગુણવંતની રીઅલ મા, સીઝન્ડ મા
એને કેમ સાંભળવી
એના કરતાં એને ન સાંભળીએ તો?
પણ પછી શું?
ભાગ્ય ગુણવંતનાં...ગુણવંતની પત્નીનાં.... ગુણવંતનાં બાળકોનાં....
ગુણવંતનાં માબાપનાં..ગુણવંતના સ્કૂટરનાં..અને..અને..ગુણવંતના મૃત્યુનાં..

એય, ગુણવંતના સાડીનવ્વાણુંવાર નખ્ખોદિયા મૃત્યુ
જા, તને આપેલી બધી ગાળો, જાતજાતની અને ભાતભાતની
અને જેટલા જોરથી ઘાંટા પાડીને આપેલી
એ બધી જ ગાળો

એટલા જ જોરથી ઘાંટા પાડીને પાછી ખેંચી લઉં છું.
જા, નખ્ખો.... સોરી....માફ કરજે અને તને માફ કરું છું.
જા, તારી છુટ્ટી કર.

☐ પ્રફુલ્લ વિશ્વનાથ

તારા વિચારોમાં
લીન હોઉં છું
ત્યારે
મારી આસપાસ
સંભળાય છે :
દુર્વાસાનાં પગલાં.

આકાશ ☐ બીરેન પારેખ

આકાશ,
એ કંઈ શૂન્યાવકાશ નથી
આકાશ તો
ઊંધો લટકતો દરિયો છે,
કે જેમાં વાદળોનાં વહાણ તરે છે.

## પહેલી □ સુન્દરમ્

એ જ્યાં મળી, ત્યાં હું ફરી જઈશ,
અને વળી પ્રશ્ન ફરી કરીશ,
એ ડાળની હેઠળ જ્યાં મળેલ,
તે ડાળને—
એ ડાળનાં હા પ્રતિ પર્ણ પર્ણને:
કહો હવાં એ ક્યહીં ભૂતલે આ?

આવી અહીં ભૂતલ એ ભમંતી:
નિર્માયલી એ ક્ષણુ પે મળી ગઈ:
ને સાર શું જીવનનો બની રહી.

એ આવી જેવી–ગઈ તેમ તેવી,
આવ્યા-ગયાનો અફસોસ ના કંઈ.
પરંતુ આ કેમ: સહુ હોશ લૈ ગઈ.
ને પૂછું–જે તે પળમાં કહી ગઈ.
કહેવા સમું આ જગમાં હતું જ જે.
જોવા સમું આ જગમાં હતું જ જે.
થૈ સાર તેનો, મુખ પે મઢી તે
ખડી રહી: 'આ હું રહી' વદંતી.

રાચે ભલે સૌ રચી કિંવદંતી:
'શો આદમી આ–' પણુ આ કથા તો
જૂની, હવા – આદમના દિનોની:
મને મળ્યું જ્ઞાનતણું મહાફળ,
અને મળી દર્શનની મહા પળ.

હવે ભલે સ્વર્ગ ન સાથમાં રહ્યું:
રહી પરંતુ પણુ સાથમાં એ:
જ્યાં જ્યાં રહીએ– ત્યહીં નિત્ય સ્વર્ગ.

## લઘુકાવ્ય □ મેહમૂદખાન પઠાણ

દોસ્ત!
ડામરના રસ્તે
ઊભેલી આપણી ધારણા
કદાચ —
એવું પણ બને
રસ્તો પીગળીને થાય દરિયો
ને
દરિયાના સાતમા પેટાળે
નીલમ નદી વહે
ને
આપણે તો છીએ
હલેસાં વગરનું વહાણ!!

## બહુ બોલકી છોકરીનું ગીત ☐ નવનીત ઉપાધ્યાય

દર્પણને ગીત પછી ફૂટે તો ?
કોઈ મારું નામ મને પૂછે તો ?

ચંદનતળાવ મારી જેવું દેખાય એવું કોણે લખ્યું છે મારું ગીત
કાગળ વાંચું કે મને પાણી દેખાય એનું કેવું લખાણ કેવી રીત

મને ચોમાસું એય કહી ચૂંટે તો ?
કોઈ મારું નામ મને પૂછે તો ?

લીલાં શ્રીફળ લાવો અમને વધાવો મારાં સપનાંઓ પોઈ ભરી આવ્યાં
સૂરજ જેવું ચારે બાજુ વરતાય આજ કોના અણુસાર અહીં આવ્યા

એનું નામ મારા નામમાંથી ફૂટે તો ?
કોઈ મારું નામ મને પૂછે તો ?

☐ રમણિક સોમેશ્વર

સ્હેજ રેતી ભીંજવીને થાય દરિયો ચાલતો
માછલું તડપે, કિનારો સ્તબ્ધ થઈ જોયા કરે.

ધૂળની ડમરી સમું કાંઠે કશું ઊડયા કરે
ને સમયના કણ હયાતીને સતત ખોયા કરે.

ફીણ ઊમટયા'તાં કિનારે તે ઉપર કવિતા લખી
કોણ નાજુક આંગળીને રેતમાં બોળ્યા કરે.

ફૂંક મારીને હવા પગલાં તપાસે કયારની
કોણ આ રસ્તે ગયું, કોના સગડ શોધ્યા કરે ?

સ્હેજમાં ભીંજાયેલી રેતી મહીં પગ સેરવી
કોણ રેતીના અતલ ઊંડાણને ઢંઢોળ્યા કરે.

ગઝલ ☐ લલિત ત્રિવેદી

હાથને જોતો ચૂપ બેઠો છું
રાતને જોતો ચૂપ બેઠો છું.

એ ટકોરા હશે કે ભણકારા?
દ્વારને જોતો ચૂપ બેઠો છું.

માછલી પણ ચતુર છે અહિંયા
જાળને જોતો ચૂપ બેઠો છું

કોઈ ચકમક નથી થઈ શકતી
ઘાસને જોતો ચૂપ બેઠો છું.

એક ઘટના બનેલી ધગધગતી
રાખને જોતો ચૂપ બેઠો છું.

પાંખમાં માત્ર સળવળાટ, કદીક,
આભને જોતો ચૂપ બેઠો છું.

વંધ્યાની ગઝલ ☐ શૈલેન રાવળ

મોરપગલે નાચતું આંગણ નથી,
પારણામાં ઝૂલતો ફાગણ નથી.

છાતીએ ચૈતર તપે છે આકરો;
આડલે વરસી જતો શ્રાવણ નથી

સાવ હળવી થઈ ફરી શકતી નથી;
આંગળીએ, કાંખમાં વળગણ નથી.

'એમના શી આંખ'ને સ્પર્શ્યા પછી;
ટેરવે જે રે જતું, આંજણ નથી.

એકધારું આંખમાં ખૂંચ્યા કરે;
આજ મેલું હાટ જો દર્પણ નથી.

એટલે વેરણ બને છે ઊંઘ શું?
રાતમાં વારે ઘડી અડચણ નથી.

ગઝલ ☐ સંદીપ ભાટિયા

બે'ક ત્રણ જીવ્યાની ક્ષણમાં કેટલા વ્રણ સંભવે
આંખ સામે ભીંત જેવા કેટલા જણ સંભવે

હાથ તો ઠૂંઠા સમા થઈ જાય ઊંચા પણ પછી
બંધ મુઠ્ઠીને કણસલે કેટલા કણ સંભવે?

પગરવોની શક્યતા ડમરી બની ઊડયા કરે
પાંપણોના પાદરે ભીનાશનું ધણ સંભવે

## ગઝલ ☐ રમેશ પટેલ 'ક્ષ'

તમારે જો હવામાં મ્હેલ ચણવા હોય તો આવો,
સિતારા ભરબપોરે ક્યાંક ગણવા હોય તો આવો.

કદી જેની લગામો હાથમાં ટકતી નથી એવા,
અમારી લાગણીના અશ્વ હણવા હોય તો આવો.

અમે મૃગજળ સીંચીને રણમહીં વાવી છે ઉજાજડતા
હવે આ શુષ્કતાના પાક લણવા હોય તો આવો.

કુંવારી કૂખમાં જન્મી શકે છે કણ જેવા પણ,
તમારે જો સૂરજના મંત્ર ભણવા હોય તો આવો.

## નથી ☐ હર્ષદ ચંદારાણા

કોઈ પર્વત ચિત્રમાં દોરી શકું એ બળ નથી
એટલે આજે ઝરણમાં સ્હેજ પણ ખળખળ નથી

દૂર છે એ કારણે પ્હોંચાય નહિ—એવું નથી
કૈં ન દેખાતું જો તારાં નામનું ઝળહળ નથી

આ સડક ક્યાં જાય છે એમાં કશોયે રસ નથી
ક્યાંય મારું ઘર નથી કે હોય એવું છળ નથી

આ નગરનો રંગ છે લ્યો સાવ પથ્થરિયો છતાં
વૃક્ષ કોઈ રોપવાની કોઈ પણ ચળવળ નથી

ઊગશે એમાં પછી ગુલમ્હોર થઈ ચ્હેરા બધા
આજ છો ને દર્પણોને ખોલવાની કળ નથી



ગેવીન એવર્ટ



જહોન હિથ સ્ટબ્સ



એલન બ્રાઉનજહોન



એ. આલ્વારેઝ



રિચમન્ડ લેટિમોર



ઉત્પલ ભાયાણી



દિનેશ દલાલ



નિરંજન ભગત, જગદીશ જોશી

## ગીત ☐ અહમદ અજમેરી

આયખાના ચોક વચ્ચે ઊડતા ફુવારામાં, બદલાતા લાઈટોના રંગો જેવો, આતે ઇચ્છાનો કેવો દમામ છે!
ખોવાતી આંખ એના પલકારા ભૂલે, ને જોવાતી આંખ વળી પલકારા ઝીલે, આ પલકારા પગરવનું નામ છે?

ક્યાંક ક્યાંક પગલાંનાં પારેવાં ઊડે ને ક્યાંક ક્યાંક રસ્તાને ઓગળતા દીઠા.
ચૂપ ચૂપ હોય મન હસતુંયે હોય ને હોય કદી બોર જેવાં આંસુયે મીઠાં.

મન કદી સિગ્નલની લાલ બત્તી થૈને, કદી બેસે જોયું ને! ભાગી છૂટેલો, આ ભીતરનો ટ્રાફિક તો જામ છે!!
આયખાના ચોક વચ્ચે ઊડતા ફુવારામાં, બદલાતા લાઈટોના રંગો જેવો, આ તે ઇચ્છાનો કેવો દમામ છે!

દરિયામાં ગુસપુસ એવી ચાલે કે દરિયા સમાણો ન ક્યાંય મળે જોટો.
કોઈ એક પરપોટો એવુંય બોલે કે આખાય દરિયાનો હું જ એક ફોટો.

ને માણસની સામે આ દર્પણના ટોળાએ, આભને જ ઊંચકી ચાલી નીકળવાની, પડકારો ફેંકીને ભીડેલી હામ છે.
આયખાના ચોક વચ્ચે ઊડતા ફુવારામાં, બદલાતા લાઈટોના રંગો જેવો, આ તે ઇચ્છાનો કેવો દમામ છે!

ગઝલ ☐ નયન હ. દેસાઈ

શ્વેત ધુમાડા સમું કૈં દુર્ગ પરથી નીકળે,
એક પડછાયો મને ઓઢી નગરથી નીકળે.

હું જ મારું નામ સરનામું નહિ આપી શકું,
ને ટપાલી આંખ લૂછતો મારા ઘરથી નીકળે.

હું ઝરૂખે નેજવું ધ્રૂજતું મૂકી પાકો ફરું,
સાંજ જેવું કૈંક ધુમ્મસના શિખરથી નીકળે.

કોઈ પડઘો કોઈ પડછાયો કશું કૈં યે નહિ,
માણસો તો નોકરી ધંધાના ડરથી નીકળે.

આપણી અંદર ઊંડે સુધી ભરાયેલો સમય,
આપણાથી ના ભલે કિન્તુ અવરથી નીકળે.

પડઘાની આંખમાં ☐ પથિક પરમાર

તલવાર વીંઝું દૃશ્યની પડઘાની આંખમાં
અજવાળાના તમ્બૂ હોય છે ઘટનાની આંખમાં

તારો સ્વભાવ એટલે ટોળું વસન્તનું
જંગલ લઈને નીકળે તડકાની આંખમાં

બારેય મેઘ વ્હાણ બનીને ડૂબી ગયા
ઝરણું નજરનું ઊછળે ટીપાંની આંખમાં

ખાઝી ગયાં છે પાનીએ જાળાં અવાજનાં
તે પથ, ગબડતો જાય છે ગાડાની આંખમાં

સૂરજ તો ફૂલ કાચનું થૈ ને ફૂટી ગયો
લાલાશ એની ઘૂઘવે ઘેટાંની ઊંઘમાં

## છતરસંગ છાના રે'! ☐ દલપત પઢિયાર

છીંક ખાતાં છીંડાં પડે એ છતની નીચે
રાત દિવસનો વંશ, છતરસંગ છાના રે'!
ચાદર કે'તાં વીંછી ચડે એ પડની નીચે
રણચંપાનો દેશ, છતરસંગ છાના રે'!
છેલ! તમારી છતરી હેઠે છાંયો ભરતી
ઓઢણિયોનું ટોળું તરસ્યું છૂટી ગયું
તે ભલે ગયું!
ભલે રહ્યું અહીં ફરફર જેવું,
વાદળ જેવું ખૂટી ગયું તે ભલે ગયું!
    હજુ બગીચા લીલા, હંઓ!
    હજુ હથેળી લાલ- કસુંબો!
    હજુ મૂછનો ઓહો, ઓહો!
તહતહ તૂટતા તળાવ મધ્યે
તમે વધ્યા તે શેષ, છતરસંગ છાના રે'!
છેલ! તમારા ફેંટામાંનાં ફૂલ ચૂંટીને
રસ્તા લ્યો, ચકચૂર!
છેલ! તમારા ખોંખારાને ખસ કહેવાની
કોની છે મગદૂર?
    ખરાખરીમાં ખેલો,
    ગાવો, ઘેન ગુલાબી હેલો!
ખેસ, ખાંડુ ને દડદડ ચૂવો, ઉપરછલ્લાં!
કોણ પૂછે છે શું કૂવો શું કલ્લા?
ઉપર ઉપરથી અજવાળેલાં બેડાં,
અંદર કોણ જુએ છે?
કોણ ગણે છે તલવારોના ઘા, ભા!
પગ ખસેડી પગલું ભરતાં
પંછાયાની ઠેસ, છતરસંગ છાના રે'!

તું વાત કર ☐ એસ. એસ. રાહી

એક બે ભીના કે સૂકા શ્વાસ કે ઉચ્છ્વાસ કે નિઃશ્વાસની તું વાત કર
અથવા તો બે ટોડલાની છાનીછપની ગુફ્તગૂ કે વાતની તું વાત કર

હું ચલમ પીધાં કરું છું ને સમયને બાંધી રાખું છું ચલમમાં તે છતાં
આમ કાં મૂંઝાય છે એ દોસ્ત? ચાલ, આજ ઉલ્કાપાતની તું વાત કર

હું જીવું છું, તું જીવે છે; એ બધું તો ઠીક છે, ચાલ્યા કરે, ચાલ્યા કરે
આજ તો નોખીઅનોખી ઓગણીસ્સો નવ્વાણુંના જઝબાતની તું વાત કર

તેં કહ્યું કે કાલ સાંજે એક શખ્સ ગુજરી ગયો, શાયર હતો, પણ તે પછી
મુજરામાં ઠુમરીઓ ગાતાં મુન્નીબાઈ પર વીતેલી રાતની તું વાત કર

જિંદગીમાં બે ઘડી ખુશીઓ મળે છે એ તો માત્ર ભ્રમ અને છળ છે, એ દોસ્ત,
થૈ શકે તો આ ભુરા આકાશ નીચેના બધા હાલાતની તું વાત કર

ગીત ☐ જયંતી પટેલ

ઠૂંઠાને અંકુરો ફૂટયા
વન આળસ મરડીને જાણે ઊઠયાં

છાતી પર આવીને ઊભું પતંગિયું રંગોની ભાષામાં ગાતું
આ મારી પાંપણમાં તગતગતું આંસુનું ટહોળું ખાબોચિયું સુકાતું

લંબાતા રસ્તાઓ ખૂટયા
ઠૂંઠાને અંકુરો ફૂટયા

શેરી વીંધીને હું ધોધમાર નીકળું ને જંગલ મળે છે મને સામું.
એકાદી ડાળી હલાવતાંક હાથમાં હું લીલાછમ સૂરજને પામું

અંધારાં તડ્ દઈ તૂટયાં
ઠૂંઠાને અંકુરો ફૂટયા

□ ગૌરાંગ દિવેટીઆ

મારે વણખૂલ્યા હોઠની કહેવી છે વાત,
મારા થંભ્યા હિંડોળાને ઝૂલવું રળિયાત.
ફૂલોનાં આંસુઓ લૂછે પતંગિયાં.
ભમરા તો રસમાં ચકચૂર;
પાંપણનાં ઝાકળને સૂરજની ઝંખના
ને આંખો તો સ્વપ્ને ભરપૂર
મારે વણખીલી કળીઓની કરવી છે વાત,
મારે વણખૂલ્યા હોઠની કહેવી છે વાત.

રાધાની વેદનાનાં જંગલ ઊગ્યાં
ને એમાં રઝળે છે મોરલીના સૂર,
આંખ અને આંસુને ઝીણો સંબંધ
કે કોઈ પાસે નથી ને નથી દૂર.

મારે મનગમતા સગપણની કરવી છે વાત.
મારે વણખૂલ્યા હોઠની કહેવી છે વાત.

મૂંગા પારેવડાનો છાનો ફફડાટ
અહીં જગવે છે કેવું તોફાન!
વણગાયા ગીતનો ટહુકો ઊઠે
અને ભૂલું છુ કહાન સાનભાન!

હું તો ઘેનમાં ડૂબું અને વીતે છે રાત,
મારે વણખૂલ્યા હોઠની કહેવી છે વાત.

ચાડિયા પર કાગડો □ ધીરેન્દ્ર મહેતા

ચાડિયા પર બેઠો કાગડો
ક્યારનો વિમાસે :
આ કેમ
ચાલવા માંડતો નથી!

☐ જવાહર બક્ષી

આમ તારું રૂપ અનરાધાર વરસે છે અને કારણ નથી
હું હઈશ એ માની લેવામાં કાંઈ અડચણ નથી

તારી આંખોમાં સમય જેવો સતત નહિ હોઉં, બનવાજોગ છે
આગિયાની રાત જેમ આ ક્ષણ હઈશ, આ ક્ષણ નથી

આપણા હોવાપણાના શહેરમાં હું ગુમ.... ક્યાં શોધું મને ?
અહીં તો સઘળું પારદર્શક છે કાંઈ દર્પણ નથી.

તું જ મારા હાથની લિપિ ઉકેલીને કહે મારા વિષે
મારી પાસે હું નથી એનો પુરાવો પણ નથી.

તવ અલકે ☐ રાજેન્દ્ર શાહ

પ્રિય, માલતીકુસુમ તવ અલકે
મંદ સુકોમલ મલકે.

નીલ સરોવરમહીં સવારે
ધવલ કમલ સમ ખીલ્યું,
એનું વિચિલય લોલ કિરણ
લોચનમાં ઝલમલ ઝીલ્યું,
ઝીલ્યું અપલક પલકે.

એને સ્પર્શ હવા પણ હરખ–
હિલોળો લઈને રમતી,
અહીં ત્યાં જાય વહી
અણસારે કહી વાત કંઈ ગમતી
દલદલ પરિમલ છલકે.

નજરમહીં નહીં ઇતર, લહું.
કેવલ સ્મિત રમ્ય છવાયું;
શ્રવણ ભીતરનું સુણે એવું શું
ગગન સભર કરી ગાયું !
ગાયું અલૌકિક હલકે.

## નીતરતી નજર ☐ મનોરમા રાવલ

હરણને ખરી ક્યાં ખબર હોય છે,
અહીં ઝાંઝવાનાં નગર હોય છે,

દિવસ રાત ખાલી થતું તે છતાં,
ગગન તર નહીં, તરબતર હોય છે.

કિનારે રહી પાર કરશું નદી,
અમારી નીતરતી નજર હોય છે.

થતું ચાલતા શ્વાસ સોંપી દઉં,
કઈ ધારણાની અસર હોય છે?

લપેટાય, છૂટો પડે ને ફરે,
ભમરડાની મિથ્યા સફર હોય છે.

## વરસાદ વિશે ગીત ☐ જયંત પાઠક

આ વાદળ વરસ્યાં ડુંગરે
ને કાંઈ ખીણુમાં ખીલ્યા મોર
ટહુકા હરેફરે રે લોલ !
આ અજજડ ઝાડો ઓગળ્યા
ને કાંઈ જળજળ ચારેકોર
નદીઓ ડૂબેતરે રે લોલ !
આ આંખ મીંચી છે આભલે
ને કાંઈ અંધારું ઘનઘોર
ચપળા ચાળા કરે રે લોલ !

આ લથડે લદલદ વાયરો
ને કાંઈ દિશા નહીં ના દોર
આડો અવળો ફરે રે લોલ !
આ રામગિરિ, અલકા ઝૂરે
ને કાંઇ વચમાં શાપ નઠોર
વાદળ ઘૂમ્યાં કરે રે લોલ !

□ રાજેન્દ્ર શાહ

આકાશ જેવું કરગરે રેતી અવાજની
એકાંતમાં સૂસવ્યા કરે રેતી અવાજની.

પડતાં જ સુક્કા શ્વાસના વંટોળિયાની ત્રાડ
ઊભી ને ઊભી થરથરે રેતી અવાજની.

છે દુર્ગ સ્મૃતિશેષનો એકાંતની ટોચે,
તેના ઉપર કા-કા કરે રેતી અવાજની.

તૂટશે તમારા મૌનની આ જીર્ણ ટોચ પણ,
ખરખર સતત અહીં ખરે રેતી અવાજની.

મારી ગઝલને પી ગયો છે શબ્દ એટલે,
કાગળ વિષે જો, તરવરે રેતી અવાજની.

ભાગી છૂટો □ અરવિંદ ભટ્ટ

તણખલે બાંધેલ સગપણ છોડીને ભાગી છૂટો
પાંખથી આકાશને પરખોડીને ભાગી છૂટો

કૈંક એવું પણ મળે ખંડેરને ફંફોસતાં
કે તમારું ઘર તમે તરછોડીને ભાગી છૂટો

તે પછી પંપાળજો જીભથી પરિચયનો ખીલો
ડોકમાં બાંધેલ સાંકળ તોડીને ભાગી છૂટો

શક્ય છે કે બ્હાર નીકળવાથી દરિયો પણ મળે
માછલીઓ, કાચને જો ફોડીને ભાગી છૂટો

—એક ટેળું સ્તબ્ધતામાં ગુમ થઈ જાશે પછી
ઊતરો ચિતા ઉપરથી, દોડીને ભાગી છૂટો

## ભોંમાંથી નીકળતા ભાલાની નૃત્યગીતિકા.... .... ☐ પ્રફુલ્લ પંડ્યા

ભોંમાંથી એક ભાલું નીકળ્યું કોઈ કપાળે તાલું નીકળ્યું પછી તો જયજયકાર થયો....
ગામ વગરના એક ગોંદરે સૂનકારના લગ્ન થયાને વહુ તરીકે
વાદળીઓનો આછો શો આકાર થયો....
વાદળીઓ જે વરસી જાણી એની તો કૈં કથા હતી
ભાઈ; એની તો કૈં કથા હતી....
કુંવારિકાઓ બાધા લેતી ઘણા ફકીરો લોટ માંગતા અને
પ્રથાની પ્રથા હતી...
ભાઈ, કથા હતી તો પ્રથા હતી....
આ સૂનકાર ને વાદળીઓનો પ્રથા પછી સંસાર થયો : અરસપરસ આધાર થયો....
આ કથાકારનો પીછો કરતી કાળી કરડી એકલતાનો કલમવેધ સંહાર થયો....
લાંબી લાંબી વખત-વાયકા વૃક્ષ બની ગઈ વડનું
એનું સૌને રોવું આવ્યું લોલ....
પાછળથી સૌ હસવા લાગ્યાં સૌ ભમણામાં ભમવા લાગ્યાં
સૌનું હોવું ભાંગ્યું લોલ...
રમ્ય વારતા બની ગઈ છે એક હરણની પ્યાસતણીને પ્યાસપ્રશ્ન સાકાર થયો....
ક્ષણક્ષણમાંથી પાણું નીકળ્યું "પ્રફુલ્લ" હૃદયમાં કાણું નીકળ્યું પછી તો જયજયકાર થયો....

## શું લખું તને— □ જગદીશ ભટ્ટ

પંખીની હાલ-ચાલ વિષે શું લખુ તને,
ટહુકે ડુબાયા વ્હાલ વિષે શું લખું તને.

આજે તો હું ને મારી ઉદાસીની સહેલગાહ,
લખવું પડે તો કાલ વિષે શું લખું તને.

તારા સ્મરણની આડમાં રસ્તો ચૂકી જવો,
તલસાટના આ હાલ વિષે શું લખું તને.

ચૂપચાપ થઈને ઊભું નિસાસાની બારીએ,
એકાકી મારા ખ્યાલ વિષે શું લખું તને.

ડગમગતું એક આભ પુરાયું છે આંખમાં,
વ્યાકુળ સ્વપ્નમહાલ વિષે શું લખું તને.

## અહીં છે □ બકુલેશ દેસાઈ

અહીં કાચ ને પથ્થરો પણ અહીં છે,
બરડ શ્વાસનાં ઝુમ્મરો પણ અહીં છે.

કડડભૂસ ગીતો તણા કાંગરા અહીં,
બચેલો મધુર અંતરો પણ અહીં છે.

ટહુકવાને ઉત્કંઠ જો કે મયૂરો,
ચૂકયા હોય એ અવસરો પણ અહીં છે.

ખબર પણ પડે ના અને ખોઈ બેસો,
પળો ચોરતા તસ્કરો પણ અહીં છે.

અહીં ખારપાટી ભૂમિ છે, 'બકુલેશ',
કહો, સંસ્મરણનો ઝરો પણ અહીં છે?

ગઝલ ☐ કાસમ વૈદ્ય 'મોમિન'

–જેણે મારી નથી ફિકર રાખી,
એની પર મેં સદા નજર રાખી.

–આવતી કાલ શું ભલું કરશે,
આજની જો નથી ખબર રાખી.

–એજ કરશે શરાબની તારીફ,
પ્યાલી જેણે પીધા વગર રાખી.

–એનાં દુઃખો અનંત રહેવાનાં,
જેણે સુખમાં નથી સબર રાખી.

–ઉન્નતિ ચૂમશે કદમ એનાં,
જેણે દ્રષ્ટિ સદા ઉપર રાખી.

–નાવ જીવનની ક્યાં લઈ જશે,
જેણે હેતુ વગર સફર રાખી.

–જિંદગી એ ખુદાને શોધે છે,
પાયમાલીથી જેણે પર રાખી.

–આ ઉતાવળ શી આટલી 'મોમિન'
મોત પહેલાં તેં ક્યાં કબર રાખી.

ગઝલ ☐ દિલેરબાબુ

લઈ શોધ મારી જ્યારે જગત નીકળ્યું હશે,
તારી ગલીમાં મારું પગેરું મળ્યું હશે.

સંબંધનાં પતંગિયાં સાથે ઊડે નહીં,
કે કેટલાય જન્મનું સપનું ફળ્યું હશે.

તારી ને મારી દંતકથા સાંભળ્યા પછી,
માણસપણાનું ભાન અહીં ખળભળ્યું હશે.

પગલાં અહીં મૂકીને સર્યાં દૂર આપણે,
પગલાંની ફરતે લોક ટોળે વળ્યું હશે.

તારી જ ઓળખાણ હવે આપવી રહી.
મારા વિષે ઘણાંએ ઘણું સાંભળ્યું હશે.

ડૂબી ગયું છે આખું નગર રોશની મહીં,
તારા સ્મરણનું મીણ અહીં ઓગળ્યું હશે.

જીવનભર ! ☐ જગદીશ ઓઝા

જીવનભર હું જળી
સજણુને ઈંધણુ ઓછાં પડયાં !
સજણુને ઈંધણુ ઓછાં પડયાં !

નયણાં રંગધનુને ગીરવી
આંસુપડિયો રળી
સાકર એમાં ઝીણી ભેળવી
રુદિયો દળી દળી
સજણુને ગળપણુ ઓછાં પડયાં !

કાયાની કોરાવી મુરલિયાં
શત શત મેહુવતી
મિલાપની આરતમાં, વિરહી
અધરે અધરે લળી !
સજણુને ઋજન ઓછાં પડયાં !

સતત ઝગી આતમને ટોડે
શાંત વેદના દીવી;
દિવેલ એમાં ખૂટયાં, હવે તો
વાટ રહી છે જળી !
સજણુને જીવન ઓછાં પડયાં !

ઘટ ઘટ મારા બળ્યા
સજણુને ઈંધણુ ઓછાં પડયાં
સજણુના જગન કેવડાં વડાં !

## ૦૦૦ જાળમાં ☐ કવલ કુંડળાકર

અશ્વ દોડે છે શ્વાસોની ઘટમાળમાં
આપણા રથનાં પૈડાં છે ઘડિયાળમાં.

છાતીએ એક સદીનું ખટકવું લઈ,
હું કરચ જેમ ખૂંપી ગયો કાળમાં,

આપણી એટલે રેતકણની તરસ,
રોજ ઊડયા કરે છે હરણફાળમાં.

એક ઘટના ન ચૂંટાયેલા ફૂલની
સ્હેજ આગળ વધી તૂટતી ડાળમાં

ઊછળે આંગળીના રહસ્યો 'કંવલ'
'ક' લખેલી વીંટી નીકળી જાળમાં.

## હાઈકુ ☐ ભરત પાલ

મસોતું અને
આપણું મન : જાણે
જોડિયા ભાઈ !

## આગમન સંહિતા ☐ હેમન શાહ

થાક લાગે છે સફરનો, જેમ ઘર આવ્યા પછી,
એમ હું થાકી જઈશ તારે નગર આવ્યા પછી.

રાતના જાગી જશે દુઃસ્વપ્નથી તું હાંફળી,
ને ખખડશે બારણું પ્રત્યેક લહર આવ્યા પછી.

દોડશે બોલાવવા તું ઝટ, સહેલીને બધી,
ટચુકડો ઉત્સવ થશે, મારી ખબર આવ્યા પછી.

હું મનાવી નહિ શકું પરદેશની વાતો કરી,
વેઠવી પડશે જુદાઈની અસર, આવ્યા પછી.

એક સૂર્યોદય થતો જોશું ઉભય સાન્નિધ્યમાં,
ગોપવેલા આભને ફૂટશે ટશર, આવ્યા પછી.

સ્વપ્નોને સળગવું હોય તો— □ ઉમાશંકર જોશી

સ્વપ્નોને સળગવું હોય તો બધીય સગવડ છે,
બજારના કોલાહલનાં કાષ્ઠ અને મીંઢા મૌનનો તણખો.
ભડભડ બળે સ્વપ્નાં, ધુમાય વાયુમંડલ ને આંખો ચોળે
ભલા લોકો. ઓળા એના પથરાય ઇતિહાસપોથીઓ પર.

એક સદીમાં—અર્ધીકમાં—બે વિશ્વયુદ્ધ. સરવૈયામાં
નકરું વકરેલું નિર્માનુષીકરણ. ભસ્મપુંજીભૂત હિરોશીમાની
ખાક લલાટે લગાવેલી અણુસંસ્કૃતિનું કંકાલહાસ્ય
દસકાઓની ભેખડોએ પડઘાય. ભીતિના પેંતરા
સર્વનાશસજ્જતામાં પરિણમે. સજ્જનો અકિંચિત્કર.
સર્વગ્રાસી બજારમૂલ્યોનું ડાકલું બજી રહે; સુજનતાની સેર,
પ્રેમની સરવાણી સણસણી રહે દ્વેષજ્વાલાઓ વચ્ચે

વાંકી વળી ગયેલી ખેડુની કારીગરની મજૂરની કમર પર
ચઢી બેઠેલ વાદાવાદ તાગડધિન્ના કર્યે જાય, કમર પેલી
ભલે વધુ ને વધુ વાંકી વળ્યે જાય. કોળિયાના વખા
કોટિકોટિ માનવોને ભર્યાંભર્યાં બજારો ને હર્યાંપૂર્યાં ખેતરોની
સામે જ. માનવ એટલે શરીર,—યુગની મહતી એ શ્રદ્ધા. એકમાત્ર ધર્મ
શરીરધર્મ. શરીરને અન્ન ખપે, સુખ ખપે....આપો, આપો,
અન્નની આશા આપો, સુખનાં ઝાંઝવાં સ્થાપો. બાપો બાપો!
હાંઉ, ધ્રાપો! શરીરને શરીરમાં હોમો, અર્થ-કામ-હોળીઓમાં હોમો, હોમો!
શરીરો યુદ્ધજ્વાલામુખીની ઝાળોમાં ભલે થાય સ્વાહા! આહૂહા,
અતિઉત્પાદનવતી સંસ્કૃતિનો મુદ્રાલેખ 'સ્વાહા!'
ખૂબ જે ખાનારાં, તે ખવાયેલાં; ખૂબ જે બુદ્ધિસચેત, ચેતનાનો લકવો એને;
ખૂબ જે સંપન્ન; અગાધ એનો ખાલીપો. હૃદય બોબડું, ચિત્ત બહેરું.
અણુ-હાઇડ્રોજન-નાપામ બોમ્બગોળા ખડકીને ગંજ ઉપર બેઠો
માનવી પૂછે પોતાને: આ જીવવાનો કાંઈ અર્થ ખરો?
અઢીઅક્ષરિયા પ્રેમનો નાતો તો નિચોવાઈ ગયો;

ચતુઃશતકોટિ માનવો વચ્ચે વાતચીતનો સંબંધ માત્ર
હિંસાસરંજામ દ્વારા, સુખની પરસ્પર ઝૂંટાઝૂંટ લૂંટ દ્વારા, બજારનાં નગારાં દ્વારા
યંત્ર અને તંત્રમાં મંત્ર ગૂંગળાઈ રહ્યો.

મંત્ર તો 'મનુષ્ય'—માનવનું હોવું, માનવનું જીવવું,
માનવીપણાથી માનવોમાં ઓતપ્રોત થવું. અજબ અહો માનવીજીવન!
પ્રભુની પણ કરામત માનવીજીવન જેવું બીજું કૈં જવલ્લે જ રચી શકે.
અને તોય શોય કોઈ તાણો કોઈ વાણો દુરિતનો હોય ને હોય જ,
આ કૈતુકભરી દુનિયાની જિંદગીની રંગરંગી ગૂંથણીમાં.
ન કેવળ જડ પટ, દુરિત તો સચેત પરિબળ, ન માત્ર તંતુ,
વિસર્પિણી શકિત એ તો, મહાર્ણવના પ્રચંડ
લોઢ સમી સર્વભક્ષી, કયારેક કો વજ્રદંષ્ટ્ર જંતુ
તેજ ને તિમિર જેવું, છાયા-પ્રકાશ સમું, મિશ્રિત એ
દુરિત છે શુભથી; કયારેક તો નાશ એનો કરવા જતાં
શુભને અક્ષત-અક્ષુણ્ણ જાળવવું કઠિન બને.
દુરિત પર બહાર ઘા કર્યો, પાછો વળી હૃદય પર અફળાય.
બાહ્ય જગત નહિ તેટલું માનવી હૃદય એનું યુદ્ધક્ષેત્ર.

શુભાકાંક્ષા શુભોદ્ગાર શુભઆચરણ મહીં
રચ્યાપચ્યા રહ્યા ત્યારે અજાણ, કશી એંધાણી ન મળે એમ,
દુરિત તો, ગુલાબને કીટ જેમ, ધીટપણે
કોરી રહ્યું હતું જરીકેય થંભ્યા વિણ, જંપ્યા વિણ.

નિઃસહાયનો કંઈક બોજ ઉઠાવ્યો તે ક્ષણે—
તે ક્ષણે જ ઘરે પુત્ર મૃત્યુમુખે પડેલો—ની ખબર ના.

દુરિતનો પડછાયો ન કેમે કેડો મૂકે મારો-તમારો-તેનો-કોઈનોયે.

અહીં તહીં પણે બધે દોડ બસ દોડ
સમયની સાથે માંડી હોડ.
ભાગવાનું પોતાથી, મળવાનું અન્ય સૌને
—અજાણ્યાને, ઘૃણા કરનારનેય, એક માત્ર
પોતાને જ નહિ.

એ સૌથી કંટાળ્યો, એક જ-ને હવે
મળ્યાં કરું પોતાને જ, મળ્યું કોઈ
એનામાંય નિજને જ, સારી સૃષ્ટિ
ભરીભરી બની રહી એક જ ઘૃણાભર્યા આ 'હું'-મય.
દરેક ચહેરો તે જડ આયનો ના હોય જાણે.

કેમ કરી છૂટું, કેમ કરી બધે જોઈ શકું બધાને જ
—એકસાથે બધાને મારામાં અને મને એ બધાયમાં ?
બીજાને કેમ જોઉં છું તેમાંથી મને પરિચય મળે છે મારો,
બીજાઓને મળવુ પડે છે પોતાના પરિચય માટે.
નિશાત-ભરેલાં માનવો જોઈએ મારા મનનો કંઈ તાગ લેવા.

માનવોને સ્વીકારી જેવા છે તેવા,—દાનવને તારવવો
પોતામાં ને અન્યમાંય—સ્વીકારી જ નહિ, સર્વભાવે ચાહી
અપનાવવા સૌને. દુરિત—તે તો પ્રેમથી ભયભીત.

ખરડી ન શકે એ જીવનને, તોય પડકારી
નવી જ અગ્નિમત્તા ઉપસાવી મરડી શકે કદાચ.

દુરિત, શું આંકચે જશે જીવનગતિ તું મારી?
મરડશે જીવનનો પંથ મારો ?

દુરિત મારું હોવું એ જ તને કરે છે સુગઠિત,
તું જો સામે આવીને ના ઊભું રહે, તો તો ખરે
ઊણું ઊડઊડ કંઈ મારામાં જ.
દુરિત, તું આશ્ચર્યકર અનિવાર્ય માધ્યમ મારા જીવનનું.
દુરિત, તારુ હોવું એ જ કરે છે મને સુગઠિત.
હાશ, થોડાંક સ્વપ્નો જરૂર ટકી શકશે સલામત હવે.... ....

ગઝલ ☐ અનિલ દોશી

જિંદગી છે માત્ર અટકળનું નગર;
શ્વાસ જેવા શ્વાસના છળનું નગર.

મીટ માંડીને તમે જોયા કરો;
જિંદગી આભાસી વાદળનું નગર.

હર્ષને અફસોસની છે આ ધરા;
જિંદગી કેવળ છે ઝાકળનું નગર.

ચોતરફની છે દિશાઓ આંધળી;
જિંદગી છે માત્ર કાજળનું નગર.

લાગણી, સંબંધ, ને આ જિંદગી
વણલખેલા કોઇ કાગળનું નગર.

વરસાદ ☐ સંજીવ શર્મા

વરસાદની
ફિંગર પ્રિન્ટસ
જોવી હોય
તો
વરસના
ચાર મહિના
ખેડૂતનો
ચહેરો
જોયા કરવો

☐ નલિની બ્રહ્મભટ્ટ

તારા હાથની ઉષ્મા સૂર્યપ્રકાશમાં છે—
હું સૂર્યપ્રકાશમાં નહાઉ છું

તારી રોમાવલીનો કંપ ઘાસમાં છે—
હું ઘાસમાં આળોટું છું

તારા સ્મિતનું માર્દવ પારિજાતમાં છે—
હું પારિજાતને ચૂસું છું.

તારા શ્વાસની હળવાશ પવનમાં છે—
હું પવનમાં ફરફરું છું.

પશ્ચિમનો સૂર્ય ઊગાડે છે સ્મૃતિ
હું સૂર્યને કીકીમાં સમાવી લઉં છું.

☐ મકરન્દ દવે

પગલું માંડું હું અવકાશમાં,
જોઉં નીચે હરિવરનો હાથ,
અજંપાની સદા સૂની કેડીએ
ગાતો આવે અદીઠો સંગાથ—
જાગીને જોઉં તો કોઈ નથી એકલું.

ભયની કાયાને ભુજા નથી,
નથી વળી સંશયને પાંખ,
ભરોસે ચાલ્યા જે અનભે રંગમાં,
ફૂટી એને રૂંવે રૂંવે આંખ—
જાગીને જોઉં તો કોઈ નથી એકલું.

ઊંઘતાને માથે ઓળો મોતનો,
ઊંઘતાને પાયે જગની જેલ,
આઘાતે ભાંગે છે કોઈ અહીં ભોગળો
ને આંસુડે વાવે છે અમરવેલ—
જાગીને જોઉં તો કોઈ નથી એકલું.

તાન્કા ☐ રમેશ આચાર્ય

સતીના હાથ
ભાળું પાળિયા પાસ,
શ્રાવણી મેળો;
જુવાનડાં સૌ સાથ
ખેલે દાંડિયાના રાસ.

એમની દૃષ્ટિ આપણને આલિંગતી, છતાં આરપાર, સટાક્ કરી શિંઢી જાય.
ક્યારેક તેમાં જગતછાયો વિષાદ ડોકાય—
કોઈ ઊર્ધ્વલોકમાં વસનારા અવધૂતનો દરિયાઈ–આકાશી વિષાદ.
સહસા, હાસ્યસરવાણી ચમકી ઊઠે, ઊભરાઈ જાય, ઢોળાઈ જાય, આપણા પરે.
વાતવાતમાં આંખો મંડાઈ જાય ગોકુળ પર, નદિયા પર—
ખોળિયું પડી રહે નિશ્ચેષ્ટ, ને શીતળ આંસુમાં રાધા દડી પડે બહાર.
વાતોની રમઝટ જામે ક્યારેક, કૌતગરી પાંડિત્યની આંખોમાં ખીલી ઊઠે,
વિચારતંતુ ઝીણા ઝીણા અજવાળી દે—સ્નેહેલી ઊડવે.
અનૃતના અણસાર માત્રે, ક્યારેક જ, આંખો પહેલા બને સાવજ,
પછી જ્વાળામુખી—વિશ્વલયની રક્તિમ જ્વાળાઓ વેરાઇ વળે.
દુખિયાની પૃચ્છામાં, બીજી પળે, આંખો જ જાણે પસવારતી, બુચકારતી.
ક્યારેક આંખો ટાઢી થઈ મૂંગીમૂંગી કહી દેતી—"મને બધું જ ખબર છે."
કોઈ પ્રણમે, લળી પડે, ને નવોઢાઆંખો ઉચાળા ભરી ચાલતી થાય!
ક્વચિત્ રચાતો દૃષ્ટિસંગમ—
કાળ ઓગળી જાય, જન્માંતરો સહેલ્યાં કરે, ડોલ્યાં કરે ઓ....સામે.
ઓરડો છોડતાં, પટ્ કરી આંગળી પકડી ચાલવા માંડે આંખોસ્તો.

દશરથિયું* રોયા કરે રાતભર–આ આંખો મારી આંખ લૂએ.
સઢમાં પવન ભરાય —આ આંખો મને અનહદમાં તાણી જાય.
સાગરશિશુ રોજ નવાં ચિત્તર દોરે—આંખો કહે, 'ભૂંસાઈ જાઓ,
ભૂંસાઈ જાઓ!'

આકાશતળે સૂતો હોઉં, ને પલકમાં, આ આંખો તનપતંગને ઉડાડી દિયે.
અંતરમાં બેઠો હોઉં, ને અકારણે, કણકણમાં ફૂંકી દે પરમતૃપ્તિ
જગતચોકમાં ફરતો હોઉં, રહસ્યો ખોલી દે અવનવાં, ઉદ્યાન રચી દે આનંદનાં.

આ તે વળી કોની આંખો? પ્રભુસુરામત્ત કો ભક્તજનની? કે કમલનયન પ્રભુની?
ના, ના, આ તો મારી માની આંખો, જગજ્જનનીની આંખે—
વત્સલ; આલિંગતી, હૈયાની શય્યામાં નિત્ય રમ્યા કરતી.

* રામના વનવાસ પછી દશરથરાજાએ જે ક્રંદન કરેલું તેને યાદ અપાવતું, રાત્રે અત્યંત કરુણ હૃદયભેદક ટહુકાર કરતું પક્ષી. જુ' Nightjar

ગઝલ ☐ આશ્લેષ ત્રિવેદી

વરસાદ આખી રાત સતત ઝરમર્યા કરે
ને શૂન્યતાનું એક નગર વિસ્તર્યા કરે.

એકાંતને ય હોય પ્રતિબિંબ જેવું કંઈ
આભાસ દર્પણોનો મને છેતર્યા કરે.

ટહુકાઓનું તો ઠીક બધે વિસ્તરી ગયા
છોડી તને વિહંગ! પીછાં કરગર્યા કરે.

કે'વાય છે કે, ઘુમ્મસો ય ઓગળી ગયાં
અજવાળાં તારું નામ કોઈ ચીતર્યા કરે.

આ વેદનાઓ મારી કહો કોને જઈ કહું
ગુલમ્હોર મારી આંખ મહીં પાંગર્યા કરે.

નીંદરનું વૃક્ષ આખું લચે ભીની પાંપણે
ને પાંપણોમાં કોઈ ભીનું તરવર્યા કરે.

કોણ? ☐ હેમન્ત દેસાઈ

નિકટ બિરાજી નિખાલસ પીછાણ કોણ કરે?
મને જ મારા વિશે પણ અજાણ કોણ કરે?

ભર્યાં ભર્યાં ઉદયના રાગનું મળસ્કું થઈ
વિકાસી હોઠ પ્રાચીમાં પ્રયાણ કોણ કરે?

મિજાજ માઢનો સ્વરો બિહાગના છેડી
વિરાગી રૂપમાં વિલસતા ભાણ કોણ કરે?

નિવારી સર્વ પરાયાપણાંની ધૂસરતા
ક્ષિતિજને દિનના પરિચયની લ્હાણ કોણ કરે?

શરૂ શરૂની વિમાસણનાં દ્વાર ખોલીને
સ્વયં પધારી પ્રકાશ્યાની જાણ કોણ કરે?

વધાવી હસ્તીની વસંત વગર ટહુકે આ
સુરીલા મૌન ઇશારે વખાણ કોણ કરે?

ચહેરા વગરની પ્રતિમા મનોભૌતિક કવિ પટ પર ☐ યોગેશ પટેલ

[ મૅટાફિઝિકલ કાવ્યચિત્ર ]

ત્રસ્ત રંગો
રેખાઓ બળે
જાણે હાંફે
ચહેરાની ઢળે
 –રાખ
રેખાઓ શોધ,
સરહદો ઈંડામાંથી
ક્ષિતિજો સજીવ કિલકારતા શબ્દો
તડ તડ તડ ચર્ચનો ઘંટ વગાડે
 માત્ર સમયનું અટ્ટહાસ્ય
કેદ પથ્થરના ચોગાનમાં, કાચના આકાશ નીચે
સંકોડાય ઠરી ગયેલા સૂરજના દડાથી રમ્યા કરતા
 બાળકોનાં પ્રેત
વિસ્તરે ' હું '
જાણે ચહેરા વગરની પ્રતિમા મનોભૌતિક પટ પર
ફેરફસું અજ્ઞાત વટેમાર્ગુ

☐ દક્ષા વ્યાસ

' જીવતાં હોવું એટલે શું ?'—
 —મેં વૃક્ષને પૂછયું.
પ્રત્યુત્તરમાં ડાળીઓ લૂમીઝૂમીને ઓવારણાં લેવા લાગી.
 પર્ણો મરક મરક હસીને લીલપ વેરી રહ્યાં.
 પુષ્પો ઝરઝર ઝરીને પીમળ પાથરી રહ્યાં.
હવે એ દોડીને મને આલિંગે નહીં તોય શું !

## દીઠી ન તેને ☐ સ્નેહરશ્મિ

તેના ઘરની સામે
ભૂરી એક ખીણ,
આવે રમવા તેમાં
નીલ નદીનાં મીન.

દૂર દૂરના પહાડો
નીરખે નેણે એનાં
ઝીલી આભ પાંખે
ગાવા અધીર મેના;

હંસ ક્યાંકથી ઊડી
આવ્યો દ્વાર પાસે,
બાંધી ગયો તે તોરણ
તારકપુંજ પ્રકાશે.

ખીણ અને તે મીન,
ભૂખરાં તે શૃંગ.
કરવા સ્વાગત આવ્યાં,
સાથે ગાતા ભૃંગ,

લઈ માળા તે નીકળી,
તે જ અજાણ્યા પંથે-
દીઠી ન તેને ચઢતાં
તમે તમારા રથે ? !

## ગીત.... ☐ મહેશ યાજ્ઞિક

સાવ ઉઘાડું આભ ને સામે ઝરણાં જેવી કેડી
આખેઆખા આ પર્વતની સાથે સીમ લીધી મેં તેડી
કેડીનાં ફૂલોનું ગીત ઢાળ ઉતરે ને
કલરવના ગીતોથી છલકે આકાશ
ઢોળાવે ઢોળાવે નીતરતો જાય પછી
સૂરજના કિરણોનો કુણો પ્રવાસ
એમ થાય કે હોય આપણી સીમ વચાળે મેડી
સાવ ઉઘાડું આભ ને સામે ઝરણાં જેવી કેડી
બપ્પોરે ઝાડ તળે ઊભેલી આંખોમાં
કૌતુકની સરવાણી ફૂટતી
એક પાછી એક ડાળ હોંકારો દેતી ને
રગરગમાં લીલપ વછૂટતી
આમ ઉપાડું હાથ ને હાથે વળગે લીલી એડી
આખેઆખા આ પર્વતની સાથે સીમ લીધી મેં તેડી

પ્રથમ પંક્તિ: શ્રી માધવ રામાનુજ

સૂરજ ☐ વિનોદ અધ્વર્યુ

પરખીડિયામાં

તમે પાઠવ્યો સૂર્ય....

નવો નક્કોર....

અસલ કેસર ઝબકોળ્યો !

અમે હરખનાં આંસુ મહીં ઘૂંટીને ઘોળ્યો,

કરી લલાટે તિલક, જહીં દીઠું દર્પણમાં,

ગયો ઓગળી-વહી સ્નેહી ! તવ સ્મરણમાં !....

રે !

કેટકેટલા સૂરજ, આજલગણુ, હૈ તાલી

ગયા ઓગળી આમ, પછી પરખીડિયાં ખાલી !

અને—

વળી આ—

તમે પાઠવ્યો સૂર્ય....

ભલે તો—આજ, અમેયે

એ જ તમારા પરખીડિયામાં

ભરી ચાંદ પાઠવશું કોડે,

સૂરજ થૈ જે મળશે તમને—

—કોક પરોઢે !

☐ અરવિંદ ગજ્જર

પતંગિયાની

પાંખ પરથી લપસી પડેલો તડકો

ડૂબી ગયો—

ગલગોટાના સરોવરે !

☐ ઉપેન્દ્ર દવે

દરિયા સંગ

હું તો આઘે ને આઘે

પગલાં તટે !

અમદાવાદ માંદુ છે.... ☐ ઈન્દુ પુવાર

અરે, આખું અમદાવાદ માંદુ છે
કફ શરદી સળેખમ ઉધરસ કોલેરા મલેરિયા ઇન્ફ્લ્યુએન્ઝા
યાદી ઘણી લાંબી થાય એવી છે
બાકી હતું તે કાંકરિયા ઝૂમાં સિંહને લકવો થયો છે
આખું આકાશ લકવાગ્રસ્ત થઈ જાય તોય શું હવે
સેન્સેશનલ સમાચારથી ક્યાં સુધી ટકી રહીશું એવું માની
હું અવાજની હણહણાટી બાથમાં લેવા કઈ રીતે આગળ ધપું છું
એનો ખ્યાલ અમદાવાદ રાખે છે એવા એક ખ્યાલ સાથે
સડકોએ આસપાસમાં ગુલમહોરને ઉગાડવા દેવાની છૂટ આપી છે.
અમદાવાદને રળિયામણું બનાવવાની જાહેરાત વાંચું છું કે—

હું ટોળાં ટોળાં ટોળાં થતો જાઉં છું
ઘોંઘાટ ઘોંઘાટ ઘોંઘાટને એડી દેતો જાઉં છું
મારું હોવું એટલે જ—
લાલ બસ નિયોન લાઈટ્સના થાંભલા બાગ
બગીચા કૂતરાં કબૂતર—
મારે હવા થવું છે હરવું ફરવું છે અંદરબહાર
બધે જ બધે અગાસિયોમાં સ્કાયસ્ક્રેપર્સમાં
ઑફિસમાં કેબીનમાં લહેરાવું છે સ્પર્શવી છે
હથેલીઓ આંખો આંખો આંખો આંખો....

પણ વાત આખી ગલત છે અમદાવાદ
હું રીઆલિટીનો માણસ છું
મારા શ્વાસની પ્રક્રિયા એ પણ એક રીઆલિટી
તારું હોવું એ પણ એક પ્રકારની રીઆલિટી અમદાવાદ
તું માંદુ પડે તો કેમ ચાલે?
મને બીક છે સિંહને થયેલો લકવો તને મને અમને તેમને બધાંને
સાબરમતીમાં ફેરવી નાખશે તો આપણે માત્ર પુલના થાંભલા થઇને
ઊભા રહેવાનું કે રેતકણોની માફક સૂર્ય સામે ચળકયા કરવાનું?

હું ખડકાળ પથ્થર છું અથવા પ્લાસ્ટર ઑફ પેરિસ
પરંતુ અમદાવાદ તું તારી રીતે મને ઘડયા કરે છે મને આકારો આપ્યા કરે છે
એ રીતના જુદા જુદા આકરો હું બદલતો જાઉં છું જે રીતની તારી ઇચ્છા
થાય છે છેવટે હું શિલ્પ શિલ્પ થતો જાઉં છું શિલ્પ શિલ્પ....
મારો અનુભવ કહે છે મને કે હું સરમુખત્યાર છું
હું મારી જેમ વર્તું છું વિચારું છું વાણી ઉચ્ચારું છું વહાણ હંકારું છું છું છું છું છું
માત્ર પણ મારી રીતે. હણહણાટી મારી રગરગમાં લીલીછમ છે
લોનની ગલીપચી
ગલીપચી કરતી સંવેદનાને ઉખાડી નાખનાર પંજો ઊંચો થયા પછી નીચે કેમ
નથી આવતો એનું આશ્ચર્ય છે મને, અમદાવાદ.
સિંહ છું ટોળું છું ઘોંઘાટ છું–ટર્‌ર્‌ર્‌ર્‌ર્‌ ટક–એક ફોટોગ્રાફ.
આપણે એનેલિસિસ કોઈનુંય કરતા હોઈએ છીએ
પછી ભલેને માણસની વાત હોય કે તપેલીની ગેસના ચૂલાની આડણીની
તવેતાની કે સાંડસીની રોટલી કોને કહેવાય એની પ્રક્રિયાના ઝઘડા હોવાના
હોવાના હોવાના જ.
સ્થપતિ માટે પથ્થર એ મટિરિયલ છે
અમદાવાદ આપણું પાણી માંદુ આપણી સડકો માંદી લાગણીઓ માંદી જાહેર
દીવાલો માંદી મિલો માંદી....કયુ ખૂબ લાંબી હોય છે ચુઝઅલી
પણ આપણી પરંપરા ટોળાની છે ઘોંઘાટની છે ધક્કામુક્કીની છે
આપણે કેમ ઊભા છીએ કયુમાં અમદાવાદ?

કોઈ પણ વસ્તુ માટે નિમિત્ત થવું યા કોઈને
નિમિત્ત બનાવવું એ સહેલું છે કોઈના પણ માટે
મારા માટે તારા માટે તેમના માટે એમના માટે
ઘાસ જ બિચારું બાપડું છે ગમે તે એને ઉખાડી
શકે મચડી શકે ફેંકી શકે....

અમદાવાદ! પેલો સિંહ પંજો ઉપાડી શકતો નથી
પછી પંજો મારવાની વાત કયાં જઈને ઊગશે?
કોણ એને ઉખાડશે મચડશે ફેંકશે?

કહે છે કે સ્ટેડિયમની એક એક ઇંટ માંદી પડી છે
દડાની ગતિશીલતા કે આંખોની ગલીપચીથી ઊભરાતા
જોશ હોંશ હુલાસ બધું ખલાસ બધું ખલાસ...
હીરોઇક ડીફીટને સ્વીકારવામાં મેં મસ્તક કદી નમાવ્યું નથી
નથી થયો બાપડો બિચારો મને ગમતા સ્કુટર પરથી બૂબ ગબડયો છું.
રોમાંચ છે—ગબડયા પછી ઊભા થઇ પાછા સ્કુટરને કીક મારવામાં
સેન્શેશનલ એટેચમેન્ટ મારી હણહણાટીમાં ફેરવાતું ફેરવાતું મારી
આગળ આગળ દોડયા કરે છે દોડયા કરે છે........
અમદાવાદ અમદાવાદ ખખડ લાલ દરવાજામાં તું ખખડ
ખખડાટ તારો ખખડાવ ખખડાવ ખડખડ સાબરમતીમાં
ખળખળ ખળખળ વહેવા માંડ પુલ પરથી તારા પાણી
પાણીના અનુભવને મને સ્પર્શવા દે સ્પર્શવા દે....
બાકી અમદાવાદ મારે મારા પરિચય માટે
હું, હું છું એ સાબિત કરવા માટે પોસ્ટમેનને બોલાવી લાવવો પડે છે
હું પોસ્ટ ઑફિસથી જ ઓળખાઉં છું માત્ર—
સિંહજી સિંહજી લકવો થવાનું કારણ શું?
મારે તો તમારી ઓરિજનાલિટી સાથે વનના પાંચ
સાત સ્નેપ્સ જોઇતા હતા—
મારું અમદાવાદ રોજ રાતે મારી સાથે પથારીમાં
સૂતું સૂતું મારા આખા શરીરે ગુલાબી ગુલાબી ગુલાબી
ધબ્બા ધબ્બા ધબ્બા માર્યા કરે છે સવારે હું સ્કુટરને
કીક માર્યા કરું છું. અમદાવાદ આ તો
તારા કાનમાં કહું છું: ચાર હજી વીસ વર્ષ મોડો
જન્માવ્યો હોત તો મજા મજા મજા પડી જાત ખરેખર.
પોતાની જાતને રિડીક્યુલ થતી જોવામાં કયા પહાડ ચઢવાના હતા?
સાલું અમદાવાદ તેં એકેય પહાડને પાસે ના વસાવ્યો, ઠીક રહેત—
શિલ્પ માટેના મટિરિયલની તંગી ના પડતને!
છતાં અમદાવાદ કોઇને પણ અતિ ચાહવું
એ ભયજનક સપાટી વટાવવા જેવું છે

આ સિંહને અતિ ચાહવાનાં પરિણામ જોયાં ને?
અતિ ચાહીને કોઈનું કેટલું નુકશાન કરી શકાય એ જોયું ને?
હું દાઢી પર હાથ ફેરવતાં ફેરવતાં ધીમે ધીમે સફેદ
દાઢીધારી લાંબા લાંબા સફેદવાળ સાથેનો જટાધારી
વલ્કલધારી વનવાસી વનવાસી વનવાસીમાં ફેરવાતો
જાઉં છું. મારે મન અમદાવાદ આજેય તું લીલુંછમ
લીલુંછમ કલ કલ કલ અવાજધારી પહાડની તળેટી સાથેનું
વન વન વન થતું જાય છે થતું જાય છે થતું જાય છે....
આ તો બે ઘડી ગપ્પાં બીજું કશું નહીં
ત્રીજી ઘડીએ ઊંટલારી બનવાનું સાહસ રોકી શકાતું નથી
ઊંટ થયા પછી રણનું હોવું આવશ્યક નથી
ગુલમહોરી સડકોનું ગુલાબી સ્વાગત બધાને ભાવતું હોય છે.
અમદાવાદના હે આશ્રમ રોડ એટલે તને સલામ મારવાનું મન થાય છે.
ભલે સિંહને લકવો થાય કે થાય આકાશ લકવાગ્રસ્ત
છો કયુ માંદી પડી હોય—ટોળાં ઘોંઘાટ ઘણુંઘણાટીની
ત્રિપુટી સાથે હું સાબરમતી થતો જાઉં છું
હું છું તો સાબરમતી છે સાબરમતી છે તો સસલું છે સસલાના હોવાના
કારણે અમદાવાદ તું છે ભલે પછી તું માંદુ હોય કે હોય લકવાગ્રસ્ત કોઈ
ફરક પડતો નથી કેમ કે અમદાવાદ તું શિલ્પી છે, શિલ્પીનું નગર છે આ.
તેથી મારું શિલ્પ થવું કદી ઐતિહાસિક ઘટના બનવાની નથી એ વાત
આજે સાચી છે તો કાલે પણ એટલી જ સાચી હશે સાચી હશે સાચી હશે....

—તો કહેજે ☐ અવન્તી દવે

તું ક્યારેક પેલાં કિરણોની પાર પહોંચી શકે
તો કહેજે—
સૂરજ ક્યારેય આવો કાજલ ન'તો !
તું ક્યારેક જળની આરપાર ખૂપી શકે
તો કહેજે—
દરિયો ક્યારેય આવો આગ ન'તો !
તું ક્યારેક ચાંદના ગવનને ખોલી શકે
તો કહેજે—
રાત ક્યારેય આવી શ્વેત ન'તી !
તું ક્યારેક જિંદગીને પેલે સીમ પૂગી શકે
તો કહેજે—
મોત ક્યારેય આવું કિનખાબ ન'તું !

Myth ☐ દીનાનાથ વ્યાસ

આપણે પામી શક્યા ના કાળના અણસારને
ના શકી સમજી કદીએ પિંગલા ભરથારને.

રોમરોમે સ્ફુરણા છે કૃષ્ણનાં સ્મરણો તણી.
બસ કરો ઉદ્ધવ તમારા કૃષ્ણના અવતારને.

ઝાંઝવાં પાછળ સીતા ને રામ પણ દોડયા કરે,
ના હણી સુવર્ણ-મૃગોની છતાં વણઝારને.

(દ્રોણપુત્રો) લાખ છો બ્રહ્માસ્ત્રને છોડયા કરે,
કૃષ્ણ અવતારી શકે છે (ઉત્તરાના) ગર્ભ કેરા ભારને

છો ગળે ગાત્રો શિથિલ ચરણો ભલે ધ્રૂજ્યા કરે,
કૃષ્ણ યોગેશ્વર ઊભો દેખ્યા કરે પગથારને.

ગઝલ ☐ હર્ષદ ત્રિવેદી

મારો સમય તમારી પ્રતીક્ષા બની ગયો,
હું તો હજી ઊભો જ છું રસ્તો વહી ગયો.

એથી તો મારા લોહીમાં લીલી વ્યથા વહે,
ગુલમ્હોરને હું આંસુની સાથે જ પી ગયો.

તારા સ્મરણની એક ક્ષણ ટહુકી ઊઠી અને—
ઘરની સફેદ ભીંત પર થાપો પડી ગયો.

મારું બયાન એ રીતે કીધું નદી સમક્ષ—
એક ખાલી નાવ સોંપીને, પાછો ફરી ગયો.

અગ્નિપરીક્ષામાંથી તો થઇ ગઇ પસાર પણ—
આ મારી લાગણીને ધુમાડો નડી ગયો!

☐ મરીઝ

હું કયાં કહું છું આપની 'હા' હોવી જોઈએ,
પણ ના કહો છો એમાં વ્યથા હોવી જોઇએ.

પૂરતો નથી નસીબનો આનંદ ઓ ખુદા,
મરજી મુજબની થોડી મજા હોવી જોઈએ.

એવી તો બેદિલીથી મને માફ ના કરો,
હું ખુદ કહી ઊઠું કે સજા હોવી જોઇએ.

પૃથ્વીની આ વિશાળતા અમથી નથી 'મરીઝ'
એનાં મિલનની કયાંક જગા હોવી જોઇએ.

☐ આકૃતિ વોરા

હરીન્
આપણે એ લોકમાંના જ છીએ
જેઓ
ફિલ્મના કરુણ
અને જીવનમાં સુખદ અંતની
અપેક્ષા રાખતા હોય છે.

## સ્વ. અનિરુદ્ધ બ્રહ્મભટ્ટને અંજલિ ☐ વિજય વ્યાસ

અનિરુદ્ધભાઇ !
તમે
તો
આમ
એકાએક
સ્વીચ OFF કરી ચાલ્યા ગયા.
અને
વેદનાનું ડૂસકું
શ્રાવણના ઝરમરાટે વરસી ગયું !
મને તો એમ કે
તમે
લોથપોથ સૂરજને સ્ટેન્ડ સુધી વળાવા ગયા છો.
પણ ? – ?? – ???
તમને, આમ અમારી સૌની વચ્ચેથી એકાએક ભાગી
છૂટવાનું કેમ સૂઝયું ?
‘કદાચ
આ સૂરજ નવા તેજે ઊગે પણ ખરો’

## કાવ્ય □ રામુ પટેલ ડરણકર

ફૂલોની સાથે
દોસ્તી બાંધી છે
ત્યારથી
કાંટાઓ
મને ગમવા લાગ્યા છે.

## મુજ આયખાની મતા □ મધુકર રાંદેરિયા

ન કો સ્વજન સંગમાં, પથ અફાટ સામે પડ્યો,
અને શ્રમિત અંગમાં નવ સ્ફુરે નવી ચેતના,
નિશાન નવ દીસતું, ક્ષિતિજ ક્યાંક દૂરે પડ્યું,
યકીન ધરી તે છતાં કદમકૂચ ખેડી રહ્યો.
વીત્યું જીવિત આખું વેઠી દુઃખડુંગરા તોય આ
સદા વિધિયપાટથી હસતું મર્દ હૈયું રહ્યું

રહ્યુ હસતું હૈયું ? હા, વિષમ રૌદ્ર વંટોળિયે
સમૂળ મુજને ઉખેડી દઈને કરો રાનમાં
ભલે પટકી દો, ન કંપ, કરુણા, સમાશ્વાસની
તમા ન મધમીઠી શબ્દ મિજબાનીનીયે કશી
અગર દિલ ચહે ભલે ખડખડાટ લેજો હસી !

અકેલ ક્ષીણશક્તિ આશાહીન દુઃખડાચ્યો છતાં
નિરંતર હું મસ્ત મુઠ્ઠીભર હાડકાંનો ઘડ્યો
ધરીશ મુખ મુસ્કરાટ—મુજ આયખાની મતા.

અવતારલીલા ☐ ઈન્દુલાલ ગાંધી

કેટલાયે કૃષ્ણો જન્મ્યા, કૈંક દેવકીની કૂખે
કેટલાયે કંસોને સંહાર્યા એણે—
હજી પણ જરાસંધોના કકાલો
માટીમાંથી પ્રાણતત્ત્વ ચૂસે છે
અત્યાચારોનાં પોતાંથી માંગલ્યને ભૂંસે છે.

ધરતીને કંસો વિના ચાલ્યું નથી
કૈંક દેવકીના ખોળા
ખાલી કર્યા વિણ એને—બીજે મન ઘાલ્યું નથી:
પણ યશોદાઓ —દેવકીઓ તણા
ધાવણની ધાર પીતાં પીતાં
ફરી કૃષ્ણ આવે છે
અને કાળયવનોની કાયા આવે છે.

એક પછી એક એના અગણિત યુગાન્તરો
આભ-ધરતીની વચ્ચે ઊગે છે ને આથમે છે
ઘટિકાનું યંત્ર એક ક્ષણ થંભી જાતું નથી
સર્જન ને સંહારની સાથે નિત્ય
સાતતાળી રમે છે
છોને કંસો કાળજવાળાથી ભભૂકે
કૃષ્ણ એની અવતારલીલા કદી નહિ ચૂકે.

☐ જગન્નાથ રાજગુરુ

ચોકડી મારી મેં જેના નામ પર,
લોકશાહીમાં એ ચૂંટાઈ ગયો.

□ પ્રીતિ સેનગુપ્તા

તરવાના થાકનો
માછલીને
વિચાર જ ક્યાંથી હોય?
પંખીને તે વળી
ઊડવાનો કંટાળો?
મને તો એ જ ડર છે
કે પૂછ્યા વગર,
વિચાર્યા વગર,
શ્વાસ લેવાનો ભાર લાગતો હશે
એમ માનીને
કોઈ
મને અટકાવી દે તો?

## રાધાની એકોક્તિ □ મહેશ પ્રજાપતિ

આંખ પર છલકે એ કાલિંદીનું કોરું જળ હશે?
કે હૃદય ઊંચા કદંબી ડાળ કેરું ફળ હશે?

દેહમાં તરતી શિરાઓ કોઈ લીલા વન સમી,
લોહીનું સરકી જવું એ શ્યામ કેરું છળ હશે?

આમ તો ગોરસ સમું હૈયું મુલાયમ છે છતાં
રોજ છેદાયા કરું એ કોઈ લીસી ચળ હશે?

હેમની ગાગર સમું આ મન સતત પૂછ્યા કરે,
"વાંસળી અસ્તિત્વને ભરમાવતું મૃગજળ હશે?"

રોમરોમે સ્પર્શની ધેનુ હવે ચરતી નથી?
મોર-પિચ્છે લહેરતી એ લાગણી પોકળ હશે?

લો, હવે ભીંજાઉં છું કાળાશના વરસાદમાં
શ્યામનાં અશ્રુ હશે કે સ્નેહનું વાદળ હશે?

## પત્ર....અત્ર ☐ યશોશ દવે

સાંજ પડયે
થાકયોપાકયો ઘેર આવું છું.
ડેલી ખોલીને જોઉં છું.
આજે તો કોઈનો પત્ર હશે જ;
પણ....
લથડતા પગે બારણું ખોલવા જાઉં છું
ત્યાં જ ફળિયામાંના પીપળાનું
એક નકશીદાર પાંદડું ખરીને પડે છે.
સાવ મારા પગની પાસે જ !

## એક કાવ્ય ☐ રજની પાઠક

દરિયો
દોડી દોડીને
હાંફી
ગયો
છે
તેથી જ
તેનું
મોં
ફીણ ફીણ
થાય
છે !!

## વસંત ☐ રજનીકાન્ત ભટ્ટ

કોયલ કૂજે:
ત્યારે વસંત આવી—
અંધને સૂઝે.

## ચોમાસાનો જુલમ એટલે ☐ દેવેન્દ્ર દવે

ફળિયું ધીંગું—થઇ રણશિંગું નળિયું ઝૂક્યું નીચે,
દડબડ દડબડ પડે ડાબલા, કો'ક ભુરાયું હીંચે!
જંગલ જંગલ ન્હાય ઝૂમતાં ગુલાંટ અવળી ખાય,
ધરતી કેરા થાનોલેથી શ્વેત ઝરણ રેલાય!
જોબન ભીંજ્યું કમખે ચીખે: મયૂર લાજ ન રાખે,
પ્રહરો-વરસો ગણતાં ડેલી પંડિત ભઈ પલાખે!
વેંત વેંત કૈં તળાવ કૂદે દાદુરના ઠેકામાં,
કો'ક ખ્હાવરું સ્હેજ નાચતાં અઠંગ નાખે ધામા!
ટોળેટોળાં લપાય ઓથે મચાવતાં કલશોર,
'કોણ અલ્યો છે?' સૂરજ જો ને સંતાયો છે ચોર!
રાતદિવસનો ભેદ રહ્યો ના કાળા ભમ્મર વાને,
છબછબિયાંની દુનિયા છલકે ચડસભર્યાં તોફાને!
વીજળી કેરા તાર તૂટતાં તમસ કરે ઉજાણી,
અવળીસવળી લોક બોલતું કંટાળાની વાણી:
ગુંદરિયો મ્હેમાન આંગણે વરસે આઠે પ્હોર,
થાક્યાં તોબા! હાઉં કરો લ્યો, 'ગાજો' બીજે દોર!

## — ક્યાં છે? ☐ કુમુદ પટવા

આંસુઓનાં પડે પ્રતિબિંબ
એવાં દર્પણ ક્યાં છે?

કહ્યા વિનાએ સઘળું સમજે
એવાં સગપણ ક્યાં છે?

અહીં લગી આવી લાગી:
મજલ ઠીક ઠીક કાપી
લાવ પાછળ વળીને જોઉં.
ખેડેલ મજલનો માર્ગ.
કેવોક છે? છે તો એકંદરે
ખુશનુમાભર્યો ને સુંદર,
પુરુષાર્થસભર ને પોતે જ આંકેલો.
વળી કેવી કૃપા!
પોતાનેય કળાય નહિ,
તેવો ક્રમશઃ ચઢાણનો.

અને હવે!
વાટ ફંટાતી જણાય છે.
ભલા! ક્યાં જશે એ?
જો કે, આમ તો તે
છે જ ને પરિચિત?
અનુમાન થઇ શકે.

ઓ....દિસે પેલો
ફંટાતી વાટનો વળાંક
કેવોક હશે એનો અંજામ?

ના ભાઇ! ના
નથી જવું નવે માર્ગ
ખેડેલ માર્ગ કંઇ ખોટો છે કે?
વળી, એવું કેવું?
કે પોતે જ આંકવું
ને પોતે જ ભૂંસવું?
એ કંઇ ઠીક કે?

ચાલ! તે પર જ ચાલું.
જે છે તે જ ઠીક.
પણ,

ના....! એ તો એકવિધ!?
એમાં મઝા શી? રોમાંચ શો?
તો પછી? નવો માર્ગ!
લોહચૂંબકનું ખેંચાણ

....... ......... .........

આ અહીંથી જણાય
તે ઊંચાણ શેનું છે?
એ તો વળાંકને વળોટીને,
જતી છેક આગળ વાટ,
તેનું ઠીક ઠીક ઊંચાણ.

શું હવે મારાથી
ચઢાશે એ ચઢાણ?
હાસ્તો કેમ નહિ?
જેમ નથી, એમ નથી.
શ્રદ્ધા સાથે, સ્હેજ
જો જરા સંભાળી,
સમજી લીધું હોય ને?
તો બસ.

એ વાટની મંજિલ?
દૂરથી પણ હું દેખી શકું છું.
કહું કોના જેવી?
મારા પિયર પછવાડેનો
હેન્ગિંગ ગાર્ડન

કેવો એ અદ્ધર
ઝિલાયો છે? તોળાઈ રહ્યો છે?
શું કહું એને?
ઝૂલતો કે ઝળૂંબેલો બાગ?
કેવોક છે એ?
મારી આ મોહમયી જન્મનગરી
એનું વદનન!

કે પછી એની કેશગૂંફિત
ફૂલવાડીનો વૈભવ!

ચાલ તો ખરી વળાંક લગી!
હં. શી એ બાગની માંડણી!
કેવળ કાવ્યાત્મક.
નીચે—તળે તુળસી તળાવ.
ઉપર તરે એક અખંડ
રંગરંગીન ફૂલબિછાત ક્યારીનો વિસ્તાર!
રઢિયાળી નાંગરેલી રસનૌકા!
જલ પર ઝૂલતો
ફૂલહિંડોળો, આનંદકાનન!
શી એનો અમીરી અસબાબ!

કોણ જાણે કેમ?
ત્યાં પહોંચતાં, પ્રવેશતાંવેંત
આકાશને ને આપણે
હાથવેંતનું છેટું!
એવો જીવ આપમેળે ઊંચકાય,
હવામાં આંદોલિત થાય,
અધ્ધર ઊડે,
એવો એ સ્વપ્નિલ.

ચાલ જીવ!
થોડો ઝાઝો શ્રમ કરી લઉં.
હવે આ છેલ્લું ચઢાણ!
જો! પણે ઊંચાણે
મોર ગેહૂ....ક, ગેહૂ....ક, ગેહૂ
અહા! તેનાં પીછાંનો કલાપ
મારામાં ઊગવા માંડયો છે.

તો વળી,
અહીં, પણે ને દૂર ગગનમાં
ટહુકાની નૌકામાં તરતી
સ્હેલગાહ કરતી કંઈ
કેટકેટલી કોયલો!
અને ખાસ પેલી,
વાટને વળાંકબિન્દુએ
જોઈ, એને કામણગારી કોયલને?
ચઢીને આસોપાલવની ઘટામાં
અજસ્રધારે તે ટહુકાની
પુષ્પવૃષ્ટિ કરવા કેવી આતુર છે!
આકાશવાણી પણ કરે!
જો તું સાંભળે તો.
અહા! એના ટહુકા!
છે ભાતભાતના લ્હેકા
તે મારામાં છવાઈ જાય છે.
ચાલ ચડું! આ છેલ્લું ચઢાણ!

☐ અરુણ દેશાણી

દરિયાના પાણીની છાલક લાગે ને પછી દરિયો ભરાય મારી આંખમાં,
દરિયા જેવો હું પછી દરિયો થઈ જાઉં અને મોજાંઓ ઊછળે છે હાથમાં.

લીલ્લેરાં સપનાંઓ છીપલાં બનીને
મારી આંખોની જાળ મહીં આવે,
ઊછળતાં મોજાંનાં ફીણ મારી કાયાને
હળવેરા હાથે પસવારે,
ભાળે નહીં કોઈ એમ હલ્લેસાં સઘળાંએ ભીડી લઉં છું મારી બાથમાં.

ઘૂઘવતા સાગરના પાણીનો સંગ
અને ઘૂઘવતા સાગરની માયા,
કાંઠાની સોનેરી રેતીનો રંગ
અને સોનેરી રેતીની કાયા,
મારામાં ઊછળતો દરિયો વેરાય પછી ઊંબર-ફળી ને આખા ગામમાં.

ગઝલ ☐ અશરફ ડબાવાલા

સ્પર્શોથી પણ નજીકની બાબત મૂકી ગયો
હું ટેરવામાં એવી બગાવત મૂકી ગયો
હું રાજવી ચરણનો રસ્તે ભલે મર્યો
પગલાંની એક મોટી રિયાસત મૂકી ગયો
ઘરના તો થઈ ગઈ ને રહી મારી માન્યતા
ભાગેલ ચોર જાણે અદાલત મૂકી ગયો.

એક મુક્તક ☐ અરવિન્દ ધોળકિયા

કુશળ છો—એ વાત ક્યાં પૂછવી રહી!
જ્યાં હરપળે આગાહી છે ભૂકંપની....

ગઝલ (વરસાદની) ☐ સુરેશચન્દ્ર પંડિત

વરસાદ પહાડ પરનો જંગલ હરેક વૃક્ષે છતની તલાશ કરતું ભીંજાય ઢાળઢાળે.
જંગલ નિહાળતું એ જળ આયનાની સામે જળજી સ્વયં કરે છે જળનું તિલક કપાળે.

ગર્જે ગહન જટામાં જળનું જટિલ જાળું ખખડે પહાડ પથ્થર થાતી સજાગ ખીલો.
વરસાદ એટલો કે ખેલે નદી ગગનથી જંગલ પહાડ ખીલો સૌ વાદળાં વચાળે.

એ મેઘના પ્રભાવે ડોલે પહાડ શિખર પડતી ધડામ કરતી સૌ બર્ફની શિલાઓ.
જળમાં જ જળથી રમતો જાણે છે મેઘ જળને આપાર આવી ઝીલે ઓપારથી ઉછાળે.

છે ઝાડ ઝાડ જંગલ છે ડાળ ડાળ પર્ણો એવા જ. અર્થમાં છે એ બુંદ બુંદ પાણી.
આ ટેકરી ઉપરથી એ મેઘની સવારી નભમાં નિહાળતો હું, તું ખીલ ખીલ ભાળે.

કાંટા ! ☐ જગદીશ ઉપાધ્યાય

તમે ફક્ત કાંટાઓને જ કાંટા કહો છો.
લાગે છે તમોને હજુ—
ફૂલોએ ડંખ દીધા નથી !

કવિઓ અને સમસામયિક સંદર્ભો

અને

કલ ફિર આઉંગી સાચેનારા ☐ સરૂપ ધ્રુવ

આપણી આજુબાજુ વહેતી હવાની કૅપ્સુલ બનાવી શકાતી હોત તો દિવસની બબ્બેના હિસાબે ગણવાના નિયમ મુજબ તો જરૂર, આપણે કે આપણામાંના આ કે એ તો એટલીસ્ટ, મેજર પોએટ બની શક્યા હોત.

પણ....

દા. ત. આ મારો જ દાખલો લોને—

હું નથી તો ચરી પાળી શકવાની કે નથી તો છરી ઉગામી શકવાની! અરે, જનમ ધરીને મેં તો કૂતરાનેય ઢેખાળો નથી માર્યો કે સાવ સામે છેડે જઈને કહું તો મેઘધનુષના રંગોમાંના એકેય રંગનાં ચશ્માં ચડાવીને જગતને જોવાનો પ્રયાસેય નથી કર્યો!

આપણે તો બસ,

કાયમ પાંચમી પેઢીના પાડોશીના પાથરણાંમાં ગયાં હોઈએ ને સહેજસાજ સાડીછેડો પલાળીને, પરવાર્યાનો પરિતોષ માણતાં હોઈએ એટલું જ.... ટાંપીને તરાપ મારતા સમયને ગળે પણ હવે તો સાંકળો બાંધી દીધી છે ને!

દિવસે દિવસે દૂધકોલ્ડ્રિંક બનતા જતા હિમાલયનોયે સહેજે વસવસો કર્યા વગર, અંદર સ્ટ્રૉ ડુબાડીને આપણે તો આ બેઠાં!

કશીયે વાતથી કૉન્શ્યસ થયા અથવા તો પછી સાવ જાણીજોઈને આસપાસ વહેતી તમામ સાબરફાળર મતીઓને થિજાવી દઈને આપણે તો ક્યારનુંયે રચી દીધું છે આ ક્યારેક લખાતી કવિતાનું ક્વૉરેન્ટાઈન! લખીએ છીએ....

'લખવું' ક્રિયાપદ પડયું પડયું સડી ન જાય એથી જીવદયાથી પ્રેરાયેલાં આપણે....

આમ તો નથી રહ્યું કોઈ જાતનું કમીટમેન્ટ.

જીવવાનું કમીટમેન્ટ—શબ્દોમાં જીવવાનું કમીટમેન્ટ.

જો કે આપણે સમજીએ છીએ
અને સમજાવવા માગીએ છીએ કે શબ્દો વગર પણ જીવી શકાય, કમીટમેન્ટ વગર પણ જીવી શકાય અને 'જીવવું' એ કંઈ ટીક - ટવેન્ટી છાંટીને તરફડી બતાવાય એવું ક્રિયાપદ નથી !
ત્યારે થતું પણ હોય છે હોં કે કહી દઉં—
અલ્યા ! ના લખાય ! કાગળની તંગીના આ જમાનામાં ભીંતે ભીંતે જાતનાં પોસ્ટર ના ચોંટાડાય ! અને છતાંયે કશું જ કર્યા વગર પણ જીવી જવું જ હોય તો જ્યારે આપણી કવિતા 'કલ ફિર આઉંગી સાયોનારા' કહીને હેલિકોપ્ટરમાં બેસીને ઊડી જાય ત્યારે રનવે પર દોડી દોડીને રામરક્ષાસ્તોત્ર રટવા ના બેસી જવાય !
તાકાત હોય તો, કમીટમેન્ટ, એગ્રીમેન્ટ, ઇન્ક્રીમેન્ટ, પેમેન્ટ, એંગેજમેન્ટ જેવાં કોઈ પણ પ્રકારનાં મેન્ટબેન્ટની ફેંટ પકડીને ડાબા હાથની અડબોત ઠોકીને જમણી તરફ થૂંકી દેવાય !
હિંદી ફિલમના હીરો જેવું
આમ એકાદ દિવસેય
એકશન પેક જીવવા મળે તો તો પેલું કવૉરેન્ટાઇન તોડી ફોડીનેય ભાગી નીકળાય....

પણ
પલળેલાં છાપાંની જેમ જામીને સજ્જડ થઈ ગયેલી ગડીઓમાં સુસ્થાપિત એવા આપણ સુખી જીવોને મોંમાંથી પેલી સ્ટ્રો છોડવી ગમશે કે કેમ, એની ખાતરી ભલા કોઈ કેમ કરીને આપી શકે, હેં ?

## ખાલી દરિયાનું ગીત ☐ મહેન્દ્ર ગોહિલ

ખાલીખમ્મ દરિયાનાં માછલીનાં મોતીને
પોઠો ભરીને રણે લૂંટયાં
માછલીની સાચી વાત માને પણ કોણ?
જયાં પરપોટી છીપલાંઓ ફૂટયાં.

દરિયાનું પાણી માછલીઓ પી ગઈ
એમ ફરિયાદ નોંધવી છે રણે,
પીંજરમાં ઊભા રહી સાક્ષી આપી છે,
રેતીના એક-એક કણે;
માછલીને જીવનભર જેલ પડી આંખોમાં
હયો, દરિયાઈ સંબંધ હવે ખૂટયા.

કો'ક તો કહેતું'તું માછલીઓ વાંકમાં,
કોક કહે છે કે દરિયો;
નિવેદનો આપતા ધ્રૂસકી છીપલીઓ,
નિમાણો બેઠો આગરિયો;
ભરતી તો આવે ને જાય મારા ભાઈ!
પણ દરિયાના પાણી શેં ખૂટયાં?

## ગઝલ ☐ આદિલ મન્સૂરી

હોય શું બીજું તો ખાલી હાથમાં
ખાલીપો ખખડે સવાલી હાથમાં

હોઠ પર દરિયો ઘૂઘવતો પ્યાસનો
કાચની એક ખાલી પ્યાલી હાથમાં

ભાગ્યરેખા હાથથી સરકી ગઈ
રહી ગઈ બસ પાયમાલી હાથમાં

હાથમાં ફીકાશ વધતી જાય છે
કયાંથી આવે પાછી લાલી હાથમાં

હાથ એનો હાથતાલી દૈ ગયો
ને હવે પડઘાય તાલી હાથમાં

એક છાયા રાતભર ઘૂમે અહીં
ચાંદનીનો હાથ ઝાલી હાથમાં

☐ દિલીપ પરીખ

કાગળમાં તારી યાદના કિસ્સાઓ લખ મને,
જો શક્ય હોય તો પ્રેમના ટહુકાઓ લખ મને!

તારા વિના અહીં તો છે ધુમ્મસ ફક્ત બધે
તારા ગલીમાં કેવા છે તડકાઓ લખ મને!

અકળાઈ જાઉં એવા અબોલા ન રાખ તું
તારા જ અક્ષરો વડે ઝઘડાઓ લખ મને!

કોઈ મને બીજા તો સહારા નહીં મળે
અમથા જ તારે હાથે દિલાસાઓ લખ મને!

મારા જીવનનો પંથ હજી તો અજાણ્યુ છે
ક્યાં ક્યાં પડ્યાં છે તારાં એ પગલાંઓ લખ મને!

☐ કપિલા મહેતા

મારી આંખોમાંથી
બહાર ધસી આવતાં આંસુઓ
ત્યાં જ અટકો.
પાછા આંખની બખોલમાં લપાઈ જાઓ.

તમે ક્યાં અષાઢનાં મેઘબિન્દુ છો?
અહીં કોઈ ચાતક તમને આવકારશે નહીં.

તમે ક્યાં સ્વાતિ નક્ષત્રનું જળબિન્દુ છો?
અહીં કોઈ છીપલાં મોતી બનાવશે નહીં.

તમે ક્યાં હળધરની આંખનો વિસામો છો?
કોઈ રોપાઓને તમારી જરૂર નથી.

એટલે જ કહું છું:
મારી આંખનાં આંસુઓ,
પાછાં આંખની બખોલમાં લપાઈ જાઓ.

ગઝલ ☐ ભરત પાલ

પાદરેથી પાળિયાની લાશ લીલી નીકળી,
વારતામાં વીરતાની લાશ લીલી નીકળી.

સાવ ભૂખો ડાંસ પાણી પી ગયો એ એટલું,
કે કિનારે સ્તબ્ધતાની લાશ લીલી નીકળી.

એક ઇચ્છાનું તણખલું હાથમાં આવી ગયું,
એ સહારે ડૂબતાની લાશ લીલી નીકળી.

શું નથી આપી રહ્યા આ વૃક્ષ આખા વિશ્વને ?!
તોય લીલા લાકડાની લાશ લીલી નીકળી.

પાનખરમાં રોગ કમળાનો થશે એ બીકથી,
ભરવસંતે પાંદડાની લાશ લીલી નીકળી.

નમણું લહેરાય એક મુખ ☐ ચંદ્રકાન્ત શેઠ

મારી આંખોની અંદર ને આંખોની બ્હાર,
નમણું લહેરાય એક મુખ,
એનું ઝીણું ઝીણું ઝણકે રે સુખ—
એક ભીની ભીની ઊતરે રે રાત,
એક મીઠી મીઠી નીતરે રે વાત,
આછી આછી ફરફરમાં રંગધનુ જેમ કો'ક
બંધાતું ઊઘડે સન્મુખ—
એના નામ મહીં નેહભર્યો નાદ,
એની પગલીમાં રૂમઝૂમતી યાદ,
સોણલાના સોનેરી અજવાશે માણું હું
મીઠડું ઝુરાપાનું દુઃખ—

મધરાતે ☐ ભૂપેશ અધ્વર્યુ

મધરાતે ઝાંખરેલો ચાંદો, ને મધરાતે
કાગવાની ચીસ ઊડી શામળી.
સોડ તાણી સૂતેલી આડાં કમાડ હે
વાલમે ઓઢાડી એને કામળી.

આથમતા સૂરજે અડવો જે પીપળો
ચાંદો ચકોર થતાં જાગ્યો.
કૂંણી, ગુલાબી એને કૂંપળ ફૂટી
પછી સોણલે પરણ્યાડીને પાગ્યો.

મધરાતે મોરલાના ઘેઘૂર બોલમાં
મલ્લારી ચીસ મેં તો સાંભળી.
શે'રી દીવાઓ તો સાગરને તીર ઊભા
મેડીઓ ઊભરાણી ફાગે,
દેવદીની જાળીથી ડોકાતી દેવકી
'ઊવા ઊવા', અંધારે ભાળે.

મધરાતે મુંખીનું જાગતું મસાણ
ને ઉંદરડા શોધે છે કાળવી.

હાઈકુ ☐ ધનસુખલાલ પારેખ

ઝૂકે ખોરડી
કેટલાંયે વર્ષોથી
રામને જોવા.

ગીત ☐ રીના શર્મા

લીલીછમ ટેકરીની આંખમાં ઊગીને પછી કૂંપળ થયાનો મને ભાસ
સાંજની હથેળીમાં સૂરજ ડૂબ્યો ને મારા ચહેરા પર તારો ઉજાસ

રાતી ચટાક ભાત મેંદીની શ્વાસ ભરે એમાં તે મોગરાનાં ફૂલ
આકાશે ચન્દ્ર તણી કોરે ગૂંથી છે કેવી જો ને આ તારલાની ઝૂલ.
લાલચોળ મેંદી ને મોગરા શી ચાંદની દેશે મને ચંદન-સુવાસ....
સાંજની હથેળીમાં સૂરજ ડૂબ્યો ને મારા ચહેરા પર તારો ઉજાસ....

ભીનોભચાક આજ વાયરાનો વીંઝણો નાંખે મને શીળો પવન
દરિયાનાં મોજાં પર પુષ્પો ખર્યાં ને થશે ફૂલ ઉપર આપણું શયન
અણગમતી વાતને ધીમે રહીને તમે આપી દો લાંબો વનવાસ....
સાંજની હથેળીમાં સૂરજ ડૂબ્યો ને મારા ચહેરા પર તારો ઉજાસ....

સંભવ છે: આજ ક્યાંક વરસી ન જાય મારી આંખેથી સૂકો વરસાદ
દેજો વહાવી તમે મારા વરસાદમાં તમ્મારો ભીતરી અવસાદ
શોધશે નહીં કદીય ત્યાર પછી મારાં તે લીલાં શમણાંનો આવાસ
લીલીછમ ટેકરીની આંખમાં ઊગીને પછી કૂંપળ થયાનો મને ભાસ
સાંજની હથેળીમાં સૂરજ ડૂબ્યો ને મારા ચહેરા પર તારો ઉજાસ....

☐ ગુલાબદાસ બ્રોકર

અમે મથ્યા જ્યાં યશ મેળવવા
મળી અમોને હાંસી,
અમે ગયા આશ્વાસન લેવા
ભેટી પડી ઉદાસી
એ દુનિયાની રીત ખાસી.

પૂછતી નહીં ☐ સુરેશ દલાલ

પૂછતી નહીં કેટલો પાગલ....કેટલો પાગલ....
આભમાં જોને કેટલાં વાદળ....એટલો પાગલ...

ઝાડનું નાનું ગામ વસાવ્યું ને ફૂલને તારું નામ દીધું છે.
ભમરા તને ગુંજ્યા કરે : ગુંજવાનું મેં કામ દીધું છે.

જળને તારું નામ દઈ ઢંઢોળી લેતો
ખોવાઈ ગયેલા નામને મારા ખોળી લેતો.

નદી તારા નામની વહે : એ જ નદીનું જળ પીધું છે.
આપણા પ્રેમની : સુખની દુઃખની વાત કરું છું શબ્દો આગળ
પૂછતી નહીં કેટલો પાગલ....કેટલો પાગલ....

પહાડની ઉપર સૂરજ ઊગ્યો : રાતના ઊગ્યા તારા
દિવસ અને રાત તો તારા નામના છે વણઝારા.

ધરતીમાંથી નામનાં તારા તરણાં ફૂટે
ઝરણાં તારા નામને ઝીણા લયમાં ઘૂંટે.

સાગર, ખડક, પવન, સડક, ઝૂંપડી, મકાન...સૌને તારું નામ દીધું છે
નામ તો તારું ગીતને માટે સાવ કુંવારો કોરો કાગળ....
પૂછતી નહીં કેટલો પાગલ....કેટલો પાગલ

ખુરશી ☐ પ્રકાશ વેગડ

ખુરશીના હાથા પકડીને
ટટ્ટાર બેઠેલા માણસોને જોઉં છું
ત્યારે
મને આપોઆપ
તાગ મળી જાય છે
ખીલીની ડાળે બેઠેલા
વાનરોની શક્તિનો !

પાઘડીમાં ખોસી પામરી ને કંઈ કાને રાખ્યું છોગું સખી, એવો તારો છેલ,
કાનમાં કરડું લળક જળક ને કંઈ બોલે આપણા જોગું સખી, એવો તારો છેલ.

પેર્યું પાહાબંધી કેડિયું ને કંઇ ઉપર ગૂંથ્યાં મોર સખી, એવો તારો છેલ,
ફૂટતી તે ઈની માહેરી ને કંઈ નમણો ઇનો નોર સખી, એવો તારો છેલ.

આંખ્યુંમાં આંજ્યો સોયરો ને કંઈ ઇમાં રૂઆબીનો રંગ સખી, એવો તારો છેલ,
રાંગમાં તાજણ ઘોડલી ને કંઈ તાણીને બાંધ્યા તંગ સખી; એવો તારો છેલ.

પછેડીની બાંધી કેડય ને કંઈ ઊંડે રમે હામ સખી, એવો તારો છેલ,
ડીલને તે સરખી સરહડી ને કંઈ કરી નાખતો કામ સખી, એવો તારો છેલ.

હાથમાં ચપડાળી લાકડી ને કંઈ સમણુવાનો શોખ સખી, એવો તારો છેલ,
ડૂંચે ઝૂલે હીરાકંઠી ને કંઇ તાકી રે'તું લોક સખી, એવો તારો છેલ.

મેળાનો તો મરગલો ને કંઈ મમતીલું રે માણુસ સખી, એવો તારો છેલ,
'ભાલ'નો આવો આદમી ને કંઇ સંઘરવા જેવી જણુસ સખી, એવો તારો છેલ.

## ગઝલ ☐ દિલીપ જોશી

એ જ તારી આંખ વચ્ચે પાંગરી શકતું નથી
છે સમજનું ફૂલ ચ્હેરા પર તરી શકતું નથી.

એક પડછાયો ઉપાડી આપણે બસ દોડતાં,
કોઈ પણ તડકા વિષે વાતો કરી શકતું નથી.

આવનારી પળ બધી વાદળ બની ઘેરાય છે.
આ અષાઢી આંગણું કાં ઝરમરી શકતું નથી?

સાંજનું એકત્ર સરોવર શ્વાસમાં ઝરતું રહે,
કોઈ એવા દશ્યના ખોબા ભરી શકતું નથી.

## શ્હેરની ઘડીઓ ગણતાં ☐ હસમુખ પાઠક

કેવું પરોઢ ઊઘડે (શિશુનું બગાસું!)
આ શ્હેરનું; લથડિયાં ભરતા જતા સૌ
(શું રાતપાળી કરતા મજદૂર?) તાર;
ને સૂર્ય લાલ તીરછી નજરે નિહાળે
હોટેલ લાઈટ્સ હજીયે ભભકી રહેલી.

કેવી બપોર (ઘરડી પણ વાંઝણી સ્ત્રી)
ચીસો વડે સમૂહને સળગાવી દેતી;
ચારે દિશા તરફથી પવનોય શુષ્ક
બેડોળ વ્યંઢળ તણા હિહિકાર દેતા.

ને સાંજ (લિપ્સ્ટિક વડે શણગારી ઓષ્ટ)
ચૂમી રહી સડકને, ગલીકૂંચીઓને;
જાઝી મ્યુઝિક પર સૌ મર્ક્યુરી લેમ્પ્સ
નાચી રહ્યા; ગટરમાં ઠલવાય તેજ

આ રાત્રિમાં ભમી રહેલ અનાથ સ્વપ્નો
(ભૂલાં પડયાં શિશુ) ઘડી રડી, જંપી જાતાં.

## ગઝલ ☐ દિલીપ જોશી

એ જ તારી આંખ વચ્ચે પાંગરી શકતું નથી
છે સમજનું ફૂલ ચ્હેરા પર તરી શકતું નથી.

એક પડછાયો ઉપાડી આપણે બસ દોડતાં,
કોઈ પણ તડકા વિષે વાતો કરી શકતું નથી.

આવનારી પળ બધી વાદળ બની ઘેરાય છે.
આ અષાઢી આંગણું કાં ઝરમરી શકતું નથી?

સાંજનું એકલ સરોવર શ્વાસમાં ઝરતું રહે,
કોઈ એવા દૃશ્યના ખોબા ભરી શકતું નથી.

## શ્હેરની ઘડીઓ ગણતાં ☐ હસમુખ પાઠક

કેવું પરોઢ ઊઘડે (શિશુનું બગાસું!)
આ શ્હેરનું; લથડિયાં ભરતા જતા સૌ
(શું રાતપાળી કરતા મજૂર?) તાર;
ને સૂર્ય લાલ તીરછી નજરે નિહાળે
હોટેલ લાઈટ્સ હજીયે ભભકી રહેલી.

કેવી બપોર (ઘરડી પણ વાંઝણી સ્ત્રી)
ચીસો વડે સમૂહને સળગાવી દેતી;
ચારે દિશા તરફથી પવનોય શુષ્ક
બેડોળ વ્યંઢળ તણા હિહિકાર દેતા.

ને સાંજ (લિપ્સ્ટિક વડે શણગારી ઓષ્ટ)
ચૂમી રહી સડકને, ગલીકૂંચીઓને;
જાઝી મ્યુઝિક પર સૌ મર્ક્યુરી લૅમ્પ્સ
નાચી રહ્યા; ગટરમાં ઠલવાય તેજ

આ રાત્રિમાં ભમી રહેલ અનાથ સ્વપ્નો
(ભૂલાં પડયાં શિશુ) ઘડી રડી, જંપી જાતાં.

## કબંધ ☐ નલિન રાવળ

કબંધ શું શ્વસે નગર
ધૂંવેધૂંવા થઈ શ્વસે ગગન
બધિર શેરીઓ ચીસે અગન અગન
પીછો કરી રહ્યાં શું હોય કારમાં સ્વપન
વછૂટતા અવળસવળ જળી ગયેલ નસનસેથી બ્હાર
કૂબડા તૂટલ અનેક માર્ગ
આંધળી ખૂંધે વળી ગલી હજાર
બડબડે સડેલ શબ્દથી ઊભી બજાર
ખોફનાક ભોંયરા (મહીં સૂતેલ સાત
હાડપીંજરો તણી ફૂટેલ આંખમાં બળે અનંત તારલાની હાર)
જંગી સૌ ઝઝૂમતા ભૂતાવળે ભર્યાં મકાન
દૈવ શાપતા ભૂલા પડેલ માનવો હતાશ
ખોળતા પડી ગયેલ ક્યાંક જાત
જાતભાતનું વિચિત્ર આ કબંધ શું નગર
ઘસે કરાડ ધાર પર ઘસી કરાલ
રાત્રિની ઊંડી ઊંડી ખીણો મહીં પડે ધડાક
(સાંભળું ફૂટે પ્રભાત)

☐ બંકિમ

ફરી પાછી એ ઉદાસ સાંજ.
મારા અસ્તિત્વ પર
એક ગીધ
દોરી જાય છે ચક્રવ્યૂહ.
હવે તો મારે ઝઝૂમવું જ રહ્યું
કાળમીંઢ ઢાલ લઈ
ફૂટતી કૂંપળો સામે
પરોઢ સામે
રક્તાંકિત રવિબિંદુઓ સામે.

સમુદ્ર ☐ સિતાંશુ યશશ્ચંદ્ર

દેવો અને દાનવોએ સરળ કરી નાખ્યો
તે પહેલાંનો સમુદ્ર મેં જોયો છે.

મેં વડવાનલના પ્રકાશમાં પાણી જોયાં છે.
આગ અને ભીનાશ છૂટાં પાડી ન શકાય.
ભીંજાવું અને દાઝવું એ એક જ છે.

સાગરને તળિયેથી જ્યારે હું બહાર આવું
ત્યારે મારા હાથમાં મોતીના મૂઠા ન હોય.
હું મરજીવો નથી
હું કવિ છું.
જે છે તે છે કેવળ મારી આંખોમાં.

એક મધ્યરાત્રે ☐ રાવજી પટેલ

અરે આ ઓચિંતું થઈ જ ગયું શું સ્હેજ પરસે!
પથારી ખીલી ગૈ, કુસુમ ટહુક્યાં કૈં રુધિરમાં!
હજારો પૂર્ણિમા પ્રકટ થઈ ગૈ શી પલકમાં!
અને આ હૈયાની ઉપર ધરતીમાં પરિમલ્યા
નર્યા દૂર્વાંકુરો ફરફર થતાં સ્હેજ ચમક્યું
સૂતેલી પત્નીનું શરીર, ઝબક્યો હુંય પરખી.
જરા મેં પંપાળી પ્રથમ ઉર મારુંય છલક્યું
વીતેલાં વર્ષોમાં કદીય પણ ચાહી નવ તને,
સ્તનોનાં પુષ્પોમાં શરમ છૂપવીને રડી પડ્યો.

## અભિનેતાનું ગીત ☐ ગુણવંત રતિલાલ શાહ

મરતાં મરતાં મર્યો નથી ને જીવતાં જીવતાં જીવ્યો નથી.
ફાટેલો પોષાક કદીયે બખિયા મારી સીવ્યો નથી.

સ્ટેજ ઉપર હું ઢળી પડું
ને લોકો પાડે તાળી.
ખુરશી ઊછળી પડે; મરણની
મારી અદા નિહાળી.

ડાળ ઉપરથી ખર્યો નથી ને વસંતમાં હું ખીલ્યો નથી
મરતાં મરતાં મર્યો નથી ને જીવતાં જીવતાં જીવ્યો નથી.

માલિક મારા! મરવાનીયે
કેવી મને છે ફાવટ.
જીવવા માટે મારે કેવી
કરવી પડે બનાવટ.

પડઘાઓને રહી સાંભળી: મારો સાદ મેં ઝીલ્યો નથી.
મરતાં મરતાં મર્યો નથી ને જીવતાં જીવતાં જીવ્યો નથી.

## વેદના ☐ ફિરોઝ હસ્નાણી

જ્યારે
હું તારી
તસ્વીર જોઉં છું
ત્યારે,
એક ધક્કા
સાથે અતીતના
પારદર્શક કાચ ઉપર
પછડાઈને તૂટી પડું છું!

## પક્ષપાત ☐ મદનકુમાર અંજારિયા

કોઈ મહાનુભાવના
મૃત્યુપ્રસંગે
બે
અને માત્ર બે જ
મિનિટનું મૌન પાળતો
હું
પોતાના
મૃત્યુપ્રસંગે........

☐ 'સુધાંશુ'

ઊપડયા લઈ પયગામ,
હંસલા ! સરવરનીલ સલામ;
ગગનવિશાળા ગામ,
હંસલા ! સરવરનીલ સલામ.

અમે રહ્યાં સરવર ને સાચ્યા
સાગર રચ્યા એઠામ;
તમે અતિથિ અનહદ જાતા
કુરનીશ સભર સલામ.
હંસલા ! સરવરનીલ સલામ.

પવન સ્હેજો ને ઘનને કહેજો
વીજશિખર પર ધામ;
તમે તમારા સ્વયં ઘોડલે
બનજો બિન લગામ.
હંસલા ! સરવરનીલ સલામ !

ઊપડયા લઈ પયગામ,
ગગનવિશાળા ગામ;
હંસલા ! સરવરનીલ સલામ !

☐ હરીશ શાહ

મારા દેશને મારો કહેવો
એ ગુલામીનો ગુનો છે
તો
મારા દેશને મારો કહેવો
એ આઝાદીની મઝાક નથી ?

હાઈકુ ☐ હરીશ જોશી

ફૂલ એટલે—
વસંતના ઓષ્ઠની
પહેલી છાપ

ભજનની કડી ☐ મુકુંદરાય પારાશર્ય

જ્યાં ગાઉં ભજનની કડી,
શરદપૂનમની યમુના તટની વનસ્થલી ગૈ જડી. જ્યાં૦

ઠુમક ઠુમક ઠુમ હળવે નાચતાં મેલી હરિએ હડી
કંકણવંતી ગોપીવૃન્દે દીધી તાલની ઝડી. જ્યાં૦

બબ્બે ગોપકન્યકા વચ્ચે રૂપમાધુરી ખડી,
આવો હરદમ કૃષ્ણસંગમાં રાધારમણે ચડી, જ્યાં૦

તૂટયું ભજન આવી જ્યાં અંતિમ આલિંગનની ઘડી,
ધન્ય જીવન અનુભવનારાને જાય સંગ ઘસડી. જ્યાં૦

મદન મર્યો આલિંગન ટાણે છાતી વચ્ચે પડી,
ઐક્ય વિષે ક્યાં ગયો ન એની ભાળ કયાંય પણ જડી. જ્યાં૦

☐ નલિની માડગાંવકર

વાલમ તારે ફળિયે હું તો વહાલ થઈને વરસું,
ઝરમર ઝરમર વરસું તોયે સરવર થઈને તરસું.

બંધ ઓરડે અબોલ હૈયાં ધીમું ધીમું મલકે,
પારિજાતનાં ખરખર ખરતાં ફૂલ બનીને છલકે.

બુંદ બનીને ઝરતી નરવી લાગણીઓની ભાષા,
આવ, આવ હે રાત! સૂરજની કેમ કરું હું આશા!

અણધારી વૃષ્ટિની ધારે ધારે સાજન ભીંજયાં,
ખોબે ખોબે નેહ પીધો, ને નવાં નવાણો સીંચ્યાં.

## વિરહિણી ☐ બાલમુકુંદ દવે

ચૈતર ચંપો મ્હોરિયો, ને મ્હોરી આંબાડાળ,
મઘમઘ મ્હોર્યા મોગરા, મેં ગૂંથી ફૂલનમાળ.

જૂઈ ઝળૂંબી માંડવે, ને બાગે બાગે ફાલ,
તું ક્યાં છો વેરી વાલમા? મને મૂકી અંતરિયાળ!

આ ચૈતર જેવી ચાંદની, ને માણ્યા જેવી રાત,
ગામતરાં તને શેં ગમે? તું પાછો વળ ગુજરાત.

કોયલ કૂજે કુંજમાં, ને રેલે પંચમ સૂર,
વાગે વન વન વાંસળી, મારું પલ પલ વીંધે ઉર.

અવળું ઓઢ્યું ઓઢણું ને મારા છૂટા ઉડે કેશ,
શું કહું નિર્દય કંથડા! મને વાગે મારગ ઠેસ.

જોબનને આ ધૂપિયે, પ્રીત જલે લોબાન,
રત આવી રળિયામણી, મારા કોણ પ્રીછે અરમાન?

સમજી જાજે સાનમાં, મન બાંધી લેજે તોલ;
હોય ઈશારા હેતના, એનાં ના કંઈ વગડે ઢોલ!

નારી ઉર આળું ઘણું, બરડ કાચની જાત,
તું જન્મ્યો નરને ખોળિયે; તને કેમ સમજાવું વાત?

બ્રહ્મા! ભારી ભૂલ કરી તેં સરજી નારી ઉર,
ઉરને દીધો નેહ ને વળી નેહને દીધો વ્રેહ!

એક શાર્દૂલ શૃંગાર–ગઝલ □ રાહી ઓધારિયા

તારી સૌરભ દૂર ક્યાંક પ્રસરી, મ્હેકી ઊઠ્યો હું અહીં,
ત્યાં તારું લયબદ્ધ નર્તન અને ઝૂમી ઊઠ્યો હું અહીં.

તારા કોમળ કંઠમાં નિવસતી ગાતી રહી કોકિલા—
ને એ ગીત તણી ગ્રહી મધુરતા ગૂંજી ઊઠ્યો હું અહીં.

તારી પાછળ આવતી ઉપવને ડોલી વસતો તણી,
ઝૂલી તું જરી આમ્રના તરુ પરે મ્હોરી ઊઠ્યો હું અહીં.

કાળો ભમ્મર કેશ-સ્પર્શ લઈને ઠંડી હવા આવતી,
હૈયે ઠંડક રેશમી અનુભવી લ્હેરી ઊઠ્યો હું અહીં.

મારી પાસ ભલે કદી ન ફરકી તોયે સદા પાસ તું,
પામીને તવ પ્રેરણા કવનમાં કોળી ઊઠ્યો હું અહીં.

વસવસો □ બળદેવભાઈ પટેલ

ણ
ંધે
અમને
તોરણે?
અમે
તો
પાનખરનાં
પીળાં
પાન.

□ ઉત્પલ ભાયાણી

અમે મળીએ છીએ ત્યારે
માત્ર વરસાદની મોસમ હોય છે
અને અમે મન મૂકીને પલળીએ છીએ.
ગ્રહો બહુ જ નબળા થઈ જશે ત્યારે
કે બિલાડી આડી ઊતરશે ત્યારે
કે ડાબી આંખ ફરકશે ત્યારે
વીજળી અમારા પર ત્રાટકશે જ.
પણ એથી પ[illegible] છે!

## વિપ્રલંભ □ પાર્થ મહાબાહુ

હું તો હીંડોળે હીંચકડા ખાઉં રે
હીંચકડા ખાઉં રે કેસરિયો વડવાયે ખાય........

હું તો સોનાને પતરે લખાઉં રે
પતરે લખાઉં રે કેસરિયો હલડે લખાય........

એક ભોળું પારેવડું હાંકતું છેલ મુજા હાંકે રે સપનાની ઝૂલ
એક પમ્મર પતંગિયુ સૂંઘતું છેલ મુજા સૂંઘે રે આકળનું ફૂલ

હું તો રેશમિયા કૂંડે રોપાઉં રે
કૂંડે રોપાઉં રે કેસરિયો વગડે રોપાય........

મેં તો પાણિયારે ઓળખ્યો મોરલો છેલ મુજા ભુઆરે નાચે રે ઢેલ
મેં તો માન્યું કે ઊગવાનો આંબલો છેલ મુજા ઊગી રે વરણાગી વેલ

હું તો ચાંદલિયે ગીતલડાં ગાઉં રે
ગીતલડાં ગાઉં રે કેસરિયો આંગણિયે ગાય........

તેં તો આઘે ઊભીને જાદુ નાખતા છેલ મુજા નાખી રે લાંબી લહ રાત
તેં તો નીંદરડી ઘેલી પંપાળતા છેલ મુજા પાડી રે હૈયામાં ભાત

હું તો કેસરિયા ભીની મૂકાઉં રે
ભીની સૂકાઉં રે કેસરિયો સોણલે મૂકાય........

## એક શેર □ નટવરલાલ વ્યાસ

અહીં તો રણવચાળે જીવવું ને, કણસવાની પણ સજા,
ને રણ વચાળે ઝાંઝવાં ઉછેરવાની પણ સજા.

## પ્રભાતિયું □ શશિશિવમ્

તિમિરની ધાર પર તરવરે તેજ ને અશ્રુમાં ઝરમરે હર્ષ ઊંડે,
નયનમાં સળવળે કીકીઓ શ્યામળી તોય ત્યાં તેજઅંબાર ઊઘડે.
અતળ જળ સાગરે ઊછળતાં ઘોર અંધારમાં તલ વિશે મોતી ઝળકે
આભના ઊંડળે શૂન્યતા સમસમે ભીતરે ઘૂઘવતો શબ્દ સળકે.
ડુંગરા અડગ અવિચલ ઊભા અંતરે ઝરણુ ઝમતાં ઝીણા નાદ ઝણકે
સકળ લીલા અકળ નીરખતાં નીતરતાં નેણ, પણ શબ્દ હોઠે ન રણકે.
અલ્પમતિ હું અહીં વિલસતા વિશ્વ વચ્ચે ઊભો ભેદનો ભેદ શમણું,
વૃક્ષના પણ શો તેજ ને તિમિરના સ્પંદ ઝીલી ઝૂલું કંઈ ન જાણું.

## ગઝલ ભીંજાય છે □ આર જે. નિમાવત

આંખ ઊઘડે ને ગઝલ રેલાય છે;
હોઠ ખોલું ત્યાં ગઝલ વેરાય છે.

છત ઉપરથી ઊતરી જ્યાં ચાંદની–
ફૂલની ઓથે ગઝલ શરમાય છે.

આભથી વરસી પડે મોસમ વગર;
ને સરોવર થઈ ગઝલ છલકાય છે.

છીપ, મોતી, માછલી દરિયો લઈ;
ફીણુ ઓવાળે ગઝલ ઠલવાય છે.

આયખું ઝાકળ બની સ્પર્શે કદી;
ફૂલની માફક ગઝલ ભીંજાય છે.

## નદી □ હિના દેસાઈ

નદી તો વહે છે
બબ્બે કાંઠાના રક્ષણ વચ્ચે
ને હું
અરક્ષિત, એકલી....

હૃદયને ફૂટશે વાચા ☐ શૈલેશ ટેવાણી

હવે
મારી કવિતાના શબ્દ
લગાવશે છલાંગ
અજાણ્યા તારા દેશને આંબવા
હું
બેસી રહીશ વિવશ
ઘાસથી આવૃત્ત પર્વતોની ટોચ પર
છવાઈ ગયેલા ધુમ્મસને જોઈને
આંખ પર ઝાકળ બાઝશે
મનને પાંખ ફૂટશે
હૃદયને ફૂટશે વાચા
શરીર થશે વજનહીન
અને
હોઠ બોલ્યા કરશે ફફડાટ વિના
ચરણને ચાલવું નહીં પડે
અને
સપનું લઈને હું તારા ખંડમાં આવી ચઢીશ
જ્યારે....
તું
ઊંઘતી હશે રેશમી હવાના આશ્લેષમાં....
ત્યારે
હળવેકથી મૂકી જઈશ બે પાંપણ વચ્ચે
આપણું સ્વપ્ન.
અને...
દૂર ટેકરી પર જોયા કરીશ.
ઝાકળ અને ટોચનું મિલન!!

## અજ્ઞાતના હસ્તાક્ષર ☐ મીના દવે

શબ્દો પર સવાર થઈને
ભટકું છું, આ
સહરાના રણમાં
તૃપ્તિનો કોઈ સંકેત નથી,
નિઃશબ્દના અમીસિંચન વિના.

કેટલાંય વણસમજ્યાં
લખાણોથી,
પાનાં ભરી દીધાં છે
પણ
કિતાબ તો રહી ગઈ છે
કોરી ને કોરી
અજ્ઞાતના હસ્તાક્ષર વિના.

## તને નીલમ લે કહું ☐ નટવર ગાંધી

તને નીલમ, લે કહું અસલ વાત, કૈં અન્યથા
ખપે ન, પ્રિય, પ્રેમની ભરતી ભવ્ય જ્યારે ચડે.

નસેનસ પળે પળે ધગધગંત જે ખાવડે
રૂધિર તણી સાખમાં જીવન જીવવું સર્વથા,

સમાજ, જનપંચ, શાસ્ત્રવચનો, કથા સૌ વૃથા.
ફગાવ તવ વસ્ત્ર ને ભીતરનાં જ ચક્ષુ વડે

નિહાળ નિજ જાત, આત્મ નિજ પામ ને ધન્ય થા
હવે ફિકર ના ભલે બધું ઉધારના ચોપડે.

નમ્યા સૂરજ સાથ સૌ દિવસ આથમ્યા, સાથમાં
ગયું જીવન તે ગયું, વિફળ વાત તેની કર્યે

વળે નહિ હવે કશું. જીવન જે રહ્યું હાથમાં
હવે જીવવું જાત સાચ અહીં આજ, તારે ખરે.

અને જીવનપંથ જો અભરખો તને સાથનો,
અહીં વિરમું તો, સહર્ષ ધરી હાથ સંગાથનો.

ગઝલ ☐ હેમંત જી. ઘોરડા

ક્ષણની વિભાવનાનું પૂર્ણ ગીત ઉદ્ભવો
ઓ તિમિર, અર્થયુક્ત સ્વૈરચિત ઉદ્ભવો

ચૂમી શકાય એવા દૃશ્યની હથેળીમાં
વ્યાખ્યા વિના અમારી હારજીત ઉદ્ભવો

સંદર્ભ જળ વિષેના મળે સૂર્યથી પછી
આકળ વિષાદને ત્યજે તે સ્મિત ઉદ્ભવો

વિસ્મય સતત ઉદાસીને વિભાજતું રહે
ત્યાં અર્થના અતિક્રમણની રીત ઉદ્ભવો

લટકાં કરી શકે જ્યાં મૌન શબ્દ ઉદ્ભવો
ફૂલો વગર સમજની પાર પ્રીત ઉદ્ભવો

☐ અનિલ કડકિયા

આયખું નાનું ને મને ઓરતા અપાર,
નાનકડી નાવ ને સામે કેવો પારાવાર
આયખું નાનું ને....

કોમળ આ કૂંપળ ને માથે આકાશ
ઝંખે સૂરજમુખી સૂરજ – સહવાસ
હું તો છું રાત અને ઝંખું સવાર
આયખું નાનું ને....

માનવની વચ્ચે હું શોધું છું માધવ
શબરી પણ ઝંખે છે પોતાનો રાઘવ
ચારે બાજુ ભીંત મારે ખોલવા છે દ્વાર
આયખું નાનું ને....

મારા શબ્દો □ ભૂપેન્દ્ર ત્રિવેદી

ઝરણું જોઈને મને થયું
આ કાંઈ નિતાંત વહેણ નથી
એ તો વહે છે
નિરંતર મારાં ભીતરમાં
ને એને હું વહાવી પણ
શકતો નથી મારાં શબ્દોમાં

અને આ શબ્દો ?
ઓહ! એ પણ કંઈ મારી
અભિવ્યક્તિ તો નથી જ.
શબ્દો....
એ તો મારાં મકાનની બહાર
ટીંગાડેલી મારાં નામની
તકતી માત્ર છે.

એ નામમાં હું નથી હોતો
હું તો હોઉં છું
મારા મકાનની અંદર.

□ જયશ્રી મર્ચંટ

ઠરી ગયેલા તડકાને અગ્નિની વેદીમાં
સ્થાપીને ફરેલા સાત ફેરા અને સપ્તપદીના
સહારે આપણે તો વિતાવી દીધું
ધોમધખતા સહરા જેવું લગ્નજીવન!
જન્માક્ષરનાં બાર ખાનાંમાં
પગથિયાની રમત રમતા ગ્રહો તો
હંમેશા હાથતાળી દઈ છટકતા રહ્યા છે.
કદાચ
જળતત્ત્વના ગ્રહો પણ
આપણા સાતમા, લગ્નજીવનના સ્થાનમાં
આવીને
સળગી તો નહીં ઊઠતા હોય?

કવિ, યુરોપ ભણી
તમારું આ દેહપ્રયાણ
શબ્દપ્રયાણ કરતાં
કેટલા દસકા પાછળ !

તમે યુરોપની કવિતામાં
ઘરના ફળિયામાં ફરતા હો તેમ ફર્યા,
ગુજરાતી કવિતાની બારીઓમાં
ખંડખંડના વાયરા વાયા

યુરોપની કાવ્યચેતના
તમારા ચિત્તમાં
કિંતુ આબોહવા તો યુરોપમાં

તમારી આ સફર
એ આબોહવાને ગટગટાવવાની
છે ઉલ્લાસયાત્રા

યુરોપની કવિતાનો ધ્વનિ
તમારા કાનમાં,
તમારો પ્રવાસ
એ ધ્વનિની ગોત્રખોજ

સકળ સંસારના શબ્દપરિવારના
કાવ્ય ચકચૂર કુટુંબીનું
ફ્રેન્ચ, ઇંગ્લિશ, જર્મન, ઇટાલિયન, ગ્રીક ઉદ્ગારો
સામૈયું કરવા થનગની રહ્યા છે.

હથોડી □ કાર્લ સેન્ડબર્ગ

(અમેરિકન)

જૂના પુરાણા દેવોને
મેં જતા જોયા છે
અને નવા દેવોને આવતા.
પ્રત્યેક દિવસે
અને વરસે વરસે
મૂર્તિઓ પડે છે
અને પ્રતિમાઓ ઊભી થાય છે.
આજે
હું હથોડીની ભક્તિ કરું છું.

અર્પણ—મારી પત્નીને □ ટી. એસ. એલિયટ □ શીરીન કુડચેડકર

(અંગ્રેજી)

આપણી જાગૃતિને સમયે જે મારી ઇન્દ્રિયોને સતેજ કરે છે,
અને આપણા નિદ્રાના વિશ્રામમાં જેના લયનું વર્ચસ્વ છે,
તે ઊછળતા આનંદ માટે હું તારો ઋણી છું.

સહવાસે શ્વાસ લેતાં આપણે એવા પ્રેમીઓ છીએ
જેમનાં શરીર એકમેકથી સુવાસિત છે,
જેમના વિચારો એક છે વાણીની જરૂર વિના,
અને વાણીનો છે એક જ લવારો અર્થની આવશ્યકતા વિના.

જે આપણો અને આપણો જ છે એ ગુલાબના બગીચાના ગુલાબોને
કોઈ રીસામણો શિયાળુ પવન થીજવશે નહિ,
કોઈ ચીડિયો વિષુવવૃત્તીય સૂર્ય કરમાવશે નહિ.

પણ આ અર્પણ બીજાઓને વાંચવા માટે છે,
આ છે ખાનગી શબ્દો તને જાહેરમાં સંબોધેલા.

## વાંસળીનો સૂર □ હીરેન ભટ્ટાચાર્ય □ ભોળાભાઈ પટેલ

(અસમિયા)

અંધારામાં જતાં જતાં
અજવાળાનો શંખનાદ
    સાંભળ્યો અકસ્માત.

વજ્જર જેવા મારા હાડમાં
અનુભવ્યો વાંસળીનો સૂર.

વાંસળી લોહીને તળિયે, હાડની અંદર
ઢંકાયેલી હતી આજ સુધી.
તેની ઉપર ઢગલો થઈ પડયાં હતાં
સમયનાં સુક્કાં પાન.

પાન હટાવી દીધાં કોણે?
કોના વારુ સિક્ત સ્નિગ્ધ હાથે?

## ગઝલ □ "નજર" □ હર્ષદ ચંદારાણા

(ઉર્દૂ)

હાથ મારો, તું જ બસ, ઓ મારી છાયા, ઝાલી લે
એક ગાળાથી મને તો સૂઝતું કૈં પણ નથી

રાતના આ શહેરમાં મેં કયા ઘરે દીધો ન સાદ?
ઊંઘના અંધા પ્રવાસીને મળ્યું કૈં પણ નથી

કે જીવનભર જિંદગીથી તો નથી મારે બન્યું
જે કરે, કરતી રહે, હું પૂછતો કૈં પણ નથી

એ હશે રોઈ પડી, કોરો જ કાગળ જોઈને
મેંય એને પત્ર છેલ્લામાં લખ્યું કૈં પણ નથી.

અમે જાણતા નથી ☐ યુજેનિયો મોન્તાલે ☐ જયા મહેતા
(ઈટાલિયન)

અમે જાણતા નથી અમારી આવતી કાલ
કેવી હશે, ઉદાસ કે ખુશમિજાજ;
કદાચ અમારો રસ્તો
દોરી જશે કોઈ વણખેડાયેલી આકસ્મિકી કેડીએ
જ્યાં સદાય જળનું જલ્પન હોય,—યૌવનનું,
કે તે હશે, કદાચ, નીચે ને નીચે ઊતરતી
અતલ ઊંડી ગર્તા,
અંધકારભરી, પરોઢની કલ્પના વિલાઈ ગયેલી:
ફરીથી અજાણ્યા પ્રદેશો
અમને કદાચ આવકારશે: અમે ગુમાવશું
સૂર્યની સ્મૃતિ, મનમાંથી
સરી જશે અમારા વંશવેલાના રણકતા ધમકાર.
અરે, જેમાં અમારી જિંદગી
વ્યક્ત થાય છે તે દન્તકથા એકાએક
પલટાશે ગમગીન અકથ્ય કથામાં,
પણ અમને આ એક વાતની ખાતરી આપો
હે પિતા, કે હંમેશને માટે અક્ષરોમાં અંકિત થયેલી
તમારી એક નાનકડી ભેટ
મે અમારી સાથે લઈ જઈએ ભ્રમરનો ગુંજારવ.
દૂર સુદૂર અમે જઈશું અને જાળવી રાખશું એક પડઘો
તમારા અવાજનો, જેમ હજી પણ
નિસ્તેજ કબ્રસ્તાનમાં, મકાનોની વચ્ચે
સૂકું ઘાસ સૂર્યને સાંભરે છે એમ.
અને અમે તમારી પાસેથી મેળવેલા
ને પરેશાની અને ચુપકીથી પોષાયેલા
આ નીરવ શબ્દો એક દિવસ
સમુદ્રનાં ખારાં પાણીના સ્વાદ સાથે
કોઈ માયાળુ હૃદય પહોંચશે.

## સાક્ષી ☐ હરિહર મિશ્ર ☐ ઈન્દ્રજિત મોગલ

(ઉડિયા)

હૃદયના ખૂણેખૂણે આંતરદૃષ્ટિ નાખ્યા પછી
હું હવે ઓચાઈ ગયેલી લાગણીના કાચના ઘરને
તોડવાના બિન્દુ પર આવી પહોંચ્યો છું
—મારો બીજો ચહેરો
દુષ્ટબુદ્ધિથી રંગાયેલો છે.
જ્યારે એ સંઘર્ષમાં થાકી જાય છે
ત્યારે હું એને અહિંસાના સ્વાદિષ્ટ કરેલા
ફળથી પોષુ છું. સવારનુ મન પોતા સાથે
સંઘર્ષમાં હોય છે
ત્યારે તે સંસારને ચીરીને
તાણકશાનું નિરસન જુએ છે,
તે કરડી કરડીને ચરે છે અને
રસ્તા પર વેરે છે બિયાં
જાણે ટોળાબંધ માથાંઓ
અથડાઈને ઊડતી ધૂળમાં
ખરેખર મને વાગે છે ચાબૂક
જ્યારે સારથિ અશ્વને ચાબૂક
ફટકારે છે
હું એને મૌનના તોછડા
ખૂંખારથી સહન કરું છું.

## આઝાદી ☐ રંગનાથન્ ☐ જયા મહેતા

(તામિલ)

અર્ધી રાતે
આપણે મેળવી હતી
આ આઝાદી.
સવાર
હજી સુધી નથી થઈ!

## અવશેષ □ માર્ક સ્ટ્રૅન્ડ

(કૅનેડિયન)

હું મારામાંથી ખાલી કરું છું બીજાઓનાં નામ, ખાલી કરું છું મારાં ગજવાં
ખાલી કરું છું મારા જોડા અને રસ્તાની બાજુએ મૂકી દઉં છું.
રાતે હું ઘડિયાળને પાછળ મૂકું છું;
હું ખોલું છું પરિવારનું આલ્બમ અને છોકરા તરીકે જોઉં છું મને.

એનો ફાયદો પણ શું? સમયે સમયનું કામ કર્યું.
હું બોલું છું મારું પોતાનું નામ. હું કરું છું અલવિદા.
શબ્દો એકમેકને અનુસરે છે—પવનની દિશામાં
હું મારી પત્નીને ચાહું છું, પણ દૂર મોકલી દઉં છું.

મારાં માબાપ ઊભાં થાય છે પોતાનાં સિંહાસનેથી
વાદળોના દૂધિયા ખંડમાં, હું કઈ રીતે ગાઈ શકું?
હું કોણ છું તે સમય કહે છે મને. હું બદલાઉં છું અને એનો એ જ રહું છું
હું મારામાંથી મારી જિંદગી ખાલી કરું છું અને મારી જિંદગી શેષ રહે છે.

અવાજો ☐ સી. પી. કાવાફી ☐ ઉદયન ઠક્કર

(ગ્રીક)

તીવ્રપણે ગમતા, કલ્પનોમાં સ્થિર કરેલા અવાજો,
મૃતાત્માઓના અથવા
આપણે મૃતાત્માઓની જેમ ગુમાવેલી વ્યક્તિઓના.

ક્યારેક સ્વપ્નમાં તેઓ આપણી સાથે વાત કરે છે;
ક્યારેક, ઊંડા વિચારમાં, મન તેમને સાંભળે છે.

અને તેમના સૂર સાથે, ક્ષણભર, પાછા વળે છે
આપણી જિંદગીની પહેલી કવિતાના સૂર—
જાણે રાત્રે શમતું જતું દૂરનું સંગીત.

વિભાવના ☐ વેન આઈ ટુ ☐ સુજાતા ગાંધી

(ચાઈનીસ)

તું સતત રહસ્ય, તું સુંદર જુઠાણું,
તું જિદ્દી પડપૂછ તું સોનેરી પ્રકાશનું કિરણ,
આત્મીયતાનો સ્પર્શ, અગ્નિની જ્યોત,
તરતું ક્રંદન, કોણ છે તું?
મને શંકા નથી; આ મારું સાચું કર્મ છે,
હું જાણું છું કે સમુદ્ર પોતાનાં મોજાં સાથે જુઠું નથી બોલતો
જો સંવાદમાં જ સંગીત હોય તો ગીતના શબ્દો વિશે મારે
ફરિયાદ કરવી જોઈએ નહીં
ઓ જુલમસિતમની સત્તા, તું મને વટાવી ગઈ છે,
તું મને વટાવી ગઈ છે, તું અનેકરંગી મેઘધનુષ્ય—
પાંચ હજાર વર્ષોની સ્મૃતિ, અવિચળ રહેજે,
હવે હું કેવળ આટલું જ પૂછું છું કે કઈ રીતે તને સજ્જડ રીતે
જકડી રાખું......
તું કેટલી જંગલી છે, કેટલી સુંદર.

☐ મીરોસ્લાફ હોલુબ ☐ માલા કાપડિયા

(ચેકોસ્લોવેકિયન)

બીજું કશું જ કરવાનું શેષ નથી રહેતું ત્યારે પણ કવિતા ઉદ્ભવે છે. અવ્યવસ્થા વધુ સમય જિરવાતી નથી, ત્યારે કવિતા એ વ્યવસ્થા સર્જવાનો અંતિમ પ્રયત્ન છે.

સ્વાતંત્ર્ય, વિટામિન સી, પ્રત્યાયન, કાયદો અને હાયપરટેન્શન થેરપી જીવન માટે જેમ ખાસ જરૂરી છે, તેમ અગત્યના છે કવિતાના સ્રષ્ટાઓ પણ.

જોકે કલાકાર બનવું એટલે નિષ્ફળતા, અને કલા એટલે નિષ્ફળતા પ્રત્યે નિષ્ઠા. સેમ્યુઅલ બેકેટ કહે છે તેમ—

કવિતા, એ માનવપ્રવૃત્તિનો અંત નથી, પરન્તુ એનું આદિ સ્તોત્ર છે.

☐ ફ્રાઉ આવા ☐ ભાનુ શાહ
(જર્મન)

હું તારી છું
તું મારો છે
આ વિષે આપણે નિશ્ચિત છીએ.
તું વસ્યો છે
મારા હૃદયમાં,
નાનકડી ચાવી
ગુમાઈ ગઈ છે
તારે ત્યાં રહેવું જ પડશે
સદાને માટે.

☐ મારીશીકો ☐ કલ્લોલિની હઝરત
(જાપાનીઝ)

હું મારા ટેબલ પાસે બેસું છું.
હું તને લખું પણ શું?
પ્રેમથી ઘવાયેલ હું
ઝંખું છું તને સદેહે જોવા
માત્ર આટલું જ લખી શકું:
"હું તને પ્રેમ કરું છું, હું તને પ્રેમ કરું છું, હું તને પ્રેમ કરું છું."
પ્રેમ મારા હૃદયને આરપાર વીંધે છે
અને મારા હૈવતને છિન્નભિન્ન કરે છે.
ઝુરાપાનો ઝાટકો મને ગૂંગળાવે છે
અને તે ક્યારેય અટકશે નહીં.

ઉપહાર ☐ ચેઝલાફ મિલોફ ☐ હરીન્દ્ર દવે
(પોલિશ)

દિવસ ખૂબ સુખી હતો.
ધુમ્મસ વહેલું ઊંચકાયું, મેં બગીચામાં કામ કર્યું.
પંખીઓ ફૂલ પર આવીને અટકતાં હતાં.
દુનિયામાં પરિગ્રહ કરવાનું મન થાય એવું કશું જ ન હતું.
જેની ઇર્ષ્યા કરવાનું મન થાય એવું કોઈ ન હતું.
મેં જે કંઈ અનિષ્ટ સહન કર્યું એ વિસરાઈ ગયું હતું.
એક વાર હું એનો એ માણસ હતો એ વાતથી હું
અકળાતો ન હતો.
મારા દેહમાં મને કોઈ વેદના ન હતી,
ટટ્ટાર થયો અને મેં જોયા નીલ સાગર અને સઢ

મદમાતી રાત મિજબાની મનાવી રહી છે.
તારાઓ તો ચોખાના દાણા, રાત એની ખીર બનાવી રહી છે
અને છાનું છાનું હસી રહી છે.

રાત ચન્દ્રનો જામ લાવી છે,
આકાશને ચાંદની ચડી છે.
પૃથ્વીનું હૃદય જોરથી ધડકે છે,
ડાળ ડાળ પર ફૂલો મહેમાન બનીને ટોળે વળ્યાં છે

હવે શું થશે?
તકદીરને પૂછવા જેટલો વખત નથી મારી પાસે.

મારા જીવનના કોરા કાગળ પર
તારા પ્રેમના હસ્તાક્ષર થઈ ચૂકયા છે,
હવે એ કાગળ તારી મિલકત છે.

નસીબે એક નઝમ રચી છે,
આજ રાતે કદાચ એ ગવાશે.

ઇચ્છાઓનાં ફળ જેની પર ઊગે છે
એ કલ્પવૃક્ષની નીચે તો કોણ બેસી શકે?
એ ફળ ચાખવાની હિંમત કદાચ મારામાં છે.

હા, મેં પવનને ઊંડા નિઃસાસા નાખતો સાંભળ્યો છે,
પણ મારે જવું રહ્યું,
તકદીર મને મિજબાનીમાં તેડી જાય છે.

વેદનાનો મર્મર ☐ ઝુલ સુપરવિલે ☐ ઉત્પલ ભાયાણી

(ફ્રેન્ચ)

વિસ્મિત ન થાઓ; બંધ કરી દો પોપચાં જ્યાં સુધી
તે નક્કર પાષાણ બને.

હૃદયને એકલું રહેવા દો, ભલે તે અટકી પડે.
પોતાના, કેવળ પોતાના કાજે તે અટૂલું એકલું ધબકી રહ્યું છે,
તેના અગોચર દ્વાર પર.

હાથ લંબાઈ જશે તેનાં ઠંડાગાર વલખામાં
અને લલાટ અનાવૃત્ત થશે જાણે બે સૈન્યો વચ્ચેનું
મહાન રિક્ત ચોગાન


## 'કવિતા' અંક ૧૦૦

'કવિતા'-૫૦ થી ૯૯ માંથી ઉત્તમ કાવ્યો
થોડાક અનુવાદ, સંકલન વિભાગમાંથી કાવ્યો
ગુજરાતીમાંથી સંસ્કૃત / અંગ્રેજીમાં અનુવાદ
હસ્તાક્ષરમાં કાવ્યો / અંગ્રેજી કાવ્યોમાંથી એક કૃતિ.

ઉત્તરાધિકાર □ સુનીલ ગંગોપાધ્યાય □ નલિની માડગાંવકર
(બંગાળી)

નવકિશોર, તને આપ્યું પૃથ્વી પરનું વાદળઘેર્યું આકાશ
તને આપ્યું બટન વગરનું ફાટેલું શર્ટ અને
ફેફસે ફસાયેલું હાસ્ય
ભરબપોરે ખુલ્લા પગની રખડપટ્ટી, રાતે મેદાનમાં
ચત્તાપાટ થઈને સુવાનું
આ બધું હવે તારું જ છે, તારા હાથમાં ભરી લે
મારા સમયનું પૂર્ણવિરામ

દુઃખ વિનાનું મારું દુઃખ, ક્રોધ, કંપ
નવકિશોર, તને આપ્યાં મારાં જે કંઈ હતાં તે આભૂષણ.
બળતે હૈયે કૉફીનો ઘૂંટડો, સિગારેટની ચોરી, બારી પાસેથી
વારંવાર યુવતી તરફ કરેલી ભૂલ
કઠોર વાણી, કવિતા પાસેની ઘૂંટણિયા બેઠક, છરીની ચમકથી
રીસમાં માણસ અથવા માણસ જેવું બીજું જે કંઈ છે
તેની છાતી ચીરી જોવાનું.
આત્મહત્યા, શહેરની પીઠને ઉલટાસુલટી કરનારા
અહંકારનાં આવેગી પગલાં
એકાદી નદી, બેત્રણ પ્રદેશ, કેટલીક નારી—
આ બધા મારા જૂના વાઘા, બહુ વહાલા હતા, હવે
શરીર પર બહુ તંગ લાગે છે, સારા નથી લાગતા
તને આપ્યા નવકિશોર, મન થાય તો પહેરી લે
અથવા તિરસ્કારથી દૂર ફેંકી દે, તને જેમ ગમે તેમ.
હું તારી વયનો હતો ત્યારનું મારું બધું
તને આપવાની મને ખૂબ ઇચ્છા થાય છે.

નક્ષત્રગીત □ જી. શંકર કુરૂપ □ જયા મહેતા
(મલયાલમ)

સ્નેહથી આર્દ્ર થઈને બળતા મારા જીવનદીપમાં
દુ:ખની જ્વાલા પ્રજ્વલિત થઈ જાય !
તો પણ હું દીર્ઘ શ્વાસોની ધૂમરેખાઓથી
દેવોના માર્ગ આકાશને મલિન નહીં કરું.
હું મારા આત્મામાં વ્યાપ્ત થવાની છે તે ગરમીને
જીવનના અંત સુધી કોઈની સાથે વહેંચી નહીં લઉં,
ભલે હું એમાં દગ્ધ થઈ જાઉં ॥ ૧ ॥

હું મારી જ ચિંતામાં છું;
તો પણ પથિક એમાં
કોઈ સ્મિતની ઝલક જોઈ લે છે. ॥ ૨ ॥

શક્ય છે કે આકાશની અસીમતામાં બેહોશ થઈને
હું પડી જાઉં, ભસ્મ થઈ જાઉં,
અને કાળ મને ક્ષુદ્રને ભૂલી જાય,
તો પણ સાચું તો એ છે કે જ્યારે જીવન
મારે માટે એક ભાર હતું ત્યારે
મેં એ પ્રકાશથી ભૂમિને ધવલ કરી દીધી ॥ ૩ ॥

□ જયવંતી દવે
(પ્રાકૃત)
પ્રિયતમાના હોઠે ઉઝરડો જોઇને
કોને રોષ ન ચડે ?
ભમરાવાળું કમળ સૂંઘતી અળવીતરી સખી !
હવે હાથનાં કર્યાં ભોગવ !

## પ્રશ્ન ☐ મંગેશ પાડગાંવકર

(મરાઠી)

શિયાળાની ઠંડી ઉદાસ સાંજે
સૂર્ય પાણીમાં બૂડતો હોય ત્યારે
મેં જોઈ બાગના બાંકડા ઉપર
એકલી બેઠેલી એક બાઇ રડતી....
માણસો આટલા એકાકી કેમ રડે છે?

## દરિયાનું ગુલાબ ☐ ખિમિનેઝ

(સ્પેનિશ)

ચંદ્રીએ દરિયામાંથી દરિયો લઈ લીધો છે અને
એ પાછો દરિયાને સોંપી દીધો છે. પોતાના વિરલ સૌંદર્યથી
અને પોતાની શાંત અને કુંવારી શરણાગતિથી એ
સત્યને પ્રગટ કરે છે સત્ય ન હોય એમ,
અને જે એ નથી એમાંથી એ
અખિલ અને સનાતન સત્યને બહેલાવે છે.

હા.

દિવ્ય સરળતા:

જે જાણીતું છે એને પરાજિત કરવું અને
જૂના અને ઘસાઈ ગયેલા સત્યને નવા ચૈતન્યથી સભર કરવું.
ગુલાબ જે અણુદીઠું છે જે સ્વયં ગુલાબમાંથી
ગુલાબ લઈ લે છે, પણ
ગુલાબને ગુલાબ પાછું આપે છે.

## સ્મિત ☐ યેવટુશેન્કો ☐ અનુ વસાણી

(રશિયન)

એક જમાનો હતો જ્યારે તારી કને અઢળક સ્મિત હતાં.
વિસ્મયનાં, રોમાંચનાં નટખટ લુચ્ચાઈનાં,
ક્યારેક સહેજ ગમગીન, પણ એ બધાંએ હતાં તો સ્મિત જ.

પણ હવે તો ક્યાંય કરતાં ક્યાંય રહી નથી એકાદી સ્મિતની લકીર.
મારે હવે એવું ખેતર શોધવું પડશે જ્યાં હજારો સ્મિત ઊગતાં હોય
અને હું લઈ આવીશ તારા માટે ખોબો ભરીને રળિયામણાં સ્મિત
પણ તું મને કહેશે કે તું બીજાનાં અને મારા પોતાના સ્મિતથી
એટલી તોબા પોકારી ગઈ છે

કે હવે તને કોઈ પણ સ્મિતનો ખપ નથી.
હું પોતે પણ થાકયોપાકયો છું બીજાઓના સ્મિતથી,
હું પોતે પણ કંટાળ્યો છું મારા પોતાના સ્મિતથી,
મારી કને છે કેટલાંયે બખ્તરિયાં સ્મિત
જે મને વધુ ને વધુ સ્મિતશૂન્ય બનાવતાં જાય છે
પણ હકીકતમાં મારી પાસે સ્મિત જેવું કશું રહ્યું જ નથી.
તું જ છે મારા જીવનમાં છેવટનું સ્મિત,
એવું સ્મિત કે જેના ચહેરા પર સ્મિતનું નામોનિશાન નથી રહ્યું.

## સ્પર્શ ☐ ઑકતાવિયો પાઝ ☐ કિશોર શાહ

(મેક્સિકન)

મારા હાથ
તારા અસ્તિત્વના પડદા ઉઘાડે છે
અને એ પછીની નગ્નતા તને ઓઢાડે છે
તારા શરીરનાં શરીરોને ઉઘાડે છે
મારા હાથ
તલાશે છે બીજું જ શરીર તારા શરીર માટે.

એક સ્તબ્ધ ચિત્ર ☐ હરિવલ્લભ ભાયાણી

(સંસ્કૃત)

પૂર્વ–અભિમુખ બેસાડી
નવવધૂ ઉમાને
સૌ શણગાર સજવવા બેઠી લલનાઓ —
ને આભરણો ઘડીએક રહ્યાં હાથે લટકી:
નીરખી રહી નિરવદ્ય રૂપશ્રી,

('કુમારસંભવે' ૭–૧૩)

વસંત આવ્યો તો છે ☐ અજ્ઞેય ☐ શકુંતલા મહેતા

(હિંદી)

ઋતુરાજ વસંત આવ્યો તો છે
પણ બહુ ધીમે દબાયેલા પગલે
આ શહેરમાં
આપણે તો તેનો પરિચય ગુમાવી દીધો છે
તેણે આપણને ચોંકાવ્યા પણ નહીં
પણ ઘાટના દુઃખી કઠોર ઢોળાવ પર
કેટલીક સૂકી નામહીન વેલ
જેમને તે ભૂલ્યો નહીં
બધી એકાએક એક જ લહેરમાં
હરીભરી ઝૂમી ઊઠી
સ્વયંવરા વધૂઓ શી!
વર તો નીરવ રહ્યો
વધૂઓની સખીઓ
ગાઈ ઊઠી.

## To Artificial Flowers □ Prahlad Parekh

You command colours
As also the varied forms,
You have before you the speck of joy endowed by the artist
And have a life-span longer than the flowers in a garden.

My heart for a moment rejoices
And even enjoins a word of praise
When it sees you deployed
In decorating a home or a hair-bun.

But, have you ever
Experienced or enjoyed
The grandeur of the rising sun or the moon on the horizon
Or the scintillating touch of a spring-time breeze?

Do not feel I'm denigrating
I'm merely interrogating —
Whether in the depths of your heart you have ever reckoned:
'Having given forth our entire best, let's do melt away at the day's end'.

(Translated from Gujarati...by Jag dish Joshi)

## એક સુંવાળી નદી [ ] સુરેશ દલાલ

સદી સદીથી વહી રહી છે
એક સુંવાળી નદી
એક હૂંફાળી નદી.

નરસૈંયાનાં વેણુ વ્હેણમાં વહ્યા કરે
મીરાંબાઇનાં નેણ ઝરમર ઝર્યાં કરે
રસિકવલ્લભ દયારામની તરી રહી ગરબી.

પ્રેમાનંદનાં આખ્યાનો ને અખાની ધખતી વાણી
દલપત-નર્મદ અર્વાચીનની ક્ષિતિજ ઉઘાડે શાણી
કાન્ત, કલાપી, ઠાકોરની તો વાત નિરાળી, નરવી

ન્હાનાલાલની નૌકા કેવી લાડકોડથી તરે
ધ્વનિ અને છંદોલયના અહીં ટહુકાઓ તરવરે
ખડિંગ દઈને બરફનાં પંખી ઊડતાં કદી કદી.

સિંજારવ ને પરિક્રમા ને બારીબહારનો પંથ
વિના ભોમિયા વસુધા કેરી યાત્રા અહીં અનંત
લયને રસ્તે પ્રિયકાન્ત ને મણિલાલ, રાવજી.

હિસ્ટ્યસનું હલ્લેસું ને બૂમ કાગળમાં કોરા
એક પલકમાં તૂટી ગયા અહીં તર્ક તણા કૈં દોરા
ફૂટપટ્ટીથી મપાય નહીં કદી દરિયાની ભરતી.

મેઘાણીના યુગમેઘમાં ચમકે વીજળી સૂર
સ્વપ્નપ્રયાણે પશ્ચિમઃ કોડિયાં નહીં રવિથી દૂર
સતત, અચાનક, મૌન, આગમન, અટકળ કરો હજી.

Poetry is a heavenly crime

તંત્રી : સુરેશ દલાલ

સળંગ અંક : ૧૦૦

વર્ષ ૧૭ : અંક ૪ : એપ્રિલ, ૧૯૮૪

મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વિમાસિક)

અનુવાદ



---


સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઈનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફૂલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક-મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૩૦ રૂપિયા, પરદેશમાં ૫૦ રૂપિયા. આ અંકના છૂટક ૧૫ રૂપિયા. બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતિ છે. પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ ૬૨, મુંબઈ ૧. સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ પ્રેસ, મુંબઈ ૧.




કવિતા ૨૭૨૦૩

ધી રજિસ્ટ્રેશન ઓફ ન્યુઝ પેપર્સ (સેન્ટ્રલ)
રૂલ ૧૯૫૬ અન્વયે 'કવિતા' પત્ર અંગેની માહિતી

ફોર્મ નં. ૪ (જુઓ રૂલ નં. ૮)

| | | |
|---|---|---|
| ૧. પ્રકાશનનું સ્થળ | : | સ્ટેટસ પીપલ પ્રેસ, જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ–૧. |
| ૨. તેના પ્રકાશનની સામયિકતા | : | દ્વૈમાસિક |
| ૩. મુદ્રકનું નામ | : | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| સરનામું | : | ડી–૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ, (વેસ્ટ) મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૪. પ્રકાશકનું નામ | : | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ |
| રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| સરનામું | : | ડી–૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (વેસ્ટ), મુંબઈ-૪૦૦ ૦૬૪. |
| ૫. તંત્રીનું નામ | : | ડૉ. સુરેશ દલાલ |
| રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| સરનામું | : | ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઈ–૪૦૦ ૦૦૫. |
| ૬. જે વ્યકિતઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમનાં નામ તથા સરનામાં | : | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બોમ્બે પબ્લીક ટ્રસ્ટ એકટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, મુંબઈ–૪૦૦ ૦૦૧. |

હું, ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦–૪–૧૯૮૪.

ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ
પ્રકાશકની સહી

